દાદા ભગવાન પ્રરૂપિત

સ્વરૂપજ્ઞાન સાક્ષાત્કાર પામેલા
અક્રમ માર્ગના મહાત્માઓ માટે
કેવળજ્ઞાનની શ્રેણીઓ ચઢાવતો ગ્રંથ

# આપ્તવાણી

## શ્રેણી - ૧૩

## (પૂર્વાર્ધ)

સંપાદક : ડૉ. નીરુબેન અમીન

પ્રકાશક : શ્રી અજિત સી. પટેલ
દાદા ભગવાન આરાધના ટ્રસ્ટ
દાદા દર્શન, ૫, મમતાપાર્ક સોસાયટી,
નવગુજરાત કોલેજ પાછળ, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪, ગુજરાત.
ફોન : (૦૭૯) ૩૯૮૩૦૧૦૦



| | | | |
|---|---|---|---|
| પ્રથમ આવૃત્તિ | : | ૫૦૦૦, | જુલાઈ ૨૦૦૨ |
| દ્વિતીય આવૃત્તિ | : | ૨૦૦૦, | સપ્ટેમ્બર ૨૦૦૭ |
| તૃતીય આવૃત્તિ | : | ૨૦૦૦, | નવેમ્બર ૨૦૦૯ |
| ચતૃર્થ આવૃત્તિ | : | ૨૦૦૦, | સપ્ટેમ્બર ૨૦૧૨ |

ભાવ મૂલ્ય : 'પરમ વિનય' અને
'હું કંઈ જ જાણતો નથી', એ ભાવ !

દ્રવ્ય મૂલ્ય : ૧૦૦ રૂપિયા

મુદ્રક : અંબા ઓફસેટ
પાર્શ્વનાથ ચેમ્બર્સના બેઝમેન્ટમાં,
નવી રિઝર્વ બેંક પાસે, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪.
ફોન : (૦૭૯) ૨૭૫૪૨૯૬૪

# સમર્પણ

અનંત કાળથી ઝંખતો 'હું' આતમનો ઉજાસ;
'હું'ની શોધ ન ફળી, તેથી રહ્યો ઉદાસ !

મૂળ દ્રષ્ટિ ખુલી, ઝળહળતું દીઠું 'સ્વ' સ્વરૂપ;
'દ્રવ્યકર્મ'નાં ચશ્મા ભેદ્યા, ઊડ્યું 'ભાવકર્મ'નું મૂળ !

'નોકર્મ'માં પ્રકૃતિ પિછાણી, પામ્યો પ્રકૃતિ પાર;
પુરુષાર્થમાં પ્રજ્ઞા પામી, દૂર થયો અંધકાર !

'એક પુદ્ગલ' જોયું નિજનું, દીઠી દશા 'વીર' !
'જ્ઞાયક' સ્વભાવ રમણતા, 'સહજ' આત્મા ને શરીર !

'પ્રકૃતિ' નિહાળી રહ્યો ને થયો અંતે પરમાત્મા !
'જ્ઞાતા'નો 'જ્ઞાતા' સદા, તે કેવળ જ્ઞાનસ્વરૂપાત્મા !

અહો અહો દાદે દીધું, ગજબ અક્રમ વિજ્ઞાન !
ન કોઈ શાસ્ત્રે કે જ્ઞાનીએ, અગોપ્યું આવું વિજ્ઞાન !

યુગો યુગો સુધી મહેંકશે, દાદો અધ્યાત્મ ક્ષેત્રે !
ન ભૂતો ન ભવિષ્યતિ, ન પડશે કોઈ નેત્રે !

શું કહું તેં જે દીધું મને, શબ્દો લજાઈ મરે !
મુજ અહો અહો ભાવ વાંચ, હે અંતર્યામી અરે !

તું જે કાજે ઝઝૂમ્યો, અંતિમ શ્વાસ લગી જીવન !
તે કાજે આપ્તવાણી તેર, જગ ચરણે સમર્પણ !

❀ ❀ ❀

# ત્રિમંત્ર






નમો અરિહંતાણં
નમો સિદ્ધાણં
નમો આયરિયાણં
નમો ઉવજ્ઝાયાણં
નમો લોએ સવ્વસાહૂણં
એસો પંચ નમુક્કારો;
સવ્વ પાવપ્પણાસણો
મંગલાણં ચ સવ્વેસિં;
પઢમં હવઈ મંગલં ૧
ૐ નમો ભગવતે વાસુદેવાય ૨
ૐ નમઃ શિવાય ૩
જય સચ્ચિદાનંદ





## 'દાદા ભગવાન' કોણ ?

જૂન ૧૯૫૮ની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતાં સુરતનાં સ્ટેશન પર બેઠેલા એ.એમ.પટેલ રૂપી દેહમંદિરમાં 'દાદા ભગવાન' સંપૂર્ણપણે પ્રગટ થયા અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્ભૂત આશ્ચર્ય ! એક કલાકમાં એમને વિશ્વદર્શન લાધ્યું ! 'આપણે કોણ ? ભગવાન કોણ ? જગત કોણ ચલાવે છે ? કર્મ શું ? મુક્તિ શું ?' ઈ. જગતનાં તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા.

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, અન્યને પણ પ્રાપ્તિ કરાવી આપતાં, એમના અદ્ભૂત જ્ઞાનપ્રયોગથી ! એને અક્રમ માર્ગ કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું. અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ ! શોર્ટકટ !

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને 'દાદા ભગવાન કોણ ?'નો ફોડ પાડતા કહેતાં કે, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય, અમે તો જ્ઞાની પુરુષ છીએ અને મહીં પ્રગટ થયેલા છે તે દાદા ભગવાન છે, જે ચૌદલોકના નાથ છે, એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં' સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે. હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.''

## આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી)ને ૧૯૫૮માં આત્મજ્ઞાન પ્રગટ થયું. ત્યાર પછી ૧૯૬૨ થી ૧૯૮૮ સુધી દેશ-વિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતાં હતાં.

દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ આત્મજ્ઞાની પૂજ્ય ડૉ. નીરુબેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ પૂજ્ય નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા.

આત્મજ્ઞાની પૂજ્ય દીપકભાઈ દેસાઈને પણ દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. વર્તમાનમાં પૂજ્ય નીરુમાના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશમાં આત્મજ્ઞાન નિમિત્ત ભાવે કરાવી રહ્યા છે.

આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને સર્વ જવાબદારીઓ પૂરી કરતાં પણ મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

# સંપાદકીય

આત્મા સંબંધી આત્માર્થીઓએ અનેક વાર અનેક વાતો સાંભળી હશે, વાંચી પણ હશે. પણ એની અનુભૂતિ એ એક ગુહ્યતમ વસ્તુ છે ! આત્માનુભૂતિની સાથે સાથે પૂર્ણાહુતિ પામવા માટે અનેક વસ્તુઓ જાણવાની જરૂર હોય છે, જેમ કે પ્રકૃતિનું સાયન્સ, પુદ્ગલને જોવા-જાણવાનું, કર્મોનું વિજ્ઞાન, પ્રજ્ઞાનું કાર્ય, રાગ-દ્વેષ, કષાયો, આત્માની નિરાલંબ દશા, કેવળ જ્ઞાનની દશા તેમજ આત્મા અને આ સ્થૂળ શરીર, સૂક્ષ્મ શરીર અને કારણ શરીરના તમામ રહસ્યોના ઉકેલ, જે મૂળ દશા સુધી પહોંચવા માઈલ સ્ટોન રૂપે કામ લાગે છે. આ જ્યાં સુધી સંપૂર્ણપણે, સર્વાંગપણે દૃષ્ટિમાં, અનુભવમાં ન આવે ત્યાં સુધી આત્મવિજ્ઞાનની પૂર્ણાહૂતિ પમાતી નથી. અને આ તમામ રહસ્યોનો ફોડ સંપૂર્ણ અનુભવી આત્મવિજ્ઞાની સિવાય કોણ પાડી શકે ?

પૂર્વેના જ્ઞાનીઓ જે કહી ગયા તે શબ્દોમાં રહ્યું, શાસ્ત્રોમાં રહ્યું અને તેમના દેશ-કાળને આધીન કહ્યું હોય, જે આજના દેશ-કાળને આધીન ઘણું ઘણું સમજવામાં ને અનુભવવામાં ફીટ થતું ના હોય. તેથી કુદરતના અદ્ભૂત નજરાણા સ્વરૂપે આ કાળમાં આત્મવિજ્ઞાની અક્રમજ્ઞાની પરમ પૂજ્ય દાદાશ્રીની મહીં પૂર્ણપણે પ્રગટેલા 'દાદા ભગવાન'ને સ્પર્શીને પૂર્ણ અનુભવસિદ્ધ વાણીનો લ્હાવો આપણને સહુને મળ્યો છે.

પરમ પૂજ્ય દાદાશ્રીએ ક્યારેય હાથમાં કલમ લીધી નથી. માત્ર એમના મુખારવિંદમાંથી, એમના મતે ટેપરેકર્ડમાંથી માલિકી વિનાની સ્યાદ્વાદ વાણી દેશના સ્વરૂપે નિમિત્ત મળતાં જ સરવા માંડતી ! એને ઓડિયો કેસેટોમાં ઉતારી, સંકલનો કરીને સુજ્ઞ સાધકોને પહોચાડવા પ્રયાસો

થયા છે. એમાંથી આપ્તવાણીઓનો અણમોલ ગ્રંથ સંગ્રહ પ્રકાશિત થયો છે. આપ્તવાણીના ૧૨ ગ્રંથો પ્રકાશિત થઈ ચૂકયા છે અને અત્રે ૧૩મો ગ્રંથ પ્રકાશિત થાય છે, જે પૂર્વાર્ધ ને ઉત્તરાર્ધમાં વિભાજિત કરાયો છે.

દાદાશ્રીની સહજપણે નિમિત્તાધીન વાણી સરવાતી. પ્રત્યક્ષમાં સહુ કોઈને યથાર્થ સમજાઈ જાય પણ પાછળથી તેને ગ્રંથમાં સંકલિત કરવી કઠિન બને છે ને તેથી પણ વિશેષ કઠિન બને છે સુજ્ઞ વાચકોને યથાર્થ સમજવાનું ! કેટલીકવાર અર્થાંતર થઈ જવાથી દિશાચૂક થઈ જવાય અગર તો દિશામૂઢ થઈ જવાય. દા.ત. શાસ્ત્રમાં વાંચ્યું, ''જા, તારી મમ્મીને બોલાવી લાવ.'' હવે અહીંયા કોણ કોની મમ્મીને માટે કહે છે તે રેફરન્સ (સંદર્ભ) વાચકે જાતે સમજવાનો છે. એમાં પોતાની પત્નીને બોલાવાનું પણ હોઈ શકે કે બીજાની પત્નીને પણ ! જો સમજ ફેર થાય તો ?!!!

આમ આત્મતત્ત્વ કે વિશ્વના સનાતન તત્ત્વો અવર્ણનીય-અવક્તવ્ય છે. જ્ઞાની પુરુષ દાદાશ્રી ઘણી ઘણી ઊંચાઈએથી નીચે ઉતરીને એને શબ્દમાં લાવીને આપણને સમજાવે છે. જે 'દૃષ્ટિ'ની વાત છે તે 'દૃષ્ટિ'થી જ પમાય, નહીં કે શબ્દથી. 'મૂળ દૃષ્ટિ' જે આત્મસન્મુખતાને પામવાની વાત છે તે શબ્દમાં શી રીતે ઉતરે ? એ તો પરમ પૂજ્ય દાદાશ્રીનું અક્રમ જ્ઞાન જે જે મહા મહા પુણ્યાત્માઓ પામ્યા, તેને પ્રજ્ઞા જાગ્રત હોવાને કારણે વાંચતા જ સમજાઈ જાય. છતાં કેટલીક ગુહ્ય વાતો સમકિતી મહાત્માઓને પણ ઉપરથી જતી રહે તેમ છે. અગર તો ક્યાંક વિરોધાભાસ ભાસે. હકીકતમાં જ્ઞાનીનો એક શબ્દ ક્યારેય વિરોધાભાસી ના હોય. તેથી તેને ઉવેખતા નહીં. તેના ઉકેલ માટે તેઓએ ઓથોરાઈઝડ પર્સન (અધિકારી) પાસેથી ફોડ મેળવી લેવા જેવો છે. અગર તો પેન્ડીંગ રાખો, જ્યારે પોતે એ શ્રેણી ચઢશે ત્યારે આપોઆપ સમજાઈ જશે !

દા. ત. રેલ્વે સ્ટેશન કે રેલ્વે પ્લેટફોર્મ બે શબ્દ જુદી જુદી જગ્યાએ વાપર્યા હોય. અજાણ્યાને ગૂંચવાડો થાય ને જાણીતો સમજી જાય કે એક જ વસ્તુ છે ! ઘણી વાર પ્લેટફોર્મની વાત દાદાશ્રી કરતાં હોય તો વર્ણન શરૂઆતનું જુદું હોય, વચ્ચેનું જુદું ને છેક છેવાડેનું જુદું હોય. તેથી ભાસિત વિરોધાભાસ ઉત્પન્ન થાય. હકીકતમાં એક જ વસ્તુનું વર્ણન છે, જુદા જુદા સ્ટેજનું !

અત્રે દાદાશ્રીની વાણી જુદા જુદા નિમિત્તાધીન, જુદા જુદા ક્ષેત્ર, કાળ ને દરેકના જુદાં જુદાં ભાવના આધીન નીકળેલી છે. તેનું સંકલન થયું છે. પ્રકૃતિની એકથી સો સુધીની વાતો નીકળી છે. પણ નિમિત્ત બદલાવાથી થોડુંક વાચકને સમજવામાં અઘરું પડે. ક્યારેક પ્રશ્નો પુનઃ પુનઃ પૂછાયા લાગે પણ પૂછનાર જુદી જુદી વ્યક્તિ છે, જ્યારે ફોડ પાડનાર એકમેવ પરમ જ્ઞાની દાદાશ્રી જ છે. અને આપ્તવાણી વાંચનાર પ્રત્યેક વખતે વાચક તો એક જ વ્યક્તિ છે, જેને સમગ્ર બોધ ગ્રહણ કરવાનો છે. અને પરમ પૂજ્ય દાદાશ્રીનો એક વ્યક્તિ જોડે વાર્તાલાપ થઈ રહ્યો હોય તેવો સૂક્ષ્મતાએ સંકલનનો પ્રયાસ થયો છે. હા, પ્રશ્નોતરી રૂપી વાણીમાં ફોડ દરેકના જુદાં જુદાં લાગે, પણ તે વધુ ને વધુ ઊંડાણના પગથિયે લઈ જનારા હોય ! જે ઊંડાણથી સ્ટડી કરનારાને સમજાશે.

આમ બધું કરવા છતાં ય મૂળ આશયે આશયનું પકડાવું એ તો દુર્લભ, દુર્લભ દુર્લભ જ લાગે !

પરમ પૂજ્ય દાદાશ્રીની વાણીની સરવાણીમાં એક જ વસ્તુ માટે જુદા જુદા શબ્દો નીકળ્યા હોય જેમ કે, પ્રકૃતિ, પુદ્‌ગલ, અહંકાર. વિ. વિ. તો વળી કોઈ જગ્યાએ એક જ શબ્દ જુદી જુદી વસ્તુ માટે વપરાયો હોય. દા.ત. 'હું' અહંકાર માટે વપરાયો હોય છે તો 'હું' આત્મા માટે પણ વપરાયો છે. (હું, બાવો ને મંગળદાસમાં). મહાત્માએ એને યોગ્ય સમજણે લેવું ઘટે. સિદ્ધાંતિક સમજના વિશેષ ફોડ પાડવા મેટરમાં કયાંક કયાંક કૌંસમાં જરૂરિયાત સંપાદકીય નોંધ મુકી છે જે વાચકને સમજવા મદદરૂપ થશે.

પ્રસ્તુત ગ્રંથના પૂર્વાર્ધમાં દ્રવ્યકર્મના આઠેય પ્રકારને વિગતવાર સમજાવ્યા છે. શાસ્ત્રમાં તો અનેકગણા લંબાણથી મૂકાયું છે. જે સાધકને ગૂંચવાડામાં મૂકી દે. પરમ પૂજ્ય દાદાશ્રીએ આત્માર્થીને મોક્ષમાર્ગમાં ખપ પૂરતું જ જે આવશ્યક છે. તેટલાને વિશેષ મહત્વ આપી ખૂબ જ સરળ ભાષામાં સમજાવી ક્રિયાકારી કરી આપ્યું છે.

દાદાશ્રીએ કેટલીક જગ્યાએ આત્માને જ્ઞાતા-દ્રષ્ટા કહ્યો છે. તો કેટલીક જગ્યાએ પ્રજ્ઞાને. યથાર્થતાએ તો જ્યાં સુધી કેવળજ્ઞાન નથી થયું. ત્યાં સુધી આત્માની રિપ્રેઝન્ટેટીવ તરીકે પ્રજ્ઞા જ જ્ઞાતા-દ્રષ્ટા હોય છે અને અંતે કેવળજ્ઞાન થયા પછી તો આત્મા સ્વયં આખા બ્રહ્માંડના પ્રત્યેક જ્ઞેયનો પ્રકાશક બને છે !

કેટલીક વાતો દા.ત. પ્રજ્ઞાની વાત વારેવારે આવે, ત્યારે તે પુનરુક્તિ જેવું ભાસે, પણ તેમ નથી હોતું. વધુ સૂક્ષ્મતાએ ફોડ હોય છે પ્રત્યેક વખતે. જેમ શરીર શાસ્ત્ર (એનોટોમી) છટ્ઠા ધોરણમાં આવે, દસમામાં, બારમામાં આવે કે મેડીકલમાં પણ આવે. વિષય અને તેની બેઝીક વાત બધામાં હોય પણ સૂક્ષ્મતા દરેક જુદી જુદી હોય.

જ્યારે મૂળ સિધ્ધાંત અનુભવ ગોચર બને છે ત્યારે વાણી કે શબ્દની ભિન્નતા તેને ક્યાંય નડતી નથી. સર્કલના સેન્ટરમાં આવેલાને કોઈની સાથે કોઈ મતભેદ થતો નથી. અને એને તો બધું જ જેમ છે તેમ દેખાય છે, માટે ત્યાં જુદાઈ પડતી જ નથી.

ઘણી વાર સંપૂજ્ય દાદાશ્રીની અતિ અતિ ગહન વાતો વાંચી મહાત્મા કે મુમુક્ષુ જરા ડિપ્રેસ થઈ જાય છે કે આ તો ક્યારેય ના પમાય ! પણ તેમ થવાનું નથી. દાદાશ્રી તો કાયમ કહેતા કે, હું જે પણ કંઈ કહું છું તે તમારે માત્ર સમજી લેવાનું છે, તેને વર્તનમાં લાવવા પ્રયત્નો કરવા મંડી પડવાનું નથી. એ તો પાછો નવો અહંકાર ઊભો કરવો પડશે. માત્ર વાતને જ સમજ સમજ કરો વર્તનમાં એની મેળે આવશે. પણ જો સમજ્યા નહીં હો તો આગળ કઈ રીતે વધશો ? માત્ર સમજ સમજ કરો અને દાદા ભગવાન પાસે શક્તિઓ માંગો અને નિશ્ચય કરવાનો કે અક્રમ વિજ્ઞાન યથાર્થતાએ કરીને સંપૂર્ણ-સર્વાંગપણે સમજવું જ છે ! અને આટલી જાગૃતિ જ પૂર્ણતાને પમાડશે. હાલમાં તો પાંચ આજ્ઞા અને 'હું શુદ્ધાત્મા છું' એ અવિરત લક્ષમાં રહેવાના જ પુરુષાર્થમાં મહાત્માઓએ રહેવાનું છે.

સાધકો અનાદિકાળથી એક જ વસ્તુને લઈને મંડ્યા છે કે મારે શુદ્ધિકરણ કરવાનું છે. અશુદ્ધિ દૂર કરવાની છે. ચિત્તને શુદ્ધ કરવાનું છે ! કોણે ? મારે, મારે, મારે ! ત્યાં દાદાશ્રી અનુભવ વાણી વહે છે, 'મેલું કરે છે તે પુદ્ગલ છે અને ચોખ્ખું કરે છે તે ય પુદ્ગલ છે !!!' તું તો માત્ર આ બધાનો 'જોનારો' માત્ર છું !!!! આમ પ્રત્યેક વાત અવિરોધાભાસ સૈધ્ધાંતિક પ્રાપ્ત કરાવે છે.

મૂળ આત્મા તો કેવળજ્ઞાન સ્વરૂપ છે, હતો ને રહેશે. આ તો ફસામણ બધું સંજોગોના દબાણથી, રોંગ બિલિફથી ઊભું થયું છે. અને એક

રોંગ બિલિફ ઊભી થઈ કે 'હું નીરુબેન છું.' તેમાંથી અનંત અનંત રોંગ બિલિફો ખડી થઈ ગઈ છે ! અક્રમ વિજ્ઞાનથી દાદાશ્રી એ માત્ર બે કલાકમાં જ મૂળ રોંગ બિલિફ ઊડાડી અને 'હું શુદ્ધાત્મા છું' તેનું નિરંતરનું લક્ષ-પ્રતીતિ બેસાડી દીધી. પણ પેલી મૂળ રોંગ બિલિફમાં ખડી થયેલી અન્ય રોંગ બિલિફોને કાપતાં કાપતાં પાછાં વળતાં વળતાં મૂળ દરઅસલ કેવળજ્ઞાન સ્વરૂપ સુધી આવવાનું છે. અને અંતે 'પોતે' પોતે થઈને ઊભો રહે છે !!! દાદાશ્રીની વાણી દ્વારા ઠેર ઠેર આ રોંગ બિલિફોને કાપવાની કળા છતી થાય છે. જે એક અવતારી પદ પ્રાપ્ત કરવાના દ્રઢ નિશ્ચયને અતિ અતિ સરળ અને સહજ માર્ગ બનાવી દે છે.

આમ આપ્તવાણી તેરમીમાં દાદાશ્રીએ પ્રકૃતિનું સાયન્સ કહી હદ કરી નાંખી છે અને સાથે સાથે હું, બાવો ને મંગળદાસનું છેલ્લામાં છેલ્લું વિજ્ઞાન આપી તમામ ફોડ પાડી દીધો છે. જે સમજ્યે જ્ઞાનીની દશામાં અખંડપણે રહેવાય તેમ છે.

આપ્તવાણી ૧ થી ૧૪ શ્રેણીઓ પ્રકાશિત કરવાની પૂજ્ય દાદાશ્રીએ નીરુબેન અને દિપકભાઈ દેસાઈને આજ્ઞા આપી હતી. તેઓશ્રીએ કહેલું કે આપ્તવાણી ૧૪ એટલે ૧ થી ૧૪ ગુંઠાણા ચઢવાની શ્રેણીઓ બની રહેશે આત્માર્થીઓ માટે. એટલે મૂળ જ્ઞાન તો 'હું શુદ્ધાત્મા છું' અને પાંચ આજ્ઞામાં બધું જ આવી જાય છે. પણ આપ્તવાણીઓ આ મૂળ જ્ઞાનને ડિટેલમાં ફોડ પાડતી જાય છે. જેમ કે કોઈએ દિલ્હીથી પૂછ્યું, 'નીરુબેન, આપ કહાં રહેતી હો ?' તો અમે કહીએ સીમંધર સીટી, અડાલજ. પણ તેને નીરુબેન સુધી પહોંચવું હોય તો તેને ડિટેલમાં એડ્રેસ જોઈશે. અડાલજ ક્યાં આવ્યું ? સીમંધર સીટી ક્યાં આવ્યું ? અમદાવાદ-કલોલ હાઈવે પર, સરખેજથી ગાંધીનગર જતાં અડાલજ ચોકડી પાસે, બગ્ગા પેટ્રોલ પમ્પની પાછળ, ત્રિમંદિર સંકુલ. આમ વિગત અપાય તો જ તે મૂળ જગ્યાએ પહોંચે. તેવું 'આત્મા'ના મૂળ સ્વરૂપ સુધી પહોંચવા આપ્તવાણીઓ દાદાશ્રીની વાણીના મહાન શાસ્ત્રરૂપી ગ્રંથો તરીકે વિગત પૂરી પાડે છે અને મૂળ આત્મા, કેવળજ્ઞાન સ્વરૂપી આત્મા લગી પૂગાડે છે !

**- ડૉ. નીરુબેન અમીનના**
**જય સચ્ચિદાનંદ.**

# ઉપોદ્‌ઘાત

**- ડૉ. નીરુબેન અમીન**

## [૧.૧] પ્રકૃતિ કેવી રીતે બંધાય ?

પ્રકૃતિ એટલે શું ? અજ્ઞાન દશામાં 'હું ચંદુ, હું ચંદુ' કરીને આરોપણ કરીને, પ્રતિષ્ઠા પૂર પૂર કરીને જે પૂતળું ઊભું કર્યું તે ! આ ભવમાં પ્રતિષ્ઠા કરીને પ્રતિષ્ઠિત આત્મા ઊભો થાય. જે આવતા ભવે ફળ આપે તે પ્રકૃતિ અને આમાં કર્તા કોઈ જ નથી. જડ અને ચેતન - બે તત્ત્વો ભેગા થવાથી વિશેષ પરિણામ ઊભું થયું છે. એ વિશેષ પરિણામમાં ક્રોધ-માન-માયા-લોભ આ વ્યતિરેક ગુણો ઊભા થયા. ક્રોધ-માનમાંથી 'હું' ને માયા-લોભમાંથી 'મારું' ખડું થયું. તેનાથી આ આખી પ્રકૃતિ ઊભી થઈ ગઈ. આ માત્ર રોંગ બિલિફથી જ થયું છે અને રોંગ બિલિફ માત્ર સંજોગોના દબાણથી, જડ તત્ત્વના દબાણથી ઊભી થઈ ગઈ છે. જેમ આપણે ટ્યુબ લાઈટને કોન્સ્ટન્ટ જોતાં હોઈએ તો ય બે દેખાય અગર તો જરાક આંખ પર અમુક એંગલમાં આંગળીનું દબાણ આવે તો એકને બદલે બે લાઈટો દેખાય ! આમાં કોણે શું કર્યું ? ઈટ જસ્ટ હેપન્ડ માત્ર રોંગ બિલિફ બેઠી કે આ બે લાઈટો દેખાય છે તે હકીકત છે ! મૂળ એક જ લાઈટ છે એ વસ્તુ દેખાતી જ નથી અને પછી તો ચાલ્યું... ભ્રાંતિની પરંપરાઓ...

આ બધું થયું એની મેળે જ, છતાં પાછી બીજી રોંગ બિલિફ બેસે છે કે 'મેં આ કર્યું. મારા સિવાય બીજા કોનું અસ્તિત્ત્વ છે આમાં કરવા માટે ?!' આ જે વિશેષ પરિણામ ઊભું થયું તે આ પ્રકૃતિ અને પોતે આત્મા-પુરુષ સ્વયં ભગવાન ! હવે આ બધી ભાંજગડમાં મૂળ પુરુષને કશું જ થતું નથી.

લોખંડ દરિયા કિનારે પડ્યું હોય તો કાટ ચઢે છે ને ? આમાં કોણે આ કર્યું ? દરિયાએ ? લોખંડે ? દરિયો કાટ ચઢાવતો હોય તો તે સોનાને કેમ નથી ચઢાવતો ? આ તો છે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સિસ. આ બેને છૂટાં પાડે તો જ કાટ ચઢતો અટકે. તેમ બે તત્ત્વો છૂટાં પડે તો જ પ્રકૃતિ ના બંધાય. અજ્ઞાનથી ભેગું થયેલું જ્ઞાનથી છૂટું પડે !

માત્ર જડ અને ચેતનના સામીપ્યભાવથી જ ભ્રાંતિ ઊભી થાય છે, જ્ઞાન બદલાય છે, પરને સ્વ માને છે ને પરકૃતિને સ્વકૃતિ માને છે.

બે તત્ત્વોના ભેગા થવાથી વિશેષ પરિણામ થાય છે. તેમાં બન્ને તત્ત્વોના સ્વભાવિક ગુણો ઈનટેક્ટ રહે છે પણ વિશેષ ગુણો ઉત્પન્ન થાય છે. જેમ ચોપડી અરીસા સામે ધરવાથી ચોપડી સ્વભાવ બદલતી નથી. ત્યારે અરીસો ય સ્વભાવ બદલતો નથી. પોતાના મૂળ સ્વભાવમાં જ રહે છે પણ વિશેષભાવ ઉત્પન્ન થાય છે. જેના કારણે એક્ઝેક્ટ ચોપડી અરીસામાં પ્રતિબિંબિત થાય છે

વ્યતિરેક ગુણો જે ઉત્પન્ન થયા છે, તેનો જે ભાવ ઉત્પન્ન થાય છે, તેના આધારે પરમાણુઓ ચાર્જ થાય છે ને તે પ્રમાણે ડિસ્ચાર્જ થાય છે. ડિસ્ચાર્જ વખતે સૂક્ષ્મમાંથી સ્થૂળ બને છે ને રૂપકમાં આવે છે. પુરુષ એ પરમાત્મા અને દેહ એ પ્રકૃતિ. પરમાત્મા અકર્તા છે ને પ્રકૃતિમાં જે પુદ્ગલ પરમાણુઓ છે એ સક્રિય છે. ક્રિયાવર્તી શક્તિ પુદ્ગલ પરમાણુઓમાં છે. જે સહજ સ્વભાવિકપણે ક્રિયાઓ કર્યે રાખે છે. ક્રિયામાત્ર પુદ્ગલની છે. એક વિષયનો ભાવ થયો, તેના આધારે મહીં પરમાણુઓ ચાર્જ થઈને ખેંચાઈને આત્માને વળગી પડ્યાં. તે જ્યારે ડિસ્ચાર્જ થાય છે, રૂપકમાં આવે છે ત્યારે સ્ત્રી, પુત્ર, અરે, આખો સંસાર ખડો કરી દે છે ! 'પોતે' જેવો ભાવ કરે, વિશેષભાવ, તો પુદ્ગલનો એવો ગુણ છે એવું તે થઈ જાય !

આખા સમ્સરણ માર્ગમાં પ્રકૃતિ ને ચેતન બે જુદાં જ રહ્યાં છે. પ્રકૃતિનો એક પણ ગુણ આત્મામાં નથી ને આત્માનો એક પણ ગુણ પ્રકૃતિમાં નથી. બન્ને સર્વથા ભિન્ન જ છે, રહ્યાં ને રહેશે. આમાં માત્ર 'દ્દષ્ટિ'ની જ ભૂલ થઈ છે. જે જ્ઞાની પુરુષ બદલી આપે ને રાઈટ કરી આપે.

આ બધું વૈજ્ઞાનિક છે, ધર્મ નથી. વીતરાગ વિજ્ઞાન જ સર્વ દુઃખોથી મુક્તિ અપાવે.

પ્રકૃતિ એ પાવર ચેતન છે. જડમાં ચેતનનો પાવર પૂરાયેલો છે એટલે જેમ બેટરીમાં પાવર હોય ત્યાં સુધી એ બધું કાર્ય ઓટોમેટિક કરે. જેવો પાવર ખલાસ થાય કે બધું બંધ ! ખેલ ખતમ !

બરફવાળા પ્યાલામાં બહાર પાણી ક્યાંથી આવ્યું ? હવાના ભેજનું

પાણી થયું ને તે વળગ્યું પ્યાલાને. એવું આપણી મહીં પણ થઈ ગયું છે. કોઈએ કર્યું નથી. સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સિસથી થયું છે. વિજ્ઞાન જ છે બધું મહીં !

જેમ $H_2$ + O ભેગું થવાથી વૈજ્ઞાનિક રીતે પાણી એની મેળે જ થઈ જાય છે, તેમ આ પ્રકૃતિ વૈજ્ઞાનિક રીતે એની મેળે જ થઈ ગઈ છે ! એમાં કોઈનું ક્યાંય કર્તાપણું નથી. કેટલાંક ''ભગવાને 'લીલા' કરી'' ''ભગવાને માયા રચી'' એવું બધું જાતજાતનું કહે છે પણ ભગવાને કંઈ લીલા-પીળા કર્યા નથી કે માયા-છાયા જણ્યા નથી ! ભગવાન તો ભગવાન જ છે ! સંપૂર્ણ અકર્તા, અક્રિય અને દરેક જીવમાત્રમાં રહેલા !

સાચું વિજ્ઞાન સમજાય તો બન્ને છૂટાં જ છે. સંજોગોથી પ્રકૃતિ ઊભી થઈ અને જ્ઞાની પુરુષનો સંજોગ ભેગો થાય તો બેઉને છૂટાં પાડી આપે. પછી પ્રકૃતિ એની મેળે વિરમી જાય !

આત્મા સિવાય બધું જ પ્રકૃતિમાં આવી જાય. અજ્ઞાનતાથી પ્રકૃતિ થાય ઊભી. ક્રોધ-માન-માયા-લોભ, રાગ-દ્વેષ, ચિંતા-ટેન્શન, ઈર્ષા, મારા તારી, એ બધાં પ્રકૃતિના ગુણો. પાંચ ઈન્દ્રિયોના ગુણો એ બધાં જ પ્રકૃતિના ગુણો.

પ્રકૃતિ ને કુદરતમાં શું ફેર ? પરિણામ પામેલી કુદરત એ પ્રકૃતિ. $H_2$ અને O બે જુદાં છે ત્યાં સુધી એ કુદરત કહેવાય ને ભેગાં થઈ $H_2O$ એટલે કે પાણીમાં પરિણમે એ પ્રકૃતિ કહેવાય ! આપણા શરીરના બંધારણની પંચ ધાતુ તે કુદરત ને તે ભેગાં મળીને શરીર બંધાયું તે પ્રકૃતિ ! પ્રકૃતિમાં કરનાર (અહંકાર) જોઈએ. કુદરતમાં કરનાર નથી. કુદરત એ જ કુદરતી રચના છે. પ્રકૃતિમાં પુરુષનો વોટ છે, કુદરતમાં તે નથી. માત્ર એમાં સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ જ છે.

## [૧.૨] પ્રકૃતિ, એ પરિણામ સ્વરૂપે !

કહેવત છે કે પ્રકૃતિ ને પ્રાણ સાથે જાય, શું એ ખરું ? આત્મજ્ઞાન મળ્યા પછી ગાઢ આવરણવાળી પ્રકૃતિ હોય, તેમાં ફેર ના દેખાય. બાકી સાધારણ આવરણવાળી પ્રકૃતિ ખરી પડે. એથી આ અક્રમમાં તો આ કહેવત ઘણીવાર ખોટી પડેલી લાગે !

ખાવું-પીવું, ઊંઘવું, કામ કરવું, માન-અપમાન એ બધું પ્રકૃતિ

કરાવે, આત્મા નહીં. કર્મો એ જ પ્રકૃતિ. પ્રકૃતિ એ પ્રારબ્ધ છે, ઈફેક્ટ છે. પ્રકૃતિનું આ ગુહ્ય સાયન્સ સમજે તે પાર ઉતરે !

પ્રકૃતિ પરાણે નચાવે ને પોતે માને કે 'હું નાચ્યો !' આ પ્રકૃતિ કરાવે છે એવું જે 'જાણે' 'તે' પ્રકૃતિથી છૂટો જ છે ! એ છૂટો રહીને આખું પ્રકૃતિનું નાટક થવા દે. પોતે તેને 'જોયા કરે' !

પ્રકૃતિ પરવશ છે, સ્વવશ નથી, પછી એ ગમે તે હોય ! કેવળજ્ઞાન પછી કષાયો સંપૂર્ણ નષ્ટ હોય, પણ મોક્ષે જતાં સુધી પ્રાકૃત અવસ્થાઓ હોય.

સ્વસત્તા ને પરસત્તાની લાઈન ઑફ ડિમાર્કેશન સમજી જાય પછી પરસત્તામાં ડખોડખલ ના કરે તો એકાદ અવતારમાં એ છૂટી જાય છે. પરસત્તાની બાઉન્ડ્રી શું ? દાદાએ ચરોતરી પટેલીયા ભાષામાં સ્પષ્ટ કહી દીધું કે આ વર્લ્ડમાં એવો કોઈ જન્મ્યો નથી કે જેને સંડાસ જવાની પણ સ્વતંત્ર શક્તિ હોય ! હવે આ શક્તિ નથી તો બીજી કઈ હોઈ શકે ??

પોતે પરમાત્મા પણ પ્રકૃતિએ કેવુંક તે પ્રેશર કર્યું કે પરમાત્માપદ આવરાઈ ગયું ને સામો ચોર, ગુંડો, આતંકવાદી દેખાવા માંડ્યો ! પ્રકૃતિનું દબાણ કંઈ જેવું તેવું છે ?!

છૂટતી વખતે પ્રકૃતિ સ્વતંત્ર ને બંધાતી વખતે નહીં. વ્યવહાર આત્માએ જે કંઈ ભાવ કર્યો, બીજા શબ્દમાં ડખલ કરી એવી પ્રકૃતિ સર્જાઈ. પછી એ છૂટે એના જ સ્વભાવથી. પછી એમાં કશું બીજું ચાલે નહીં. ગમે કે ના ગમે તોય. દા.ત. મૂળમાં વ્યવહાર આત્મા ગુસ્સાની ડખલ કરે તો તેવી પ્રકૃતિ બંધાય. પછી એ છૂટે ત્યારે એવો જ ગુસ્સો કરે, ત્યારે મહીં વ્યવહાર આત્માને ના ગમે, પણ તેમાં પ્રકૃતિ પછી શું કરે ? એટલે આત્મજ્ઞાન પછી અંદરની ડખોડખલ બંધ થઈ જાય એટલે આત્મા આત્માનાં સ્વભાવમાં રહે ને પ્રકૃતિ પ્રકૃતિના સ્વભાવમાં. વચ્ચે ભ્રાંતિથી 'હું કરું છું' જે થતું હતું ડખલરૂપે, તે બંધ થઈ જાય છે, સ્વરૂપ જ્ઞાનની પ્રાપ્તિ પછી.

'દાદા' નિરંતર પોતાની પ્રકૃતિની પ્રત્યેક ક્રિયાને 'જોયા' જ કરે, 'જોયા' જ કરે...

કારણ પ્રકૃતિ ને કાર્ય પ્રકૃતિ - કાર્ય પ્રકૃતિમાં કોઈ ફેરફાર ના કરાય પણ કારણ પ્રકૃતિમાં થોડો-ઘણો કરાય. દા. ત. ચોરીની ટેવ હોય તો મહીં દૃઢ નિશ્ચય કરી કરીને એમાંથી બહાર નીકળે. એટલો ફેરફાર કરવાનો અધિકાર છે. એટલે કારણ પ્રકૃતિ સૂક્ષ્મરૂપે છે. તે સમજીને ત્યાં ફેરફાર કરવાનો તેને બદલે કાર્ય પ્રકૃતિમાં લોક ફેરફાર કરવા જાય છે. જે અંતે તો વ્યર્થ નિવડે છે !

પોતાની પાસે જેટલું જ્ઞાન છે તેટલો પુરુષાર્થ થાય. સત્‌જ્ઞાન તે પૂર્ણ ભગવાન. ભગવાન જેટલાં અંશે પાસે એટલો એનો પુરુષાર્થ પાવરફૂલ ! સર્જન જ્ઞાન પ્રમાણે થાય છે ને વિસર્જન પ્રકૃતિને આધીન થાય છે. એટલે કે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ.

ગયા ભવમાં કારણ પ્રકૃતિ બંધાઈ, તે આ ભવમાં કાર્ય પ્રકૃતિમાં પરિણમે. અહંકાર હોવાથી નવી કારણ પ્રકૃતિ બંધાયા જ કરે. મનુષ્ય આંતરિક પ્રકૃતિ લઈને આવેલો છે, તેના આધારે અત્યારે એને બાહ્ય પ્રકૃતિમાં બધું ભેગું થાય છે. નહીં તો કશું ભેગું થાય જ નહીં !

આત્મા રાગ-દ્વેષ રહિત છે. સ્થૂળ પ્રકૃતિ રાગ-દ્વેષ રહિત જ છે, પૂરણ-ગલન સ્વભાવી છે. રાગ-દ્વેષ કોણ કરે છે ? અહંકાર ! ઠંડી-ગરમી પ્રકૃતિને લાગે તે સ્વભાવિક છે પણ રાગ-દ્વેષ ત્યારે થાય છે તે વિભાવિક છે, તે અહંકાર કરે છે.

પ્રકૃતિ કોના તાબામાં ? અજ્ઞાનીની પ્રકૃતિ અહંકારના તાબામાં ને આત્મજ્ઞાન પામેલાઓની પ્રકૃતિ, 'વ્યવસ્થિત'ના તાબામાં !

'વ્યવસ્થિત' ને પ્રકૃતિમાં શું ફેર ? 'વ્યવસ્થિત' કાર્ય કરે છે ને પ્રકૃતિ ઓગળ્યા કરે છે. પ્રકૃતિને ઊભી કરવામાં 'વ્યવસ્થિત' નથી, ત્યાં અહંકાર છે, કર્તાપણાથી થાય છે. પ્રકૃતિ ડિસ્ચાર્જ થાય છે તે 'વ્યવસ્થિત' છે, સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે. અક્રમ જ્ઞાન મળ્યા પછી અહંકાર ફ્રેકચર થઈ જાય છે. એટલે પ્રકૃતિ નવી બંધાતી સદંતર બંધ થાય છે. પછી જે ઈફેક્ટરૂપે પ્રકૃતિ છે, તેને જ 'વ્યવસ્થિત' કહેવાય. કૉઝ સાથેની પ્રકૃતિને વ્યવસ્થિત ના કહેવાય.

ટૂંકમાં પ્રકૃતિ એટલે ગત ભવનો ભરેલો માલ !

## [૧.૩] પ્રકૃતિ બંધાયેલી, તે પ્રમાણે ઉકલે !

આત્માનું જ્ઞાન થયા પછી આસક્તિનું શું ? પ્રકૃતિને આસક્તિ થાય અને પુરુષ એનો જ્ઞાતા-દ્રષ્ટા રહે. બેઉ જુદા પડી ગયા ને પોતપોતાના સ્વભાવમાં આવી ગયા !

પ્રકૃતિ ખપાવવી એટલે શું ? આપણી પ્રકૃતિ સામાને અનુકૂળ કરીને સમભાવે નિકાલ કરવો તે.

આદત અને પ્રકૃતિમાં શું ફેર ? ચા વારે વારે માંગો તો તેની ટેવ પડી જાય. પહેલાં આદત પાડે ને પછી પડી જાય. પાડતા હો તે આદત છૂટી જાય પણ પડી ગયેલી આદત ના છૂટે.

પ્રકૃતિનો જેવો સ્વભાવ છે તે કાયમ તેવો જ નીકળે! ચાલવાની જે ધાટી (સ્ટાઈલ) હોય તે એંસી વરસેય ના બદલાય ? ડિસ્ચાર્જ કેવી રીતે બદલાય ?

જેની પ્રકૃતિ નિયમિત હોય તે આત્માને કંઈ હેલ્પ ના કરે પણ તે વ્યવહારને હેલ્પ કરે. ખાવા-પીવામાં, બોલવા-ચાલવામાં, કુદરતી હાજતો વગેરે બધું જ નિયમમાં ગોઠવે તેમ ગોઠવાય.

વ્યવહારમાં પુદ્ગલને બ્રેક ના મારો ને આત્માને હેન્ડલ મારો. 'કામ કર્યે જાવ' કહેવાથી ઑબ્સ્ટ્રકશન નહીં આવે. 'વ્યવસ્થિત છે' 'થશે' કહેશો તો કામમાં ઑબ્સ્ટ્રકશન આવશે.

અક્રમ માર્ગમાં ડિસીપ્લીનમાં આવવાનું નથી. જેવો માલ ભરેલો છે તે નીકળ્યા જ કરશે. અક્રમમાર્ગમાં તો માત્ર પાંચ આજ્ઞા પાળવાની જ શર્ત છે, બીજું કંઈ નહીં. પાંચ આજ્ઞા પાળવામાં કઈ બ્રેકો વાગે છે ? અનંત અવતારથી આજ્ઞાની વિરુદ્ધ જ જીવન હતું. એટલે આજ્ઞા માટે બ્રેકો મરાયેલી જ છે તે ઊઠાવી જ નથી. વ્યવહારમાં આમ હોવું જ જોઈએ, આમ ના જ હોવું જોઈએ એ વાંધા-વચકાં, એનાથી જ આજ્ઞાની બ્રેકો વાગે છે ! બ્રેકો મનથી નહીં, વાણીથી વાગી જાય છે.

## [૧.૪] પ્રકૃતિને નિર્દોષ દેખો !

સંજોગાધીન પ્રકૃતિ બંધાય છે. ત્યારે આત્મા ભ્રાંતિથી માલિક થાય

છે ને જ્યારે તે છૂટે છે ત્યારે આત્મા માલિક હોય નહીં. આમાં આત્માને ભ્રાંતિથી પાછો દોષીત મનાય છે ! વાવમાં બોલો કે 'તું ચોર છું' તો વાવ સામેથી એ જ બોલે ! પડઘો એ પ્રકૃતિ. એમાં કોની કૃતિ ? કોણ દોષીત ?

વરસો જૂના પ્રકૃતિ સ્વભાવને કેવી રીતે બદલાય ? પોતાની પ્રકૃતિની ભૂલો પોતે 'જાણે' એટલે બહુ થયું ! એ જ મોટો પુરુષાર્થ છે અને 'જોવાથી' જ દોષો જાય. બીજો કોઈ ઉપાય નથી.

સહુ સહુની પ્રકૃતિ પ્રમાણે કાર્ય કર્યા કરે, એમાં કોની ભૂલ કાઢવાની ? સામાને કર્તા જોયો, તેની ભૂલ કાઢી ત્યાંથી નવો સંસાર ખડો થયો !

કોઈની પ્રકૃતિ તેજ હોય, તો કોઈની શાંત હોય. શાંત હોય તેમાં તેની કંઈ બહાદુરી નથી, પ્રકૃતિ જ એવી છે એની !

વિફરેલી પ્રકૃતિ શાંત થાય તો તેની શક્તિ ખૂબ વધે. પ્રકૃતિ ય વીતરાગ છે ને આત્મા ય વીતરાગ છે. બેમાં ફેર નથી. આ તો વ્યવહાર આત્માનો વચ્ચે ડખો છે એટલે એ પ્રકૃતિમાં રિએક્શન આવે છે !

સામાનો દોષ દેખાય, તેમાં આપણો જ દોષ છે.

'દાદાશ્રી' એંસી વરસની ઉંમરે ય પદ્માસન વાળીને દરરોજ કલાક બેસે. તેનાથી ઈન્દ્રિયોની શક્તિઓ ખૂબ સચવાય. દાદાશ્રી કહે છે, 'મેં જિંદગીમાં ક્યારેય પ્રકૃતિને વગોવી નથી, અપમાનિત કરી નથી.' તેમ કરવાથી પ્રકૃતિ મિશ્રચેતન હોવાથી તેનો પડઘો પોતાને જ અસરમાં પડે છે !

પોતાની પ્રકૃતિને સામાની પ્રકૃતિ જોડે એડજસ્ટ કરવા સામાને શુદ્ધાત્મા સ્વરૂપે જ જોવા. અરે, વાઘ-સિંહને જેટલો વખત આપણે શુદ્ધાત્મા સ્વરૂપે જોઈએ તો એ એનો પાશવી ધર્મ ભૂલી જાય !

પરમ પૂજ્ય દાદાશ્રી કહે છે, 'જગત અસરવાળું છે. અમે વિધિઓ કરીએ છીએ તમારી ત્યારે જબરજસ્ત અસર મૂકીએ છીએ, વિટામીન મૂકીએ છીએ. જેથી એટલી શક્તિઓ મહીં ઉત્પન્ન થાય.'

ક્રમિક માર્ગમાં તો કપટ કે કશું જ ચાલે નહીં. જ્યારે અક્રમમાં તો કપટને પણ આત્મભાવમાં રહીને જુદું 'જોવાનું' કહે છે !

પોતે સંપૂર્ણ નિર્દોષ થાય તો સામો નિર્દોષ દેખાય, નહીં તો નહીં. દાદાશ્રીને આખું જગત નિર્દોષ દેખાય અને વખતે આ 'અંબાલાલ'ની પ્રતીતિમાં જગત નિર્દોષ છે એવું ખરું પણ વર્તનમાં મહાત્માની ભૂલ કાઢે પણ ખરાં ! પણ તરત તેનું પ્રતિક્રમણ કરી ધોઈ નાખે. જ્ઞાની સ્વ ને પરની પ્રકૃતિનું નિરીક્ષણ કરે, દોષ ના કાઢે.

મહાત્માઓ પોતાના છોકરાંને આત્માએ કરીને નિર્દોષ જુએ ખરાં, પણ દેહે કરીને દોષિત છે એમ કરીને એને ઠપકો આપે, મહીં ભાવ રહેલો હોય કે છોકરાંને સુધારું. જ્યારે દાદાશ્રી કહે છે, 'અમે બીજાની પ્રકૃતિ જોયા જ કરીએ. એને સુધારીએ નહીં.' પણ સાવ નજીક રહેતા હોય નીરુબહેન જેવા, તેમને જરા સુધારવાના ભાવ રહી ગયા હોય, તેથી કો'ક વખત તેમની ભૂલ કાઢીએ. પણ પૂર્ણ વીતરાગને તો આવી જરૂર હોતી જ નથી.

સંસારમાં તો બાપ 'પોતાના' સો રૂપિયા ખોઈને છોકરાને સુધારવા જાય છે. સામો દોષિત દેખાય એટલે દ્વેષ છે એ નક્કી. એ દોષને કાઢવો તો પડશે જ ને !

બુદ્ધિ સામાના દોષ દેખાડે. તેથી તેને પિયર મોકલી દેવી ! સામાને દોષિત જોવા નહીં, જાણવા નહીં ને ગણવા ય નહીં. માત્ર નિર્દોષ જ જોવા- જાણવા !

આપણી ફાઈલ નંબર વન સામાને દોષિત જોતી હોય તો સૂક્ષ્મ દૃષ્ટિથી તો ફાઈલ નંબર વન પણ નિર્દોષ જ છે. એને ઉપલક ટકોર કરવી. બાકી સામો ય નિર્દોષ ને ફાઈલ નંબર વન પણ નિર્દોષ. ફાઈલ નંબર વન ને વઢવું, સમજાવવું, પ્રતિક્રમણ કરાવવું ને નિવેડો લાવવો પણ અંદરખાને જાણવું કે એ ય નિર્દોષ છે !

## [૧.૫] કેવાં કેવાં પ્રકૃતિ સ્વભાવો !

ભગવાન જોવા છે ? જીવનો પ્રકૃતિ સ્વભાવ બાદ કરે તો પોતે ભગવાન જ છે ! પ્રકૃતિ સ્વભાવ બાદ કેવી રીતે કરાય ? કોઈ ગાળ ભાંડે તો ગાળ તે કંઈ ભગવાન દેતા હશે ? એ તો પ્રકૃતિ છે. પ્રકૃતિની પ્રત્યેક ક્રિયાને બાદ કરતાં કરતાં અક્રિય ભગવાન જડી જાય એમ છે !

લીમડો કાયમ કડવો જ હોય. કેરી કાયમ મીઠી કે ખાટી જ હોય, તીખી ના હોય. સહુ સહુના સ્વભાવમાં જ હોય. એક આ મનુષ્ય ક્યારે કેવો સ્વભાવ બદલે એ કહેવાય નહીં ?!

સામાની પ્રકૃતિને ઓળખીને સમભાવે નિકાલ કરવો. સામો જક્કે ચઢે તો આપણાથી શું જક્કે ચઢાય ? પ્રકૃતિ એ અહંકારનું જ આખું સ્વરૂપ છે ! આત્માને આત્મારૂપ નહીં જોતાં પ્રકૃતિરૂપ જ જુએ છે, તેથી તે ઠેઠ આત્માને પહોંચે છે.

પ્રકૃતિની ઉત્પત્તિ કઈ રીતે થઈ ? સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સના આધારે અહંકાર ઊભો થયો. એ પછી 'સ્પેસ'માં આવ્યો. માણસનું મોઢું, ડિઝાઈન બધું 'સ્પેસ'ના આધારે થાય છે. 'સ્પેસ' બે વસ્તુની ક્યારેય એક ના હોઈ શકે. તે જુદી જુદી જ હોય, એક એવિડન્સમાં ફેરફાર થવાથી બધું ફેરવાઈ જાય છે. સ્પેસ જુદી એટલે સંસારની બધી ચીજોમાં, સ્વાદ, રૂપ, ગંધ બધું મળી રહે.

મહાત્માઓ પોતાની પ્રકૃતિને ઊંડા ઊતરીને જુએ તો તે ખુલ્લી થાય અને પાતળી પડે, અહંકારે ય પાતળો પડે, બધાંની ચીકાશ ઊડે ! માત્ર પોતે આ માટે નિશ્ચય કરવો પડે.

જે દેહનું માલિકીપણું છૂટી ગયું છે એવાં જ્ઞાનીને દર્દ સહેજે રિપેર થાય. માલિકીપણા વિનાના જ્ઞાનીને ઑપરેશન કરાવવું પડે નહીં.

દાદાશ્રીને ૧૯૭૯માં પગે ફ્રેક્ચર થયેલું ત્યારે તેઓ બોલેલા કે 'અમે આમાંથી ખસી ગયા. એટલે કુદરતે સ્પીડીલી રિપેર કર્યું બધું.' ફ્રેક્ચર થયું પણ બધા ડૉક્ટરો અચંબિત થઈ ગયા કે આમનાં મુખ પર ગજબનું મુક્ત હાસ્ય છે ! આત્મા ઊઘાડો દેખાય છે ! વેદનાની કોઇ રેખા નથી મુખ પર ! દાદાશ્રીએ બધા ડૉક્ટરને કહી દીધેલું કે આ 'પેટી'ને ખોલવા જેવી નથી. એની મેળે જ રિપેર થશે. ઓપરેશનની આ 'પેટી'ને જરૂર નથી. કુદરતી નિયમથી જ બગડેલું રિપેર થાય જ, માલિકીપણું ના હોય તેને !

આ ડૉક્ટરો દેહની માવજત કરે, એના કરતાં પ્રકૃતિ બહુ સુંદર માવજત કરે ! અજ્ઞાની 'મને દર્દ થઈ ગયું' બોલે કે થઈ ગયો ડખો.

દર્દ ઊલ્ટું વધ્યું ! નહીં તો સ્વભાવિકપણે એ સુધરત જ !

પ્રકૃતિનો સ્વભાવ નિરુપદ્રવી છે ! ઊલ્ટું ઉપદ્રવને એ બંધ કરી દે ! ઉપદ્રવ કર્મોદયને કારણે થાય છે અગર અહંકાર કરે છે. વાગ્યું કે તરત જ મહીંલી બધી મશીનરી ફટાફટ કામે લાગી જાય એને રૂઝવવા ! કુદરત રૂઝાવે છે, ડૉક્ટરો તો ખાલી સાફસૂફ ને પાટાપીંડી કરી કુદરતને હેલ્પ કરે છે એટલું જ !

## [૧.૬] પ્રકૃતિ પર પ્રભુત્વ પમાય !

પ્રકૃતિને કાબુમાં લાવવી એ ગુનો છે. પ્રકૃતિ એ પરિણામ છે. પરિણામ પર કોઈનો કાબુ ના થઈ શકે. ગુલાબનું કામ હોય તો કાંટા જોડે સાચવીને કામ લેવું. બાકી ગમે તે કરો પણ કાંટો કોઈને છોડે ?

સ્વરૂપ જ્ઞાન હોય તો ય પ્રકૃતિ ભાગ ભજવે જ. પ્રકૃતિ એટલે અન્ટાઈમલી બૉમ્બ.

પ્રકૃતિ અમુક અપેક્ષાએ બદલાય. કૉઝિઝ બદલવાથી પ્રકૃતિ મોળી પડે છે. એટલે પ્રકૃતિ એનો ભાગ ભજવવાની પણ મોળી પડી જાય છે. એટલે એમ લાગે કે પ્રકૃતિ બદલાઈ. બાકી પ્રકૃતિ જે પોતે જ ઈફેક્ટ સ્વરૂપે છે, એ કઇ રીતે બદલાય ?

દાદાશ્રીને કોઈ માન આપે કે અપમાન કરે, બન્ને વખતે મહીંથી છૂટાં જ રહે. મહાત્મા ઘણી ફેર છૂટાં ના રહી શકે પણ એને ય જુદું જોવાનું છે !

અક્રમ માર્ગના મહાત્માને અલૌકિકના ભાવો થાય છે, તેનું પરિણામ અત્યારે મળે કે આવતા ભવે ? બેઉ મળે. પ્રકૃતિ આજે બંધાઈ તેનું ફળ આવતે ભવ મળશે ને અત્યારે અલૌકિકના ભાવનું પરિણામ અજવાળું મળે આપણને. જ્ઞાન મળ્યા પછી પ્રકૃતિ ઠંડી પડે છે ને ?!

પ્રકૃતિનો અમુક ભાગ ચેન્જેબલ છે ને અમુક નથી. ખરેખર તો કોઈની ય પ્રકૃતિ ચેન્જ ના જ થાય. પણ આ તો પ્રકૃતિની લીંકમાં ચેન્જ આવતું જ હોય પહેલેથી. તે અત્યારે દેખાવ આવે. અંદર ચેન્જ થયેલી છે.

કૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યું છે કે પ્રકૃતિનું નિગ્રહ કિમ્ કરિષ્યતિ ?

પ્રકૃતિનો નિગ્રહ ના કરાય. પ્રકૃતિને નિહાળવાની છે !

પ્રકૃતિ બદલાય નહીં. લોભિયો મરતા પહેલાં લાકડાંના ખર્ચનો વિચાર કરતો હોય! હવે લોભી પ્રકૃતિવાળાએ શું ભાવના કરાય કે જગત કલ્યાણમાં મારું સર્વસ્વ ખર્ચાઓ તન, મન, ધનથી ! તેના ફળ સ્વરૂપે આવતે ભવ મોટું મન મળે ! માટે નવું ભાવના કરી સુધારો.

આપણાથી કોઈ જીવ ના મરાય તે માટે શું કરવું ? દૃઢ નિશ્ચય કરવો કે મારાથી કોઈ જીવ ન જ મરાય કે વટાય. દૃઢ ભાવના નિરંતર હાજર રહે ને તો પરિણામે અહિંસક બનાવે ! જગત આપણી જ ભાવનાનું જ ફળ છે. માટે ઉચ્ચ ભાવના ભાવવી જોઈએ. પશુ-પંખી વાટવાની ઈચ્છા જ નથી છતાં ગાડી ચલાવતાં વટાઈ જાય તેનું શું કારણ ? તો તપાસ કરતાં માલમ પડે કે ચલાવનાર તો એમ કહેતો હોય કે 'સ્પીડમાં ગાડી હોય ત્યારે કોઈ જાનવર વચ્ચે આવી જાય તો તે ચગદાઈ પણ જાય, એમાં આપણે શું કરીએ ?! આ વટાવા માટેનું બારું ખુલ્લું રાખ્યું ! 'ગાડી તૂટે તો ભલે પણ કોઈ પણ સંજોગોમાં કોઈ મરવું તો ના જ જોઈએ.' એવાં દૃઢ નિશ્ચયને કોઈ વટાવાના સંયોગ જ પ્રાપ્ત ના થાય ! પ્રકૃતિ ધારે તેવી બંધાય.

પ્રકૃતિમાં સ્વભાવ, અહંકાર બધું આવી ગયું. પ્રકૃતિ બદલવા હું પુરુષાર્થ કરું છું એ ય અહંકાર છે. માણસની પ્રકૃતિ એ મરે તોય ના બદલાય પણ જ્ઞાનના આધારે પ્રકૃતિ બદલાય, આવતા ભવને માટે. કોઈ પ્રકૃતિની બહાર ના નીકળે શકે !

પ્રકૃતિ ના બદલાય, જ્ઞાન બદલાય. ઘર બદલાય પણ પ્રકૃતિ ના બદલાય. પહેલાં પ્રકૃતિના ઘરમાં રહેતા હતા, તે જ્ઞાન પછી નિજ ઘરમાં બેસી જવાય. પછી પ્રકૃતિ એનો ભાગ ભજવીને એની મેળે ખલાસ થાય. નવી પ્રકૃતિ ના બંધાય.

કંટ્રોલ વગરની પ્રકૃતિ હોય તેનો પોતાને જ ખૂબ માર પડે. એટલે એ માર ખાઈને સીધો થાય. જ્ઞાનથી પ્રકૃતિ કંટ્રોલમાં રહે. અંતે પ્રકૃતિ સહજ રહે ત્યારે કામ પત્યું.

પ્રકૃતિ બદલાય નહીં માટે આ જ્ઞાન મળ્યા પછી એનો તું 'સમભાવે નિકાલ કર'. હા, જ્ઞાનથી પ્રકૃતિ ઢીલીઢસ થઈ જાય. કારણ કે અહંકારનો

આધાર એને હવે ના રહ્યો ને ? અહંકાર ખેંચાઈ જાય એટલે પ્રકૃતિ મડદાલ થઈ જાય. ભાવ ખેંચઈ જાય માત્ર હાવ રહે. ભાવ વ્યવહાર આત્માનો ને હાવ પ્રકૃતિનો ! સામાને આપણી પ્રકૃતિ માટે ખ્યાલ આવે કે આમાં ભાવ નથી. એટલે આપણાથી સામાને બહુ દુઃખ ના થાય.

પંખાનો સ્વભાવ ખાલી ફરવાનો, એમાં કર્તાપણું નહીં. જ્યારે મનુષ્યમાં પ્રકૃતિનો સ્વભાવ તેમજ કર્તાપણું બન્ને હોય. જ્ઞાન મળ્યા પછી કર્તાપણું જાય એટલે સ્વભાવ એકલો રહ્યો. એનાથી સ્વભાવ એમનો બદલાઈ ગયેલો લાગે ! જેમ બોલ નાખ્યા પછી ફરી એમાં હાથ ના ઘાલે તો એ ધીમો પડતો પડતો બંધ થઈ જાય, તેમ પ્રકૃતિનું થાય !

જેમ બાપ દીકરાને ક્રોધ કરે ને બહાર દુશ્મનને ક્રોધ કરે, એમાં ફેર નહીં ? છોકરાની બાબતમાં છોકરાંના હિત માટે કરે છે ને દુશ્મન જોડે પોતાના હિત માટે કરે છે ! કેટલો ફેર ?! તેથી છોકરાં પર ક્રોધ કરે છે તેથી બાપ કેવા પુણ્ય બાંધે છે. કર્તાપણું ઊડે પછી ક્રોધ નિર્જીવ લાગે. વીંછીની કૈડને બદલે કીડી, મચ્છરની જેવી લાગે !

પ્રકૃતિનું ઉપરાણું ના લેવાય અને ઉપરાણું લેવાય તો તેને ય 'જાણવું'. કારણ ઉપરાણું લે છે તે ય પ્રકૃતિ છે ! આપણને પ્રકૃતિ દેખાય તો આપણે એની પર સવાર ને ના દેખાય તો એ આપણી પર !

પ્રકૃતિમાં સારું-ખોટું કશું છે જ નહીં. ખાલી 'જોયા' જ કરવાનું છે એને. એ છેલ્લી સ્ટેજ !

પ્રકૃતિ વાળી શકાય એવી થઈ ગઈ એટલે એની લગામ હાથમાં આવી ગઈ કહેવાય.

જાત્રામાં પ્રકૃતિ ભરપટ્ટે ખુલ્લી થાય. રોજ સાત વાગે ઊઠનારો પાંચ વાગે ઊઠીને કેમ દોડધામ કરે છે ? પહેલો ટોઈલેટમાં પેસી જાઉં નહીં તો નંબર નહીં લાગે ! સ્વાર્થ આવ્યો. એનો ય વાંધો નહીં, પણ એને એ દેખાવું જોઈએ કે પ્રકૃતિમાં આવો સ્વાર્થ છે ! અને આમ ન હોવું જોઈએ એ જાગૃતિ રહેવી જોઈએ. સેવાભાવથી સ્વાર્થી પ્રકૃતિ ખપતી જાય !

દાદાશ્રીએ આખા જગતને એક મહાન વાક્ય આપ્યું છે કે,

''પ્રકૃતિનો એક પણ ગુણ શુદ્ધ ચેતનમાં નથી ને શુદ્ધ ચેતનનો એક પણ ગુણ પ્રકૃતિમાં નથી.''

'અક્રમની સામાયિક'માં પ્રકૃતિ જ્ઞેય ને પોતે તેનો જ્ઞાતા, એમ એક કલાક જોવાથી પ્રકૃતિ ઓગળે. આમ દરરોજ કરે, તેનો ઉકેલ જલ્દી આવે !

## [૧.૭] પ્રકૃતિને આમ કરો ચોખ્ખી !

જ્ઞાન મળ્યા પછી પ્રકૃતિના દોષો પ્રજ્ઞા દેખાડે અને તેનું પ્રતિક્રમણ કરાવડાવે એટલે ચોખ્ખું. 'પ્રકૃતિ લખે ને પુરુષ ભૂંસે.'

પ્રકૃતિ વાંકું કરે તેની સામે આપણો આજનો અભિપ્રાય સમૂળગો બદલાઈ જાય કે આ ખોટું છે, ના જ હોવું ઘટે. તેમ તેમ એ પ્રકૃતિ મોળી પડતી જાય.

પ્રકૃતિ સામી થયેલી હોય તેની સામે જાગૃત રહે એ જ્ઞાની કહેવાય.

પ્રકૃતિ પર દબાણ નહીં કરવાનું તેમજ નાચે તેમ નાચવા ય ના દેવાય. પ્રકૃતિ નુકસાનકારક છે એવી સમજ જડબેસલાક (દૃઢ) ફીટ થાય, તો તેની વૃત્તિઓ બંધ થઈ જાય.

પ્રકૃતિ કરાવે તેમાં રસ લે, મીઠાશ માણે તો ભટકાવી મારશે. માટે પ્રકૃતિને ઉદાસીનભાવે જોયા જ કરો. હા, કોઈને નુકસાન ના થાય એ ય જોવાનું !

શરૂઆતમાં દાદાશ્રીને ભૂલથી છૂટવા બધી વાત કરે અને પ્રકૃતિની મીઠાશ લાગે એટલે પછી ધીમે ધીમે છૂપાવે બધું.

પ્રકૃતિનું ઉપરાણું ના લેવાય, પણ તેને માફ કરી શકાય. માફ કરવામાં જુદાપણું આવે ને ઉપરાણું લેવામાં એ પક્ષમાં જ બેસી જવાય. પ્રતિક્રમણ કરે એ, પ્રકૃતિને માફ કરે એ ભગવાન !

પ્રકૃતિને માફ કેવી રીતે કરાય ? એની પર ચીઢે ય નહીં ને રાગે ય નહીં, વીતરાગતા. જ્ઞાનીને ય કોઈ વાર પ્રકૃતિમાંથી ખરાબ નીકળે ત્યારે તે વીતરાગ થઈ જાય ! ના બોલવાનું બોલાવે પ્રકૃતિ ! પછી પસ્તાવો

થાય. પણ ત્યાં કંઈ ચાલે નહીં. કારણ કે વણાયેલું છે ને પ્રકૃતિમાં ! એને 'જોયા' કરવાનું. આટલું સમજે તો કામ થઈ જાય !

જેમ પોતાના દોષ વધારે દેખાય તેમ ખુશ થવું જોઈએ. પાર્ટી આપવી જોઈએ !

દાદાશ્રી મહાત્માઓની પ્રકૃતિને પાંસરી કરે. બહુ માની હોય તેને રોજ બોલવતા હોય તો ક્યારેક બિલકુલ બોલાવે જ નહીં ! ઉપર ચઢાવે ને પછી પાડે. એમ કરતાં કરતાં ભરેલો માલ ખાલી થાય ને આત્મા તો તેવો ને તેવો જ રહે ! દરરોજ રાત્રે મહાત્માઓએ પ્રતિક્રમણ કરવાં જોઈએ. એનાથી ભૂલો જાય.

પુદ્‌ગલમય સ્વભાવ થઈ ગયો હોય ત્યારે એને સ્વભાવ ને પ્રકૃતિ એક જ કહેવાય. અને ખરેખર પોતે પોતાના રિયલ સ્વભાવમાં હોય, આવી ગયો તો તે ભગવાન છે ! દરેકને ભગવાન થવાનું લાયસન્સ મળે !

પ્રકૃતિ ભગવાન સ્વરૂપ થશે ત્યારે છૂટાશે. બધાંને માટે આ જ નિયમ છે. દાદાશ્રીની પાંચ આજ્ઞા પ્રકૃતિને વીતરાગ બનાવે તેવી છે.

પહેલો આત્મા સહજ કે પહેલી પ્રકૃતિ સહજ ? જ્ઞાન મળ્યા પછી દૃષ્ટિ બદલાય એટલે પ્રકૃતિ ધીમે ધીમે સહજ થતી જાય ! મૂળ આત્મા તો સહજ છે જ ! આ તો વ્યવહાર આત્મા અસહજ થયેલો છે !

જ્ઞાનીનો દેહ ય સહજ સ્વરૂપે ને આત્મા ય સહજ સ્વરૂપે હોય ! ડખલ ના કરે. ડખલ કરે એટલે અસહજતા આવી જાય.

## [૧.૮] પ્રકૃતિના જ્ઞાતા-દ્રષ્ટા !

પ્રકૃતિ ચાર્જ કરેલી વસ્તુ છે, પાવર ચેતન છે. તે સ્વયં ડિસ્ચાર્જ થયા જ કરે. માત્ર આપણે તેને 'જોયા' જ કરવાનું. પ્રાકૃત ગુણોને 'જોયા' જ કરવાના. ટેપરેકર્ડ જે ઉતારીને લાવ્યા છે તે આખો દહાડો વાગ્યા જ કરે છે, તેને ય 'જોયા' કરવાનું. શુદ્ધાત્મા થઈને જોવાથી પ્રકૃતિ શુદ્ધતાને પામે. પોતાની પ્રકૃતિને 'જોવી' એ જ યથાર્થ જ્ઞાતા-દ્રષ્ટાપણું છે, બહારનું જોવું તે નહીં. મહીં મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર બધાં શું કરે છે, તેને 'જોયા' જ કરીએ ફિલ્મની જેમ.

પ્રકૃતિના જ્ઞેયોના પ્રકાર છે સ્થૂળ જ્ઞેયો, સૂક્ષ્મ, સૂક્ષ્મત્તર. પહેલાં સ્થૂળ જ્ઞેયો. પછી વચલા ગાળાના સૂક્ષ્મ જ્ઞેયો. ક્રોધ-માન-માયા-લોભ એ સૂક્ષ્મ જ્ઞેયો કહેવાય. અને એથી આગળ સૂક્ષ્મત્તર પ્રકૃતિમાં તો દાદાશ્રીને દેખાય તેવું હોય. પોતાની પ્રકૃતિ તો દેખાય પણ સામાની પ્રકૃતિ પણ હવે પછી શું કરશે, હવે એના પછી શું કરશે... એ આગળ આગળનું પણ એક્ઝેક્ટ દેખાય. બધું ટાઈમ ટુ ટાઈમ કરે તે દેખાય.

પ્રકૃતિમાં કષાય થાય તે પોતાને ગમે નહીં, પોતાનો અભિપ્રાય તેનાથી જુદો પડી ગયો તે સંયમી કહેવાય. અસંયમી તો પ્રકૃતિમાં તન્મયાકાર થઈને પાઠ ભજવે. છેલ્લામાં છેલ્લું સ્ટેજ જ્ઞાતા-દ્રષ્ટા રહેવું તે. પણ તે ના હોય તો ય પ્રકૃતિ જે કરે તેની ઉપર જુદો અભિપ્રાય પાડે, તેને જ્ઞાતા-દ્રષ્ટા જેવું જ ફળ ગણાય.

શુદ્ધાત્મા થયા પછી અહંકાર તથા માલિકીભાવ ખલાસ થઈ જાય છે, એટલે પછી બાકી રહ્યાં તે બધાં દિવ્યકર્મો ગણાય.

પ્રકૃતિનો બહુ ફોર્સ હોય ત્યારે એને જોવાનું ભૂલાવી દે. ત્યાં જેમ આજ્ઞા પાળે તેમ આત્મશક્તિ પ્રગટ થતી જાય.

આપણે શુદ્ધાત્મા થયા. હવે પ્રકૃતિ શું કહે છે કે 'તમે તો ચોખ્ખા થઈ ગયા, હવે અમને તમારે ચોખ્ખા કરવાનાં છે. કારણ કે અમને તમે જ બગાડ્યા છે !' તો જ બન્ને છૂટાં થઈ શકશે !

હવે પુદ્ગલને શુદ્ધ કેવી રીતે કરાય ? પ્રતિક્રમણથી !

પ્રકૃતિ સ્વભાવને નિહાળે એ જ્ઞાયકતા. પ્રકૃતિને માથું દુખ્યું તો તેને 'જોવાનું'. 'મને દુખ્યું' કહે તો અજાગૃતિ ત્યાં ફરી વળે. બધું જ એને ચોંટે. જેવું ચિંતવે તેવું તરત જ થઈ જાય !

રાત્રે ચાર મચ્છરા ફરી વળે ત્યારે આમ મારે તેને. એ પ્રકૃતિ દોષ નીકળ્યો. ત્યારે તમે મૂંઝાઈ જાવ. દાદાશ્રી કહે છે મારી મચ્છરદાનીમાં બે મચ્છરાં પેઠાં હોય તે બેન કાઢી આપે. કારણ ગયા અવતારની મચ્છરાંની ચીઢ પેઠેલી હોય ને તે કાઢતાં વાર લાગે, તે પ્રકૃતિમાં વણાયેલી જ હોય.

જૈન શાસ્ત્રો બાવીસ પરિષહ સહન કરવાના કહે છે. પણ આ

કાળમાં એકુંય પરિષહ કોઈથી સહન થાય નહીં. પણ આ અક્રમ વિજ્ઞાનથી બધાથી છૂટાય તેમ છે !

પોતાની પ્રકૃતિના જ્ઞાતા-દ્રષ્ટા આખો દહાડો કઈ રીતે રહેવાય ? ફાઈલ નંબર વનની (પોતાની) પ્રકૃતિ શું કરે છે, એને જોયા કરવું. એ આડું-અવળું કરે તો આપણે એને જોયા કરવું, 'કહેવું પડે !' એની જોડે વાતો કરવી. એટલે બેઉ છૂટે છૂટા.

દાદાશ્રી પોતાનો અનુભવ ટાંકતા કહે છે, નવનિર્માણ આંદોલનના સમયે વિદ્યાર્થીઓ બસો બાળતા એ બધું જોઈને દાદાશ્રીની પ્રકૃતિમાં થયું કે અરેરે ! આ છોકરાંઓએ શું માંડ્યું છે ?! એમને ખબર નથી, પોતે શું જોખમ વહોરે છે ?! એક બાજુ આ પોતે જોયા કરે ને બીજી બાજુ આ પ્રકૃતિ એનું બોલે છે, તે ય દેખાય. 'બસ બાળે છે, આમ કરે છે.' એમાં આપણા બાપનું કંઈ જતું રહ્યું ?! પ્રકૃતિ ડહાપણ કર્યા વગર રહે જ નહીંને !

પ્રકૃતિને જોવી ને એની જોડે વાતોચીતો કરવી. 'કેમ છો, કેમ નહીં, ચા પીશો ? દોઢ કપ ? ભલે પીઓ. એ જ જ્ઞાતા-દ્રષ્ટાપણું ! પ્રકૃતિ જોડે એડજસ્ટ થતાં આવડવું જોઈએ. પ્રકૃતિ તો સુંદર સ્વભાવની છે.

દાદાશ્રી કહે, 'અમારી પ્રકૃતિને મઠિયા ભાવે', તે અમેરિકામાં બધાં જાણી ગયા. તે બધે મઠિયાં મૂકે. પણ તેમાં માત્ર બે જ જણને ત્યાં ખાધા. બીજા ચાખીને રહેવા દે, એટલે કોઈને માન્યામાં ના આવે કે દાદાને મઠિયાં ફાવે છે. મઠિયા નહીં, પણ મઠિયામાં રહેલો સ્વાદ એ દાદાની પ્રકૃતિમાં છે !

પ્રકૃતિનું પાછું કેવું કે આજે જે ભાવે તે બે દહાડા પછી જરીકે ના ભાવે ! એટલે પ્રકૃતિનો સ્ટડી કરવા જેવો છે.

### [૧.૯] પુરુષમાંથી પુરુષોત્તમ !

પુરુષાર્થ બે પ્રકારના. એક પુરુષ થઈને પ્રકૃતિને જુદી નિહાળે, એ રિયલ પુરુષાર્થ અને બીજો ભ્રાંત પુરુષાર્થ, સારા-ખોટાનું ફળ મળ્યું તે.

પુરુષ અને પ્રકૃતિની શક્તિમાં શું ફેર ? પુરુષ શક્તિ પુરુષાર્થ સહિત હોય, સ્વપરાક્રમ સહિત હોય. એ શુદ્ધાત્મા થયા પછી જ પ્રગટે.

બાકી બધું પ્રાકૃત શક્તિ. પ્રકૃતિમાં તન્મયાકાર રહે તેથી. જ્ઞાની પણ પ્રકૃતિમાં રહે પણ તેમાં તન્મયાકાર ના રહે. જ્ઞાની સત્‌ની જોડે બેઠેલા હોય ને તેની પાસે આપણે બેસીએ એટલે આપણે પણ સત્‌ની ખૂબ જ નજદીક થઈએ.

પુરુષ અને પ્રકૃતિને કઈ રીતે જુદા પડાય ? પુરુષ અકર્તા છે ને પ્રકૃતિ કર્તા છે. જ્યાં જ્યાં ક્રિયા ત્યાં પ્રકૃતિ.

ભેદવિજ્ઞાન પામ્યા પછી પુરુષ અને પ્રકૃતિ જુદાં પડે છે. પછી જ્ઞાનીની આજ્ઞા પાળે એટલે પુરુષોત્તમ થઈને ઊભો રહે. જેને પોતાપણું નથીને તે પુરાણ પુરુષ પુરુષોત્તમ ભગવાન કહેવાય ! ('હું કહું છું તે મારું કેમ સાંભળતા નથી ?' એ પોતાપણું.)

પુરુષ આત્મસ્વભાવનો ભોક્તા છે ને વિશેષભાવનો (સુખ-દુઃખનો) ભોક્તા અહંકાર છે. જીવાત્મામાંથી અંતરાત્મા ને અંતે પરમાત્મા. પુરુષ એ અંતરાત્મા ને પુરુષોત્તમ એ પરમાત્મા. પુરુષ થયા પછી પુરુષોત્તમ એની મેળે જ થયા કરે.

## [૧.૧૦] પ્રકૃતિને નિહાળી રહ્યો તે પરમાત્મા !

પ્રકૃતિને નિર્દોષ જુએ એ પરમાત્મા. તે વખતે આનંદ, મુક્તાનંદ મળે !

બે પ્રકારનાં પારિણામીક જ્ઞાન. એક આત્માનું ને બીજું પ્રકૃતિનું. પ્રકૃતિના પારિણામીક જ્ઞાનને નિર્દોષ જોયું તો છૂટ્યા. નહીં તો ગુંચવાડામાં પડ્યા !

નિર્દોષ કયો ભાગ દેખાડે છે ? કેવળજ્ઞાનના અંશો.

કોઈ ગાળો આપે તો જ્ઞાનીને કેવું રહે ? આ મારો ઉદય સ્વરૂપ છે અને એનોય ઉદય સ્વરૂપ છે. એને એ નિહાળે. જીવમાત્રને જ્ઞાની શુદ્ધ સ્વરૂપે જુએ અને પ્રકૃતિને ઉદય સ્વરૂપે નિહાળે ! એટલે આત્માથી આત્માને જુએ અને દેહદષ્ટિથી ઉદય સ્વરૂપને નિહાળે !

પ્રકૃતિને નિરંતર જોવામાં રૂકાવટ કોની ? આવરણની. એ આવરણ

તૂટે કઈ રીતે ? જ્ઞાનીના ચરણે પ્રત્યક્ષ વિધિઓ કરવાથી આવરણો તૂટતા જાય.

જ્ઞાનીને વિધિ વખતે થતી સૂક્ષ્મતર ને સૂક્ષ્મતમ ભૂલો દેખાય. જે કોઈને ય હરકતકર્તા ના હોય. તેને તરત જ તે ધોઈ નાખે.

પ્રકૃતિને જાણે ત્યાંથી ભગવાન થવાની શરૂઆત થઈ અને જાણ્યા પછી પ્રકૃતિને પૂર્ણ ખપાવી દે સમભાવે નિકાલ કરીને, તે ભગવાન થાય ! પ્રકૃતિને ખપાવવાની એટલે શું ? એને સમભાવથી ખપાવવી. મનને ઊંચું નીચું થવા દેવું નહીં, કષાયોને મંદ કરીને ખપાવવા. ભગવાન મહાવીર એક પુદ્ગલને જ જોતા હતા. એટલે પ્રકૃતિને માત્ર નિહાળો, નિહાળો, નિહાળો ! એ જ ખરી સ્વરૂપ ભક્તિ !

વિધિઓ બોલે એ ફાઈલ નંબર વન અને શુદ્ધાત્મા તેને જાણે કે શું બોલાયું ! ક્યાં કાચું પડ્યું ? બેઉનું કાર્ય જુદું જ. પ્રકૃતિને નિહાળે એ સ્વરમણતા. દાદાનું નિદિધ્યાસન, સ્મરણ એ આત્મરમણતા જ કહેવાય. કારણ જ્ઞાની પુરુષ એ જ પોતાનો આત્મા છે ! મૂળ આત્મા જ્યાં સુધી ના પકડાય ત્યાં સુધી 'પ્રત્યક્ષ જ્ઞાની એ જ મારો આત્મા છે' એમ કરીને ચાલ !

પ્રકૃતિને નિહાળે તે પુરુષ અને પ્રકૃતિને નિહાળી રહ્યો તે પરમાત્મા !

મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર શું કરે છે એને જુએ. એને નિહાળવાના છે આખો દહાડો.

પુરુષ અને પરમાત્મામાં શું ફેર ? પુરુષ પરમાત્મા થઈ રહ્યો છે. હજી ફાઈલો ખરીને ! પરમાત્માને કશું કરવાનું જ ના રહ્યું, કેવળ જ્ઞાતા-દ્રષ્ટા ને પરમાનંદી. કોઈ ફાઈલ રહી જ નહીં એને !

પુરુષ પ્રેક્ટિસ કરે છે જુદાપણાની. ગાળો આપે ત્યારે જ્ઞાન હાજર રાખે કે હું કોણ ને ગાળ આપનારો કોણ ? બન્ને અકર્તા.

પ્રકૃતિને ભૂલવાળી કહેવી એ ભયંકર ગુનો છે.

પ્રકૃતિ ગુણોથી પોતાપણું ઊભું થયું છે. પોતાપણાને નિહાળે ત્યારે એ ધીમે ધીમે ઓછું થાય. પોતાપણામાં આખી પ્રકૃતિને નિહાળવાની.

અક્રમ વિજ્ઞાની દાદાશ્રીએ તો પ્રકૃતિનું આખું વિજ્ઞાન ખુલ્લું કરી દીધું છે કે જે કોઈ ઠેકાણે ના જડે અને છેલ્લે 'હું બાવો ને મંગળદાસ' ના ફોડે તો ખુલાસાની હદ કરી નાખી !

## [૨.૧] દ્રવ્યકર્મ

દ્રવ્યકર્મ-ભાવકર્મ-નોકર્મથી જગતનાં તમામ જીવો બંધાયેલાં છે. આ ત્રણ ગાંઠો તૂટી જાય તો જીવમાંથી પરમાત્મા થાય !

સામાન્યપણે લોકો શું સમજે છે ? ખાવા-પીવાના જે ભાવ થાય છે એ ભાવકર્મ અને જમ્યા એ દ્રવ્યકર્મ. ખરી રીતે એવું નથી.

દ્રવ્યકર્મ-ભાવકર્મ સૂક્ષ્મમાં હોય છે. દ્રવ્યકર્મ મફતમાં મળેલા છે. એ આવરણ રૂપે છે. આખી જિંદગીનાં કર્મોનું સરવૈયું આઠ પ્રકારનાં કર્મોમાં વહેંચાઈ જાય છે, જેને દ્રવ્યકર્મ કહે છે. તેના ફળ રૂપે આ ભવમાં ઊંધા ચશ્મા (આવરણો) અને દેહ એમ બે મળે છે. જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય ને અંતરાય એ ઊંધા ચશ્મા, ચાર પાટા અને અને નામ, ગોત્ર, વેદનીય ને આયુષ્ય આ ચાર દેહરૂપે મળે છે. આ જન્મથી જ આઠેય કર્મો હોય.

દેહ ને આત્મા જુદા છે છતાં એક ભાસે છે એ શેનાથી ? દ્રવ્યકર્મનાં ઊંધા ચશ્માથી. સંસાર ઊભો થવાનું મૂળ કારણ જ દ્રવ્યકર્મ છે. ઊંધા ચશ્માને લીધે ભાવ એવા ઊંધા થવા માંડ્યા. ભાવકર્મ પછી જાતજાતની ઇચ્છાઓ ઊભી થઈ. દ્રવ્યકર્મના જેવાં ચશ્મા તેવું દેખાય. કોઈને લીલું, કોઈને પીળું, તો કોઈને લાલ. દરેકને જુદાં જુદાં ચશ્મા હોવાથી જુદું જુદું દેખાય ને તેને કારણે મતભેદો થાય ! ચશ્માથી આ મારી વહુ ને આ મારો સસરો એમ દેખાય ! આ ઊંધું જ્ઞાન ને ઊંધું દર્શન. દ્રવ્યકર્મ બંધાયા તેનાથી 'દૃષ્ટિ' જે ઊંધી થઈ તેનાથી બધું ઊંધું દેખાય છે ! ભાવ પણ ઊંધા-ચત્તા તેથી થાય છે ! નહીં તો પોતે 'પરમાત્મા' છતાં ભીખ માંગવાનો ભાવ ક્યાંથી થાય છે ? કારણ કે આ ઊંધા ચશ્મા ! બહેરો, આંધળો, મૂંગો કેમ ? ભાવકર્મ બગાડેલાં, તેના ફળરૂપે આ દેહરૂપી દ્રવ્યકર્મ બગડેલું આવ્યું !

આઠ કર્મો શું છે ?

જ્ઞાનાવરણ :- અનંત જ્ઞાન છે પણ આવરણને લીધે જ્ઞાન આવરાયું. જાણવામાં ફેર પડ્યો.

દર્શનાવરણ :- અનંત દર્શન છે પણ આવરણને લીધે દર્શન આવરાયું સૂઝ ના પડે.

મોહનીય :- દર્શનાવરણ ને જ્ઞાનાવરણને કારણે મોહનીય ઉત્પન્ન થયું.

અંતરાય :- મોહનીયને કારણે અંતરાય થયાં. બ્રહ્માંડનો સ્વામી હોવા છતાં જુઓ કેવી ભિખારી જેવી દશા થઈ છે ?! અંતરાય કર્મને લીધે.

વેદનીય :- ટાઢ, ગરમી, ભૂખ લાગે એ બધું વેદનીય કર્મને લીધે.

નામરૂપ :- નામ ધર્યું ચંદુ, પાછો હું ગોરો છું, ઊંચો છું તે.

ગોત્ર :- સારો પૂજ્ય માણસ, ખરાબ નિંદ્ય માણસ એ ગોત્ર.

આયુષ્ય :- જન્મ્યો તે પાછો મરવાનો.

દ્રવ્યકર્મ એ સંચિત કર્મ કહેવાય. અને ફળ આપવાને સન્મુખ થાય ત્યારે તેનું પ્રારબ્ધ કર્મ થાય.

જેવું આવે તેનો સમતાભાવે નિકાલ કરી નાખે તે દ્રવ્યકર્મથી છૂટાય. જ્ઞાન-દર્શનના પાટા ચોખ્ખા થઈ જાય તો બધું સીધું થઈ જાય. અક્રમ જ્ઞાનથી પાટા ચોખ્ખા થઈ જાય છે. દર્શનાવરણ અને મોહનીય સંપૂર્ણ ખત્મ થાય છે !

## [૨.૨] જ્ઞાનાવરણકર્મ

દ્રવ્યકર્મને દાદાશ્રી મીણબત્તીનું ઉદાહરણ આપી સુંદર રીતે સમજાવે છે. મીણબત્તીમાં શું શું હોય ? મીણ હોય, વાટ હોય. એને દીવાસળીથી સળગાવે તે પ્રકાશ આપે ત્યારે આખી મીણબત્તી કહેવાય. મીણબત્તી છે તે દ્રવ્યકર્મ છે તે નિરંતર ઓગળ્યા જ કરે અને નવું દ્રવ્યકર્મ ઉત્પન્ન થયા કરે, જેમ જેમ તે સળગે તેમ તેમ. આમાં જ્ઞાનાવરણ છે.

જ્ઞાનાવરણ કર્મથી જ્ઞાનમાં આગળ ના આવે. એ પ્રકાશ થવા દેતું નથી. જ્ઞાન સંપૂર્ણ છે, છતાં પડદાને કારણે જ્ઞાન પ્રગટ થતું નથી.

બે-ચાર દૂધીઓ પડી હોય, તેમાં કઇ કડવી ને કઈ મીઠી તે શી રીતે જણાય ? સામાન્ય રીતે ચાખીને. ચાખીને એટલે એ ઈન્દ્રિયજ્ઞાન કહેવાય. બુદ્ધિથી ડિરેક્ટ ખબર પડતી નથી માટે જ્ઞાનાવરણ. એ ખસે કે વગર ચાખે જ બધી ખબર પડી જાય! અરે, આખાં બ્રહ્માંડનું પરમાણુ એ પરમાણુ કેવા જ્ઞાનમાં ઝળકે !

જ્યાં જ્ઞાન અપાતું હોય ત્યાં પ્રમાદ સેવાય, તેનાથી જ્ઞાનાવરણ ને દર્શનાવરણ કર્મ બંધાય. ઉપદેશો-વ્યાખ્યાનો સાંભળીએ પણ કંઈ ફેરફાર ના થાય, ઊલ્ટો બગડે, તેને જ્ઞાનાવરણ-દર્શનાવરણ કર્મ બંધાય !

'તમે આમાં ના સમજો' એવું કોઈને કહેવું એ મોટામાં મોટું જ્ઞાનાવરણ કર્મ કહેવાય. તો શું કહેવાય ? 'ભાઈ, વિચારો, તમે જરા વિચારો તો ખરાં ! એટલું જ કહેવાય.

જ્ઞાની પાસે જ્ઞાનાવરણ તૂટે. પણ પોતે વાંકો હોય તો ત્યાં ય વાંકો જ ચાલે !

મૂળ જ્ઞાનાવરણ કોને કહેવાય ? 'હું ચંદુ, આનો ધણી, હું વકીલ' એ જ્ઞાનાવરણ. આત્માનું જ્ઞાન મળે એટલે એ આવરણ તૂટે. પછી જ્ઞાનીની આજ્ઞા પાળે તેટલી પ્રગતિ થાય. સમાધિ વર્તે ! સ્વરૂપ જ્ઞાન મળે એટલે અજ્ઞાન પૂરું જાય. પણ જ્ઞાનાવરણ બધું ના જાય. બીજનું આવરણ તૂટ્યું પછી આજ્ઞામાં રહે તેનાથી પૂનમ સુધી, સંપૂર્ણ નિરાવરણ પદ સુધી પહોંચાય!

## [૨.૩] દર્શનાવરણકર્મ

દર્શનાવરણ એટલે દર્શન ઉપર આવરણ. જેમ આંખને મોતીયાનું આવરણ આવે ને તેને ના દેખાય, તેમ આત્મા ઉપર આવરણ આવે એટલે જેમ છે તેમ ના દેખાય.

નાનો હોય ત્યારે બધા એને કહે કે 'તું ચંદુ' તો ધીમે ધીમે એને પહેલાં શ્રદ્ધામાં બેસે એ દર્શનાવરણ, પછી એને જ્ઞાનમાં ફીટ થાય,

અનુભવ થાય એટલે એ જ્ઞાનાવરણ. જ્ઞાનાવરણ ને દર્શનાવરણ બે ભેગાં થાય એટલે મોહનીય ઉત્પન્ન થાય. પછી બધો જ સંસારનો વેપાર ચાલુ થઈ જાય. પછી અંતરાયો પડે.

દર્શનાવરણથી સૂઝ ના પડે. તપ કરે, ધ્યાન કરે, એનાથી થોડુંક આવરણ ખસે એટલે કંઈક સૂઝ પડે. સૂઝ પડવી-ના પડવી એ દર્શનાવરણ કર્મ કહેવાય. સૂઝ એ દ્રવ્યકર્મ છે. કેટલીક બેનો દોઢ કલાકમાં ફુલ જમણ બનાવી દે ને કેટલીક ત્રણ કલાક સુધી ગૂંચવાયા કરે. એ દર્શનાવરણને કારણે.

ગમતાં મહેમાન આવે ને આપણે ખુશ થઈએ તો સૂઝ વધારે પડે ને ના ગમતા આવે ત્યારે કહીએ કે 'અત્યારે કંઈથી મૂઆ !' તેનાથી સૂઝ ઓછી થઈ જાય ! આમ આપણે આપણી મેળે પાટા બાંધ્યા છે.

સમજ અને સૂઝમાં શું ફેર ? સમજને સૂઝ કહેવાય. સમજ એ દર્શન છે. તે વધતું વધતું ઠેઠ કેવળ દર્શન સુધી પહોંચે !

દર્શન ઊંચી વસ્તુ છે. જેમ જેમ સમસરણ માર્ગમાં આગળ વધતા જાય તેમ તેમ તેનું 'ડેવલપમેન્ટ' વધતું જાય, તેમ તેમ દર્શન ઊંચે જાય. એમ કરતાં મહીં પ્રકાશ લાધે કે 'હું શુદ્ધાત્મા છું, ચંદુભાઈ નથી', ત્યાં દર્શન નિરાવરણ થાય ! જેમ આવરણ ખસે તેમ સૂઝ વધે.

આત્માનો એક ભાગ છે જે આવરાયેલો છે તે આવરણમાંથી ઉદય થયેલો ભાગ સૂઝ છે અને તે જ દર્શનાવરણ તરીકે ગણાય છે. અને એમાંથી સૂઝ વધતાં વધતાં અંતે સર્વદર્શી થાય છે !

વ્યવહારમાં જ્ઞાનાવરણ-દર્શનાવરણ કઈ રીતે ઓળખાય ? એક માણસને ધંધામાં સૂઝ પડતી નથી. તેથી ધંધો બગડ્યો. તે દર્શનાવરણ અને ધંધાની જાણકારી નથી કે ધંધો કેમ ચલાવવો તે જ્ઞાનાવરણ.

'હું શુદ્ધાત્મા છું' એવી સમજ પડી, સૂઝ પડી એ દર્શનાવરણ તૂટ્યું તેથી. હવે 'હું શું છું' એ પૂરેપૂરી જાણકારી નથી તે જ્ઞાનાવરણીય કર્મ. દાદાશ્રી જ્ઞાન આપે છે ત્યારે દર્શનાવરણ પૂરું તૂટે છે. જ્ઞાનાવરણ ધીમે ધીમે તૂટે છે ! રોંગ બિલિફ એ દર્શનાવરણ ને રોંગ જ્ઞાન એ જ્ઞાનાવરણ.

## [૨.૪] મોહનીયકર્મ

મોહનીય એટલે જે પોતે નથી ત્યાં પોતાપણું માનવું અને જે રિલેશન છે તે પોતાનાં માનવા તે ! આ ધણી-છોકરાં પોતાનાં નથી છતાં પોતાનાં માનવા તે મોહનીયકર્મ.

નગીનદાસ શેઠ કો'ક દા'ડો દારૂ વધારે પી કાઢે ને પછી તે શું બોલે ? 'હું હિન્દુસ્તાનનો પ્રેસિડન્ટ છું!' આપણે શું ના સમજીએ કે આ દારૂનો અમલ બોલે છે ?! તેવી રીતે 'હું ચંદુ, આનો દીકરો, આનો ધણી' એવું બોલવું એ બધું મોહના અમલને લીધે બોલે છે !

મૂળ મોહ, 'હું ચંદુભાઈ છું' એવું માનવું તે પછી મોહની પરંપરા સર્જાણી.

મોહ, મહામોહ ને વ્યામોહ એટલે શું ? વ્યામોહ એટલે વિશેષ મોહ. એટલે મૂર્છિત થઈ ગયો. બેભાન થયો ને મોહમાં ભાન હોય. મહામોહમાં ય ભાન હોય. ખબર છે કે મોહ કરવા જેવો નથી, છતાં ચશ્માનાં કારણે આકર્ષણ થાય. દેખાતું બંધ થાય, અનુભવમાં આવતું બંધ થાય, તેનાથી મોહ ઉત્પન્ન થાય. બીજા શબ્દમાં દર્શનાવરણ ને જ્ઞાનાવરણને કારણે.

જેમ માથે પાર વગરનું દેવું હોય, છતાં બજારમાં ફટાકડાં દેખે ને મૂર્છિત થઈને લઈ લે ! એ મોહ.

અનંત મોહ છે તેની સામે 'હું અનંત સુખનું ધામ છું' આવું બોલવાથી મોહમાંથી નીકળી જવાય.

આઠેય કર્મોમાં ભારેમાં ભારે કર્મ છે મોહનીય. એને કર્મોનો રાજા કહ્યો છે ! એ જ્ઞાનીની કૃપા વિણ ના જાય.

દર્શન મોહનીયને મિથ્યાત્વ કહેવાય. ચાર ઘાતીકર્મની પ્રબળતા એ મિથ્યાત્વ.

મિથ્યાત્વથી આગળ વધે એટલે એના ત્રણ ભાગ પડે. ૧) મિથ્યાત્વ મોહ ૨) મિશ્ર મોહ ૩) સમ્યક્ત્વ મોહ.

મિથ્યાત્વ મોહ મંદ થાય ત્યારે મિશ્રમોહનીયમાં આવે. મિશ્રમોહ એટલે સંસારે ય ખરો ને મોક્ષે ય ખરો, બેઉ ખરું. મિથ્યાત્વમોહનીય ને મિશ્રમોહનીય જાય ત્યારે સમકિત થાય. ક્રોધ-માન-માયા-લોભ ચારેય જાય ત્યારે સમકિત થાય. પહેલું ઉપશમ સમકિત, તે અર્ધ પુદ્ગલ પરાવર્તન કાળ સુધી ભટક ભટક કરે. પછી ક્ષયોપક્ષમ સમકિતમાં આવે. બહુ કાળ ભટક્યા પછી ક્ષાયક સમકિત થાય. સમ્યક્ત્વમોહનીય પણ જાય ત્યારે ક્ષાયિક સમકિત થાય. ત્યારે પછી નિઃશંક આત્મા પ્રાપ્ત થાય. અક્રમ વિજ્ઞાનથી સીધો જ નિઃશંક આત્મા પ્રાપ્ત થાય છે.

અક્રમમાં દર્શન મોહનીય ને દર્શનાવરણ બેઉ સાથે જ તૂટે. આ અક્રમ વિજ્ઞાન આ કાળની અજાયબી છે ! ધન્ય છે આ કાળને પણ !

દ્રવ્યકર્મ બંધાવાનું મુખ્ય કારણ, મોહનીય. જે અક્રમ જ્ઞાનથી પૂર્ણ ઊડે છે. હવે જે મોહ રહેલો દેખાય તે ચારિત્રમોહ, ડિસ્ચાર્જ મોહ જ રહ્યો મહાત્માઓને !

## [૨.૫] અંતરાયકર્મ

હોય છતાં ના વપરાય એ અંતરાય. પોતાનામાં અનંત જ્ઞાન છે, અનંત દર્શન છે, અનંત શક્તિ છે, અનંત સુખ છે, અનંત વીર્ય છે છતાં કેમ ઈચ્છિત વસ્તુઓ ભેગી થતી નથી ? અંતરાય કર્મ છે તેથી.

અજ્ઞાન દશામાં મન-વચન-કાયાનાં યોગમાં પોતે નિરંતર તન્મયાકાર રહેવાથી અંતરાય પાડી દે છે. દા.ત. કોઈ મંદિરમાં દાન આપતો હોય તો તેને અટકાવતાં શું કહે કે મંદિરમાં નાખો છો, એના કરતાં ગરીબોને ખવડાવો ને ! સ્કૂલો-દવાખાના બાંધોને ! હવે ત્યાં મંદિરના અંતરાય પાડે છે ને બીજે આપવાનું પુણ્ય બાંધે છે. આ બુદ્ધિનું ડહાપણ છે બધું !

લાભાંતરાય, ભોગાંતરાય, ઉપભોગાંતરાય, દાનાંતરાય, વીર્યાંતરાય આવાં મુખ્ય પાંચ પ્રકારનાં અંતરાયો છે. આ અંતરાયો પોતે જ પાડેલા. ગયા ભવમાં પાડ્યા હોય, તેનું આ ભવમાં ફળ મળે. જેને જેને તરછોડ મારી હોય તે આ ભવમાં પાછું ભેગું ના થાય.

ખાવા-પીવામાં અંતરાય હોય તેને ઘેર બત્રીસ ભાતનું ભોજન હોય

પણ ડૉક્ટરે ચરી પાળવાની કહી હોય ! રોટલો ને છાશ જ ખાવ !

ઘણીવાર ફરજોને કારણે સામાને આંતરો પાડવો પડે છે, ત્યારે તેનું તુર્ત જ પ્રતિક્રમણ કરી લેવું જોઈએ.

બૈરી શરીરે ભારે હોય, જરા ભાત વધારે ખાવા જોઈતો હોય, તો તેને ધણી કચકચ કરે ! ખાવા ના દે ! અલ્યા, તેં આ પાડ્યો અંતરાય !

ઘણાંને પ્રશ્ન થાય તો શું ડાયાબિટિસવાળાને મીઠાઈઓ ખાવા દેવી ? એ જો ના માને તો પછી શું થાય? આપણા દેખ્યાનું જ ઝેર છે ને ! છાનોમાનો તો ખાતો જ હોય ને ! જાણે આપણે જોતાં જ ના હોઈએ તેમ રાખવું. હા, આપણે ના ખાશો નહીં કહેવાનું. આપણે એમને વિગતથી બધું સમજાવાનું કે આનાથી શું નુકસાન થાય પણ પોલીસ એક્શન ના લેવાય, સમજાવાય.

આપણે કોઈને ખૂબ આગ્રહ કરીને જમાડીએ તેનાથી પોઝિટિવ અંતરાય પડે ? ના, તેનાથી ઊલ્ટો અંતરાય તૂટે.

આપણા ખેતરમાં ઢોરાં ભેલાડી જતાં હોય તો તેને હાંકી કાઢીએ તેનાથી કંઈ અંતરાય પડે ? ના પડે. ખરેખર અંતરાય એટલે શું ? કોઈ દાન આપતો હોય ને તેને આંતરે કે અહીં ના આપીશ, છેતરાઈશ. તે પોતાની અક્કલ વાપરે કે જો હું કેવી એને સમજણ પાડું છું. હું અક્કલવાળો ને આ કમઅક્કલનો ! આનાથી અંતરાય પડે છે.

અંતરાયવાળાને તો પોતે ધીરેલા પૈસા ય પાછાં ના મળે. વરસોના વરસો સુધી ધક્કા ખાયા જ કરવા પડે !

દાદાશ્રી નિરંતરાય પદમાં હતા. વિચાર કરતાં પહેલાં વસ્તુ હાજર!

દવા કરવાથી અંતરાય પડે દર્દ ઉપર ? દવા પીવો તે અંતરાય નહીં પણ દવાના વિચાર કરીએ છીએ તે અંતરાય. ડૉક્ટર ખરાબ છે, વૈદ સારો છે, એ અંતરાય. વિચાર કર્યા તે બધા અંતરાય. આને 'જોયા' કરવું એ પુરુષાર્થ !

પ્રકૃતિને આડું અંતરાય નહીં કરવાનાં. આમ કરવું કે ના કરવું એવું

બોલ્યા કે અંતરાય પાડ્યા ! એ અહંકાર કહેવાય. પ્રકૃતિ શું કરે છે એ 'જોયા' કરવાનું. એક પુદ્ગલ જ જોયા કરવાનું.

દાદાશ્રી કાને ઓછું સાંભળતા. તેનું રહસ્ય ખુલ્લું કરતાં કહેતાં, ''ગયા ભવમાં સાચો માણસ અમને એની સાચી વાત કહેવા આવે તો અમે તેને સાંભળીએ નહીં ને છીટ્ છીટ્ કરી નાખીએ. અહંકાર કર્યો. ખોટાનું ય ખોટું શાંતિથી સાંભળવું જોઈએ. તે આ છીટ્ છીટ્ કર્યું, તેનું સાંભળવાના અંતરાય પડ્યા ને ફળમાં આવ્યું બહેરાપણું !'' જો હીયરિંગ એઈડ (સાંભળવાનું મશીન) મૂકાવે તો અંતરાય પૂરા ના પતે. એટલે એમણે તે ના મૂકાવ્યું.

વસ્તુ એક જ વાર ભોગવે તેને ભોગ કહેવાય ને વારેવારે ભોગવે તેને ઉપભોગ કહેવાય. ખાવાનું ભોગ કહેવાય ને કપડાં ઉપભોગ કહેવાય.

મૂળ જ્ઞાનાંતરાય, તેનાથી બધાં અંતરાયો પડે. કોઈને કંઈ પણ પ્રકારનો લાભ થતો હોય, તેને આપણે આંતરીએ તેને લાભાંતરાય પડે.

અનંતવીર્ય તીર્થંકરોને હોય. જરાક હાથ મૂકે ને ક્યાંનો ક્યાં ફેરફાર થઈ જાય !

અંતરાયકર્મ તૂટે કઈ રીતે ? જેનાથી અંતરાય પડ્યા, તેના વિરોધી સ્વભાવથી અંતરાય તૂટે.

અંતરાયકર્મની વિધિ કરવાથી જ્ઞાનાંતરાય પડે છે, એમ દાદાશ્રી કહે છે. જ્ઞાનની વિધિ કરવાની હોય તેને બદલે આ અજ્ઞાનની વિધિ કરે છે, તેથી જ્ઞાનાંતરાય પડે.

આયુષ્ય ટૂંકું હોય તો તે આયુષ્ય કર્મના આધીન. ધર્મમાં મતમતાંતરતાથી ઘણાં અંતરાયો પડે છે !

સાચાને સાચો રસ્તો ના કહો તો જ્ઞાનનાં અંતરાય પડે. પ્રત્યક્ષ જ્ઞાની મળે તો તેમની પાસેથી બધાં જ અંતરાયો તૂટે. પણ અંતરાય હોય તો તેને થાય કે 'હજી શું ઉતાવળ છે ?' 'દાદા ભગવાનનું' નામ લે તો ય અંતરાય તૂટે !

દાદાશ્રી બે કલાકમાં રોકડો મોક્ષ આપતા તોય લોકોને શંકા પડે એમ તે કંઈ થતું હશે ? તે પાડ્યા અંતરાય મોક્ષના ! કોઈ પામતો હોય તેમાં અંતરાય નાખે. દાદાનાં સત્સંગમાં જવા ના દે તે મોટો અંતરાય પડ્યો !

કેટલાંકને પ્રત્યક્ષ-પ્રગટ આત્મજ્ઞાની મળે છતાં મનમાં એમ થાય કે આપણે તો આપણા ધર્મનું કરીએ છીએ કે ગુરુનું કરીએ છીએ, આ બરાબર છે, હવે બીજું કેમ કરાય ? આ જ એના અંતરાય. પોતે જ આંતરો નાખ્યો, જે પોતાને જ નડે. જ્ઞાનીના અંતરાય તોડવા શું કરવું ? પોતે જાતે નક્કી કરે કે મારે મોક્ષનો અંતરાય તોડવો છે. પછી જ્ઞાનીને કહે કે કૃપા કરી અંતરાય તોડી આપો. તે જ્ઞાની તોડી આપે.

અંતરાય વગરનો હોય તે તો જ્ઞાનીને દેખતાં જ ઠરી જાય, પામી જાય !

કેટલાંક લોકો તો વર્ષોથી ભાવના કરતા હોય કે દાદાનાં દર્શન કરવા છે, પણ અંતરાય હોય તેથી ના અવાય. માણસને બધાં અંતરાય તૂટે, લાભાંતરાય, ભોગાંતરાય, ઉપભોગાંતરાય પણ જ્ઞાનાંતરાય જલ્દી ના તૂટે. જ્ઞાનીના અંતરાયવાળો તો દાદાના ઘરના પગથિયા ચઢીને પાછો ઉતરીને જતો રહે ! આવાં જ્ઞાની દસ લાખ વર્ષે જન્મે ! ત્યાં તો કેવા અંતરાય લાવ્યો છે જીવ !

પ્રત્યક્ષના અંતરાય ઘણાંને પડે. પરોક્ષના તૂટેલા હોય. પ્રત્યક્ષનાં અંતરાય જાણકારને હોય, અજાણ્યાને ના હોય.

અંતરાયકર્મ તોડવા શું કરવું ? પ્રતિક્રમણ રોજ કરવું કે 'હે ભગવાન ! મારા અંતરાયકર્મ દૂર કરો. પાછલી ભૂલો માફ કરો.' રોજ આવી પ્રાર્થના કરવી.

જ્ઞાન-દર્શનનાં અંતરાય શેનાથી પડે ? આડો માણસ દરેક વાતમાં આડું બોલે. જ્ઞાનીનું આડું બોલે. સંતો-ભક્તોનું આડું બોલે. તેનાથી આવાં અંતરાય પડે.

આત્માને મોક્ષ બહુ દૂર નથી, માત્ર અંતરાય જ વચ્ચે નડે છે !

જ્ઞાન આપી, અજ્ઞાન કાઢી જ્ઞાનાંતરાય જ્ઞાની તોડી આપે. જ્યાં જ્ઞાનીનો, તીર્થંકરોનો વિનય ધર્મ ખંડીત થતો હોય ત્યાં જ્ઞાની પણ અંતરાય તોડી ના શકે. મોક્ષમાર્ગમાં વિનય ધર્મ મુખ્ય છે. તેમાંય જ્ઞાની માટે તો એક અવળો વિચારે ય ના આવવો જોઈએ.

દર્શનમાં હોય પણ વર્તનમાં ના હોય. તે વર્તનનાં અંતરાય હોય તેથી.

કેટલાંક ધર્મના પુસ્તકો બાળી નાખે, મૂર્તિ તોડી નાખે, ફોટા બાળી નાખે, ફાડી નાખે, તેનાથી જ્ઞાનાંતરાય બહુ પડે. કોઈના ધર્મનું પ્રમાણ દુભવીને આપણે ક્યારેય સુખી ના થઈ શકીએ. એનું ફળ આવ્યા વગર ના રહે. હિન્દુ-મુસ્લિમ અંદરોઅંદર ધર્મના નામે કાપાકાપી કરે, તેનું ફળ દરેકને પોતાને અચૂક આવશે જ. એ છોડશે નહીં.

સત્સંગમાં આવવાનો દૃઢ નિશ્ચય કરે તો સત્સંગના અંતરાય તૂટે. નિશ્ચયમાં એવું બળ હોય છે કે જેનાથી ગમે તેવા અંતરાય તૂટી જાય ! 'સત્સંગમાં શું રોજ રોજ જવાનું ?' એનાથી પડે સત્સંગનાં અંતરાય ! અનિશ્ચયથી અંતરાય પડે.

અક્રમ જ્ઞાનથી પોતાનું પરમાત્મપદ પ્રાપ્ત થાય છે ! પણ એમાં તન્મયાકાર સતત રહેવાય નહીં ને !

ઇચ્છા કરવાથી અંતરાય પડે ! જેમ ઇચ્છા ઘટે તેમ અંતરાય તૂટે.

જ્ઞાનીને ઇચ્છા જ ના હોય કોઈ. તેથી તેમને કોઈ ચીજના અંતરાય ના હોય. ઠેઠ મોક્ષ સુધીનું નિરંતરાય પદ હોય તેમનું ! જે કંઈ ઇચ્છાઓ દેખાય તે ડિસ્ચાર્જ ઇચ્છાઓ હોય. ચાર્જ ઇચ્છાઓ તો તેમની સદંતર બંધ થઈ ગયેલી હોય !

'મોક્ષે જતાં કોઈની તાકાત નથી કે મને અટકાવી શકે !' એવું બોલાય નહીં. એવાં ભાવ રખાય કે મારે મોક્ષે જ જવું છે. એમાં કંઈ પણ વચ્ચે આવે તો ય હું અટકીશ નહીં. પણ બોલવું એટલે ઊઘાડો અહંકાર.

ઇચ્છા ને નિશ્ચયમાં શું ફેર ? ઇચ્છા એટલે પોતાની ગમતી વસ્તુ માટે હોય તે અને નિશ્ચય એટલે નિર્ધાર. એમાં ગમવું ના-ગમવાને કંઈ

લેવા-દેવા નહીં. કોઈ કાર્ય કરવું હોય તેનો નિશ્ચય કરવો પડે ને ગમતી વસ્તુ લેવા જઈએ તે ઈચ્છા.

નિર્ણય કરતાં નિશ્ચયમાં જોર વધારે હોય. નિશ્ચયમાં અહંકાર લાગે તે ડિસ્ચાર્જ અહંકાર હોય !

કોઈ દહાડો જમવામાં અંતરાય પડ્યો ?

જેમ જેમ આત્મવીર્ય ઓછું હોય, તેમ તેમ કષાયો વધે.

આત્મવીર્ય તૂટે શેનાથી ? અહંકારથી. આત્મવીર્ય ઘટતું લાગે ત્યારે મોટેથી પચ્ચીસ-પચાસ વાર બોલવું, 'હું અનંત શક્તિવાળો છું.'

મોક્ષે જવામાં અનંત અંતરાયો છે તો સામે અનંત શક્તિઓ પણ છે ! અવળી સામે સવળી શક્તિઓ પણ છે. દાદાશ્રીનું જ્ઞાનસૂત્ર છે કે 'મોક્ષે જતાં વિઘ્નો અનેક પ્રકારનાં હોવાથી તેની સામે હું અનંત શક્તિવાળો છું.'

રોંગ બિલિફથી આત્મા પર અંતરાયો પડ્યા !

આત્માની ચૈતન્ય શક્તિ આવરાઈ છે આ અનેક ઈચ્છાઓથી !

આત્માની તમામ શક્તિ, અનંત ઐશ્વર્ય પ્રગટે છે જ્ઞાનીના સાનિધ્યથી, તેમની કૃપાથી !!!

## [૨.૬] વેદનીયકર્મ

શરીરને ભોગવટો આવે તે વેદનીયકર્મનું પરિણામ છે. વેદનીયકર્મ બે પ્રકારે છે. (૧) શાતાવેદનીય ને (૨) અશાતાવેદનીય. ઠંડી, ગરમી, ભૂખ, તરસ લાગે એ અશાતાવેદનીય. દવાખાનામાં દર્દો જોઈએ તે ય અશાતાવેદનીય. આ દ્રવ્યકર્મ છે.

શાતા એટલે કે સુખ, એને ય વેદનીય કહી ભગવાને. જ્ઞાનીઓ શાતાને સુખ માને નહીં ને અશાતાને દુઃખ માને નહીં. સજ્જડ જ્ઞાન હોય, તે કશું જ ભોગવે નહીં. ભોક્તા એ થાય જ નહીં. આ વેદના દેહની છે એવું માત્ર જ્ઞાની જાણે ! ભોગવે નહીં. વેદનારો આમાં કોણ ? અહંકાર. આત્મા વેદતો જ નથી. જ્ઞાની નિર્અહંકારી હોય. વેદનારો

એમને રહ્યો જ નહીં ને ! કેવળ 'જાણનારો' જ હોય. અજ્ઞાની 'મને બહુ દુઃખે છે, સહન થતું નથી' કરીને બહુ વેદે.

ભગવાન મહાવીરને ય શાતા-અશાતા વેદનીય હતી. કાનમાં બરુ ખોસ્યા ત્યારે ભયંકર અશાતાવેદનીય આવેલી. પણ તેમાં તેમને જબરજસ્ત તપ હોય. એમને દેહની વેદના હોય. પણ માનસિક કે વાણીની વેદના ના હોય.

અક્રમનાં મહાત્માને માનસિક દુઃખ મટી ગયા ! દૈહિક દુઃખ અડે.

પરમ પૂજ્ય દાદાશ્રીને પગે ફ્રેક્ચર થયું ત્યારે તે જરાય અશાતા વેદનીયના ભોક્તા ન હતા. નિરંતર મુક્ત હાસ્ય જ હતું !

દાદાશ્રીને ક્રોનિક બ્રોંકાઈટીસ હતું. કાયમ ઉધરસ હોય. તેને દાદાશ્રી મહાન ઉપકાર માનતા. કારણ કે ઊંઘમાંથી ઉધરસ ઊઠાડી આપેને !

નિરાલંબ દશાવાળાને શાતા-અશાતા અડે જ નહીં. તેને તો માત્ર ''શાતા-અશાતાને સંયોગ જાણું ...''

## [૨.૭] નામકર્મ

હું ચંદુ, હું ગોરો, હું જાડો, હું ઈન્જીનિયર. એ બધું દ્રવ્યકર્મ. નામ-રૂપકર્મ એમાં નામ, રૂપ, ડિઝાઈન બધું આવી જાય.

લોકો ચિત્રગુપ્તે આપણો ચોપડો લખ્યો છે એમ કહે છે. પણ ખરેખર એવી કોઈ વ્યક્તિ લખનારી છે જ નહીં. આ ચિત્રગુપ્તનો ચોપડો નથી પણ ગુપ્ત ચિત્ર છે નામકર્મ તો ! આ ચિતારો જ નામરૂપ કર્મનો છે ! બ્રહ્માએ ઘડ્યા એવું ય કેટલાંક કહે છે, તે ય કલ્પના છે. કોઈ બાપોય નથી એવો ! ભાવમાંથી ચિતરામણ એની મેળે જ થઈ ગઈ છે !

નામકર્મ એ પૂર્વસંચિત કર્મ છે. એના આધારે દરેકના મોઢાં, રૂપ-રંગ જુદાં જ હોય, નહીં તો બધાંનાં એક જ બીબામાંથી મઢેલાં એક સરખા જ મોઢાં ના હોય ?

આત્મહત્યા કરે એ ય નામકર્મના આધારે !

નામકર્મના ઘણાં પ્રકાર છે. ગોરો-કાળો, ઊંચો-નીચો, એ બધું નામકર્મમાં જાય. વળી અંગ-ઉપાંગ, એ બધું નામકર્મમાં જાય. કાનની બૂટ્ટી છૂટ્ટી તે મોક્ષનો અધિકારી. હૃદયમાર્ગી હોય. જેનાં મોટા કાન હોય તે મહત્વાકાંક્ષી હોય, ધર્મમાં કે સંસારમાં.

તીર્થંકરનું નામકર્મ કેવું હોય ? તીર્થંકર બહુ લાવણ્યવાળા હોય. જોતાં જ દિલ ઠરી જાય. એમને બસ જો જો જ કરવાનું મન થાય. એમનામાં આખી દુનિયાનું નૂર હોય !

આદેય નામકર્મ એટલે જ્યાં જાય ત્યાં માન-તાન, આવકાર મળે. અને અનાદેય નામકર્મવાળાને ક્યાંય આવકાર ના મળે. કુળ-જાતિ એ બધું દ્રવ્યકર્મમાં આવી જાય.

યશ અને અપયશ નામકર્મ હોય. કશું ના કર્યું હોય તો ય જશ મળે ને પેલો કરી કરીને અધમૂઓ થાય તો ય કોઈ જશ ના આપે, ઉપરથી અપજશ આપે !

સંતો-ભક્તો ચમત્કાર કરે છે પણ ખરેખર જગતમાં કોઈ માનવીથી ચમત્કાર થઈ શકે જ નહીં. આ તો એમનું યશનામકર્મ જબરજસ્ત હોય, જે તેમને યશ અપાવે.

પરમ પૂજ્ય દાદાશ્રીને તો દરરોજના બસ્સો જણ આવે, જશ આપતાં આવે. ચમત્કાર કરીને સ્તોને ! પણ દાદા જશ ના ખાય, એ તો યશનામકર્મ અમારું કહીને ઊડાડી દે.

દાદાશ્રી પાસે રિલેટિવ પ્રોબ્લેમ્સ માટે વિધિઓ કરાવી જાય તે શું ? દાદાશ્રી કહે કે 'આ તો દેવો જ કરી શકે. તેથી તેમને હું ફોન કરી દઉં ને લાગવગ લગાડું. કારણ કે અમારે બધા દેવો જોડે ઓળખાણ ખરીને !'

યશનામકર્મ કોને મળે ? જેને પોતાનું કરવાની ઈચ્છા નથી, આ બધાનું કેમ કરીને સારું થઈ જાય એ જ રાત-દા'ડો વિચારે. પારકાં માટે જ જીવતા હોય, તેને જબરજસ્ત યશનામકર્મ મળે. એ પુણ્યથી ના મળે. સામાનું કિંચિત્ માત્ર અહિત ના થાય, દુઃખ ના થાય એ જ ખ્યાલ રાખે હંમેશાં. તે યશનામકર્મ બાંધે. 'મારે શું' એવું ક્યારેય દાદાશ્રીને ના થાય.

બૂરું કરવાની ભાવનાથી અપયશનામકર્મ બંધાય.

જગતનું કલ્યાણ કરવાનું, દુશ્મનનું ય કલ્યાણ કરવાનું, જેના રોમે રોમમાં વસેલું હોય તે ઊંચામાં ઊંચું યશનામકર્મ બાંધે !

## [૨.૮] ગોત્રકર્મ

ગોત્રકર્મ બે પ્રકારનાં. ઉચ્ચ ગોત્ર ને નીચ ગોત્ર. ઉચ્ચ ગોત્રવાળાને જ્યાં જાય ત્યાં બધા પગે લાગે અને નીચ ગોત્રવાળાની બધાં નિંદા કરે.

દારૂ પીવે, માંસાહાર કરે, આડે રસ્તે જાય તે બધાં લોકનિંદ્ય થાય. ઉચ્ચ ગોત્રનો અહંકાર કરે, સુપીરિયારિટી કોમ્પલેક્સમાં જાય. નીચ ગોત્રથી ઈન્ફિરિયારિટી કોમ્પ્લેક્સમાં જાય. તેનાથી નવાં ભાવકર્મ બંધાય.

આ કાળમાં લોકનિંદ્ય ના હોય, તેને લોકપૂજ્ય ગણવો. ખરાં લોકપૂજ્ય તો જડવા મુશ્કેલ !

દાન કરે, સત્કાર્ય કરે એ નામકર્મમાં જાય અને લોકકલ્યાણનો ભાવ કરે તો ગોત્રકર્મમાં જાય.

શ્રેણીક રાજાએ મહાવીર ભગવાનના દર્શનથી જ તીર્થંકર ગોત્ર બાંધ્યું ! કેવાં ભાવથી કર્યા હશે એ દર્શન ! પૂર્વ ભવમાં ગુરુ મહારાજે શ્રેણીક રાજાને જે દૃષ્ટિ આપી હતી તે અને આ દર્શન બે ભેગાં થવાથી તીર્થંકર ગોત્ર બંધાયું !!!

## [૨.૯] આયુષ્યકર્મ

મીણબત્તી સળગાવ્યા પછી એ ખલાસ થવાની કે નહીં ? એવી રીતે જન્મ્યા ત્યાંથી આયુષ્ય ખલાસ થવાનું. એ દ્રવ્યકર્મ કહેવાય. આ કર્મ જીવને દેહમાં બાંધી રાખે ! કેવળજ્ઞાન થયા પછી પણ આયુષ્યકર્મ રહે. દેહ મરે, પોતે નહીં. આયુષ્યકર્મ લાંબું હોય તે પુણ્યના આધારે.

આયુષ્યકર્મ શ્વાસોશ્વાસ ઉપર હોય છે, વર્ષો પર નહીં. અણહક્કના વિષયોમાં, કુચારિત્રમાં, વધુમાં વધુ શ્વાસ વપરાય. પછી હક્કના વિષયોમાં, પછી ક્રોધમાં ખૂબ વપરાય. લોભથી આયુષ્ય વધે. લોભીયો વિષયી ઓછો હોય.

આઠેય કર્મો ક્ષણે ક્ષણે બંધાયા જ કરે છે. બીજાં કર્મ બંધાય તેની જોડે આયુષ્ય કર્મ બંધાય. કર્મના આયુષ્યને આયુષ્ય કહે છે.

આયુષ્ય બંધનો નિયમ. ૨/૩ આયુષ્ય જાય ત્યારે પહેલો બંધ પડે. સાઠ વર્ષનું આયુષ્ય હોય તો ચાલીસ વર્ષે પહેલો બંધ પડે. પછી બચ્યા તે વીસ વર્ષના ૨/૩, ૧/૩ ડિવાઈડ કરતાં કરતાં બંધ પડતો જાય ને આગલો પડેલો બંધ ભૂંસાતો જાય.

માતૃભાવવાળાનું આયુષ્ય લાંબું હોય. કોઈને દુઃખ થાય એ એને ગમે નહીં. ઑબ્લાઈઝીંગ હોય સદા.

બીજાના આયુષ્યનું જેટલું આપણે નુકસાન કરીએ તેટલું આપણું આયુષ્ય ઓછું થાય.

## [૨.૧૦] ઘાતી-અઘાતીકર્મ

મીણબત્તીને ચાર દ્રવ્યકર્મ હોય, અઘાતીકર્મ હોય. એક સળગે એવો દોરો, બીજું દોરાને સળગાવનાર મીણ, ત્રીજું પોતે સળગીને ખલાસ થાય તે આયુષ્યકર્મ અને ચોથું અજવાળું. આમ ચાર થયા. મીણબત્તીને ઘાતીકર્મ ના હોય ને આપણને ચાર ઘાતીકર્મ પણ હોય. એટલે મનુષ્યને આઠ કર્મ હોય. જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય અને અંતરાય. એ આત્માને ઘાત કરનારાં છે, તેથી તેને ઘાતીકર્મ કહ્યા.

દ્રવ્યકર્મ નિરંતર એક્ઝોસ્ટ થયા જ કરે ને એક દિવસ ખલાસ થઈ જાય !

ચાર ઘાતીકર્મ તે ચશ્મા છે અને અઘાતીકર્મ એ દેહનો ભોગવટો છે. અક્રમ વિજ્ઞાનથી ઘાતીકર્મના મુખ્ય મોહનીય ને દર્શનાવરણ સંપૂર્ણ ઊડે છે. અમુક અંશે જ્ઞાનાવરણ અને અંતરાય પણ ઊડે છે, માત્ર બે કલાકમાં જ ! હવે અઘાતીકર્મ જે દેહનાં છે તે ભોગવવાનાં રહે છે. એમાંથી જે ઉત્પન્ન થાય છે તે નોકર્મ, જે ભોગવ્યે જ છૂટકો. ઘાતીકર્મ જાય પછી અઘાતીનો માત્ર નિકાલ જ કરવાનો રહે છે !

તીર્થંકરોને કેવળજ્ઞાન થાય ત્યારે ઘાતીકર્મ સંપૂર્ણ નષ્ટ થાય. તેમનાં અઘાતીકર્મ ખૂબ ઊંચા હોય !

શુક્લધ્યાનથી ઘાતીકર્મ નષ્ટ થાય. દાદાશ્રી જ્ઞાન આપે છે ત્યારે શુક્લધ્યાન ઉત્પન્ન થાય છે.

આઠેય કર્મમાં મુખ્ય મોહનીયકર્મ છે. એનાથી દર્શનાવરણકર્મ બંધાય છે. દર્શનાવરણ એટલે રોંગ બિલિફ અને પછી જ્ઞાનાવરણ ઊભું થાય છે!

મોહનીય એટલે આત્માને આત્મા રૂપે નહીં જોતાં, બીજી રીતે જોવું તે ! એટલે બધું અવળું જ દેખાય ? કષાયો મોહનીયનાં છોકરાં. 'હું કોણ છું' સમજાય એટલે કષાય પછી દૂર થવા માંડે.

મોહનીય, દર્શનાવરણ, જ્ઞાનાવરણ ખસે ત્યારે જ્ઞાનલબ્ધિ થાય. અક્રમમાં જ્ઞાનલબ્ધિ થાય છે. પછી અઘાતીકર્મો એકાદ અવતારમાં પૂરા થાય છે. અઘાતી કર્મ પૂરા થાય ત્યારે આત્યંતિક મોક્ષ થાય.

દાદાશ્રીએ આમ આઠ પ્રકારના દ્રવ્યકર્મનો છેલ્લામાં છેલ્લો તાત્ત્વિક ફોડ આપ્યો છે, જે ક્યાંય ના જડે !

## [૨.૧૧] ભાવકર્મ

ભાવકર્મ એટલે શું ? ટૂંકમાં, 'હું ચંદુભાઈ છું' એ જ ભાવકર્મ. દ્રવ્યકર્મનાં ચશ્માનાં આધારે એને ભાવ થાય છે કે આ સારું છે ને આ ખરાબ છે. ભાવના આધારે ચશ્મા નથી, ચશ્માનાં આધારે ભાવ થાય છે!

ભાવ-અભાવથી કર્મ બંધાય છે. ક્રોધ-માન એટલે અભાવ ને માયા-લોભ એટલે ભાવ.

અહંકાર હોય તો ભાવ-અભાવ ને અહંકાર નહીં તો લાઈક-ડિસ્લાઈક. 'હું' અને 'મારું' એ ક્રોધ-માન અને માયા-લોભ થયાં, અનુક્રમે. ક્રોધ-માન-માયા-લોભ એ ભાવકર્મ. માન-અપમાન એ ભાવકર્મ. કપટ, મોહ, લોભ એ બધું ભાવકર્મ. લોભ એટલે આગલા ભવમાં જે મળવાનું હતું, તે આજે વટાવી ખાધું.

ક્રોધ-માન-માયા-લોભ એ જ ભાવકર્મ. એ હિંસક હોય તો ભાવકર્મ ને ના હોય તો ભાવકર્મ ના કહેવાય.

ચાર કષાયોમાંથી એક જ હોય એવું ના હોય. એકાદ આગેવાન જેવો થઈ બેઠો હોય ને જોડે બીજા પણ હોય.

આર્તધ્યાન, રૌદ્રધ્યાન ને ધર્મધ્યાન એ બધું ભાવકર્મ.

ભાવ અને ભાવકર્મમાં શો ફેર ? મને આ ભાવે, મને આ ભાવે થાય છે એ બધી ઈફેક્ટ છે ને ભાવકર્મ એ કૉઝ છે અને ભાવના એ ભાવકર્મનું ફળ છે.

મહીં ભાવ થાય છે કે મારે કમાવું છે, પરણવું છે, ઘર બાંધવું છે, એની અંદર જે સૂક્ષ્મ ભાવ બંધાઈ જાય છે તે ભાવકર્મ છે. ભાવકર્મ સૂક્ષ્મ છે એ વ્યવહારમાં આવે જ નહીં.

ભાવકર્મ કેવી રીતે બંધાય છે ? કોઈએ પચાસ હજાર મેયરના દબાણથી દાનમાં આપ્યા ને મહીં એને ભાવમાં રહે કે આ દબાણ ના આવ્યું હોત તો એકુંય પૈસો ના આપત ! તે આ એણે ભાવકર્મ બગાડ્યું. તે આવતા ભવે ફળશે અને પચાસ હજાર આપ્યા તે ઈફેક્ટ અને તેની ઈફેક્ટ આ ભવમાં જ મળે, લોકો 'વાહ વાહ' કરે તે.

'હું ચંદુભાઈ છું' ત્યાં સુધી ભાવકર્મ ને 'હું શુદ્ધાત્મા છું' થયું તો ભાવકર્મ ઊડ્યું. જગત ભાવકર્મથી ખડું છે. ભાવકર્મ ઊડ્યું તો સંસાર આથમી જાય !

કર્તાભાવથી ભાવકર્મ બંધાય. ભોક્તાભાવે ભોગવ્યું તે ય ભાવકર્મ કહેવાય. ખરેખર તો બધું 'વ્યવસ્થિત' કરે છે ! એવું જ્ઞાન રહે તો ભાવકર્મ ઊડ્યું.

## [૨.૧૨] દ્રવ્યકર્મ + ભાવકર્મ

આઠ પ્રકારનાં દ્રવ્યકર્મ છે. એ ડિસ્ચાર્જ થાય ત્યારે તેમાંથી પાછાં ભાવકર્મ થાય. ચાર કષાય એ ભાવકર્મ છે. હવે દ્રવ્યકર્મનાં માલિક ના થાય, એમાં કષાય ના થાય તો ભાવકર્મ ઊડી જાય. એટલે ચાર્જકર્મ બંધ થાય, માત્ર ડિસ્ચાર્જ કર્મ દેહે કરીને ભોગવવાનાં રહે.

ભાવકર્મનાં પ્રકાર કે ડિગ્રી બદલાતાં નથી. એ મૂળ જગ્યાએથી ઝમે.

એક જ જાતનું હોય. પછી એનાં નવાં દ્રવ્યકર્મ થતાં થતાં તો ઘણો સમય લાગી જાય !

આત્માએ એની શુદ્ધતા ક્યારેય છોડી નથી. આ તો જડ અને ચેતન- બે તત્ત્વ ભેગાં થવાથી વ્યતિરેક ગુણ ઉત્પન્ન થયાં છે. મૂળ દ્રવ્યકર્મમાંથી આ  વ્યતિરેક ગુણ (ક્રોધ-માન-માયા-લોભ) એ ભાવકર્મ ઊભાં થયાં છે. રોંગ બિલિફથી પાવર પૂરાયો છે. ચેતનનો પાવર જડમાં બિલિફ રૂપે આવ્યો છે. એ પાવરનું દુઃખ છે. એ પાવર વપરાઈ જાય એટલે દુઃખ જાય. વ્યતિરેક ગુણથી પાવર ઊભો થયો છે. આને જ વ્યવહાર આત્મા કહ્યો.

મૂળ તત્ત્વો પોતાનાં ગુણ કે સ્વભાવ છોડતા જ નથી. ઊંધું દેખાયું કે 'હું ચંદુ' તે ભાવકર્મ ને છતું દેખાય કે 'હું શુદ્ધાત્મા' તો સ્વભાવ ભાવ કહેવાય. 'હું કરું છું' તે ય ભાવકર્મ.

મૂળ ઓરિજિનલ દ્રવ્યકર્મ કેવી રીતે થયું ? સમસરણ માર્ગમાં છ દ્રવ્યો ભેગાં થાય છે. તેનાથી પાટા બંધાય છે. આઠ પ્રકારનાં દ્રવ્યકર્મ થાય છે. તેમાં ચાર આંખે પાટા (ચશ્મા આવરણોના) છે અને બાકીનાં ચાર દેહથી ભોગવવાનાં.

પરમ પૂજ્ય દાદાશ્રીએ બસ આટલામાં ઘણું ગુહ્યમાં ગુહ્ય જ્ઞાન, મૂળ જ્ઞાન ખુલ્લું કરી દીધું છે. કર્મનું મૂળ ક્યાંથી છે તે અહીં જ સ્પષ્ટ સમજાય એવું છે. સ્વરૂપનું જ્ઞાન મળ્યે ભ્રાંતિ જાય, આવરણો હટે એટલે પાટા નીકળી જાય. ભાવકર્મનો કર્તા કોણ ? અહંકાર. અહંકારમાંથી ક્રોધ-માન-માયા-લોભ ઊભાં થાય છે. અહંકાર ક્યાંથી ઊભો થાય ? આ છ દ્રવ્યો ભેગાં થાય છે. તેમાં જડ અને ચેતન ભેગાં થવાથી વિશેષ પરિણામ ઊભાં થાય છે. એ વિશેષ પરિણામમાં અહમ્ ઊભો થાય છે. પોતે ચેતન છે છતાં અન્યને, જડને 'હું' માને છે એટલે આ રોંગ પ્લેસમાં આરોપિત ભાવ ઊભો થયો, એનું નામ જ અહંકાર. અને સંજોગો કરે છે ને પોતે માને છે કે 'મેં કર્યું', તે અન્ય જગ્યાએ 'હું'ના અસ્તિત્વની રોંગ બિલિફથી એક સ્ટેપ આગળ રોંગ બિલિફ વધે છે ને કર્તાપણામાં અન્યનાં સ્થાને પોતાને કર્તા માને છે. તેથી અહમ્‌માંથી થાય છે અહંકાર, કરવાપણામાં આવ્યો તેથી અહમ્‌માંથી અહંકાર થયો. એને જ્ઞાન મળ્યા પછી જડ-ચેતન જુદાં

છે તેમ રાઈટ બિલિફ બેસે છે, એટલે અંત આવે છે.

આત્મા કર્મનો પ્રેરક નથી. એ કર્મ ગ્રહણ કરતો ય નથી. આ તો વ્યવહારથી તેને માટે પ્રેરક ને ગ્રહણ કરનારો મનાય છે. માન્યતા પ્રમાણે પુદ્‌ગલ તે સ્વરૂપનું થઈ જાય ! ભાવ એનાં ફળસ્વરૂપે દ્રવ્ય થઈ જાય.

ક્રમિક માર્ગમાં ભાવકર્મ એ પોતાની નિજ કલ્પના કહેવાય, માટે ચેતન રૂપ એટલે મિશ્રચેતન થયું. ચેતનની સ્ફૂરણા થઈ એટલે પાવર પેઠો પુદ્‌ગલમાં. એટલે પાવર ચેતન થયું. જ્ઞાન પછી નવો પાવર ના ભરાય.

જડધૂપ એટલે પરમાણુઓ ખેંચાય. ગુસ્સો થયો એ ભાવકર્મ. એના પરમાણુઓ ખેંચે. આ પરમાણુઓ ખેંચાય છે તે બહારનાં ખેંચાતા નથી. બહાર તો તે સ્થૂળરૂપે છે. આ તો અંદરનાં જ પરમાણુઓ નિજ આકાશમાં ખેંચે છે. સૂક્ષ્મના હિસાબે પછી બહાર સ્થૂળ પરમાણુઓ ભેગાં થઈ જાય ને કાર્યમાં આવે.

પોતે કલ્પના કરી એટલે ડિઝાઈન કરી તેવાં પરમાણુઓ થઈ જાય ! એટલે જેવી સ્ફૂરણા થઈ એવાં પુદ્‌ગલ ખેંચે ને તેવું બધું સર્જન થઈ જાય! આ ગધેડો, હાથી, કીડી એ બધું પોતાની જ સ્ફૂરણાથી ખડું થયેલું છે પણ તે પરભાવમાં થઈ ગયું છે. પરસત્તામાં થઈ ગયું છે !

આત્મા જ્ઞાનથી અકર્તા છે ને અજ્ઞાનથી કર્તા છે !

જેનો ઉપચાર નથી થયો, ડિઝાઈન નથી થઈ, કોઈ યોજના નથી થઈ તે અનુપચરિત વ્યવહારથી આત્મા દ્રવ્યકર્મનો કર્તા છે. હું કહું છું, જઉં છું, આવું છું, એ ઉપચારિક વ્યવહાર ચરિત થયું તે ઉપચરિત થાય છે ને તેમાંથી ઔપચારિક થાય છે. ઉપચારથી ઘર-ધંધા આદિનો કર્તા છે અને અનુપચર્ય એટલે આ નાક-કાન-આંખ એ આપણે ઘડ્યું ?!

ભાવકર્મ કરવાથી દેહનું બંધારણ થઈ જાય. ભાવકર્મ કરનારાને (અહંકારને) પુદ્‌ગલ જોડે કંઈ લેવા-દેવા નથી. પણ ભાવ કર્યા પ્રમાણે પુદ્‌ગલ બંધાઈ જાય !

અક્રમ જ્ઞાનથી દાદાશ્રીએ ઉપચાર-અનુપચાર ઊડાડ્યું. ક્રમિકમાં દેખાય તેને દ્રવ્યકર્મ કહેવાય. ખરેખર દ્રવ્યકર્મ એ દેખાય નહીં.

ભાવ કોણ કરે છે ? વ્યવહાર આત્મા. ભાવ પ્રતિષ્ઠિત આત્મા ય કરતો નથી ને શુદ્ધાત્મા ય કરતો નથી.

દ્રવ્યકર્મના પાટાને લઈને કષાય છે ને તેનાથી ભાવકર્મ છે.

અક્રમમાં દાદાશ્રીનો ભાવકર્મ, દ્રવ્યકર્મ, નોકર્મનો ફોડ ક્રમિક કરતાં તદ્દન જુદો ને યથાર્થ છે. દ્રવ્યકર્મમાંથી ભાવકર્મ ઉત્પન્ન થાય. ડિસ્ચાર્જ થતાં કર્મો, ઈફેક્ટમાં આવેલા કર્મો તે બધાં નોકર્મ. ભાવકર્મ ડિસ્ચાર્જ થાય તે નોકર્મ.

ક્રમિક માર્ગમાં ગુસ્સો થયો તે ભાવબંધ ને ધોલ ખાધી તે દ્રવ્યબંધ. ક્રમિકમાં નોકર્મને દ્રવ્યકર્મ કહે છે. ખરેખર ધોલ ખાધી તે નોકર્મ. ક્રમિકમાં ભાવકર્મમાંથી દ્રવ્યકર્મ થાય એમ ગણે છે. પણ ખરાં દ્રવ્યકર્મ આઠ પ્રકારનાં છે, તેને જ કહેવાય. દ્રવ્યકર્મમાંથી ભાવકર્મ ને ભાવકર્મમાંથી પાછું દ્રવ્યકર્મ. નોકર્મની કંઈ કિંમત જ નથી.

ક્રિયા નહીં પણ ભાવ થાય તે ભાવકર્મ.

લોકપૂજ્ય માણસને 'આવો પધારો પધારો' કહે તેથી શેઠ ફુલાય તે ભાવકર્મ. અપમાન કરે ને ડિપ્રેસ થઈ જાય તે ય ભાવકર્મ.

અક્રમમાં ભાવકર્મ ઊડી જાય છે જ્ઞાન પછી. કારણ કે આ બધાંનો માલિક જ ખસી ગયો ! માલિક હોય તો શું થાય ? આ 'મારું' એવી દૃષ્ટિ ઊભી થઈ એટલે પાછું આશ્રવ (ચાર્જ) થાય. ભાવકર્મ થયું એટલે આશ્રવ થાય. એટલે પાછો બંધ પડે. આ આશ્રવ બંધ લોકો અનાદિકાળથી ખોદી કાઢવા જાય છે પણ તેમ ના થાય, મહેનત એળે જાય. જ્ઞાની તો શું કહે છે કે માત્ર 'દૃષ્ટિ' બદલી નાખો કોઈ પણ રસ્તે.

દૃષ્ટિ ફરે તો આશ્રવ બધાં પરિશ્રવ (નિર્જરા) છે. બંધ ના પડે પછી.

અક્રમમાં તો 'આ મારું જ નહીં' થઈ જાય છે. કષાયો 'ચંદુ'ના અહંકાર મડદાલ થઈ જાય અને 'હું' તો શુદ્ધાત્મા એ સો ટકા થઈ જાય છે મહીં. આખી દૃષ્ટિ જ બદલાઈ જાય છે !

ક્રમિકમાં લિંગદેહ જેને કહે છે, તેને અક્રમમાં ભાવકર્મ કહે છે !

દ્રવ્યકર્મમાંથી ભાવકર્મ ને ભાવકર્મમાંથી દ્રવ્યકર્મ. આ શૃંખલા દાદાશ્રી જ્ઞાન આપતાં જ તોડી આપે છે. પછી નવાં ભાવકર્મ થતાં નથી. પાછલાં દૈહિક દ્રવ્યકર્મ પૂરા કરવાનાં રહે ને અમુક અંશે જ્ઞાનાવરણ ને અંતરાય રહે.

તીર્થંકરો પૂર્વભવે તીર્થંકર ગોત્ર બાંધે છે, તે સમકિત પછીનું ભાવકર્મ છે. 'હું જે સુખને પામ્યો તે બધાં પામે !' આ એમની સહજ કરુણા હોય ! ભાવકર્મ સંપૂર્ણ ગયે કેવળજ્ઞાન થાય.

## [૨.૧૩] નોકર્મ

નોકર્મ તો આત્મજ્ઞાન હોય તો અડે નહીં, નહીં તો અડવાનાં જ. નોકર્મ એટલે 'નૉ' NO - નો નહીં.

જ્ઞાનીનાં ને અજ્ઞાનીનાં નોકર્મ તો સરખાં જ દેખાય પણ જ્ઞાનીને કર્તાપણું ના હોય, ભાવકર્મ ના હોય. તેથી નોકર્મમાંથી નવું ચાર્જ ના થાય, ખરી પડે. સમ્યક્ દૃષ્ટિ જ આમાં મુખ્ય કામ કરે છે. દૃષ્ટિ ફરી માટે નોકર્મ છે. ડિસ્ચાર્જ છે.

નોકર્મ એટલે શું ? પાંચ ઈન્દ્રિયોથી અનુભવમાં આવે છે તે, મનથી થાય તે ય નોકર્મ. મન એનું પ્રેરક છે. ક્રોધ-માન-માયા-લોભ બાદ કરીએ એટલે રહ્યાં તે બધાં નોકર્મ. મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર બધાં નોકર્મ. પછી ક્રોધ- માન-માયા-લોભ એ સ્થૂળની વાત નથી, અહીં સૂક્ષ્મની વાત છે. સ્થૂળ અનુભવાય એ નોકર્મ. ધોલ મારે તે નોકર્મ ને તે વખતે અંદર ક્રોધ થાય તે ભાવકર્મ. જ્ઞાન હોય તે ક્રોધ થાય, ધોલ મારે ત્યારે તો ય તે ભાવકર્મ નથી. માત્ર નોકર્મ ખરી પડતાં છે.

ક્રિયાને નોકર્મ કહ્યું. ક્રિયા વળગે નહીં, જેની આત્મદૃષ્ટિ થઈ હશે તેને ! દૃષ્ટિ જ મુખ્ય આધાર બને છે.

ધર્મમાં પાઠ-પૂજા, ઉપવાસ, જપ-તપ કરે તે બધું નોકર્મ. પ્રકૃતિ કરે ને આત્માનો ભાવકર્મ નથી તે બધાં નોકર્મ. હાજતો બધી નોકર્મ. રાગ-દ્વેષ વગરની ક્રિયાઓ એ બધી નોકર્મ કહેવાય. અક્રમ જ્ઞાનમાં 'હું કર્તા નથી, વ્યવસ્થિત કર્તા છે.' આ જ્ઞાનથી નવું કર્મ ના બંધાય. જે દેખાય છે તે બધાં નોકર્મ. દાદાશ્રી કર્તાપણાના આધારને જ ઊડાડી મૂકે

છે ! એટલે મહાત્માઓની ક્રિયાઓ અજ્ઞાની જેવી જ દેખાય. એટલે બીજા લોકોને કંઈ ફેરફાર ના લાગે. પણ તેમને ભાવકર્મ ઊડ્યાં, રહ્યાં તે નોકર્મ !

નોકર્મના બે ભાગ. એક ચારિત્ર મોહનીય જે મહાત્માઓને હવે રહે ને બીજું મોહનીય જે અજ્ઞાન દશામાં હોય. દર્શન મોહ ગયા પછી બાકી રહે તે ચારિત્ર મોહ.

નો કષાય મહાત્માને અડે નહીં. જે કષાય કરવા માટે નિમિત્ત બને છે તે નો કષાય. તેનું અક્રમમાં પ્રતિક્રમણ ફાઈલ નંબર વન પાસે કરાવવું.

અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાની, પ્રત્યાખ્યાની, સંજ્વલન કષાયનાં ચતુષ્કને ભાવકર્મ કહેવાય.

ક્રમિકમાં નોકર્મ એટલે હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક જુગુપ્સા સ્ત્રીવેદ, પુરુષવેદ ને નપુંસક વેદ. રતિ-અરતિ એટલે લાઈક-ડિસ્લાઈક અને જુગુપ્સા એટલે ચીતરી ચઢવી તે. ભય એટલે ભડકાટ. કુદરતી રિફલેકશન... મોટો અવાજ અચાનક થાય તેનાથી શરીર ધ્રુજી જાય એ નોકર્મ. ભય નહીં પણ ખરી રીતે ભડકાટ.

આઠ પ્રકારનાં દ્રવ્યકર્મ તે સંચિતકર્મ ને ફળ આપે તે પ્રારબ્ધકર્મ, તેને નોકર્મ કહ્યાં.

સ્વરૂપ જ્ઞાન પછી અક્રમમાં નોકર્મ અકર્મ કહેવાય, નહીં તો અજ્ઞાન દશામાં નોકર્મ એ સકર્મ.

દરેક ક્રિયામાં ક્રોધ-માન-માયા-લોભ વણાયેલાં હોય છે. તેમાંથી દ્રવ્યકર્મ ઉત્પન્ન થાય.

દાદાશ્રી દૃષ્ટિ બદલી આપે એટલે સંસાર રોગ જાય !

## [૨.૧૪] ભાવકર્મ + દ્રવ્યકર્મ + નોકર્મ

દ્રવ્યકર્મમાંથી ભાવકર્મ ઉત્પન્ન થાય છે. અને પછી તેમાંથી શું

થાય ? ભાવકર્મ અને નોકર્મ બે ભેગાં થઈને પાછું નવું દ્રવ્યકર્મ ઊભું થાય છે. કૉઝિઝમાંથી ઈફેક્ટ ને ઈફેક્ટમાંથી કૉઝિઝ ..... એટલે ભાવકર્મની મા દ્રવ્યકર્મ. અને ઓરિજિનલ, મૂળ દ્રવ્યકર્મ (જે પ્રથમ થયેલું) તેની મા કોણ ? તો કહે, સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ. સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ, એક પેઢી પૂરતું જ થાય. પછી દ્રવ્યકર્મમાંથી ભાવકર્મ થાય અને દ્રવ્યકર્મમાંથી ફળ આવે તે નોકર્મ. પછી ભાવકર્મ ને નોકર્મ ભેગાં થાય એટલે નવાં જ દ્રવ્યકર્મ ઉત્પન્ન થાય. દેહ ને પાટા બે દ્રવ્યકર્મ. દેહ એ ભાવકર્મનું સાધન છે.

દ્રવ્યકર્મ ને નોકર્મ પરિણામ છે. તેનો પોતે કર્તા નથી અને ભાવકર્મનો કર્તા પોતે છે પણ તે ય નૈમિત્તિક કર્તા છે. સંજોગોનાં દબાણથી ભાવકર્મ થાય છે.

ગયા અવતારનાં ચાર્જ કરેલાં ભાવકર્મનું આ અવતારમાં નોકર્મરૂપે ફળ ભોગવવાં પડે. મુખ્ય ભાવકર્મ છે આમાં, નોકર્મ નહીં. પણ ભાવકર્મ પાછું દ્રવ્યકર્મનાં નિમિત્તથી જ થાય. દ્રવ્યકર્મ ના હોય તો ભાવકર્મ ના થાય.

રાત્રે અગિયાર વાગે મહેમાન આવે તો તેને જોતાં જ 'આવો પધારો' કહે. પણ અંદર તરત શું થાય ? 'અત્યારે કંઈથી મૂઆ ?' તે 'આવો પધારો' કહે તે નોકર્મ ને 'અત્યારે કંઈથી મૂઆ ?' તે ભાવકર્મ. નોકર્મ ઊઘાડા દેખાય. અને 'અત્યારે કંઈથી મૂઆ ?' મહીં થયું તે કપટ કર્યું એટલે માયા થઈ. તેથી ભાવકર્મમાં જાય અને અંદર સારો ભાવ હોય તો ય તે ભાવકર્મ. શુભ-અશુભ ભાવ બન્નેવ ભાવકર્મ.

'કંઈથી મૂઆ' કહ્યું તેનું ફળ આવતા ભવે આવે, કૂતરાં થઈને આખો દા'ડો આવનારને ભસ ભસ કરે. લોકો 'કંઈથી મૂઆ' કરીને કાઢી મૂકે.

ભાવકર્મ એ ભ્રાંત પુરુષાર્થ. પછી શુભ કે અશુભ બન્ને હોય. અને રિયલ પુરુષાર્થ જ્ઞાનને આધીન હોય. અને દેહની ક્રિયાઓ બધી નોકર્મ. નિકાચિત કર્મે ય નોકર્મ.

વાણી શું છે ? એ દ્રવ્યકર્મ છે. મૂળ પરમાણુ દ્રવ્યકર્મનાં છે અને

આ અહીંથી બહાર ખેંચાઈને જે સ્વરૂપે નીકળી તે નોકર્મ છે. કોડવર્ડ ને પછી શોર્ટહેન્ડ એ દ્રવ્યકર્મ ને બહાર નીકળી તે નોકર્મ છે.

વિચારો એ નોકર્મ પણ મનની ગ્રંથિ એ દ્રવ્યકર્મ. ચિત્ત-અહંકાર-બુદ્ધિ એ દ્રવ્યકર્મ પણ વપરાવા માંડ્યું એટલે એ નોકર્મ.

પ્રયોગસા દ્રવ્યકર્મનાં પહેલાં થઈ જાય છે. વિશ્રસા (ચોખ્ખાં) પરમાણુઓ હતાં. તે બોલવા માંડે એટલે 'આપણે' મહીં ભાવ કર્યો, તેની સાથે જ પરમાણુ પેઠા તે પ્રયોગસા. પછી મિશ્રસા થતાં વાર લાગે. મિશ્રસા થતી વખતે દ્રવ્યકર્મ કહેવાય. દ્રવ્યકર્મ પછી પાછા ઉદયમાં આવે.

દૃષ્ટિ ઊંધી થઈ એટલે ભાવકર્મ શરૂ થયાં. વિશેષ ભાવ થયો. સ્વભાવ ભાવ નહીં. પછી આગળ 'હું કરું' એય ભાવકર્મ. કષાયનો સમતા ભાવે નિકાલ કરે તો નવું ચાર્જ ના થાય.

દ્રવ્યકર્મ અમુક વર્ષોનું, પચાસ-સાઠ વર્ષોનું હોય. એ ખાલી ચશ્મા છે, એ અજ્ઞાનતા નથી. જ્યારે આ બધામાં મુખ્ય અજ્ઞાન છે એ પડદો છે.

આ ચશ્મા પહેરે કોણ ? અહંકાર. આ અહંકારનો મોક્ષ કરવાનો છે, આત્માનો નહીં. આત્મા તો મોક્ષ સ્વરૂપ જ છે.

જ્ઞાન પહેલાં જગત જે સ્વરૂપે જોઈએ એ 'દૃષ્ટિ' દ્રવ્યકર્મનાં આધારે છે. એ દૃષ્ટિથી અવળા ચાલ્યા. દ્રવ્યકર્મની 'દૃષ્ટિ' એ ચશ્મા.

દાદાશ્રી જ્ઞાન આપે છે ત્યારે ઊંધી મૂળ 'દૃષ્ટિ' નીકળી જાય છે. એ મૂળ દૃષ્ટિ પેલી બાજુ દ્રવ્યકર્મમાં જતી રહી જાય છે ને સ્વરૂપમાં જાય છે.

દાદાશ્રી 'મૂળ દૃષ્ટિ'નું ગુહ્ય રહસ્ય આટલામાં જ આપી દે છે કે, ''કોઈ ગાળ ભાંડે તે નોકર્મમાં જાય પણ એમાં તમારી (મૂળ) દૃષ્ટિ બદલાઈ જાય તો એમાંથી દ્રવ્યકર્મ ઊભાં થાય. રૌદ્રભાવ ઊભાં થાય તે ભાવકર્મ. અને રૌદ્રભાવ ઊભાં થતી વખતે મૂળ 'મશીનરી' આ લાઈટ (દબાય) દેખાય, દૃષ્ટિ બગડે તે દ્રવ્યકર્મ.'' આ દૃષ્ટિ એ અનુભવની વસ્તુ છે. શબ્દમાં બહુ ઊતરે નહીં. મહાત્માઓને 'તમને' નોકર્મ વખતે 'દૃષ્ટિ'

ના બગડે. ભાવ ઊભાં થાય તો ય 'દૃષ્ટિ' ના બગડે. કારણ કે એની પાછળ હવે હિંસકભાવ ના રહ્યો. એટલે દૃષ્ટિ ના બગડે તો ચાર્જ ના થાય. પછી તો ભાવકર્મ થાય તે ય ડિસ્ચાર્જમાં જાય. ભાવકર્મ ને મૂળ દૃષ્ટિ બગડે, એ બેઉ ભેગું થાય તો જ કર્મ ચાર્જ થાય !

સમ્યક્ દૃષ્ટિ થાય પછી ભાવકર્મ, દ્રવ્યકર્મ, નોકર્મ જુદું જુદું થાય અને પછી છૂટી જાય. પછી છૂટું જ રહ્યાં કરે. પછી કર્મ જ ના બંધાય.

બે તત્ત્વો સાથે રહેવાથી તીસરો વ્યતિરેક ગુણ ઉત્પન્ન થાય છે, તેનાથી ચશ્મા બને છે.

આત્મા સ્વભાવમાં જ છે પણ ચશ્મારૂપી ધુમ્મસ આવી જાય છે. ધુમ્મસ જાય તો સ્પષ્ટ દેખાય નહીં. દ્રવ્યકર્મ ધુમ્મસ જેવું છે. ધુમ્મસમાંથી બહાર નીકળ્યા પછી પણ કંઈ કેટલાંય કાળ સુધી એની અસર રહે.

આવતા ભવ માટે બીજ નાખે તે ભાવકર્મ. બીજ વગરનાં કર્મ તે નોકર્મ અને ગયા અવતારના ચશ્મા તે દ્રવ્યકર્મ. જેવાં ચશ્મા તેવું આખી જિંદગી દેખાય અને ચશ્મા પ્રમાણે સૂઝ પડે.

સ્થૂળ ચશ્માની ખબર પડે પણ આ સૂક્ષ્મ દ્રવ્યકર્મ રૂપી ચશ્માનો ખ્યાલ રહેવો અઘરો છે. જો ચશ્મા લક્ષમાં રહે, પોતે લક્ષમાં રહે ને બહારની હકીકત લક્ષમાં રહે, તો કશો વાંધો નથી.

અક્રમમાં બધું ઊડાડ્યું તેથી કહે છે ને, 'હું ભાવકર્મ, દ્રવ્યકર્મ, નોકર્મથી મુક્ત એવો શુદ્ધાત્મા છું !'

જ્ઞાનીને સર્વસ્વ સમર્પણ કરે છે તેમાં જીવતો ભાવ અર્પણ થઈ જાય છે ને મડદાલ ભાગ રહે છે. એટલે કે માત્ર ફળ આપવા પૂરતાં રહે છે. જે ફળ આપીને ખરી પડે છે.

ક્રમિક માર્ગમાં ભાવકર્મ ઘટાડતા જાય તેમ તેમ સ્વભાવ ઊઘડતો જાય. જ્યારે અક્રમમાં આખું ભાવકર્મ જ ઊડાડ્યું છે ! કારણ 'હું ચંદુભાઈ છું' એ જ ભાવકર્મ છે. જે હવે ઊડ્યું. ભાવકર્મ ઊડ્યું એટલે નવાં દ્રવ્યકર્મ બંધાય નહીં. કારણ કે ભાવનાં કર્તાય હવે પોતે ના રહ્યાં ! માત્ર અક્રમમાં

દાદાશ્રીની પાંચ આજ્ઞા પાળવાની હોય છે, તેનું ચાર્જ થાય છે. જે જબરજસ્તી પુણ્યાનુબંધી પુણ્યૈ બાંધે છે. જે મહાવિદેહમાં સીમંધર સ્વામી પાસે પુર્ણાહૂતિ કરાવવા માટે તમામ સવલતો પૂરી પાડે છે !

આમ આ ભાવકર્મ, દ્રવ્યકર્મ ને નોકર્મની સૂક્ષ્મ સમજ દાદાશ્રીએ સરળ કરી આપી છે. આ સમજ બીજે ક્યાંય મળે તેમ નથી. જોકે અહીં એ શબ્દોમાં જ રજૂ થાય છે પણ મહાત્મા જેમ જેમ જ્ઞાનીની આ સમજને આત્મસાત્ કરતાં જાય છે, તેમ તેમ તેમને આ અનુભવમાં આવે છે. એ સચોટ અનુભવજન્ય હકીકત છે.

### ૩. 'કંઈક છે' એ દર્શન ને 'શું છે' એ જ્ઞાન !

દર્શન અને જ્ઞાન. દ્રષ્ટા જુએ તે દર્શન ને જ્ઞાતા જાણે તે જ્ઞાન.

દર્શન શું ? જ્ઞાન શું ? અંધારામાં બાજુની રૂમમાં ખખડાટ થાય તો બધાંને મહીં થઈ જાય કે ત્યાં 'કંઈક છે'! કૂતરું છે, બિલાડી છે, કંઈક છે. હવે કંઈક છે એવું થવું એને 'દર્શન' કહ્યું. પછી ઊઠીને અંદર જઈને જોઈએ તો દેખાય કે બિલાડી હતી ! 'કંઈક છે' એ જ્ઞાન અદબદ હતું તેનું પાકું થયું કે બિલાડી જ છે, એને 'જ્ઞાન' કહેવાય. એટલે અનડિસાઈડેડ જ્ઞાન એને દર્શન કહેવાય અને ડિસાઈડેડ જ્ઞાન એને જ્ઞાન કહેવાય. અને બિલાડી એ જ્ઞેય થયું ને અદબદ હતું કે 'કંઈક જાનવર છે' એ દૃશ્ય થયું. પેટમાં દુખ્યા કરે છે એ દર્શન અને નિદાન થયું કે 'એપેન્ડિક્સ છે' તો તે જ્ઞાન કહ્યું.

વિચારીને જુએ એ જ્ઞેય ને અવિચારીને જુએ એ દૃશ્ય કહેવાય.

મહીં અકળામણ થઈ એની ખબર પડે પણ શેની થઈ એ જ્યાં સુધી ખબર ના પડે તે દર્શન ને ખબર પડે, જાણવામાં આવે, ડિસાઈડેડ થાય કે અપમાન લાગ્યું તેની અકળામણ થઈ તે જ્ઞાન કહેવાય. ઘણું ઘણું જોવામાં જ આવે છે. જાણવામાં ઓછું આવે. જુએ છે પણ જાણતા નથી. હજુ અનુભવમાં આવતું નથી કે એનો આ શું ફાયદો થયો તે ?

જોયું-જાણ્યું બેઉ રિલેટિવ જ્ઞાન. વિનાશી વસ્તુના આધારે જોયું જાણ્યું માટે રિલેટિવ જ્ઞાન અને 'આ જે હું સમજ્યો તે રિલેટિવ જ્ઞાન

છે' એ એવી સમજ થઈ એ કેવળજ્ઞાનની નજીકની સમજ ! આ નિર્પેક્ષ જ્ઞાનના પક્ષમાં આવે. જ્ઞાતા-દ્રષ્ટા બેઉ એક જ છે. ડિસાઈડેડ થાય ત્યારે દ્રષ્ટા જ જ્ઞાતા થાય છે.

ખરી રીતે તો જ્ઞાન, દર્શન ને ચારિત્રમાં કંઈ ભેદ જ નથી. આત્મા તો એક જ છે. આત્માનું 'કંઈક' ભાન થાય, આત્મા દર્શનમાં આવ્યો એટલે પ્રતીતિ થઈ કહેવાય. પછી જ્ઞાન થાય. નિરંતર પ્રતીતિ રહે એને ક્ષાયિક દર્શન કહ્યું. મહાત્માઓને દાદાશ્રીએ ક્ષાયિક દર્શન આપ્યું છે. હવે અનુભવ કરીને ડિસાઈડ થાય ત્યારે જ્ઞાન થાય અને દર્શન-જ્ઞાન બે ભેગા થાય ત્યારે ચારિત્ર થાય.

અસ્પષ્ટ થવું એ દર્શન ને સ્પષ્ટ થયું તે જ્ઞાન.

હું તમને સમજાવું ને તમને સમજ પડી તે તમારું દર્શનમાં આવ્યું કહેવાય. ને મારું જ્ઞાનમાં કહેવાય. તમે જે સમજ્યા તે બીજાને પછી સમજ પાડો તો તમારું દર્શન જ્ઞાનમાં પરિણમ્યું કહેવાય ! અને પેલાનું દર્શન થયું કહેવાય.

જ્યાં સુધી જ્ઞાનમાં પરિણમ્યું ના હોય ત્યાં સુધી સામાને સમજણ પાડી શકાય નહીં. દાદાશ્રીને કેવળજ્ઞાન આખું દર્શનમાં આવી ગયું છે, પણ તે સમજાવાય નહીં. જાણેલું સમજણમાં હોય જ. પણ સમજેલું જાણમાં ન પણ હોય.

રસ્તા પરથી જતાં હોઈએ ત્યારે ઝાડવા બધાં સામાન્યભાવે જોઈએ એ દર્શન કહેવાય ને આ લીમડો, આ આંબો એમ વિશેષભાવે જાણીએ ત્યારે તેને જ્ઞાન કહેવાય. વિશેષભાવે જાણવા ગયો તો અટકી ગયો. માટે સામાન્યભાવે જોયા કર. વિશેષજ્ઞાનથી ડખો થાય અને સામાન્યભાવથી વીતરાગતા થાય.

આપણે પૂછીએ તું ક્યાં રહે છે ? અમદાવાદમાં. અમદાવાદમાં ક્યાં ? અડાલજ. અડાલજમાં ક્યાં ? સીમંધર સીટીમાં. સીમંધર સીટીમાં ક્યાં ? બંગલા નં. બે માં ? બેમાં ક્યાં ? મારા રૂમમાં. બીજા રૂમોમાં તો ચકલાં, ઉંદર, વાંદા બધાંય રહે છે. આ બધું ફોરેનમાં જ રહે છે. અને ટૂંકું એક જ. ક્યાં રહે છે ? હું મારા 'સ્વદેશ'માં રહું છું. હોમ ડિપાર્ટમેન્ટ

રહું છું. ફોરેનનું બધું હોમમાં બેસીને જોયા કરે, હોમની બહાર નીકળ્યો કે સફોકેશન થાય. વિગતવાર જાણવા ગયો એટલે ઉપાધિ. મહીં આત્મા વિશે ઊંડું વિગતવાર ઊતરવાનું તેને બદલે બહાર ઉતર્યા એટલા ફસાયા. પછી આત્મામાં ના રહેવાય.

દાદાશ્રી કહે છે કે જગત શું છે એ અમારી સમજમાં સંપૂર્ણ આવ્યું પણ વિગતવાર પૂરેપૂરું ના જણાયું. સમજવામાં સમય ના જાય પણ ડિટેઈલમાં જાણવામાં વધુ સમય જાય.

સૂઝ એટલે દર્શન. જ્ઞાનીની સૂઝ જબરજસ્ત ધોધબંધ હોય. સામાન્ય લોકોને ટીપું ટીપું હોય !

તીર્થંકરોની કેવી સુંદર ઝીણી શોધખોળો છે ! દર્શન અને જ્ઞાનનો કેવો ઝીણો ફોડ આપ્યો !!!

## ૪. જ્ઞાતા-દ્રષ્ટા, જ્ઞાયક

જોવું-જાણવું શું એ આત્માનું કર્મ છે ? ના. એ આત્માનો મૂળ સ્વભાવ છે. સ્વભાવથી બહાર નીકળવું એ કર્મ છે. સ્વભાવની વિરુદ્ધ કરવું એ કર્મ છે. આત્મા સ્વભાવમાં રહે, તેનું ફળ શું ? પરમાનંદ.

જ્ઞાનક્રિયા અને દર્શનક્રિયા બે આત્માની ક્રિયા છે. જ્ઞાન ઉપયોગ ને દર્શન ઉપયોગ. ક્રિયાવાળું આ પુદ્‌ગલ છે તે પોતાની ક્રિયામાં પરિણમન કરે છે, એ બધી ક્રિયાઓને જોનાર આ જ્ઞાન ઉપયોગ છે. જ્ઞાનક્રિયાથી મોક્ષ ને અજ્ઞાનક્રિયાથી બંધન. 'વ્યવસ્થિત' કરે તેને પોતે જાણે એ જ્ઞાનક્રિયા.

'જ્ઞાનક્રિયાભ્યામ્ મોક્ષ' આત્મામાં રહી કર્મોનો નિકાલ કરે તે ખરી જ્ઞાનક્રિયા. બાકી તો બધી અજ્ઞાનક્રિયાઓ છે. જ્ઞાન થયા વિના જ્ઞાનક્રિયા કઈ રીતે સંભવે ? જ્ઞાનધારા ને ક્રિયાધારા બે જુદું જ છે.

જ્ઞાન મળ્યા પછી મહાત્માઓને દર્શન ખુલ્યું એટલે દ્રષ્ટાપદ હોય. પછી જેટલો અનુભવ થાય એટલો જ્ઞાતા રહેવાય. અને દાદાશ્રીને નિરંતર જ્ઞાતા-દ્રષ્ટા રહેવાય.

કોઈએ ગાળ ભાંડી ને હાલી જવાયું ને પછી જ્ઞાન હાજર થઈ છૂટો પડ્યો. એમ ફરી પાછું વધારે ને વધારે રહેવા માંડે. એટલે એ જ્ઞાતાપદમાં આવે.

જેમ જેમ હિસાબ ચૂકતે થાય તેમ તેમ જ્ઞાન વધતું જાય. જ્ઞાન-દર્શન ભેગાં થાય એટલે ચારિત્રમાં આવે. તે પહેલાં અદીઠ તપ થાય.

સમસરણ માર્ગમાં ન દુનિયાનો કે ન આપણો અંત આવે, અંત તો આવે છે માર્ગનો ! 'જોનારો' છૂટ્યો. ચાલનારો બંધનમાં છે. ચાલનારને 'જોયા' કરે એ મુક્તિ. બે હવે જુદા પડ્યા. પહેલાં એક જ હતા.

જ્ઞાતા-દ્રષ્ટા એટલે શું ? જ્ઞાન મળ્યા પછી જ્ઞાતા-દ્રષ્ટાપણું મન કે બુદ્ધિ આધારે નથી હોતું. એ પ્રજ્ઞાશક્તિના આધારે છે.

મહીં ફાઈલ નં. વન શું કરી રહી છે, મન શું કરી રહ્યું છે, બુદ્ધિ, ચિત્ત, અહંકાર બધાં શું કરી રહ્યાં છે, તેને જુએ-જાણે એ જ્ઞાતા-દ્રષ્ટાપણું.

મનની બધી અવસ્થાઓને બુદ્ધિ ના જાણી શકે. રાગ-દ્વેષ રહિત જ્ઞાનને અતીન્દ્રિય જ્ઞાન કહેવાય. સમ્યક્ દર્શન, સમ્યક્ જ્ઞાનથી જોયું-જાણ્યું એને જ્ઞાતા-દ્રષ્ટા કહેવાય. બીજું બધું કલ્પનાનું ઈન્દ્રિયજ્ઞાન કહેવાય.

'ચંદુભાઈ' થઈને મહીં જુએ એ ઈન્દ્રિયજ્ઞાન અને શુદ્ધાત્મા થઈને 'ચંદુભાઈ'ને જુએ એ આત્માનું જ્ઞાન.

આંખથી જુએ, કાનથી સાંભળે, નાકથી સુંઘે એ બધું ઈન્દ્રિયજ્ઞાન. એ બુદ્ધિ જાણે. એ બધું અજ્ઞાન કહેવાય. બુદ્ધિ એટલે અજ્ઞા. 'અજ્ઞા'ને ય જાણે તે પ્રજ્ઞા. જે મૂળ આત્માની શક્તિ છે, રીપ્રેઝન્ટેટિવ છે. કરનારો અહંકાર ને જાણનાર પ્રજ્ઞા. કરનારો કર્યા જ કરે, તેને 'જાણ્યા' જ કરવાનું.

સાક્ષીભાવ ને દ્રષ્ટાભાવમાં શું ફેર ? સાક્ષી અહંકાર હોય ને દ્રષ્ટા આત્મા હોય. અહંકાર ખલાસ થાય પછી દ્રષ્ટા. ત્યાં સુધી સાક્ષી જ હોય. જેટલો મોહ ઓછો હોય એટલે સાક્ષી વધારે રહી શકે. મોહનો મેણો સાક્ષી તરીકે શી રીતે રહેવા દે ? અને જ્ઞાતા-દ્રષ્ટા તો નિરંતર રહે. એ આત્માની જાગૃતિ છે ને સાક્ષીભાવે એ એક પ્રકારની અહંકારની જાગૃતિ છે.

'હું ચંદુભાઈ છું' એવી રોંગ બિલિફ છે ત્યાં સુધી 'હું જ્ઞાતા છું' ને 'હું જ કર્તા છું' હોય. જ્યારે જ્ઞાનીકૃપાથી નિજ સ્વરૂપનું ભાન થાય ત્યારે 'હું ચંદુભાઈ નહીં, પણ હું શુદ્ધાત્મા છું' એ જ્ઞાન થાય, ભાન થાય. અને ચંદુભાઈ જે પહેલાં જ્ઞાતા હતા, તે હવે જ્ઞેય થઈ જાય છે ને મૂળ જ્ઞાતા જે શુદ્ધાત્મા છે તે ગાદી પર આવે છે !

બે જાતનાં જ્ઞેય, એક અવસ્થા સ્વરૂપે છે અને બીજું તત્ત્વ સ્વરૂપે જ્ઞેય છે. અવસ્થા સ્વરૂપે જ્ઞેય બધાં વિનાશી હોય અને તત્ત્વ સ્વરૂપે જ્ઞેય હોય તે અવિનાશી હોય.

જ્ઞાતાભાવ જ્યારે જ્ઞેયભાવે દેખાય ત્યારે સ્વસ્વભાવમાં આવે. જ્ઞેયમાં મમત્ત્વપણું હતું તે છૂટ્યું. હવે પુદ્ગલને જોયા કરે તો આત્મપુષ્ટિ થાય અને એ પુદ્ગલ ચોખ્ખું થાય. એ પુદ્ગલ પછી પાછાં ના આવે.

જ્યારે તત્ત્વસ્વરૂપે આત્મા દેખાશે ત્યારે બધાં જ તત્ત્વો દેખાશે. ખરું જ્ઞેય તત્ત્વસ્વરૂપે છે અને તત્ત્વસ્વરૂપે જ્ઞેય કેવળજ્ઞાને કરીને જ દેખાય.

જ્ઞાતાપદ કાયમ ના રહે, એટલે અંશ જ્ઞાનીપદ હોય ને કાયમ જ્ઞાતાપદ રહે તો સર્વાંશ થાય. અંશમાંથી સર્વાંશ જ્ઞાની એને મેળે જ થાય.

મહાત્માઓનો ડિસ્ચાર્જ કેવો હોય ? ડિસ્ચાર્જ બેટરીઓને પોતે 'જુએ' એટલે એ સંકોચાઈ જાય. રતલનો ડિસ્ચાર્જનો બોજો પાશેરનો થઈ જાય. અને ના જુએ ને કર્તા થાય તો ડિસ્ચાર્જ બોજો પાંચ ગણો થઈ જાય.

ધોવાના કપડાં જો ધોયા વગરના રહી જશે તો ફરી ધોવા પડશે એના જેવું, ડિસ્ચાર્જ કર્મો એટલે ! ભારે ફોર્સવાળા કર્મો હોય તો જ્ઞાતા-દ્રષ્ટા ન પણ રહી શકે છતાં પુરુષાર્થ હોય તો રહી શકે. એક ફેર પડ્યો તો ફરી ઊભો થઈ જાય ને ફરી પડે તો ફરી ઊભો થઈ જાય ! તો પુરુષાર્થ કંઈ કાબૂમાં છે ?

દાદાશ્રી પોતાની જાગૃતિ વિશે કહે છે, 'એક મિનિટ પણ અમે એક વર્કમાં ના હોઈએ, બે વર્ક દરેક વખતે અમારા હોય ! આ વિધિ, ત્યારે થોડોક જ વખત એક વર્કમાં હોઉં.' બે વર્ક કયા ? ''બહાર નવડાવે ત્યારે હું છે તે મારા ધ્યાનમાં હોઉં એટલે જ્ઞાતા-દ્રષ્ટાપણું હોય. જે નવડાવે

એમની જોડે વાતો કરતો જાઉં. એટલે અમારું તો દરેક વખતે બે કાર્ય હોય !' કોઈને એમ ના ખબર પડે કે આ 'બીજા' કામમાં છે !''

વિધિ વખતે દાદા કહે, 'અમે જ્ઞાતા-દ્રષ્ટા ના રહીએ. તે ઘડીએ એક્ઝેક્ટ જ્ઞાની પુરુષ તરીકે હોઈએ, નહીં તો તમારું કામ ફળે નહીં ને !' વિધિ વખતે પોતે જ્ઞાની પુરુષ તરીકે જ રહે. 'એ.એમ.પટેલ' તરીકે નહીં. અને 'દાદા ભગવાન' તો એમની જગ્યાએ જ બેઠાં હોય. એ તરફની દૃષ્ટિ અમારી બંધ થઈ જાય. અમારી દૃષ્ટિ એ ઘડીએ સીમંધર સ્વામીમાં હોય, બીજી જગ્યાએ એટલે કે વિધિ કરવામાં હોય !

અવસ્થામાં અવસ્થિત તો અસ્વસ્થ ને 'સ્વ'માં સ્થિત તો સ્વસ્થ ! અવસ્થા વિનાશી તે અસ્વસ્થ બનાવે ને સ્વ અવિનાશી છે તેથી સ્વસ્થ રાખે.

સ્વસ્થ કે અસ્વસ્થ બેઉનો જાણનાર શુદ્ધાત્મા છે. અસ્વસ્થ ફાઈલ નં. વન છે, તેને 'જોયા' કરો. એટલે જેટલું આવરણ વધારે એટલો અસ્વસ્થતાનો સમય લંબાય.

દ્રષ્ટા અને દૃશ્ય બે જુદા જ રહેવા જોઈએ, એનું નામ જાગૃતિ ! 'શું છે' એને જુએ અને 'શું બને છે' એને જુએ. 'શું છે'માં પોતાનું સ્વરૂપ બધાનામાં દેખાય અને એની મેળે બન્યા કરે છે એવું દેખાય. એટલે કામ પૂરું.

કશું કરવાનું નથી, માત્ર જોવાનું. જે જે ભાવ કર્યા, નિશ્ચય કર્યા તે બધું જોયા કરવાનું. આપણામાં ભાવ કરવાની સત્તા છે ? ના. આ તો ગયા અવતારની ડિઝાઈન બોલે છે, તેમાં શી સત્તા ? ઊંધું-છતું, બેઉ જોયા કરવાનું !

આ ગૂંચામણનું કારણ શું ? પાડનાર જુદો છે, પડનાર જુદો છે ને જાણનાર જુદો છે. જાણનારો જો પડનારો ના થાય તો ના ભોગવે ને પડનારો થાય તો ભોગવે !

જ્ઞાન મળ્યા પછી ડિસ્ચાર્જ ફાસ્ટ કરવા શું કરાય ? પછી તો કરનારો જ ના રહ્યા ને ? માટે 'જોયા' કરો આપણે. પૂરણ કરેલું તે કડવું-મીઠું ફળ આપીને ગલન થશે.

જોનાર કોણ ? શુદ્ધાત્મા કે જે ચૈતન્ય પીંડ છે. જ્ઞેય ને જ્ઞાતા

એકાકાર ના થાય, એનું નામ જ્ઞાન. હવે જ્ઞેયો બધા પોતાને જ્યોતિ સ્વરૂપમાં ઝળકે !

બ્રહ્માંડની અંદર અને બ્રહ્માંડની બહારથી જોવું એટલે શું ? જ્ઞેયોમાં તન્મયાકાર થયો એટલે બ્રહ્માંડની અંદર કહેવાય અને જ્ઞેયોને જ્ઞેય સ્વરૂપે દેખે ત્યારે બ્રહ્માંડની બહાર કહેવાય. મનમાં વિચારો આવે તેમાં તન્મયાકાર થયો એને બ્રહ્માંડની અંદર કહેવાય અને એને જુદું રહીને જુએ ને તન્મયાકાર ના થાય તેને બ્રહ્માંડની બહાર કહેવાય. પોતાના સ્વરૂપમાં જ રહ્યો એ બ્રહ્માંડની બહાર રહ્યો કહેવાય.

મહાત્માને ઘણીવાર એમ ભાસે કે જ્ઞાતા-દ્રષ્ટાભાવ જતો રહ્યો પણ તેમ ના બને. આ તો ડોઝીંગ થઈ જાય તેથી કંઈ લાઈટ ઓછી જતી રહે છે ?! વ્યવહાર બધો જ્ઞેય સ્વરૂપે છે ને નિશ્ચય જ્ઞાયક સ્વરૂપે છે. જ્ઞેય-જ્ઞાતાનો સંબંધ છે આ !

જ્ઞાતા-દ્રષ્ટાભાવમાં રહે ત્યારે ખૂબ ઠંડક લાગે. એ તો કેવળજ્ઞાનની નજીકની ઠંડક લાગે. 'હું કેવળજ્ઞાન સ્વરૂપ છું' એવું પણ કેટલાંક મહાત્માઓને રહે ! આ તો ઓવરડ્રાફ્ટને લીધે આવ્યું છે. સંપૂર્ણ જ્ઞાતા-દ્રષ્ટા રહે એ કેવળજ્ઞાની. પણ એ ધીમે ધીમે પ્રાપ્ત થાય.

જ્ઞાતા-દ્રષ્ટા થઈ જાય તો 'વ્યવસ્થિત' સુંદર ચલાવે. શુદ્ધાત્માને પ્રકૃતિની મદદની જરૂર પડે ? ના. આત્મા પરમાત્મા જ છે. સંપૂર્ણ સ્વતંત્ર છે, નિરાલંબ છે ! અનંત શક્તિ, અનંત જ્ઞાનવાળો છે. એ જ્ઞાન સ્વરૂપ, વિજ્ઞાન સ્વરૂપ છે, એને કોઈની શી જરૂર ?

શું પ્રકૃતિના માધ્યમથી આત્માનું જાણપણું હોઈ શકે ? ના. આત્મા પોતે સ્વભાવથી જ જાણપણાવાળો છે. જે જાણ પ્રકૃતિમાં આવે છે તે આત્મામાંથી આરોપણ કરેલું છે. બુદ્ધિ એ પોતાનું આરોપણ જ છે. આત્મા સિવાય કોઈનામાં ય જાણપણું નથી જ. હવે નવું આરોપણ કરાય જ નહીં.

જ્ઞાતા-દ્રષ્ટા એટલે કેવું હોય ? અરીસા સામે આપણે ઊભા હોય તો આપણે દેખાઈએ ને ? એમાં અરીસાને કશું કરવું પડે ? એના સ્વભાવથી જ એની સામે જે કંઈ આવે તે ઝળકે જ. એવી રીતે આત્મામાં બધું ઝળકે. છેલ્લું જ્ઞાતા-દ્રષ્ટા આ રીતે છે !

જેટલો વખત જ્ઞાતા-દ્રષ્ટા રહ્યા એટલા વીતરાગ. સંપૂર્ણ જ્ઞાતા-દ્રષ્ટા એ સંપૂર્ણ વીતરાગ.

જેટલો શુદ્ધ ઉપયોગ એટલું જ્ઞાતા-દ્રષ્ટાપણું વધારે.

વિનાશી જગત જોડે આત્માનો શું સંબંધ ? જેમ સિનેમાના પડદાની જોડે જોનાર પ્રેક્ષકને હોય તેવો, જોનારને ખાલી જોવાનો જ સંબંધ. સિનેમા ચાલુ તો જોનારની કિંમત ને સિનેમા બંધ હોય તો ?

ચરણવિધિ કરતાં મહીં લીંક તૂટી જાય પછી પાછી મોટે મોટેથી બોલે એટલે ચાલુ થઈ જાય. મહીં આત્માને તો લીંક તૂટી તે ય ખબર પડે ને ચાલુ રહી તે ય ખબર પડે ! ફિલ્મ જ છે. જ્ઞાન કાચું પડ્યું એ કોણ જાણે ? એ જ મૂળ આત્મા. એટલે જ્ઞાતા-દ્રષ્ટાપદનો નિરંતર અનુભવ થાય છે જ.

આ અક્રમ વિજ્ઞાન જ એવું છે કે જ્યાં વિભાવ ઉત્પન્ન જ ના થાય ! કશું અડે નહીં ને નડે નહીં. પુદ્ગલનું જોર કેટલું હવે ? એ બધું ટેમ્પરરી ને આપણે પરમેનન્ટ છીએ !

સ્વને સ્વ જાણે એ મુક્ત. અને અન્યને અન્ય જાણે ને સ્વને સ્વ જાણે એ મહામુક્ત ! જ્યારે અન્યને અન્ય જાણે ત્યારે મન-વચન-કાયાનો યોગ કંપાયમાન ના થાય તો એ સ્વને સ્વ જાણે અને કંપાયમાન થાય તો સ્વને સ્વ જાણ્યું ના કહેવાય.

જ્ઞાતા-જ્ઞેય બેઉ એક થાય જ નહીં, બે જુદાં જ હોય. જ્ઞેયના આધારે જ્ઞાતા છે. મન ફિલ્મ બતાવે ને આપણે તેના જ્ઞાતા. ફિલ્મ પૂરી થાય એટલે ફૂલ ગવર્નમેન્ટ !

પોતે પોતાનો જાણકાર રહે, તેને બીજા જાણકારની જરૂર નથી.

જ્ઞાતા અને જ્ઞાયકમાં શું ફેર ? માત્ર જાણવાનું જ કાર્ય કરે ત્યારે જ્ઞાયક કહેવાય. સત્તામાં હોય ત્યારે જ્ઞાયક.

જ્ઞાયકભાવમાં આવ્યો એ જ ઉપયોગ, બીજું કંઈ નહીં. મહાત્માઓને દાદાશ્રીએ જ્ઞાયકભાવમાં મૂકી દીધા. જ્ઞાયકભાવમાં આવ્યો એટલો વખત કેવળજ્ઞાનના અંશો ભેગા થયા. તેથી આધિ, વ્યાધિ ને ઉપાધિમાં સમાધિ રહે.

'હું કરું છું ને હું જાણું છું' એનું મિક્ષ્ચર એનું નામ જ્ઞેય અને 'હું જાણું છું, હું કરતો નથી' એનું નામ જ્ઞાયકભાવ !

જ્ઞાયકભાવને સારું-ખોટું, દ્વંદ્વ જ નથી. માત્ર જ્ઞેય અને દૃશ્ય જ છે એને માટે.

જ્ઞાયકને હિંસા ય નથી ને અહિંસા ય નથી, પણ ફાઈલ નં. વન પાસે પ્રતિક્રમણ કરાવવું. તેથી પરમાણુઓ થઈ જાય ચોખ્ખા !

જ્ઞાયકભાવ એટલે છેલ્લો ભાવ. પછી દેહ ગમે તે કરતો હોય તો ય તેને કશો દોષ ના અડે. ઝીણામાં ઝીણો દોષ દેખાય ત્યારે જ્ઞાયકભાવ કહેવાય.

જ્ઞાયકને સ્મૃતિનો સંગ નથી, કોઈ આધારની એને જરૂર નથી. જ્ઞાયક એટલે અરીસા જેવું. મહીં બધું જગત દેખાય, સહજપણે.

જ્ઞાયકથી આગળ શું છે ? પછી કોઈ શબ્દ જ નથી. આ તો વ્યવહારમાં છીએ આપણે ત્યાં સુધી આ ભાગ પછી તો પોતે જ રહ્યો! જ્ઞાયકપણું છે ત્યાં રાગ-દ્વેષ નથી, વીતરાગતા છે. જ્ઞાયકને સંસાર દેખાતો જ નથી. સંસાર તો જ્યાં સુધી દેહાધ્યાસ છે ત્યાં સુધી જ.

દાદાશ્રીને આખું બ્રહ્માંડ સમજમાં આવ્યું પણ જ્ઞાનમાં નથી આવ્યું. જ્ઞાનમાં આવે એટલે બધું દેખાય !

જ્ઞાયક સ્વભાવ છૂટે નહીં તે પરમાત્મા. ત્યાં પરમાનંદ.

## ૫. આત્મા ને પ્રકૃતિની સહજતાથી પૂર્ણત્વ

સાહજીકતા એટલે શું ? મન-વચન-કાયાની ક્રિયાઓમાં ડખલ ના કરવી તે. 'હું કોણ છું' એ સમજાય ત્યારે સહજ થાય.

આત્મજ્ઞાન પછીનો વ્યવહાર કેવો હોય ? સહજ વ્યવહાર ચાલ્યા કરે. કર્તાપણું છૂટે એટલે વ્યવહાર ઉદય સ્વરૂપ રહ્યો !

દેહાધ્યાસ છૂટે તો વ્યવહાર આત્માની ડખોડખલ બંધ થાય છે, અહંકાર- મમતા જાય એટલે સ્તો ! પછી દેહ દેહના સ્વભાવમાં ને આત્મા આત્માના સ્વભાવમાં રહે, એનું નામ સહજતા !

પરમ પૂજ્ય દાદાશ્રી ડખોડખલ કરે પણ તે આપણી ડખોડખલ કાઢવા ! હસતાં-હસાવતાં આપણી ડખોડખલ બંધ કરી દે !

જ્ઞાન મળ્યા પછી આત્માનું નિરંતર સહેજે લક્ષ રહે છે. એ સહજ આત્મા થયો કહેવાય. પછી જેમ જેમ દાદાની આજ્ઞામાં રહે તેમ તેમ મન-વચન-કાયા સહજ થતાં જાય.

અહંકાર ગેરહાજર તો સહજ ભાવ હાજર. આ બધું બગાડનાર જ અહંકાર છે.

મૂળ આત્મા તો સહજ છે જ, પણ આ વ્યવહાર આત્મા બધું બગાડે છે. એ સહજ થાય તો દેહ સહજ છે જ.

સહજ ભાવે ધોલ મારે તો ય સામાને દુઃખ ના થાય ! એવું જ્ઞાની સિવાય કોણ કરી શકે ?

અક્રમ માર્ગ સહજતાનો માર્ગ છે. તેથી આમાં 'નો લૉ લૉ' છે, જે સહજતા પર લઈ જાય છે. લૉ હોય તો સહજતા કેમ થાય ?

છેલ્લી સ્થિતિ કઇ ? આત્મા સહજ સ્થિતિમાં ને દેહેય સહજ સ્થિતિમાં !

જેટલી દાદાશ્રીની આજ્ઞામાં રહેવાય એટલું સમાધિમાં રહેવાય ! દરરોજ સવારમાં દાદાશ્રીની પાંચ આજ્ઞામાં જ રહેવાની શક્તિઓ માંગવી ! 'ડખોડખલ કરું નહીં એવી શક્તિઓ આપો' આમ બોલવાથી ખૂબ અસર થાય.

દાદાશ્રી કહે છે, 'અક્રમ વિજ્ઞાનમાં ચૌદ વર્ષનો કોર્સ છે, સામાન્ય રીતે. તે બહુ કાચા હોય તો વધુ થાય ને બહુ પાકા હોય તો તેને અગિયાર વર્ષમાં થઈ જાય ! ચૌદ વર્ષે સહજ થઈ જાય !

કોઈને ટકોર કરવી જ નહીં અને ટકોર થઈ જાય ને એ ના સાંભળે તો આપણે આપણી ટકોર પાછી ખેંચી લેવી જોઈએ. ભરેલો માલ નીકળે તેને આપણે જોયા કરીએ એટલે સહજ થવાય.

આત્મા સ્વયં મોક્ષ સ્વરૂપ છે. પણ આ પૂર્વભવની ફાચરો ડખલો કરે છે. એ અંતરાયને હવે 'જોયા' કરવાથી જાય.

પુદ્ગલ તો કાયદેસર જ છે. એને ડખોડખલ ના થાયને તો એ ચોખ્ખું થયા જ કરે. પણ આ ડખોડખલ કોણ કરે છે ? અજ્ઞાન માન્યતાઓ અને પછી વાંધા ને વચકા.

આપણા દેહને કંઈ પણ કરે પણ રાગ-દ્વેષ ના થાય. ગજવું કાપી લે કે દેહને કંઈ પણ સળી કરે, તેને સ્વીકારે તો દેહાધ્યાસ. 'મને કેમ કર્યું' તો એ દેહાધ્યાસ અને અડે નહીં તો દેહાધ્યાસ ગયો ! આપણા દેહને કંઈ પણ કરે તો આપણને રાગ-દ્વેષ ના થાય, તેનું નામ સહજ.

મહાત્માઓ આવા સહજ ક્યારે થાય ? જ્ઞાન મળ્યું છે એટલે તે પરિણામ પામીને કર્મો ઓછાં થઈ જાય, એટલે સહજ થતો જાય. પહેલાં અંશે અંશે સહજ થાય ને અંતે સંપૂર્ણ સહજ થાય. જેટલાં અંશે સહજ એટલા અંશે સમાધિ !

આઈસક્રીમ ચાર ડીશ ખવડાવે એ ડખલ અને નથી ખાવા જેવો, ગળું બગાડશે એ ય ડખલ ! ડખલ ના કરે તો એની મેળે પ્રમાણ સચવાઈ જાય !

ડખાને કાઢવાનો નથી, એનાથી છૂટાં રહેવાનું છે ! મહીં પ્રજ્ઞા ડખાને ચેતવે છતાંય કર્યા કરે અને ભગવાન ત્યારે ઉદાસીન, વીતરાગ !!

ડખો કરવો નથી એવો નિશ્ચય કર્યો એ ય ડખો. આમ ડખો ડખાને કાઢે.

ચાર ડીશ આઈસ્ક્રીમ ઠોકતો હોય તો પ્રજ્ઞા એને ચેતવે પણ તો ય એ ઠોકી જ જાય. એ કોણ ઠોકાવડાવે ? એ ચારિત્રમોહ. ચારિત્રમોહના જ્ઞાતા-દ્રષ્ટા રહેવાથી એ ઓગળે. જાગૃતિ ના રહી, નિશ્ચય ના કર્યો તો ચારિત્રમોહ વધી જાય ! જ્ઞાતા-દ્રષ્ટા રહે તો ડખોડખલ બંધ થઈ જાય !

મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર બધાય ડખાવાળા છે. પ્રજ્ઞા ચેતવે પણ એનું માને નહીં તો પછી એ બંધ થઈ જાય. એને સિન્સિયર રહે તો એ બધું જ ચેતવે.

'આપણને' ડખો કરવાની ટેવ છે, એમાં 'આપણે' કોણ ? 'આપણે' બે રીતે રહ્યા છીએ. નિશ્ચયથી પેલી બાજુ રહ્યા છીએ. જેટલું 'જોઈએ' એટલું છૂટ્યું ને ના જોઈએ એટલું વ્યવહારથી રહ્યું.

જલેબી સામી આવી તે છૂટવા માટે જ આવી પણ 'મને બહુ ભાવે છે' કહ્યું કે કર્યો ડખો ?

એટલે 'આપણે' એટલે કોણ ? અહંકાર.

દેહ ને આત્માની એકતા માની કોણે ? અહંકારે.

જ્ઞાન મળ્યા પછી ચાર્જ કરનારો અહંકાર ફ્રેકચર થઈ જાય છે. પછી ડિસ્ચાર્જ અહંકાર રહે છે. પછી ઈટ હેપન્સ કહેવાય. ચાર્જ અહંકાર હોય ત્યાં સુધી એમ ના કહેવાય. કારણ કે અહંકાર શું ના ગાંડું કાઢે ?

ડિસ્ચાર્જ અહંકારે ય પૂરો થઈ જાય પછી બધું જ સહેજાસહેજ થાય, જેમ ભૂખ કેવી સહેજાસહેજ લાગે છે ?!

જ્યારે વ્યવહાર ચોંટે નહીં, અડે ખરું, ત્યારે શુદ્ધ કહેવાય. 'શુદ્ધ એટલે સહજ!'

આત્મજ્ઞાન થાય એટલે છકે નહીં, કેફ ના ચઢે !

ઈફેક્ટમાં કોઈ પણ જાતનો ડખો ના કરવો, એનું નામ સહજ. ડખો કરવો એ ભ્રાંતિ !

કર્તા પુરુષ કરે, તેને જ્ઞાતા પુરુષ નિરંતર જાણ્યા કરે. સામસામી કોઈ કોઈને ડખલ નહીં, એનું નામ વ્યવહારમાં સહજાત્મ સ્વરૂપ.

શરીરનો સ્વભાવ છે ઊંચો-નીચો થાય, કૂદાકૂદ કરે. એ એનું સહજ પરિણામ. જ્ઞાનીને ય ઊંચું-નીચું થાય. અજ્ઞાનીને અહંકારના માર્યા ના થાય. ભગવાન મહાવીરને કાનમાં ગોવાળીયાએ બરુ ખોસ્યું, તે વખતે તેમની આંખમાં કરુણાના આંસુ હતાં ને કાઢતી વખતે વેદનાનાં આંસુ હતા અને મોટી ચીસ પણ પડેલી ! આનું નામ સાહજિક. અહંકારી અહંકારથી સ્થિર રહે. નિર્અહંકારી સહજ રહે.

અજ્ઞાન દશામાં મનના કહ્યા પ્રમાણે ચાલવું એનું નામે ય સાહજીક. વિચારવાનું કે મહેનત કરવાનું કશું નહીં. ગાડું ગબડે તેમ ગબડવા દે. સાહજીકમાં પુરુષાર્થ ના હોય. ભમરડા જ હોય. અને જ્ઞાન થયા પછી સાહજીક ને પરમાત્મા કહેવાય.

ભ્રાંતિ જાય એટલે સહજ થાય. પછી કર્મ ના બંધાય. પછી કારણ-કાર્ય જ ના રહ્યું.

મહાત્માઓ કૉઝિઝમાં સહજ ને ઈફેક્ટમાં અસહજ. લોકો કૉઝિઝમાં અસહજ હોય. કૉઝિઝમાં અસહજ હોય એટલે કર્મ ચાર્જ થાય !

સહજ સમાધિમાં રહે એ ભગવાન કહેવાય !

રોંગ બિલિફથી અસહજ થયેલું છે આ ! સહજ અવસ્થા કશું કરવાથી પ્રાપ્ત ના થાય. એ તો જ્ઞાની પુરુષની કૃપાથી થાય. 'સહજ' અને 'કરવાનું' એ બેને વેર, નહીં ?!

'વહેલું ઊઠવું છે' એવો સિન્સિયર નિશ્ચય રાખવો, પછી જે બન્યું તે સાચું.

મોક્ષમાં કરાંજવાનું ના હોય, સહજ હોય.

સહજ કેવાં હોય ? સવારમાં ચા આપે તે પીવે, ના આપે તો કંઈ નહીં. ખાવાનું મૂકે તો ખાય, નહીં તો માંગીને ના ખવાય. એક મહિનો સહજ યોગ માંડી જોવા જેવો ખરો !

મન-બુદ્ધિ-અહંકાર અંદર બધા બૂમાબૂમ કરે, ત્યારે તેને છેટાં રહીને જુએ-જાણે અને બહાર સહજ પ્રાપ્ત સંયોગો. જ્યારે જમવાનું આપે ત્યારે ને ના આપે તો ય સહજ ! આવો સહજ યોગ કો'કને જ હોય, અબજોમાં એકાદને ! એટલે આપણા અક્રમમાં તો આ બધી ભાંજગડ જ ઊડાવી દીધી છે. સહેજાસહેજ જે મળ્યું તે ખરું. એકનો આદર નહીં તો બીજાનો અનાદરે ય નહીં. પ્રાપ્તને ભોગવ.

સહજની પ્રાપ્તિ પ્રારબ્ધને આધીન નથી, એ જ્ઞાનને આધીન છે.

પ્રયત્નથી ચિત્ત પ્રસન્નતા સાહજીક કહેવાય ? પ્રયત્ન એટલે રિલેટિવ એટલે અસહજ જ હોય. રિયલ અસહજ હોય. પ્રયત્ન ય સહજ પ્રયત્ન હોવા જોઈએ. સહજ શક્તિ નિર્વિકલ્પ હોય.

પ્રયાસની જરૂર પણ વચ્ચે કરનારો ના જોઈએ ! પ્રયાસની જરૂર નથી એમ કહીએ તો લોકો કશું કરશે જ નહીં ને ઊંધે રવાડે ચઢશે.

મન-વચન-કાયાની ક્રિયાઓમાં કંઈ ફેર નથી પડતો. માત્ર કર્તાપણાની ડખલ છે. કરનારો ખાલી અહંકાર છે. 'હું કરું છું' એ માન્યતા એ આવતા ભવની જવાબદારી લે છે.

ચા યાદ આવે, જમવાનું યાદ આવે એટલે સહજતા તૂટી કહેવાય. એટલે આહારીને સહજ કરવાનો છે.

ક્રોધ-માન-માયા-લોભ ખલાસ જ્યાં થાય ત્યાં સહજતા ઉત્પન્ન થાય જ !

દાદાશ્રી પાસે એટલા માટે પડી રહેવાનું ને ! એમની સહજતા આખો દહાડો જોવા મળે. દાદાની કેવી નિર્મળ સહજતા ! એમની અહંકાર વગરની અદભૂત દશા ! બુદ્ધિ વગરની અબુધ દશા એમની ! આ બધું જોવા મળે. દાદાશ્રીનો ફોટો લેવા ફોટોગ્રાફરો પડાપડી કરે. બિલકુલ સહજ દશા ! અને બીજાને તો 'મારો ફોટો પાડે છે' એવું તે ઘડીએ મહીં એ આવ્યા વગર રહે નહીં ને ? એટલે એ અસહજ થયા વગર રહે ? એટલે એનો ફોટો બગડે !

દાદાશ્રી સાહજીકતામાં હોય ત્યાં સુધી તેમને પ્રતિક્રમણ કરવાના ના હોય.

દાદાશ્રી આપણને શીખવાડે છે કે સહજ થવું એવો ભાવ રાખવો. આપણે ધ્યેય કેવો રાખવો કે દાદાની સેવા કરવી છે. એવો સહજ ભાવ રાખવો. પછી એ વખતે શું બને છે એ જોવું. દાદાશ્રીની સેવા મળવી એ તો બહુ મોટી વસ્તુ છે ને ! બહુ મોટી પુણ્યૈ હોય તો મળે ! દાદાને આમ હાથ જ ના અડાડાયને! એક ફેરો ય હાથ અડાડ્યો તો બહુ મોટી પુણ્યૈ કહેવાય.

સહજ થાય તો પૂર્ણ વિજ્ઞાન અંદર ખુલી જાય ! સંપૂર્ણ 'વ્યવસ્થિત' સમજાય ત્યારે સંપૂર્ણ સહજ થાય. હવે કશાની રાહ જોવાની ના હોય. એનો પાર જ ના આવે.

વ્યવસ્થિત સમજાય એટલું કેવળજ્ઞાન ખુલ્લું થતું જાય. તેટલો સહજ થતો જાય.

વાણી સહજ ક્યારે થાય ? આ ટેપરેકર્ડ બોલે છે એવું એમ થાય ત્યારે. માલિકી વગરની વાણી થાય ત્યારે તે સહજ થાય. મન, વાણી ને વર્તન બધાંયની સહજતા આવે.

સહજાત્મ સ્વરૂપ એ છેલ્લું પદ. સહજાનંદ. પ્રયત્ન વગરનો આનંદ!!

એક મિનિટ સહજ થયો તે ભગવાન પદમાં આવ્યો. આ અક્રમ વિજ્ઞાનથી મહાત્માઓ સહજ થયા છે.

દાદા ભગવાન કોણ ? આ બ્રહ્માંડના ઉપરી. એનું શું કારણ કે એ આ દેહના માલિક નથી, વાણીના કે મનના માલિક નથી. આ દેહનો માલિક કોણ ? પબ્લીક ટ્રસ્ટ !

દાદાશ્રી અમેરિકા, ભારત, દેશ-વિદેશ ગયેલા ત્યારે તે પોટલાની જેમ ગયેલા. ''વિચરે ઉદય પ્રયોગ ! અપૂર્વ વાણી પરમશ્રુત !'' એના જેવું !

જેટલો સહજ થાય એટલું આત્મઐશ્વર્ય પ્રગટ થાય !!

ક્રિયાથી નહીં પણ તે વખતે મહીં ચંચળતા ઉત્પન્ન થાય છે, તેનાથી સહજતા તૂટી જાય છે અને તેનાથી કર્મ બંધાય છે. ચંચળતા શુભ ભાવમાં હોય તો શુભ કર્મ બંધાય ને અશુભ ભાવમાં હોય તો અશુભ કર્મ બંધાય.

છેલ્લી દશાએ જલ્દી પહોંચવા શું કરવું ? વ્યવહાર બધો છૂટે ત્યારે કામ થાય. આ વ્યવહાર તને વળગ્યો નથી, તું વ્યવહારને વળગ્યો છું ! જેને ઉતાવળ હોય તેણે અપરિગ્રહી થવું જોઈએ. ફરજિયાત વ્યવહારને શુદ્ધ વ્યવહાર કહ્યો. ખાવું-પીવું, સૂવું વિ. ફરજિયાત છે. નોકરી-ધંધો એ ફરજિયાત વ્યવહાર નથી.

આખો દહાડો શુદ્ધ ઉપયોગમાં રહે ને, પછી કશી ભાંજગડ નહીં.

જંજાળ કેટલી જોઈએ ? જેને આવશ્યક કહેવામાં આવે છે તે. જેના વગર ના ચાલે તે. ખાવું-પીવું, સૂવું બધું સહજ હોય પાછું. વિચારીને કરેલું ના હોય. એ છેલ્લી દશા ! જેટલી અન્આવશ્યક એટલી ઉપાધિ વધારે ! બાગ-બગીચા કરે, આખો દા'ડો ખોદ ખોદ કરે.

છેલ્લી દશામાં કેવું ? થાળી-લોટો ના જોઈએ. સંડાસ-બાથરૂમે ય

ગાયો-ભેંસોની જેમ ! લગ્નના માંડવામાં ય એમને શરમ આવે ? કપડાંય એમાં ના આવે ! સહજતામાં વિવેક ના હોય. ખાવાનું ય ના માંગે ને ? પણ નિયમ છે કે એને સમયે સમયે વસ્તુઓ એની મેળે જ મળી જાય.

અક્રમ માર્ગમાં ફાઈલોનો નિકાલ કરો, જે હોય તે એવું કહ્યું છે પણ ફાઈલો વધારવાનું નથી કહ્યું. એટલે અંદરથી જાગૃતિ એવી હોવી જોઈએ કે વસ્તુઓ એને દુઃખદાયી લાગ્યા કરે.

અક્રમ જ્ઞાની તો પરિગ્રહ હોવા છતાંય સંપૂર્ણ અપરિગ્રહી હોય. એ કઈ રીતે ? આઈ વીધાઉટ માય ઈઝ ગૉડ ! બધી માયની જ ફાચર છે ને !

ટૂંકામાં આત્મા તો સહજ છે જ. હવે પુદ્‌ગલને સહજ કર ! કેવી રીતે ? સંપૂર્ણ સહજ એવા જ્ઞાનીને નજીકથી જોયા કરે. એમને જો જો કરવાથી જ સહજ થઈ જવાય. આની કૉલેજો ન હોય. બહારવાટિયાની ય કૉલેજો ના હોય. એ તો ઉસ્તાદ પાસે છ મહિના રહે ને, તેને જોઈને જ બહારવટિયો થઈ જાય ! દાદાશ્રીને કોઈ ગાળ ભાંડે તે વખતે તેમની સહજતા જોવા મળી જાય તો તે શક્તિ આપણને ઉત્પન્ન થઈ જાય.

અક્રમ વિજ્ઞાન એ પૂર્ણ સહજ યોગ છે, પૂર્ણ વિજ્ઞાન છે ! અષ્ટાંગ યોગની પૂર્ણાહૂતિ થાય ત્યારે આ પદ પ્રાપ્ત થાય ! આ અપવાદ માર્ગ છે ! જેને આ મળી ગયું, એનું કામ થઈ ગયું !!

## ૬. એક જ પુદ્‌ગલને જોવું

''પુદ્‌ગલ સંસારી સંપૂર્ણ નાચ કરે ને આત્મા તેને જુએ'' તો જ પૂર્ણાહૂતિ કહેવાય.

ફિલ્મ સહજ હોવી જોઈએ. સંસારીને સંસારીની ને ત્યાગીને ત્યાગીની ફિલ્મ હોય તો ચાલે, પણ સહજ હોવી જોઈએ.

આ છોડું ને તે છોડું. અલ્યા, છોડવાની ભક્તિ કરાય કે ભગવાનની ?

આ પુદ્‌ગલમાંથી બિલકુલ રસ ના લેવો જોઈએ. રસ ક્યારે ના લેવાય ? પોતે સંપૂર્ણ સ્વરૂપમાં રહે ત્યારે.

કાં તો વર્તમાનમાં વર્તે, કાં તો પોતાના પુદ્‌ગલને જોવું, આ બે વસ્તુ રાખવી.

આ પુદ્‌ગલ બાજુની મિત્રાચારી ક્યાં સુધી રાખવી ? જે દગાખોર હોય, તેના જોડે ધીમે ધીમે મિત્રાચારી મોળી કરી નાખવી.

ફાઈલ નં. વન શું કરે છે, શું ખાય-પીવે, એ બધું એકલું તમે જાણ્યા કરો છો પણ જોતાં નથી. પુદ્‌ગલને નિરંતર જોયા કરવું જોઈએ. પહેલી ફરજ જોવાની ને પછી જાણવાની છે.

જેવું આ ફાઈલ નં. વન અરીસાને જુદી દેખાય એવી 'આપણ'ને એ જુદી દેખાવી જોઈએ. આના માટે અરીસા સામાયિકમાં પ્રેક્ટિસ કરવાની. છેલ્લામાં છેલ્લું જ્ઞાતા-દ્રષ્ટા તો 'તમને' ફાઈલ નં. વન આમ આવતાં-જતાં જુદી દેખાય. 'ઓહોહો ! આવો, આવો' એમ કરે.

દાદાશ્રીની આજ્ઞા છે, સામાને શુદ્ધ જોશો તો શુદ્ધ થઈ જાય, છૂટો થઈ જાય.

ફાઈલ નં. એકનું પુદ્‌ગલ શું કરે છે, મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર બધાં શું કરે છે, તેને 'આપણે' નિરંતર જોયા જ કરવાનું. ભગવાન મહાવીર એક પુદ્‌ગલને જ નિરંતર જોતા હતા. મહીં શું શું પરિવર્તન થાય છે, શું શું સ્પંદન થાય છે! અરે, આંખની પાંપણ હાલ્યા કરે છે, તેને ય ભગવાન જોયા કરતા હતા !!! લોક ઈન્દ્રિય દૃષ્ટિથી જુએ અને ભગવાન અતિન્દ્રિય દૃષ્ટિથી જોતાં હતા !

એક પુદ્‌ગલને જોવાનું મહાત્માઓને ભગવાનની જેમ ફાવે નહીં ને ? તેથી દાદાશ્રીએ રિયલ-રિલેટિવ બે દૃષ્ટિથી જોવાનું કહ્યું. પુણિયા શ્રાવકનું સામાયિક થાય આ રીતે !

આપણને ગાળો ભાંડે, તેને ય શુદ્ધાત્મા તરીકે જોવો.

ભગવાન મહાવીર તો માંકણ કૈડે તેને ય જુએ, મહાવીર પાસા ફેરવે તેને ય જુએ. શરીરનો સ્વભાવ છે તો થાય તેમ પણ પોતે સહજ જ રહે. ભગવાન મહાવીરને દીક્ષા લીધા પછી શરૂઆતમાં કર્મ ખપાવવામાં ગયું, પછી 'જોવા'માં ગયું.

એક પુદ્‌ગલને જોવું એટલે પૂરણ-ગલન થાય છે, એમાં વેઢમી ખાધી એ પૂરણ અને એનું પછી આમ ગલન એ બધું નિરંતર જોયા કરે.

સુગંધ-દુર્ગંધ બેઉને જોયા કરે. એમાં સારું-ખોટું ના કરે. સારું-ખોટું સાપેક્ષ દૃષ્ટિએ, સમાજમાં, રિયલમાં નહીં.

પ્રવૃત્તિમાં નિવૃતિ રહે ત્યારે નવું કર્મ ના બંધાય.

પૂરણ-ગલન બન્ને થાય એ મોહ ને એકલું ગલન થાય એ ચારિત્રમોહ. સમકિત પછી એકલું ગલન રહે. પૂરણ ના થાય. પછી દરેકને પોતાનું પુરણ કરેલું પુદ્‌ગલ ખપાવવું પડશે. જૈનને જૈનનું પુદ્‌ગલ, વૈષ્ણવને વૈષ્ણવનું પુદ્‌ગલ.

સારું-ખોટું બધું પુદ્‌ગલની બાજી છે. આ લોકોએ ભ્રાંતિથી વિભાજન કર્યું.

હવે ધ્યાન શેનું કરવાનું ? પોતાના એક પુદ્‌ગલને જ જોવાનું.

આત્મા સિવાય બીજું બધું જ આપણી અંદર પુદ્‌ગલ છે. પછી બધાં જ જ્ઞેય સ્વરૂપે. એમાં કોઈ વિશેષ નહીં.

પુદ્‌ગલ બધું એક, એને ચૂંથાચૂંથ શું કરવાનું ? અનંત પ્રકારની અવસ્થાઓ છે પણ પુદ્‌ગલ એક જ છે આ બધું.

ભગવાન મહાવીરને પ્રશ્ન પૂછાય ને તેનો તેઓ જવાબ આપે તે ય પુદ્‌ગલ જ આપે અને તે પોતે તો જોનાર-જાણનાર જ હોય તેના !

જ્ઞાનીના ખૂબ પરિચયમાં રહેવાય તો સ્હેજે વીતરાગ થઈ જાય !

જે એક પુદ્‌ગલનો સ્વભાવ છે તે જ સર્વ પુદ્‌ગલનો સ્વભાવ છે. તેથી ભગવાન મહાવીર માત્ર એક પુદ્‌ગલને જ જોતાં હતાં.

રજકણ કે રિદ્ધિ વૈમાનિક દેવની;

સર્વે માન્યા પુદ્‌ગલ એક સ્વભાવ જો. અપૂર્વ અવસર....

શ્રીમદ્ રાજચંદ્ર.....

## ૭. જોનાર-જાણનાર ને તેનો જાણનાર

આત્માની અનંત શક્તિ !!! ચોગરદમ જોઈ શકે ! આ ચર્મચક્ષુ તો આગળ જ જોઈ શકે ને આત્મા તો દસેય દિશા, બધા ખૂણા જોઈ શકે.

મિશ્રચેતનને ય જોઈ-જાણી શકે ને મૂળ આત્મા ય જોઈ-જાણી શકે, બેમાં ફેર શો ? મિશ્રચેતન વિનાશીને જોઈ શકે ને મૂળ ચેતન વિનાશી અને અવિનાશી બેઉને જોઈ-જાણી શકે.

જ્ઞાનીને કંઈ સૂર્ય-ચંદ્ર પડી ગયેલા દેખાતા હશે ? આત્મા જુએ એ રિયલ દૃષ્ટિ છે ને આંખો જુએ એ રિલેટિવ દૃષ્ટિ છે. રિયલ વસ્તુ રિયલને જ જુએ.

આત્મા પોતાને જાણે ને પરને પણ જાણે !

ઘણી વાર બુદ્ધિ આત્માના વાઘા પહેરીને જ્ઞાતા-દ્રષ્ટા બને છે ! ખરું જ્ઞાતા-દ્રષ્ટા તો બુદ્ધિથી પર છે. મહાત્માઓ બુદ્ધિથી પર ગયા છે તેથી સ્તો દરરોજ સત્સંગમાં ખેંચીને અવાય છે ! નહીં તો બુદ્ધિ દરરોજ સત્સંગમાં આવવા ના દે. બાકી ઘણું ખરું જ્ઞાતા-દ્રષ્ટા બુદ્ધિનું જ હોય.

'એવું લાગે છે' થાય ત્યારે દ્રષ્ટા ને જાણવામાં આવે છે ત્યારે જ્ઞાતા તરીકે આત્મા છે ! બુદ્ધિને જે જુએ છે તે 'આપણે' છીએ.

આ બુદ્ધિનું જ્ઞાતા-દ્રષ્ટાપણું છે કે આત્માનું એનું ડિમાર્કેશન શું ? બુદ્ધિનું તો આમ આંખે દેખાય, ઈન્દ્રિયોથી દેખાય એ બધું અને આત્માનું જ્ઞાન-દર્શન તો જુદું જ. આત્મા દ્રવ્યોને જુએ-જાણે, દ્રવ્યના પર્યાયને જુએ જાણે, એના ગુણને જુએ જાણે. બુદ્ધિ મનના અમુક પર્યાયને જાણી શકે, અહંકારના પર્યાયોને જાણી શકે અને આત્મા એથી આગળનું જુએ-જાણે.

મહાત્માઓને દ્રવ્યનું જોવા-જાણવાપણું ના હોય. એમને તો રાગ-દ્વેષ ના થાય, એટલે બસ. અક્રમ જ્ઞાન પામ્યાની નિશાની.

આત્મા તો છએ છ દ્રવ્યોને ને તેના પર્યાયને જુએ-જાણે ! આ છેલ્લામાં છેલ્લું.

મહાત્માઓને જુએ-જાણે છે તે બુદ્ધિ. પણ પહેલાં બુદ્ધિ સાથે અહંકાર હતો એટલે રાગ-દ્વેષ થતાં હતાં. હવે અહંકાર ના રહ્યો. એટલે રાગ-દ્વેષ ના થાય. આ ય ઘણું બધું કહેવાય. પણ આ રિલેટિવ જ્ઞાન કહેવાય. ખરું જોવું-જાણવું તો બુદ્ધિથી પર છે. હવે આ બુદ્ધિનું જાણવાનું છે એ પર-પરિણામ છે એવું જાણે ત્યારે સ્વ-પરિણામને સમજે.

સામાયિકમાં જોઈએ ત્યારે બધું દેખાય, પણ પાછું તેને ય જુએ. એટલે જોનારનો ય જોનારો છે એ છેલ્લો જોનારો. એની ઉપર કોઈ નહીં. એટલે સામાયિકમાં જુએ એ બુદ્ધિ, અહંકાર એટલે અજ્ઞાશક્તિ અને એને જોનારો આત્મા એટલે પ્રજ્ઞાશક્તિ.

જોવાનું કાર્ય સહજ હોવું જોઈએ. હવે જ્ઞાતા-દ્રષ્ટા 'રહેવું પડે છે', એટલે એને ય પણ જાણનારો ઉપર છે. હવે ઉપરીને 'જોવું પડે નહીં.' એને 'સહેજે દેખાયા જ કરે.'

'જોવું પડે છે' એ વચલો ઉપયોગ અને એને પણ જાણનારો છેક છેલ્લી દશામાં ! અરીસામાં આપણે બધાં દેખાઈએને, એના જેવું ! એવું આત્મામાં આખું જગત ઝળકે ! એ વચલો ઉપયોગ પ્રજ્ઞાનો. પ્રજ્ઞાના ઉપયોગમાં આવી જવાય એટલે આગળ કોઈની જરૂર ના રહી.

મહીં વિચાર આવે, ગુસ્સો આવે તે ખબર પડે ને ? એ પ્રજ્ઞાને પહોંચે છે. એ વચગાળાનું જ્ઞાન છે, એ મૂળ જ્ઞાન નથી. મૂળને પછી પહોંચે. મૂળ સુધી પહોંચવાનું સાધન કયું ? દાદાશ્રીની પાંચ આજ્ઞા !

પહેલું ઈન્દ્રિયજ્ઞાનથી દેખાય,

પછી બુદ્ધિથી દેખાય,

પછી પ્રજ્ઞાથી દેખાય,

અને છેલ્લે આત્માથી દેખાય.

કેવળજ્ઞાન થતાં સુધી પ્રજ્ઞા જ કામ કરે. પછી તે ખલાસ !

આ ઝાડ-પાન બધાંને જોવા-જાણવાની પાવર ચેતનની ક્રિયા થઈ એ અને આત્માના પ્રકાશમાં જ્ઞેયો બધાં ઝળકે એમાં શું ફેર ? આત્માના પ્રકાશમાં જ્ઞેયો ઝળકે એટલે ત્યાં પછી જોવું-જાણવું એ શબ્દ જ નથી.

કેવળજ્ઞાન થાય એટલે શું ? તમામ વાદળાં ખસી ગયાં એટલે આખું દેખાય !

આત્મા સ્વને જાણે છે ને પરને ય જાણે છે ! જાણનાર કોણ ? સ્વ કોણ ? બધું જ જાણે !

❖ ❖ ❖ ❖ ❖

# અનુક્રમણિકા

## [૧.૧] પ્રકૃતિ કેવી રીતે બંધાય ?



## [૧.૨] પ્રકૃતિ એ પરિણામ સ્વરૂપે !



## [૧.૩] પ્રકૃતિ બંધાયેલી, તે પ્રમાણે ઉકલે !



## [૧.૪] પ્રકૃતિને નિર્દોષ દેખો !



## [૧.૫] કેવાં કેવાં પ્રકૃતિ સ્વભાવો !



## [૧.૬] પ્રકૃતિ પર પ્રભુત્વ પમાય ?

## [૧.૭] પ્રકૃતિને આમ કરો ચોખ્ખી...



## [૧.૮] પ્રકૃતિના જ્ઞાતા-દ્રષ્ટા !



## [૧.૯] પુરુષમાંથી પુરુષોત્તમ !



## [૧.૧૦] પ્રકૃતિને નિહાળી રહ્યો તે પરમાત્મા !

## [૨.૧] દ્રવ્યકર્મ



## [૨.૨] જ્ઞાનાવરણ કર્મ



## [૨.૩] દર્શનાવરણકર્મ



## [૨.૪] મોહનીયકર્મ



## [૨.૫] અંતરાયકર્મ

## [૨.૬] વેદનીયકર્મ



## [૨.૭] નામકર્મ



## [૨.૮] ગોત્રકર્મ



## [૨.૯] આયુષ્યકર્મ



## [૨.૧૦] ઘાતી-અઘાતી કર્મ

## [૨.૧૧] ભાવકર્મ



## [૨.૧૨] દ્રવ્યકર્મ + ભાવકર્મ



## [૨.૧૩] નોકર્મ



## [૨.૧૪] દ્રવ્યકર્મ + ભાવકર્મ + નોકર્મ

## [૩.૧] કંઈક છે તે દર્શન, શું છે તે જ્ઞાન !



## [૩.૨] દર્શન સામાન્યભાવે, જ્ઞાન વિશેષભાવે !



## [૪.] જ્ઞાતા-દ્રષ્ટા, જ્ઞાયક !

## [૫.] આત્મા ને પ્રકૃતિની સહજતાથી પૂર્ણત્વ !



## [૬.] એક પુદ્ગલને જોવું



## [૭.] જોનાર-જાણનાર ને તેનો જાણનાર !

# આપ્તવાણી

## શ્રેણી - ૧૩ (પૂર્વાર્ધ)

## [૧.૧]
## પ્રકૃતિ કેવી રીતે બંધાય ?

### પ્રકૃતિનું સૂક્ષ્મ સાયન્સ !

**પ્રશ્નકર્તા :** દાદા, પ્રકૃતિ એટલે શું ?

**દાદાશ્રી :** પ્રકૃતિ એટલે આરોપણ કરીને પૂતળું બનાવેલું તે. આ 'હું ચંદુભાઈ છું (*ચંદુભાઈની જગ્યાએ વાચકે પોતાનું નામ સમજવું*), ચંદુભાઈ છું' કરે અને પછી 'મેં કર્યું' એમ કહે. એ જ મૂર્તિમાં પ્રતિષ્ઠા કરી કહેવાય. આ દેહરૂપી મૂર્તિ છે. તેની મહીં પ્રતિષ્ઠા કરી. એટલે પ્રતિષ્ઠિત આત્મા ઊભો થાય અને તે પછી આવતા ભવે ફળ આપે. જેમ આ મૂર્તિમાં પ્રતિષ્ઠા કરીએ તે ફળ આપેને, એવું આ એક્ઝેક્ટ ફળ આપે. કારણ કે એક્ઝેક્ટ મૂર્તિ છે આ તો. પછી આપણા તાબામાં ના રહે. પછી એ છે તે ફળ આપવા માંડે, એ પ્રકૃતિ. એટલે એ કૃતિ આપણી જ, અજ્ઞાનતાથી ઊભી થયેલી, પણ આત્માથી નથી થયેલી. બે વસ્તુઓ ભેગી થવાથી થયેલી હતી, વિશેષ ભાવથી !

**પ્રશ્નકર્તા :** એટલે જડ સાથે ચેતન ભળતાં આ પ્રકૃતિ ઊભી થઈ ?

**દાદાશ્રી :** હં ! ચેતન અને જડના પરમાણુ બે ભેગા થયા, તે આ ઊભું થઈ ગયું. અહંકાર, ક્રોધ-માન-માયા-લોભ ઊભા થાય છે. ક્રોધ-માનનો 'અહંકાર' થયો અને માયા-લોભનું 'મારું' (મમતા) થયું, તેનાથી આ ઊભી થઈ પ્રકૃતિ.

પોતે આત્મા છે પણ પોતાના સ્વરૂપની અજ્ઞાનતાથી ભ્રાંતિ ઊભી થઈ છે કે 'હું ચંદુભાઈ છું, મેં કર્યું' માન્યું એટલે આ નવું પૂતળું ઊભું થયું. એ પ્રકૃતિ થઈ ગઈ. હવે પોતે કર્યું નથી, થઈ ગઈ છે. એ બે વસ્તુ જુદી પડી જાય તો નવી પ્રકૃતિ ઊભી થવાની બંધ થઈ જાય છે, બસ એટલું જ. પ્રકૃતિ એટલે ચેતન વગરનું પૂતળું. જેમાં ચેતન જ નથી. ખાલી 'બિલિફ ચેતન' છે.

બેના સંબંધમાં જે આ ભ્રાંતિ ઉત્પન્ન થઈ છે ને, કે 'આ હું કરું છું કે આ કોણ કરે છે ?' પછી એ એણે 'પોતે' સ્વીકારી લીધું છે કે 'આ હું જ કરું છું, મારા સિવાય બીજું અસ્તિત્વ કોઈ છે જ નહીં. નહીં તો કોણ કરી શકે ?'

બે વસ્તુઓ સાથે થઈ, એનું આ વિશેષ પરિણામ ઉત્પન્ન થાય છે. આ વિશેષ પરિણામ તે આ પ્રકૃતિ.

એમાં એક 'પુરુષ' પોતે આત્મારૂપ છે, ભગવાન જ છે પોતે. પણ બહારના દબાણથી પ્રકૃતિ ઊભી થઈ ગઈ ! આ બધું કોણ ? આ બધું કોણે કર્યું ? 'મેં કર્યું' એ બધું ભાન ઉત્પન્ન થાય છે, તે વિશેષ ભાવ છે અને તેનાથી પ્રકૃતિ ઊભી થાય છે.

મૂળ પુરુષને કશું જ થતું નથી. બહારના સંયોગોને લઈને આ વિશેષભાવ ઉત્પન્ન થયો છે. જ્યાં સુધી પુરુષ પોતાની જાગૃતિમાં ના આવે ત્યાં સુધી પ્રકૃતિભાવમાં જ રહ્યા કરે. પ્રકૃતિ એટલે પોતાના સ્વભાવની અજાગૃતિ !

લોખંડ દરિયા કિનારે મૂકી રાખીએ તો ફેરફાર થાય. આમાં લોખંડ કશું જ કરતું નથી. તેમ દરિયાની હવા પણ કશું જ કરતી નથી. હવા જો કરતી હોત તો બધાને કાટ આવત ! આ તો બે વસ્તુનો સંયોગ છે એટલે ત્રીજી વસ્તુ ઉત્પન્ન થાય છે. એ વિશેષ ભાવ છે. જે કાટ થાય છે તે પ્રકૃતિ છે. લોખંડ લોખંડના ભાવમાં છે, ને પ્રકૃતિ પ્રકૃતિના ભાવમાં. આ બેને છૂટાં પાડો તો પુરુષ પુરુષની જગ્યાએ ને પ્રકૃતિ પ્રકૃતિની

જગ્યાએ. જ્યાં સુધી એકાકાર છે ત્યાં સુધી કાટ વધ્યા જ કરવાનો, વધ્યા જ કરવાનો....

## 'જ્ઞાન', સ્વભાવમાં, વિભાવમાં !

પુરુષ અને પ્રકૃતિ સંકળાયેલા નથી. બે સામિપ્યભાવમાં છે અને આ સામિપ્યભાવમાં હોવાથી પોતાના 'જ્ઞાન'માં એને વિભ્રમતા ઉત્પન્ન થાય છે. કારણ કે પુરુષ જ્ઞાનમય છે. તે એને વિભ્રમતા ઉત્પન્ન થાય છે કે 'આ કોણે કર્યું ?' પછી 'મેં કર્યું' કહેશે અને ખરેખર આ બધું ય પ્રકૃતિ કરે છે. બાકી 'જ્ઞાન' બદલાય છે એટલે પ્રકૃતિ ઉત્પન્ન થાય છે અને જ્ઞાન સ્વભાવમાં આવી જાય એટલે પ્રકૃતિ નાશ થઈ જાય. અત્યારે આ જ્ઞાન વિશેષભાવમાં છે અને એ સ્વભાવમાં આવી જાય તો પ્રકૃતિ નાશ થઈ જાય.

બે સનાતન વસ્તુઓ ભેગી થવાથી બેઉમાં 'વિશેષ ભાવ' ઉત્પન્ન થાય છે. એમાં બેઉના પોતાના ગુણધર્મો તો રહે જ છે, પણ વધારાના વિશેષ ગુણો ઉત્પન્ન થાય છે. છ મૂળ વસ્તુઓમાં જડ અને ચેતન બે સામીપ્યમાં આવે ત્યારે વિશેષ પરિણામ ઉત્પન્ન થાય છે. બીજાં ચાર તત્ત્વોને ગમે ત્યાં, ગમે તેવી રીતે સામીપ્યમાં આવે તો ય કશી જ અસર થતી નથી.

સૂર્યનારાયણની હાજરીથી આરસના પથ્થર તપે, તેમાં મૂળ ધણી એમ માને કે પથરાનો સ્વભાવ ગરમ છે, એના જેવું આ વિશેષ પરિણામનું છે. સૂર્યનારાયણ આથમી જશે એટલે એ ખલાસ થવાનું. પથરા તો સ્વભાવે કરીને ઠંડા જ છે. એવી રીતે આત્મા ને પુદ્‌ગલના સામીપ્યભાવથી 'વિશેષ પરિણામ' ઊભું થયું, તેમાં અહંકાર ઊભો થયો. મૂળ જે સ્વાભાવિક પુદ્‌ગલ હતું, તે ના રહ્યું.

બે વસ્તુઓ ભેગી થવાથી બન્નેના સ્વભાવમાં ફેર થતો નથી. પણ 'અજ્ઞાન દશા'માં ત્રીજો 'વિશેષભાવ' ઉત્પન્ન થાય છે. જેમ આ ચોપડી અરીસા સામે ધરીએ તો ચોપડી તેનો સ્વભાવ બદલશે નહીં. ત્યારે

શું અરીસો એનો સ્વભાવ બદલે છે ? ના. અરીસો તો પોતાના સ્વભાવમાં જ છે. પણ તેની સામે જાવ તો 'તે' પોતાનો સ્વભાવ પણ બતાડે ને 'વિશેષ ભાવ' પણ બતાડે, આ બહુ ઝીણી વાત છે. સાયન્ટીસ્ટોને જલ્દી સમજાય.

આ વિશેષભાવ શો છે ? પ્રકૃતિ એની મેળે કેવી રીતે ઊભી થાય છે ? આ બધું મેં જોયેલું છે. હું એ બધું જોઈને કહું છું ! આ બને છે કેવી રીતે ? બેનું સામીપ્યભાવ, બેનું ટચ થવું. તે આ બેના ટચ થયે આત્માની આ દશા થઈ ! એ માન્યતા છૂટવી જોઈએ.

પુદ્‌ગલ અને ચેતન, બેના ભેગા થવાથી વ્યતિરેક ગુણો ઉત્પન્ન થયા. તેનો જે ભાવ ઉત્પન્ન થાય છે, તેના આધારે પ્રકૃતિ તે પ્રમાણે થયા કરે છે ભાવથી. રહે છે જુદી પણ અહીં 'આ' ભાવ કરે તેવું પૂતળું રચાયા કરે. તે ભાવથી રચાઈ ગયા પછી એના સ્વભાવમાં રહ્યા કરે છે. પછી એ જવાન થાય, ઘૈડું થાય. પહેલાં ગમતાં પ્રમાણે હોય બધાને, પણ પછી એના સ્વભાવમાં જાય. ઘૈડું થાય એ ના ગમે પછી. આપણા જેવા ભાવ છે તેવા ભાવે પ્રકૃતિ બની જાય. સંસારી થવાની ઇચ્છા હોય, તેને સ્ત્રી બધું ભેગું થઈ જાય. એ બધાં સંજોગ બાઝી જાય. 'પોતે' જેવો ભાવ કરે, વિશેષભાવ, એવું આ થઈ જાય. પુદ્‌ગલમાં જ એવો ગુણ છે.

પ્રકૃતિના ગુણો એ 'પર' ગુણો છે, આત્માના નથી. જગત 'પર'ના ગુણોને 'સ્વ' ગુણો કહે છે. પ્રકૃતિનો એક પણ ગુણ 'શુદ્ધચેતન'માં નથી અને 'શુદ્ધચેતન'નો એક પણ ગુણ પ્રકૃતિમાં નથી, બન્ને ગુણે કરીને સર્વથા જુદા છે. બે જુદા જ છે. સામીપ્યભાવને લઈને એકતા થઈ છે. બીજું કશું છે નહીં. પહેલેથી જુદા છે. આખી 'રોંગ બિલિફ' જ બેસી ગયેલી જ છે. 'જ્ઞાની પુરુષ' 'રાઈટ બિલિફ' આપે એટલે ઉકેલ આવી ગયો ! દૃષ્ટિફેર જ છે. માત્ર દૃષ્ટિની ભૂલ છે.

## નિવેડાની રીતિ નોખી !

એવું છે, હંમેશાં આ દૃષ્ટિ તો કેવી છે ? આમ બેઠાં હોય તો

આપણને એક જ લાઈટને બદલે બે લાઈટ દેખાય. આંખ જરા આમ થઈ જાય તો બે દેખાય કે ના દેખાય ? હવે ખરેખર તો એક જ છે. છતાં બે દેખાય છે. આપણે રકાબીમાં ચા પીતાં હોઈએ તો ય ઘણી વખત રકાબીની અંદર એ સર્કલ હોય ને, તે બબ્બે દેખાય. એનું શું કારણ ? કે બે આંખો છે, એટલે બધું ડબલ દેખાય છે. આ આંખો ય જુએ છે અને પેલી મહીંલી આંખો ય જુએ છે. પણ તે મિથ્યાદૃષ્ટિ છે. એટલે આ બધું ઊંધું દેખાડે છે. જો છતું દેખાડે તો બધી ઉપાધિ રહિત થાય, સર્વ ઉપાધિ રહિત થાય. વીતરાગ વિજ્ઞાન એવું છે કે સર્વ દુઃખોનો ક્ષય કરનારું છે, એ વિજ્ઞાન જ એવું છે કે સર્વ દુઃખોથી મુક્ત કરે. અને 'વિજ્ઞાન' જ એવું હોય, વિજ્ઞાન હંમેશાં ક્રિયાકારી હોય. એટલે એ વિજ્ઞાન જાણ્યા પછી વિજ્ઞાન જ કામ કર્યા કરે, તમારે કશું કરવાનું નહિ. તમારે જ્યાં સુધી કરવું પડે ત્યાં સુધી બુદ્ધિ છે. અને જ્યાં સુધી બુદ્ધિ છે ત્યાં સુધી અહંકાર છે અને અહંકાર છે ત્યાં સુધી આનો નિવેડો લાવવો હોય તો ય નહિ આવે.

**પ્રશ્નકર્તા :** આ દૃષ્ટિ બદલવાની શરૂઆત શી રીતે થાય ?

**દાદાશ્રી :** દૃષ્ટિ બદલવાની શરૂઆત તો, જ્યારે 'જ્ઞાની પુરુષ' મળે અને એમની પાસે સત્સંગ સાંભળવા આવીએ તો આપણી દૃષ્ટિ ધીમે ધીમે બદલાય. અત્યારે તમે સાંભળો છો તે તમારી થોડી થોડી દૃષ્ટિફેર થાય. એમ કરતાં કરતાં અમુક પરિચય થાય એકાદ મહિનો, બે મહિનાનો, એટલે દૃષ્ટિ બદલાય. અને નહિ તો 'જ્ઞાની પુરુષ'ને કહીએ કે સાહેબ, મારી દૃષ્ટિ બદલી આપો, તો એક દહાડામાં ય, એક કલાકમાં જ બદલી આપે !

## પ્રકૃતિ જડ કે ચેતન ?

**પ્રશ્નકર્તા :** આ પ્રકૃતિને શું જડ સમજવી કે ચેતન સમજવી ?

**દાદાશ્રી :** પ્રકૃતિમાં બિલકુલ ચેતન છે જ નહીં અને જે ચેતન છે એ પાવર ચેતન છે.

**પ્રશ્નકર્તા :** આ પ્રકૃતિમાં પાવર ચેતન જ છે ? તો બિલકુલ જડ વિભાગ નથી એમાં ?

**દાદાશ્રી :** પ્રકૃતિ જડ જ ને ! એ જડ ઉપર પાવર પેસી ગયેલો છે.

**પ્રશ્નકર્તા :** હવે કહ્યું કે આ જડ જે પ્રકૃતિ છે, એને આ ચેતનના સાનિધ્યથી એનામાં હલનચલન થાય છે ?

**દાદાશ્રી :** હા, જેમ સૂર્યનારાયણ હાજર થાય છે, તેમ આપણે અહીં માણસોની ચંચળતા વધતી જાય છે અને સૂર્યનારાયણની ગેરહાજરી થાય કે ચંચળતા ઘટતી જાય છે. એ એની હાજરીથી જ થાય છે. તેને કંઈ કહેતાં નથી, ઓર્ડર નહીં કરતાં, કશું ય નહીં. એવી રીતે આ આત્માની હાજરીથી, આ પ્રકૃતિની મહીં પાવર ચેતન ભરાય છે. પાવર ચેતન, મૂળ ચેતન નહીં. પાવર ઊડી જાય એટલે ગયું. પાવર હોય ત્યાં સુધી કામ કરે.

એટલે આ મન-વચન-કાયાની ત્રણ બેટરીઓ ચાર્જ થાય છે અને પછી એ ડિસ્ચાર્જ થાય છે અને પાછી નવી ચાર્જ થાય છે. એટલે આત્માની હાજરીથી આ બધું ચાર્જ થયા કરે. એટલે ખરેખર એ જડ છે પણ પાવર ચેતન છે. આ એકલું જડ તો કહી દઈએ, એકલું જડ તો કશું કરતું નથી, પણ આમાં પાવર ચેતન ભરેલું છે. આ ત્રણ બેટરીઓનું પછી ડિસ્ચાર્જ થયા કરે નિરંતર. પાવર ભરેલી બેટરીઓનું ડિસ્ચાર્જ થાય, એને ઈફેક્ટ કહીએ છીએ.

મહીં પ્યાલામાં બરફ હોયને અહીં પ્યાલો મૂકીએ, તો બહાર પાણી ક્યાંથી ભેગું થઈ જાય છે ? એના ઉપર રેલા થાય છે. બહાર પાણીના ડાઘ ક્યાંથી ભેગા થયા ? આ મહીં બરફવાળો પ્યાલો છે. જે હવા અડી એને, તે મોઈસ્ચર(ભેજ) હતું, તેનું પાણી થઈ ગયું. અને આપણને આમ સીધી રીતે દેખાય નહીં, બુદ્ધિથી સમજાય. પણ આપણા લોકો સમજાવે કે આવું આવું થઈ ગયું એટલે સમજણ પડે એને. પણ આ તત્ત્વોમાં ના સમજણ પડે. આ અહીં આવું થઈ ગયું છે. એ શી રીતે થાય ? એવું લાગે. આ પાણીના રેલા જેમ વિજ્ઞાનથી થાય છે, એવું આ પ્રકૃતિ વિજ્ઞાનથી

થઈ છે.

લોકો જાણે છે એ પ્રકૃતિનો અર્થ નથી. પ્રકૃતિ તો ઊભી થઈ ગયેલી છે. આ તો લોકો 'ભગવાને રચી' એવું કહે. 'ભગવાને લીલા કરી' કહેશે.

## કોણ કર્તા પ્રકૃતિનો ?

**પ્રશ્નકર્તા :** હજી વધુ સમજવા પૂછું છું કે પ્રકૃતિ ને કર્તૃત્વ શક્તિ કોણ આપે છે ? અંતે તો એ જડમાંથી જ થયેલી છે ને ?

**દાદાશ્રી :** ના, આ પ્રકૃતિ એ તદ્દન જડ નથી. એ નિશ્ચેતન-ચેતન છે અને નિશ્ચેતન-ચેતન એ કંઈ અચેતન નથી.

**પ્રશ્નકર્તા :** એને નિરંતર બદલાતી કહી શકાય ?

**દાદાશ્રી :** એ તો બદલાયા કરે છે, પણ આ પ્રકૃતિ એ નિશ્ચેતન-ચેતન છે.

**પ્રશ્નકર્તા :** નિશ્ચેતન-ચેતન એટલે કઈ શક્તિ કહી શકાય ?

**દાદાશ્રી :** નિશ્ચેતન-ચેતન એટલે ડિસ્ચાર્જ ચેતન છે. કોઈ પણ વસ્તુ 'આપણે' ચાર્જ કરી હોય તો પછી ડિસ્ચાર્જ એની મેળે થાય કે ના થાય ? એમાં 'આપણે' કશું કરવું પડે ? એની મેળે ક્રિયા થયા કરે. આમાં કોઈને કશું કરવું પડતું નથી. એટલે આ બધું ડિસ્ચાર્જ છે, ઈફેક્ટિવ છે અને ઈફેક્ટિવ શક્તિને હું નિશ્ચેતન-ચેતન કહું છું. ઈફેક્ટિવમાં ચેતન નહીં હોવા છતાં ચેતન જેવું દેખાય એટલે નિશ્ચેતન-ચેતન કહું છું.

**પ્રશ્નકર્તા :** કર્તૃત્વપણું પ્રકૃતિમાં છે ?

**દાદાશ્રી :** હા, પ્રકૃતિ સ્વભાવ છે એનો. કરવાપણું નિજ સ્વરૂપમાં નથી, આત્મામાં નથી, આત્મા અક્રિય છે. પ્રકૃતિમાં જે પુદ્‌ગલ પરમાણુ છે, જે ચાર્જ થયેલા છે તે એ ક્રિયાવાન છે, સક્રિય છે એ પોતે. આ નહીં સમજવાથી બધું ગાડું ઊંધું ચાલ્યું. 'કરે છે કોણ' એ સમજે તો કાયમી ઉકેલ, નહીં તો ના ઉકલે.

'પુદ્ગલ' એ જીવંત વસ્તુ નથી. પણ એ 'આત્મા'ના વિશેષભાવને ગ્રહણ કરે છે ને એવું તૈયાર થઈ જાય છે. એટલે એનામાં ય ફેરફાર થાય છે. 'આત્માને કશું કરવું ના પડે.' 'એનો' વિશેષભાવ થયો કે પુદ્ગલ પરમાણુ ખેંચાય પછી એ એની મેળે મૂર્ત થઈ જાય ને પોતાનું કાર્ય કર્યા કરે !

જગતમાં કોઈને કરનારની જરૂર નથી. આ જગતમાં જે વસ્તુઓ છે તે નિરંતર પરિવર્તનશીલ છે. તેના આધારે બધા વિશેષ ભાવો બદલાયા જ કરે ને નવી જ જાતનું દેખાયા કરે બધું !

એટલું જો સમજણ પડે ને તો આ બધા ફોડ પડે. આ આત્મા અક્રિય છે તેને સક્રિય બનાવ્યો, 'મેં કર્યું આ' અને પ્રકૃતિ સક્રિય છે, એને આ લોકોએ 'જડ' કહી.

## ફેર, પ્રકૃતિ ને કુદરતમાં !

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ શું ? કુદરત શું ? એ સમજાવો.

**દાદાશ્રી :** કુદરત પરિણામ પામી એ પ્રકૃતિ કહેવાય. $H_2$ અને O બે જુદા હોય ત્યારે કુદરત કહેવાય અને બે ભેગા થયા ને પાણી થઈ ગયું એ પ્રકૃતિ કહેવાય.

એટલે પ્રકૃતિ જુદી અને કુદરત જુદી. પ્રકૃતિમાં પુરુષનો વોટ છે. પ્રકૃતિ એ પુરુષના વોટવાળી છે અને પેલી કુદરત પુરુષના વોટ વગરની છે. એ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે.

આપણા શરીરનું બંધારણ થઈ ગયું પાંચ ધાતુઓ મેળાપ થઈને, એ પ્રકૃતિ કહેવાય અને એ જુદી જુદી ધાતુ હોય, તેને કુદરત કહેવાય. જુદું હોયને વાયુ, તેજ, આકાશ ત્યાં સુધી એ કુદરત કહેવાય અને એ ભેગું થઈ ગયું ને આ શરીર થઈ ગયું એ પ્રકૃતિ કહેવાય. પ્રકૃતિમાં કરનાર જોઈએ અને કુદરતમાં કરનાર નહીં. કુદરત એ જ કુદરતી રચના છે.

## સંબંધ, પ્રકૃતિ ને આત્મા તણો !

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ સાથે આત્માનો શો સંબંધ છે ?

**દાદાશ્રી :** પ્રકૃતિ અને આત્માનો કોઈ સંબંધ નથી. પણ પ્રકૃતિ એ આત્માની હાજરીથી ઊભી થયા કરે છે. એવાં સંયોગો ભેગા થાય છે કે એની હાજરીથી પ્રકૃતિ ઊભી જ થઈ જાય. હવે સંજોગોને છૂટાં પાડી દે જ્ઞાની પુરુષ, તો ત્યાર પછી ન થાય કશું. એટલે એ ભ્રાંતિથી આગળ જવું પડશે, પુરુષ થવું પડશે. આ પ્રકૃતિ ભ્રાંતિવાળી છે.

તમે આ ચંદુભાઈ માનો છો, એ જ ચાર્જ કરે છે. અને પછી ચંદુભાઈ જ બંધનમાં આવ્યા છે. આ જ્ઞાન મળી જાય, સ્વરૂપનું ભાન થઈ જાય, તો પછી 'તમે' ચાર્જ કરતા બંધ થઈ ગયા. એટલે પછી એકલું ડિસ્ચાર્જ હોય. તે ડિસ્ચાર્જ તો બંધ કરી શકાય નહીં. ઈફેક્ટિવ હોય તો એ ઈફેક્ટ તો કોઈ બંધ કરી શકે નહીં. નવું ખાવાનું વખતે બંધ કરી દે, પણ ખાધું તેનું શું થાય ? સંડાસ ગયા વગર ચાલે ? એટલે આ 'જ્ઞાન' જેને આપેલું છે, એ બધાનું ચાર્જ બંધ થઈ ગયું છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન મળ્યા પછી પ્રકૃતિ જે વિશેષ ભાવથી થઈ છે, તો આત્માને છૂટો ના રાખી શકે ?

**દાદાશ્રી :** છૂટો જ છે અને છૂટો જ રહે છે. મને દેખાય છે ને ! છે છૂટો પણ તમારી હજુ માન્યતા પહેલાંની જે ચોંટી રહેલી છે ને, તે માન્યતા છૂટતી નથી. ટેવ પડેલી છે ને ! તે ધીમે ધીમે છૂટી જશે. બાકી છે જ છૂટો. તમને છૂટો રહે છે જ.

❖ ❖ ❖ ❖ ❖

# [૧.૨]

# પ્રકૃતિ એ પરિણામ સ્વરૂપે !

## શું પ્રકૃતિ ને પ્રાણ જાય સાથે ?

**પ્રશ્નકર્તા :** માણસ પોતે દુ:ખી હોય, છતાં પણ આ સંસારમાં એ કેમ લપેટાયા કરે છે ?

**દાદાશ્રી :** એ લપટાતો નથી, એ દુ:ખી છે, પોતાને છૂટવું છે, નથી ગમતું આ. પણ એના હાથમાં સત્તા નથી. પ્રકૃતિના તાબામાં છે. એ પ્રકૃતિથી છૂટે ત્યારે છૂટાય, નહીં તો પ્રકૃતિ એને ગૂંચવ્યા જ કરે. પ્રકૃતિ બંધાઈ ગઈ છે, તેના તાબામાં પોતે છે. આપણા હાથમાં ખેલ રહ્યો નહીં પછી. હવે તો પ્રકૃતિથી છૂટીએ એટલો આપણા હાથમાં ખેલ થાય. બાકી પ્રકૃતિથી જ્યાં સુધી છૂટાયું નથી ત્યાં સુધી પ્રકૃતિ આપણને ગૂંચવ ગૂંચવ કર્યા કરે. પ્રકૃતિથી પરવશ થઈને જગત આખું ફર્યા કરે છે.

**પ્રશ્નકર્તા :** આપણામાં એવું કહે છે કે પ્રાણ અને પ્રકૃતિ સાથે જ જાય, તો પછી શું કરવું ?

**દાદાશ્રી :** હા, બે સાથે જાય એનો અર્થ એટલો છે કે કેટલીક પ્રકૃતિ જ્ઞાન પ્રાપ્ત થવાથી ઓછી થાય, પ્રકૃતિ એટલે આવરણ. તે અહીં આવરણ હોયને તો આમ જ્યાં હો ત્યાં પોતાની ઇચ્છા પ્રમાણે ના ફરાય. એટલે એ આવરણ તૂટે તો એટલું ઓછું થઈ જાય. બાકી બહુ

મજબૂત પ્રકૃતિ બાંધેલી હોય, ગાઢ આવરણવાળી, તો મરે ત્યારે ય છૂટે નહીં, એવી ને એવી દેખાય. પ્રકૃતિ છૂટે નહીં એની. જ્યારે જુઓ ત્યારે એવો ને એવો, માર ખાય તો ય પણ એવો ને એવો. ચોરી કરવાની પ્રકૃતિ હોય તો માર ખઈ-ખઈને પણ એ ચોરી કરે જ. ચારિત્રનો ખરાબ હોય તો માર ખાઈને પણ એની એ જ પ્રકૃતિ અને પ્રકૃતિને વશ થઈને આ બધું કરે છે. દાન આપે છે તે ય પ્રકૃતિને વશ, એ જ્ઞાનથી નહીં અને ચોરી કરે છે તે ય પ્રકૃતિને વશ કરે છે. હવે એ પ્રકૃતિ અને પુરુષનું જ્યારે જ્ઞાન થાય એને કે 'હું કોણ છું' અને 'આ પ્રકૃતિ કોણ છે' ત્યારે બે છૂટું પડે, ત્યારે છૂટકારો થાય, નહીં તો છૂટકારો ના થાય. તમે પુરુષ, આત્મા એ પુરુષ છે અને આ પ્રકૃતિ. જ્યાં સુધી પ્રકૃતિના આધીન છે, ત્યાં સુધી પુરુષનું કશું ચાલે નહીં. જ્યારે પ્રકૃતિથી છૂટે પુરુષ, ત્યારે પુરુષનું જ ચાલે બધું. 'હું કોણ છું' એવું જાણો અને એ અનુભવમાં થાય ત્યારે છૂટકારો થાય, નહીં તો છૂટકારો ના થાય. નહીં તો આ દુઃખો તમને પડ્યા જ કરવાના. સંસારના દુઃખો નિરંતર ભોગવ્યા જ કરવાના. ઘડીકમાં શાંતિ અને ઘડીકમાં અશાંતિ, ઘડીકમાં શાંતિ અને ઘડીકમાં અશાંતિ. એ પ્રકૃતિને લીધે છે. ખરું સુખ આમાં છે જ નહીં. આ તો શાંતિ અને અશાંતિ બેઉ કલ્પિત વસ્તુ છે, સાચું સુખ ન્હોય. સાચું સુખ તો સનાતન, આવ્યા પછી જાય નહીં. સાચું સુખ તો જેલમાં ઘાલેને તો ય ઉપાધિ ના થાય, અશાંતિ ના થાય.

**પ્રશ્નકર્તા :** કેટલાંક માણસો શાંતિ ના હોય, તો શાંતિ મેળવવા માટે કંટાળીને ઝેર પીને મરી જાય છે.

**દાદાશ્રી :** હા, પણ શું કરે તે ?! અને ઝેર પીએ છે એવું નથી. એ ય જાણી-જોઈને ઝેર નથી પીતો, એ ય પ્રકૃતિ પીવડાવડાવે છે. જાણી- જોઈને તો સંડાસ જવાની શક્તિ નથી. મને ય નથી ને કૃષ્ણ ભગવાનને ય ન્હોતી ને મહાવીર ભગવાનને ય ન્હોતી. પ્રકૃતિના આધીન છે બધું આ. ભગવાન તો ભગવાન હતા, કૃષ્ણ ભગવાન હતા. પુરુષ થયેલા હતા, એટલે આ પ્રકૃતિને જાણતા હતા ! આ પ્રકૃતિ છે, એવું પાડોશીની પેઠ જાણ્યા કરે, ઓળખ્યા કરે. એ બહુ જાણવા જેવું

છે, અંદરનું બધું સાયન્સ !

## નચાવે પ્રકૃતિ તેમ નાચે !

જેમ પ્રકૃતિ નચાવે છે તેમ નાચે છે. પોતાના હિતાહિતનો ખ્યાલ રહેતો નથી. પ્રકૃતિ ગુસ્સો કરાવડાવે છે ત્યારે ગુસ્સો કરીને ઊભો રહે છે. પ્રકૃતિ રડાવે ત્યારે રડે છેય ખરો. એને શરમેય નહીં આવતી. ઊઘાડી આંખે રડે, હંઅ. ડબ ડબ આંસુડા પડે એવું રડે.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ રડાવે કે કર્મો રડાવે, દાદા ?

**દાદાશ્રી :** કર્મો એટલે જ પ્રકૃતિ. એ મૂળ પ્રકૃતિ કહેવાય. આ પ્રકૃતિ જ બધું ચલાવે છે, કરે છે પ્રકૃતિ અને પોતે શું કહે છે કે મેં કર્યું, એનું નામ ઈગોઈઝમ.

ચા કોણ માંગે છે ? પ્રકૃતિ માંગે છે. આ જલેબી કોણ માંગે છે ? ભૂખ કોને લાગે છે ? તરસ કોને લાગે છે ? એ બધું પ્રકૃતિને. અપમાન કરે ત્યારે અપમાન કોને થાય છે ? પ્રકૃતિને. સંડાસ કોણ જાય છે ? આત્મા જતો હશે, નહીં ? આ બધું પ્રકૃતિ ને લોક શું કહે ? હું સંડાસ જઈ આવ્યો. ભૂખ પ્રકૃતિને લાગે કે આપણને લાગે ?

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિને.

**દાદાશ્રી :** અને તે કહે છે, હું ભૂખ્યો થઈ ગયો. વ્યવહારથી કહેવામાં વાંધો નથી, ડ્રામેટિક બોલવામાં વાંધો નથી. પણ એક્ઝેક્ટ એમ, મહીં બિલિફ સાથે બોલે છે. વ્યવહારથી તો બોલવું જ પડે, નાટકમાં તો.

આત્માને જાણે એટલે પુરુષ ને પ્રકૃતિ બે છૂટું થઈ જાય. પછી પ્રકૃતિ પ્રકૃતિનો ભાગ ભજવે, પુરુષ પુરુષનો ભાગ ભજવે.

આ જ્ઞાન મળ્યા પછી હવે તો કર્તાપણું ગયું, હું પુરુષ થયો અને પ્રકૃતિ જુદી પડી ગઈ. પુરુષ થયા તમે અને પ્રકૃતિ બિલકુલ જુદી પડી ગઈ એટલે પુરુષ પુરુષાર્થ કરી શકે. બાકી પ્રકૃતિ પુરુષાર્થ કરી શકે નહીંને !

અને પ્રકૃતિનો ભ્રાંત પુરુષાર્થ ગણાય છે. પ્રકૃતિ તો આપણને નચાવે છે ઊલટું. પ્રકૃતિ આપણા તાબામાં નથી. એના તાબે આપણે છીએ. જો કે આપણા તાબામાં તો છે જ નહીં એ પ્રકૃતિ. કારણ કે જે પ્રકૃતિ બંધાઈ ગયેલી છે, એ તો ઈફેક્ટ છે અને ઈફેક્ટમાં તો ચાલે નહીંને કોઈનું. એટલે એ ઈફેક્ટ આપણે ભોગવવી પડે. એટલે એના વશ રહેવું પડે. એટલે આપણે પુરુષે પુરુષાર્થ કરવાનો અને પ્રકૃતિ એ એનું જોર કરે. એમ કરતાં કરતાં આપણે છૂટા થઈએ, એ ખલાસ થઈ જાય. નવી આવક આવે નહીં ને જૂનું જ ખલાસ થાય. જૂનું ડિસ્ચાર્જ થાય, નવું ચાર્જ થાય નહીં એટલે ખલાસ થઈ જાય. અત્યાર સુધી તો આપણું કર્તાપણું જ હતું. આ તો એ પ્રકૃતિ ઘડીમાં સારું રાખે, ઘડીમાં બગાડે. ઘડીમાં સારું રાખે, ઘડીમાં બગાડે. એ તો આપણે પેલું મારાપણું માનતા હતા એટલું જ. બાકી એ ખરેખર આપણે હતા જ નહીંને ! આપણે તો આ જ્ઞાન જાણ્યા પછી પુરુષ થઈ ગયા ! આ રિયલ એ પુરુષ અને રિલેટિવ એ છે તે પ્રારબ્ધ, ઈફેક્ટ કરેલી પ્રકૃતિ. આખું વિજ્ઞાન સમજવા જેવું છે આ બધું.

## પ્રકૃતિ પરાણે કરાવે...

ખરું જોવા જતાં તો અજ્ઞાન દશામાં કોઈ પ્રકૃતિથી જુદો પડ્યો જ નથી. આ બધા લોકો પ્રકૃતિનાં કંઈક ભોક્તા છે. પ્રકૃતિનો માલિક કોણ છે ? જે કહે છે કે આ હું જ છું, હું ચંદુલાલ છું. એ આ પ્રકૃતિનો ભોક્તા છે. ત્યાં પ્રકૃતિ કેવી હોય ? કોઈકની એ સાસુ હોય, તે સાસુભાવ દેખાડે એટલે ખુશ થઈ જાય. માસીસાસુ આવી, કાકીસાસુ આવી, વાઈફ હોય. છોકરો કહેશે, પપ્પાજી. એ પ્રકૃતિ તો ખુશ થઈ જાય, પણ આ ચંદુલાલ છે. એ ભોગવે બધી વાત, એટલે આત્મા નહીં પણ બધા અહંકાર, 'ચંદુલાલ' નામનો અહંકાર છે.

આ દુનિયા પ્રકૃતિવશ છે. આ બધું પ્રકૃતિ પરાણે કરાવડાવે છે બધાને ને એ પોતે પરાણે કરે. આપણે ના કરવું હોય તો ય કરાવડાવે. આપણું વિજ્ઞાન એ સૂચવે છે કે આ પ્રકૃતિ પરાણે કરાવે છે તેને તું જાણ અને પ્રકૃતિથી છૂટો પડ, પણ 'આ પ્રકૃતિ હું છું, આ કરું છું તે હું જ છું.'

એવો દેહાધ્યાસ છૂટી જાય એને માટે આ છે. બાકી નહીં તો આખાં જગતને પ્રકૃતિ પરાણે નચાવડાવે છે.

નહીં તો આવા કૃષ્ણ ભગવાન એટલે કોણ ? નરના નારાયણપદ કહેવાય એ. પણ આમ સૂઈ ગયા હતા. હેય... તીર વાગ્યું ને ! તે શું જાણતા ન્હોતા, તીર આવવાનું છે એવું ? એ નાટકની પેઠ થવા દે. એ પોતે જાણતા હતા તો ય કશું ફેરફાર નહીં કર્યો, પણ જે બનવાં કાળ છે પ્રકૃતિ, તે છોડે નહીં.

આત્મા અને પ્રકૃતિ, બે આમ છે જુદા પણ બે નજીક હોવાથી એવા ચોંટ્યા છે અનાદિકાળથી, તે ઉખડે જ નહીં. એટલે બંનેનો સ્વભાવ 'એકતા' લાગે છે. 'હું મરી જઈશ' આ આત્માને ય એવું લાગે છે. જોડે એક થયાને ! અલ્યા મૂઆ, તું શી રીતે મરું ? પણ એને સ્વભાવ 'એકતા' થઈ ગઈ.

સર્વસ્વ પરવશ જ છે પ્રકૃતિ. થ્રી હંડ્રેડ એન્ડ સીક્સટી ડિગ્રીથી જ પરવશ છે. આ તો લોકો અહંકાર કરે એટલું જ છે. 'હું આમ કરી નાખું ને હું આમ કરી નાખું ને હું આમ કરી નાખું' એ અહંકાર કરે છે એટલું જ.

**પ્રશ્નકર્તા :** એટલે ઝીરોથી થ્રી સીક્સટી સુધી આખી પ્રકૃતિ પરવશ છે ?

**દાદાશ્રી :** આખી (પ્રકૃતિ) બધી જ પરવશ છે. આ તો જે પ્રકૃતિમાં થવાનું છે એ આધારે નૈમિત્તિક વાણી નીકળે એટલે એ પોતાના મનમાં એમ એડજસ્ટ થાય કે હવે આમ હું કહું છું એ પ્રમાણે થાય છે.

**પ્રશ્નકર્તા :** તીર્થંકરોની પ્રકૃતિ પણ પરવશ ?

**દાદાશ્રી :** તીર્થંકરોની શું, બધાની, પ્રકૃતિ માત્ર પરવશતા !

**પ્રશ્નકર્તા :** ના, એટલે આત્માને અને એને તો લાગે-વળગે નહીં પણ એ...

**દાદાશ્રી :** કશું લાગે-વળગે નહીં બેઉનેય.

**પ્રશ્નકર્તા :** પણ તીર્થંકરોની, જ્ઞાનીઓની એમની પ્રકૃતિ અમુક અમુક રીતે ચોખ્ખી થયેલી હોયને ?

**દાદાશ્રી :** જેમ જેમ પ્રકૃતિ ચોખ્ખી થતી જાયને, તેમ તેમ જ્ઞાન તરફ જતો જાય. જેમ પ્રકૃતિ વધારે બગાડે તેમ એ ડાઉન જાય, નીચે જાય એ. પ્રકૃતિ જેમ ચોખ્ખી કરે તેમ હલકો થતો જાય, તેમ ઉર્ધ્વગતિ લેતો જાય.

**પ્રશ્નકર્તા :** પ્રાકૃત અવસ્થાઓ કેવળજ્ઞાન સુધી રહે ?

**દાદાશ્રી :** પ્રાકૃત અવસ્થાઓ તો કેવળજ્ઞાન પછી ય હોય. જ્યાં સુધી મોક્ષે ના જાય ત્યાં સુધી પ્રકૃતિ. એટલે અમુક ગુણો હોય, પણ ક્રોધ-માન-માય-લોભ એ બધું નીકળી ગયેલું હોય, પણ જે બાકી રહ્યું હોય તે હોય.

## સંબંધ, સ્વસત્તા ને પ્રાકૃતસત્તા તણો !

એટલે પોતે આ પરસત્તા સમજી જાય અને પરસત્તામાં પછી પોતે આંગળી ના ઘાલે એકાદ અવતાર. એટલે પછી એ સત્તા જ એને છોડી દે છે અને મુક્ત થઈ જાય છે, બસ. પોતે પરસત્તામાં ડખલ કરે છે. તેથી આ સત્તા એને પકડી રાખે છે. એની સત્તામાં લોકો ડખલ કરે છે. 'મેં કર્યું' કહે છે. સંડાસ જવાની શક્તિ નથી. મેં ફોરેનના ડૉક્ટરોને ભેગા કરી કહ્યું, ત્યારે ઊંચા-નીચા થવા માંડ્યા. પછી મેં કહ્યું, જ્યારે અટકશે ત્યારે ખબર પડશે કે તમારી શક્તિ નહોતી.

**પ્રશ્નકર્તા :** પ્રાકૃતિક શક્તિ છે.

**દાદાશ્રી :** હં બસ, આ છે તે કુદરત ચલાવે છે, પ્રકૃતિ ચલાવે છે અને પાછાં કહે છે, 'હું ચાલ્યો'.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિની સત્તા, આત્માની સત્તાથી સ્વતંત્ર છે કે પરતંત્ર છે ?

**દાદાશ્રી :** પ્રકૃતિની સત્તા, આત્માની સત્તાથી સ્વતંત્ર છે, બિલકુલ. ફક્ત આત્માની હાજરી જરૂરી છે. આત્મા કશું કરે નહીં. આત્માની હાજરી હોય તો ચાલ્યા કરે. આત્માને આધીન નથી એ. આત્માની હાજરીની જરૂર છે, ફક્ત હાજરી ! નહીં તો આત્માની હાજરી ના હોય તો કશું ય ના હોય.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એવો કે પ્રકૃતિ મારા ઉપર આક્રમણ કરી શકે ખરી ? પ્રકૃતિ આત્મા ઉપર આક્રમણ કરી શકે ખરી ?

**દાદાશ્રી :** કરેલી છે, આક્રમણ કરેલી છે ત્યારે તો આ લોકો આવા દેખાય છે. પોતે ભગવાન થઈને આવા દેખાય છે. કોઈ ગુસ્સે થઈ જાય છે, કોઈ લોભિયો થઈ જાય છે, કોઈ કપટો કરે છે, લુચ્ચાઈઓ કરે છે.

## છૂટતી વખતે પ્રકૃતિ સ્વતંત્ર !

**પ્રશ્નકર્તા :** પણ હવે જો પ્રકૃતિને કોઈ કાર્ય કરવું હોય તો આત્માની રજા લેવી પડેને ?

**દાદાશ્રી :** ના. પ્રકૃતિ એટલે આત્માએ (વ્યવહાર આત્માએ) જે કંઈ ભાવ કર્યો, જેવી ડખલ કરી, એવી પ્રકૃતિ થઈ આજે. પછી છૂટતી વખતે આત્માને છોડવું હોય આ રીતે પણ પ્રકૃતિ એના સ્વભાવથી જ છૂટે. તે ઘડીએ 'એને' ગમે નહીં. મને તમારી ઉપર ગુસ્સો આવ્યો પણ મને આ ગુસ્સો ગમે નહીં.

**પ્રશ્નકર્તા :** ગુસ્સો આવવો એ પ્રકૃતિ કરે છેને ?

**દાદાશ્રી :** દેખાય છે એ ગુસ્સો નહીં. હું એના મૂળ બીજ ઉપર, મૌલિક, એના મૂળ ઉપર હું જઉં છું. એનાં સ્ટાર્ટિંગ પોઈન્ટ શું છે તે ! એટલે સ્ટાર્ટિંગ પોઈન્ટમાં એ ગુસ્સાની ડખલ કરે છે આ પ્રકૃતિને અને જે એ તૈયાર થાય છે, જેવા ભાવથી કરે છે, તેવા ભાવથી જ પ્રકૃતિ મૂળ તૈયાર થાય છે. પછી તે પ્રકૃતિ એના સ્વભાવથી પછી ડિસ્ચાર્જ થાય છે. તે વખતે પેલાને ગમે નહીં, એમાં પાછી પ્રકૃતિ શું કરે બિચારી ! એટલે

પોતાની સમજણમાં ભૂલ હોય ત્યાં સુધી પ્રકૃતિ દુઃખ દેશે, નહીં તો પ્રકૃતિ પોતે દુઃખ દેવા આવી નથી કે સુખ આપવા આવી નથી.

## બન્ને વર્તે નિજ સ્વભાવમાં !

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ અને જ્ઞાન, જ્ઞાન તો દિવસે દિવસે વધતું જાય છે અને પ્રકૃતિ પણ કામ કરે છે. પ્રકૃતિ જ્ઞાનીને ય કામ કરે છે અને અજ્ઞાનીને ય કામ તો કરે છે. હવે પ્રકૃતિ ઉપર જ્ઞાનનો વિજય કઈ રીતે થાય એ આપ સમજાવો.

**દાદાશ્રી :** પ્રકૃતિ ઉપર જ્ઞાનનો વિજય થતો નથી. પ્રકૃતિ એના સ્વભાવમાં રહે છે. જ્ઞાન, જ્ઞાનના સ્વભાવમાં રહે છે ! આત્મા આત્માના સ્વભાવમાં રહે છે, પ્રકૃતિ પ્રકૃતિના સ્વભાવમાં રહે છે. પ્રકૃતિની ક્રિયા જે થાય છે એ બધી 'હું કરું છું' એ ભ્રાંતિ તૂટી જાય છે. પછી સ્વભાવિક ક્રિયામાં આવી જાય છે.

## પ્રકૃતિની સ્વતંત્રતા ને પરતંત્રતા !

**પ્રશ્નકર્તા :** પેલું વચ્ચે એજન્ટ કોણ છે એ સમજાવો.

**દાદાશ્રી :** વચ્ચે એજન્ટ કોઈ નથી. એ જે એજન્ટ માનીએ છીએને, એ છે તે પ્રકૃતિનો એજન્ટ છે અને એના હાથમાં જ સત્તા છે. આપણા હાથમાં સત્તા નથી. આપણે ચોંટી પડ્યા છીએ. આપણે એમ જાણીએ કે આ પારકો એજન્ટ આવ્યો છે. ત્યારે એ શું કહે ? તમે પારકાં એજન્ટ છો. તમારે અહીં લાગે-વળગે નહીં. તમારે 'જોયા' કરવાનું.

અમે શું કરીએ ? આખો દહાડો 'એ.એમ.પટેલ' શું ખાય છે, પીવે છે, એ બધું 'જોયા' કરીએ. કેટલા વખત ઊલટી થઈ ? કેટલા વખત એ થયું, એ બધું 'જોયા' કરીએ. એટલો જ અધિકાર છે આપણને.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ જે છે એ તો દેહને અંગેની ને ?

**દાદાશ્રી :** આ દેહ, મન-વચન-કાયા બધું આની મહીં આવી ગયું.

આત્મા સિવાય બીજું બધુંય જેને જગત 'હું'પણું માને છે એ બધી જ પ્રકૃતિ છે અને આત્મા આનાથી જુદો છે. તેને પોતે જાણતો નથી, બિચારાને ભાન નથી. અને પ્રકૃતિ આમ સ્વતંત્ર છે પરિણામે, પરિણામ એટલે ઈફેક્ટિવમાં પણ કોઝિઝમાં પરતંત્ર છે. સંપૂર્ણ પરતંત્ર નથી પણ વોટીંગ પદ્ધતિ, પાર્લામેન્ટરી પદ્ધતિ છે. આત્માને કશું આમાં લેવા-દેવા નથી.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ જો પૂરેપૂરી સ્વતંત્ર નથી તો કોના ઉપર આધારિત છે ?

**દાદાશ્રી :** નહીં, પરિણામે સ્વતંત્ર છે. આ જન્મથી તે મરતાં સુધી પરિણામ કહેવાય છે, એ સ્વતંત્ર છે. એમાં પ્રકૃતિ સ્વતંત્ર, આપણું કશું ચાલે નહીં. પણ અંદર જે કૉઝીઝ બંધાઈ રહ્યા છે ત્યાં આપણું ચાલે. એ આપણે ફેરફાર કરવો હોય તો થઈ શકે થોડો-ઘણો. તે ય સંપૂર્ણ તો ના જ થાય. થોડો-ઘણો ફેરફાર આપણે કરી શકીએ કે ભઈ, કો'કની ઉપર આપણને આમ કુદરતી રીતે વેર આવતું હોય છતાં મહીં આપણે અંદર નક્કી કરીએ કે ભઈ, આપણે વેર કરીને શું ફાયદો કાઢવાનો છે ! એટલે એટલું મહીં અંદર ફેરફાર કરવાનો રાઈટ છે, કૉઝીઝમાં. ઈફેક્ટમાં રાઈટ નથી. ઈફેક્ટ તો એક્ઝેક્ટ આવશે જ.

આ વહુ પાસ કરવા જાય છે તે પ્રકૃતિ પાસ કરે છે ને પોતે કહે છે કે મેં પાસ કરી. અને પછી ઘેર આવીને કહેશે, હું તો આવું તને જાણતો નહોતો. તું તો ખરાબ નીકળી. અરે મૂઆ, એ નથી ખરાબ નીકળી, તું વાંકો છું. આ શી રીતે આ બધા પઝલો સમજાય ? તે માણસ ગૂંચાયા જ કરે, આખો દહાડો ગૂંચ ગૂંચ ને ગૂંચ.

## પ્રકૃતિ નથી બદલવાની, તેનું કારણ બદલવાનું !

**પ્રશ્નકર્તા :** પણ ગીતામાં કહ્યું છે કે, પ્રકૃતિનો જે મૂળભૂત સ્વભાવ છે એ તો માયા તરફ જ જવાનો છે અને હવે એની વિરુદ્ધ જવું એટલે આત્મા તરફ જવું એ કઈ રીતે બની શકે ? જેમ પાણીનો સ્વભાવ નીચે

જવાનો છે, અગ્નિનો સ્વભાવ ઊંચે જવાનો છે તો એના સ્વભાવની વિરુદ્ધ લઈ જવું એ મુશ્કેલ છે. તો એવી રીતે પ્રકૃતિને આત્મા તરફ લઈ જવી કેટલી મુશ્કેલ છે ?

**દાદાશ્રી :** પ્રકૃતિને વિરુદ્ધ લઈ જવી એ ગુનો છે. વિરુદ્ધ લઈ જવાની નથી. પ્રકૃતિને કેળવવાની નથી. પ્રકૃતિ એના સત્તામાં જ છે. એ સત્તા, પરિણામ છે. પ્રકૃતિની સત્તા પરિણામીક છે. તે પરિણામ બદલાય નહીંને ? કૉઝીઝ બદલવાના છે, તેને બદલે લોક છે તે પ્રકૃતિને બદલવા જાય છે.

## પુરુષાર્થ ક્યા આધારે થાય ?

**પ્રશ્નકર્તા :** તો પ્રકૃતિ આ બધું કરે છે કે પ્રકૃતિમાં આ બધું થાય છે ?

**દાદાશ્રી :** પ્રકૃતિ જ છે આ બધું. પ્રકૃતિ એટલે શું એક વાર જાણવું જોઈએ. પ્રકૃતિ એટલે આ જેમ આંબે કેરી હોય છે ને, તો એ કેરી થાય છે કે કરી રહી છે ?

**પ્રશ્નકર્તા :** થાય છે.

**દાદાશ્રી :** એવી રીતે છે આ પ્રકૃતિ. પરીક્ષાનો જવાબ આવેને એ પ્રકૃતિ અને કોઝિઝ ઊભા થાય તે એ ભ્રાંત પુરુષાર્થ છે. જેટલું એને જ્ઞાન છે, એ પ્રમાણે એનો પુરુષાર્થ છે.

સત્‌જ્ઞાન, જે સંપૂર્ણ જ્ઞાન એ ભગવાન કહેવાય. એ ભગવાન જેટલા અંશે એની પાસે છે એટલો એનો પુરુષાર્થ છે. એ જ્ઞાનના આધારે કરી રહ્યો છે. અત્યારે કો'કને ગાળો ભાંડે, તો પછી પસ્તાવો કરે છે એ જ્ઞાનથી કરે છે કે અજ્ઞાનથી કરે છે ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાનથી કરે છે.

**દાદાશ્રી :** તે એ જ્ઞાનનો પ્રતાપ, એટલે ત્યાં પુરુષાર્થ છે. જેટલો જેટલો જ્ઞાનના ભાગને હેલ્પીંગ થયો એ બધો પુરુષાર્થ. બીજી બધી પ્રકૃતિ

છે. વિસર્જન પ્રકૃતિના હાથમાં છે. સર્જન જ્ઞાન પ્રમાણે છે અને વિસર્જન પ્રકૃતિને આધીન. વિસર્જનમાં કોઈનું ચાલે નહીં. ઓન્લી સાયન્ટીફીક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે આ બધું. ધી વર્લ્ડ ઈઝ ધી પઝલ ઈટસેલ્ફ. ગોડ હેઝ નોટ પઝલ્ડ ધીસ વર્લ્ડ એટ ઓલ.

## કારણ-કાર્ય સ્વરૂપ પ્રકૃતિતણું !

**પ્રશ્નકર્તા :** અમુક પ્રકૃતિ આપણે લઈને જન્મ્યા હોય, જન્મ્યા ત્યારથી જ અમુક પ્રકૃતિ લઈને આયા હોઈએ ?

**દાદાશ્રી :** પ્રકૃતિ લઈને જ આવ્યા છીએ. આત્મા પ્રકૃતિ જોડે હોય એટલું જ, બાકી પ્રકૃતિ લઈને આવ્યા છીએ. લાવનારે પ્રકૃતિ છે ને લઈ જનારે પ્રકૃતિ છે અને પ્રકૃતિ જ છે બધું. પ્રકૃતિ ક્યારે બંધાઈ ? ત્યારે કહે, ગયા અવતારે કારણ પ્રકૃતિ બંધાઈ હતી, તે આ અવતારમાં એ જ કારણ પ્રકૃતિમાંથી કાર્ય પ્રકૃતિ થઈ જાય. કાર્ય પ્રકૃતિ એટલે ફળ આપતી પ્રકૃતિ અને કારણ પ્રકૃતિ એટલે ફળ હજુ આપવાને માટે સન્મુખ થઈ નથી. હવે આ કાર્ય પ્રકૃતિમાંથી વળી પાછી કારણ પ્રકૃતિ ઊભી થવાની. પેલો અહંકાર વાંકો છે એટલે કારણ પ્રકૃતિ ઊભી જ કર્યા કરે.

**પ્રશ્નકર્તા :** આ આંતરિક પ્રકૃતિ એ પોતે જન્મ્યો તે ઘડીએ જ લઈને આવે છે ને પછી બાહ્ય પ્રકૃતિ અહીં જન્મ્યા પછી એના ઉદયમાં આવે છે ?

**દાદાશ્રી :** હા, આંતરિક પ્રકૃતિ લઈને આવે છે, તે બાહ્ય પ્રકૃતિ ઊભી કરે છે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, બાહ્ય પ્રકૃતિના ઘડતરને અને આંતરિક પ્રકૃતિનું જે લઈને આવ્યા, એને કોઈ સંબંધ ખરો ?

**દાદાશ્રી :** એ જો શોધખોળ કરતાં આવડેને તો મારા જેવો જ્ઞાની થઈ જાય.

અંદરની પ્રકૃતિ છે તો જ આ બહાર ભેગું થાય, નહીં તો ભેગું થાય નહીં. નહિ તો કોઈ કાયદો નથી કે બાહ્યવાળો આપણને ભેગો થઈ જાય.

આ બહુ ઝીણી વાત છે.

**પ્રશ્નકર્તા :** નવા કર્મો જે થાય, તે બાહ્ય પ્રકૃતિને લઈને જ થાય ?

**દાદાશ્રી :** એ નવા કર્મો થાય છે એ તો આપણા અહંકાર અને આજની આપણી સમજણ ને જ્ઞાન, તેની ઉપર આધાર રાખે છે. કર્મ અવળા ય બાંધે ને સવળા ય બાંધે અને પ્રકૃતિ આપણને એવાં સંજોગોમાં રાખે.

આવી સમજણ જ ના હોય કોઈને ! એને તો એમ જ લાગે કે બહારથી ભેગું થાય છે આ બધું.

## આમાં રાગ-દ્વેષ કોને ?

**પ્રશ્નકર્તા :** આત્મા રાગ-દ્વેષ રહિત છે તો પ્રકૃતિ રાગ-દ્વેષ રહિત કેવી રીતે થાય ? ક્યારે થાય ? એનો ક્રમ શું ?

**દાદાશ્રી :** સ્થૂળ પ્રકૃતિ રાગ-દ્વેષવાળી છે જ નહીં. એ તો પૂરણ-ગલન સ્વભાવની છે. આ તો અહંકાર રાગ-દ્વેષ કરે છે. આ એને ગમે છે તેની ઉપર રાગ કરે છે અને નથી ગમતું તો દ્વેષ કરે છે. પ્રકૃતિ તો એના સ્વભાવમાં છે. શિયાળાને દહાડે ઠંડી હોય કે ના હોય ?

**પ્રશ્નકર્તા :** હોય.

**દાદાશ્રી :** એ એને ના ગમે તો એને દ્વેષ ચઢે. કેટલાંકને એમાં મઝા આવે. ના આવે ?

**પ્રશ્નકર્તા :** હા, બરોબર છે.

**દાદાશ્રી :** એવું. પ્રકૃતિ એને શિયાળાને દહાડે ઠંડી લાગે, ઉનાળાને દહાડે ગરમી લાગે. એટલે આ રાગ-દ્વેષ બધું અહંકાર કરે છે. અહંકાર જાય એટલે રાગ-દ્વેષ ગયા.

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાન આપ્યા પછી પ્રકૃતિ ઓટોમેટિક સહજ થયા જ કરે છેને ?

**દાદાશ્રી :** હા, જ્ઞાન મળ્યા પછી પ્રકૃતિ જુદી થઈ ગઈ પણ ડિસ્ચાર્જરૂપે રહી. એ ડિસ્ચાર્જ થયા કરે ધીમે ધીમે. ચાર્જ થયેલી છે એ ડિસ્ચાર્જ થયા કરે. (જીવતા) અહંકાર વગર ડિસ્ચાર્જ થયા જ કરે, એની મેળે જ. એને 'વ્યવસ્થિત છે' કહીએ છીએ આપણે.

## પ્રકૃતિ, તાબે અહંકારના કે વ્યવસ્થિતના ?

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ અને વ્યવસ્થિત એક જ વસ્તુ છે ?

**દાદાશ્રી :** આપણી પ્રકૃતિ વ્યવસ્થિતના તાબામાં છે અને અજ્ઞાનીની પ્રકૃતિ અહંકારના તાબામાં છે. એટલે અહંકારના તાબામાં એટલે શું ? એ ગાંડું ય કાઢે. અહંકારી માણસ વ્યવસ્થિતને તો ગાંઠે જ નહીંને ! આપણે તો પેલો અહંકાર જતો રહેલો એટલે પછી વ્યવસ્થિત રહ્યું.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત અને પ્રકૃતિને સંબંધ ખરો ?

**દાદાશ્રી :** ખરોને સંબંધ. પ્રકૃતિ વ્યવસ્થિત જ છે બધું. એવું પ્રકૃતિ ગપ્પું નથી. વ્યવસ્થિત એટલે સત્તાણું પછી અઠ્ઠાણું આવીને ઊભી રહે એ તો. અઠ્ઠાણું પછી નેવું નહીં આવે એ ય વ્યવસ્થિત છે. જેવું શોભે એવી રીતે આવે.

**પ્રશ્નકર્તા :** એટલે પ્રકૃતિ અને વ્યવસ્થિતમાં થોડો ફેર ખરો ?

**દાદાશ્રી :** બહુ ફેર. વ્યવસ્થિત એ કાર્ય કરે છે અને પ્રકૃતિ તો ડીઝોલ્વ થયા કરે છે. અને વ્યવસ્થિત શક્તિને ઈંગ્લીશમાં સાયન્ટિફીક સરકમ-સ્ટેન્શિયલ 'એવિડન્સ' કહું છું.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ ડીઝોલ્વ થયા કરે તો પછી પ્રકૃતિનો નાશ થઈ જવો જોઈએને ?

**દાદાશ્રી :** હા, તો નાશ જ થવા માંડ્યું છે આ, હવે નિર્જરા જ થવા માંડવાની. આ જ્ઞાન લીધા પછી નવું કર્મ બંધાતું નથી, જૂના કર્મ ઓગળ્યા

કરે છે, ડિસ્ચાર્જ થયા કરે છે. નવું ચાર્જ થતું નથી. જ્યાં સુધી 'હું કર્તા છું' એવું ભાન હતું, ત્યાં સુધી નવું ચાર્જ થતું હતું અને 'વ્યવસ્થિત' કર્તા છે, ત્યાં એનું ચાર્જ થવાનું બંધ થઈ ગયું. પછી ડિસ્ચાર્જ એકલું રહ્યા(થયા) કરે છે.

પ્રકૃતિ ભોગવીએ તે વ્યવસ્થિત. પ્રકૃતિ કરી એ વ્યવસ્થિત નહીં. નવી ઊભી કરવી એ વ્યવસ્થિત નથી. જ્ઞાન ના હોય તો નવી પ્રકૃતિ ઊભી કર્યા કરે પછી. જ્ઞાન હોય તો પ્રકૃતિ ઊભી થાય જ નહીં, કૉઝીઝ ઊડી જાય !

**પ્રશ્નકર્તા :** દાદાજી, તો પ્રકૃતિ એ ઈફેક્ટ છેને ?

**દાદાશ્રી :** હા. પ્રકૃતિ ઈફેક્ટ છે, પણ પ્રકૃતિ એકલી ઈફેક્ટ ના કહેવાય. પ્રકૃતિમાં ઈફેક્ટ અને કોઝિઝ બન્ને ગુણ રહેલા છે. એમાં કોઝિઝ સિવાયનો બધો ભાગ ઈફેક્ટ છે. એટલે આપણે કોઝિઝ બંધ કરીએ છીએ. એટલે તમને કહી દઈએ છીએ કે વ્યવસ્થિત છે. જો કોઝિઝ ચાલુ હોય તો વ્યવસ્થિત કહેવાય નહીં.

પ્રકૃતિ એટલે શું કે એ પૂર્વભવમાં માલ ભરેલો છે. પૂર્વભવમાં જે માલ ભર્યો છે તે અત્યારે પ્રગટ થાય છે ને અત્યારે ભરશો તે આવતે ભવ પ્રગટ થશે, એનું નામ પ્રકૃતિ.

## પ્રકૃતિ, ચેતવેલા દારૂ જ્યમ !

કાયદેસરનું જે તમે ભર્યું તે જ નીકળે. આપણે એક ટેટો હોય, હવઈ કે બંધુકીયો ટેટો, એને સળગાવ્યા પછી એનો સ્વભાવ છોડે ખરો ? પ્રકૃતિ એટલે ચેતવેલી વસ્તુ. હવે આપણે ચેતવવું નથી પડતું. એનો કાળનો ઉદય આવે તે ઘડીએ એનો ફણગો ફૂટે. પછી એ અટકે ખરું ? જો હવઈનો સ્વભાવ હોય તો ધોતિયામાં પેસી જશે અને ટેટાનો સ્વભાવ હોય તો ફૂટશે અને તારામંડળનો સ્વભાવ હોય તો તારામંડળ. એમ સ્વભાવ પ્રમાણે ફૂટશે.

જો કદી આવડો બંદૂકીયો ટેટો હોય, ભડાક લઈને ફૂટે છે એવા,

હવે એની મહીં ભૂલથી હવાઈનો દારૂ ભર્યો હોય અને તમે ફોડો તે હવઈની પેઠ ફૂટે. તમને મહીં ધોતિયામાં પેસી જાય, એમાં મૂકનારનો શો દોષ બિચારાનો ?! એમણે કપડાં ટેટાના પહેર્યા છે અને તમે જાણો કે ટેટો ફૂટશે. મૂઆ, ન્હોય. તે મહીં દારૂ ભર્યો છે હવઈનો. એટલે હવઈના જેવું ગુણ આપશે. ટેટામાં ફૂલઝરીનો દારૂ ભર્યો હોય તો એ ફૂટે ? ના, એવું આ તો બધું દારૂ ફેરફાર થઈ જાય એટલે તેવું, એમાં મન શું કરે બિચારું ? ત્યારે એવું બુધ્ધિને પહોંચે. કંઈ વચલો દારૂ ફેરફાર થાય ? ત્યારે શું થાય તે ? આ દારૂખાનાવાળા ભરે, તે આ મજૂરોથી વાતો કરતાં કરતાં આને બદલે આમાંથી ભરાઈ ગયું, પછી એવું થઈ જાય. પછી ટેટો ફોડતા હવઈની પેઠ પેસી જાય ધોતિયામાં, બાળી મેલે અને પછી લોક બૂમો પાડે. અરે મૂઆ, આ કેવું ? આ કેવું ? આ કેવું ? અલ્યા મૂઆ, તે એવું, આનું નામ જ કળિયુગ.

❖ ❖ ❖ ❖ ❖

# [૧.૩]

# પ્રકૃતિ બંધાયેલી, તે પ્રમાણે ઉકલે !

## છે આસક્તિ પ્રકૃતિને !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન મળ્યા પછી 'હું શુદ્ધાત્મા છું' શ્રદ્ધા છે, પણ આસક્તિ હોય, તે એકદમ છૂટે નહીંને ?

**દાદાશ્રી :** આસક્તિ તો પ્રકૃતિને છે, પુરુષને આસક્તિ નથી. પુરુષ તો એક વખત જુદો થઈ ગયો ને એટલે પછી પુરુષાર્થ જ કર્યા કરે અને પ્રકૃતિ આસક્તિવાળી કહેવાય છે. પ્રકૃતિ આસક્તિ કર્યા કરે. પુરુષ ને પ્રકૃતિ બે જુદા પડવા જોઈએ. એ જુદું કોઈ પાડી આપે નહીં. કો'ક વખત આ જ્ઞાની પુરુષ હોય, દસ લાખ વર્ષે એક ફેરો, ત્યારે બે જુદા પાડી આપે. ત્યાં સુધી બધું કર્યા જ કરવું પડે. પેલું તો પ્રકૃતિ અને પુરુષ બેને જુદા પાડીએ પછી પુરુષ પુરુષના સ્વભાવમાં ને પ્રકૃતિ પ્રકૃતિના સ્વભાવમાં. પ્રકૃતિ આસક્તિમાં હોય અને પુરુષ જ્ઞાતા-દ્રષ્ટા હોય.

અને આવું જ્ઞાન આપ્યા પછી તો આ પુરુષ અને પ્રકૃતિ બે જુદી પાડીએ છીએ. એટલે પોતે પુરુષ થાય. પુરુષ પુરુષાર્થ સહિત છે. કેટલો બધો પુરુષાર્થ કરી શકે છે આમાં ! અને લોક તો તમારી પ્રકૃતિને જો જો કરે. મૂઆ, પ્રકૃતિને ના જોઈશ, પુરુષને જો. પ્રકૃતિ જુએ તો હતો એવો ને એવો સ્વભાવ દેખાય છે. મેલને મૂઆ, એ નહીં દેખવાનું. સંડાસ ના

જાય ? જ્ઞાન લીધા પછી સંડાસ બંધ થઈ જાય ?

**પ્રશ્નકર્તા :** ના, એ તો ચાલુ જ રહે ને !

**દાદાશ્રી :** ત્યારે કંઈ કઢી વધારે ખાતો હોય તો બંધ થઈ જતી હશે ?

## ખપે પ્રકૃતિ શાનાથી ?

**પ્રશ્નકર્તા :** પછી આપે લખ્યું છે કે 'કોઈ ત્યાગની પ્રકૃતિ હોય, કોઈ તપની પ્રકૃતિ હોય, કોઈ વિલાસી પ્રકૃતિ હોય. મોક્ષે જવા માટે માત્ર તમારી પ્રકૃતિ ખપાવવાની છે.' તો પ્રકૃતિ ખપાવવી એટલે શું ?

**દાદાશ્રી :** એ બરોબર છે. પ્રકૃતિ ખપાવવી એટલે આપણી પ્રકૃતિને સામાને અનુકૂળ કરીને, અનુકૂળ થઈને સમભાવે નિકાલ કરવો તે.

**પ્રશ્નકર્તા :** આ વિલાસની પ્રકૃતિ ખપાવવી અને મોક્ષે કેવી રીતે જવાય ?

**દાદાશ્રી :** હા. એ તો ખપાવીને જવાય. આ બધો વિલાસ જ છે ને ? તે જલેબી નહીં ખાતા ? પછી હાફુસની કેરીઓ નહીં ખાતા ? આ બધા નહીં ખાતા ? એ બધો વિલાસ જ છે ને ! આમાં કયો વિલાસ નથી તે ? આ બધાય જીવવિલાસ છે. કોઈ વિલાસ ચીકણો હોય ને કોઈ હોય તેનો મોળો હોય જરા.

**પ્રશ્નકર્તા :** આદત અને પ્રકૃતિમાં ફેર શું છે ?

**દાદાશ્રી :** આદત એ શરૂઆત છે. તમે આદત ના કરો તો તેવી પ્રકૃતિ રહે, આદત કરો તો પછી આદતવાળી પ્રકૃતિ થઇ જાય. પેલું તમે વારેઘડી ચા માંગ માંગ કરો, તો ટેવઈ જાવ પછી. આદત પડી જાય. પહેલી આદત 'તમે' પાડતા હો અને પછી આદત પડી જાય. આદત પાડવી અને આદત પડી જાય એમાં ફેર ખરો ? હં ? આદત પાડતા હોય એ છૂટી જાય અને આદત પડી એ ના છૂટે.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ તો જન્મથી લઈને આવતો હોય એવું નથી થતું ?

**દાદાશ્રી :** હા, જન્મથી જ લઈને આવ્યા છે અને જન્મથી જ છે આ. જન્મથી લઈને આવ્યા એટલે એવું નથી કે તે એ સ્થૂળમાં જન્મથી લઈને આવ્યા. જન્મથી એ તો પરમાણુરૂપે હોય, એને રૂપકમાં સેટઅપ અહીં થાય છે.

## ન ફેર પ્રકૃતિની સ્ટાઈલમાં !

**પ્રશ્નકર્તા :** અમારો જે પ્રકૃતિનો સ્વભાવ છે, એ કેવી રીતે મોળો પડે ? કારણ કે એ પ્રકૃતિનું એવું છે કે પોતાને ખબર પડે કે આ બંધન છે. દા.ત. કોઈને મરચા ખાવાની ટેવ હોય કે કાં તો કોઈને ગળ્યું ખાવાની ટેવ હોય, જેનાથી નિયમમાં ના રહેવાય.

**દાદાશ્રી :** નિયમની બહાર ગયેલી હોય કે નિયમવાળી હોય, પણ પ્રકૃતિ ફળ આપે છે. નિયમ બહાર ગયેલી હોય, પણ ડિસ્ચાર્જ છેને બધું. એટલે આમ ન રહે કે રહે એવું નહીં, જેવી છે એવી દેખાય છે. પ્રકૃતિમાં જેવો સ્વભાવ છે તેવો એ સ્વભાવ પ્રદર્શન કર્યા કરે છે નિરંતર. ડિસ્ચાર્જ એટલે શું ? પ્રકૃતિ પોતાનો સ્વભાવ પ્રદર્શન કર્યા કરે તે.

જે ચાર્જ થયેલું છે તે ડિસ્ચાર્જ થયા કરે અને આ દેહ એવો ચાર્જ થયેલો છે તે ચાલતી વખતે આમ આમ ચાલતો હોય ને તે એ એંસી વર્ષનો થાય તોય એવો ને એવો ચાલે. ધાટી (સ્ટાઈલ) બદલાય નહીં. એના ઉપરથી આપણે ઓળખી શકીએ કે પેલો ચાલ્યો ! અને આ ત્રણ ચાર્જ થયેલી બેટરીઓ, એમાં ફેરફાર ના થાય. એમાં ફેરફાર આવતા ભવમાં થાય. ત્યાં આ સંસારિક જ્ઞાન કામ લાગે, આપણું જ્ઞાન નહીં. એ પ્રમાણે ફેરફાર થઈ જાય.

પ્રકૃતિ નિયમવાળી છે. નિયમ વગર તો કોઈ ચીજ હોય જ નહીં. નિયમવાળું જગત છે. આ ફક્ત ઈગોઇઝમ જ વાંકો છે. ઇગો જ વાંકો છે, બાકી બધી નિયમવાળી છે. આ ઈગો, નિયમવાળીને અનિયમવાળી કરી નાખે. કહેશે, મારે ચા ગરમ જોઈશે અને પાછું લોકો જોડે વાતો કરે અને

ટાઢી થઈ જાય. ત્યારે મૂઆ, ઝટ પી લે ને છાનોમાનો ! પછી વાત કર. પણ આ ઈગો એવો ગાંડો છે. મનનો સ્વભાવ એવો નથી, ઈગોનો છે. મન તો બધું કાયદેસરનું છે.

## જાગૃતિ લાવે પ્રકૃતિને નિયમમાં !

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાનની જાગૃતિ રહે, તો પ્રકૃતિ એની મેળે નિયમમાં આવતી થાય, એ વાત ખરી ?

**દાદાશ્રી :** પ્રકૃતિ નિયમમાં આવતી જાય તમને, નહીં તો જ્ઞાન જ પેસે નહીં ત્યાં સુધી ! જ્ઞાન પેસી ગયું હોય તો પ્રકૃતિ નિયમમાં આવે પાછી.

**પ્રશ્નકર્તા :** એટલે પ્રકૃતિ નિયમીતતાવાળી હોય અને જ્ઞાન, એને કંઈ સંબંધ ખરો ? નિયમીત પ્રકૃતિ આપણા જ્ઞાનને કંઈ હેલ્પ કરે ખરી ? શ્રીમદ્ રાજચંદ્રનું પણ એક વાક્ય છે; દેહ નિયમીતતાવાળો હોવો જોઈએ, વાણી સ્યાદ્વાદ હોવી જોઈએ. એટલે નિયમીતતા ઉપર બહુ મહત્વ મૂકાયેલું છે. તો અત્યારે આપ પણ બોલ્યા કે આ અંજીર નિયમ પ્રમાણે લેવાય તો સારું.

**દાદાશ્રી :** હા, તો સારું ને !

**પ્રશ્નકર્તા :** હા, તો એ નિયમ જે છે પ્રકૃતિનો તે વ્યવહારને સ્પર્શ કરે છે, હવે એ જ્ઞાનને કઈ રીતે મદદરૂપ થઈ જાય છે ?

**દાદાશ્રી :** એટલે નિયમવાળી પ્રકૃતિ વ્યવહારને હેલ્પ કરેને અને વ્યવહારને હેલ્પ કરેને તો જ્ઞાનને હેલ્પ રહે. નિયમ વગર રહે તો પછી જ્ઞાનને હેલ્પ રહે નહીંને ! નિયમ રહેવો જોઈએ. એવું નથી કહેતાં કે આપણે નિયમ હોવો જોઈએ. જો બન્યો તો સાચો, એનો આગ્રહ નથી.

**પ્રશ્નકર્તા :** હવે એટલે નિયમ શું હોવો જોઈએ એ જાણવું પણ જરૂરી ખરુંને ?

**દાદાશ્રી :** એ શરીરના ઉપર આધાર રાખે છેને ! નિયમ પોતે જાણે કે રોટલી બે ખવાશે મારાથી. એ બેનો નિયમ નક્કી કર્યો, પછી કો'ક દહાડો બહુ દબાણ કરે તો અડધી વધારે લઈ લઉં.

**પ્રશ્નકર્તા :** એટલે આમ કઇ કઈ મુખ્ય બાબતો નિયમવાળી હોવી જોઈએ ?

**દાદાશ્રી :** દરેક બાબત. નિયમમાં ખાવું જોઈએ, નિયમસર. પછી ના ખવાય ત્યારે શું કરવાનું ? રડવા બેસવાનું નહીં. ખોરાક-બોરાક, ઊઠવાનું, સૂવાનું મુખ્ય એ જ છેને ! કયું કાઢી નાખીશું ? બધું નિયમમાં રાખવા જેવું છે. કુદરતનો નિયમ, જેમ સવાર થાય એટલે સંડાસ-બંડાસ બધું એના નિયમમાં ગોઠવ્યું હોય એ પ્રમાણે ગોઠવાઈ જાય.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિનો જે સ્વભાવ છે અને નિયમ, એ બે જુદી વસ્તુ થઈ ?

**દાદાશ્રી :** જુદી જ છે ને ! હેબિચ્યુએટેડ થયો એટલે સ્વભાવ કહેવાય.

**પ્રશ્નકર્તા :** હં. હેબિચ્યુએટેડ બધું સ્વભાવ કીધો આપે, તો એ સ્વભાવમાંથી નિયમમાં આવવું એવું કંઇ પુરુષાર્થ હોય છે ?

**દાદાશ્રી :** નિયમમાં જ હોય, સ્વભાવ.

એક માણસને ખાટું ના ભાવતું હોય, તેને આપણે સો રૂપિયા આપીએ તોય એ ખાટું ખાય નહીં. એક માણસને ખાટું ભાવતું હોય એ પાંચ રૂપિયા સામા આપીને પણ ખાય.

**પ્રશ્નકર્તા :** હા, એ પ્રકૃતિનો સ્વભાવ કહેવાય ?

**દાદાશ્રી :** આ બધા સ્વભાવ કહેવાય.

**પ્રશ્નકર્તા :** અને સ્વભાવ નિયમપૂર્વક જ હોય છે ?

**દાદાશ્રી :** નિયમ પ્રમાણે હોય.

**પ્રશ્નકર્તા :** પણ હવે ખાટું ખાવું એનું પ્રમાણ ગોઠવવું, કેટલું ખાટું ખાવું, કેટલું ન ખાવું એને નિયમ કહેવાયને ?

**દાદાશ્રી :** બધું નિયમ. એ આપણું કામ. એ તો આપણું જ્ઞાન કામ કરતું હોય છે.

## પ્રકૃતિની સામે જાગૃતિ !

**પ્રશ્નકર્તા :** આપ જે કહો છો કે 'કાર્ય કર્યે જાવ', એના બદલે 'કાર્ય થવા દો' એ બરોબર છે ને ?

**દાદાશ્રી :** ના. એટલે 'કાર્ય કર્યે જાવ' કહેવાનો શું ભાવાર્થ છે આપણો કે એ પ્રકૃતિમાં જે કાર્ય છે તે કાર્ય ચાલવા દો. તમે ઓબસ્ટ્રક્ટ ના કરો. તમે તો પાછાં તમારા પ્રયાસમાં જ રહો.

**પ્રશ્નકર્તા :** કહેવાનો મતલબ એ છે કે જે કંઈ થઈ જ રહ્યું છે ને, એને આપણે 'આમ કરો' કહીએ, પણ એ થઈ જ રહ્યું છે ને ?

**દાદાશ્રી :** એ થઈ રહ્યું છે, પણ ઓબસ્ટ્રક્ટ ના કરવા માટે આપણે 'કરો' કહીએ છીએ. 'હવે કાંઈ કરવા જેવું નથી.' એ ઓબસ્ટ્રકશન કહેવાય. 'બધું થઈ જ રહ્યું છે, હવે કાંઈ કરવા જેવું નથી' એવું ના બોલાય. પ્રકૃતિને પ્રકૃતિની રીતે ચાલવા દો, તમે જોયા કરો. તેથી 'ઊઘાડી આંખે ગાડીઓ ચલાવો' એમ કહીએ છીએ ને ! બંધ આંખે ગાડીઓ ચલાવે છે લોકો ? બંધ આંખે ગાડીઓ ચલાવાય કંઈ ? એવી રીતે આ જાગૃતિથી ચલાવવાનું છે (જ્ઞાનદશામાં).

જ્ઞાન લીધા પછી ગાડી બંધ થઈ જાય તો હેન્ડલ મારવું. પહેલાં હેન્ડલવાળી ગાડી આવતી'તી ને, ગાડી બંધ થઈ કે પાછું હેન્ડલ મારીને ગાડી ચાલુ કરવાની. એટલે આત્માને હેન્ડલ મારો અને પુદ્ગલને બ્રેક ના મારો. પુદ્ગલને બ્રેક મારી દે છે ઘણાં માણસ કે 'આમ નહીં કહીએ તો ચાલશે.' બ્રેક મારવી ના જોઈએ. પુદ્ગલને એના મિજાજમાં જ ચાલવા

દેવું. બ્રેક ના મારવી કે 'વ્યવસ્થિત છે ને ! આમ છે ને તેમ.' બ્રેક મારવાની જરૂર શું છે ? એ એના મિજાજમાં એવું સરસ ચાલશે, ખરેખરું ચાલશે.

**પ્રશ્નકર્તા :** હા, અને આત્માને હેન્ડલ મારવું !

**દાદાશ્રી :** હા. આત્માને હેન્ડલ મારવું અને પુદ્‌ગલને બ્રેક નહીં મારવી. પુદ્‌ગલને બ્રેક મારે છે ઘણાં લોકો. વ્યવસ્થિત જ છે ને ! એટલે મૂઆ, બ્રેક વાગી જાય એ તો થઈ ગયા પછી વ્યવસ્થિત કહેવાય. ત્યાં સુધી ગાડી ચાલવા જ દે એની મેળે. પુદ્‌ગલને તો ચાલવા જ દો જ્યાં જાય ત્યાં. જેવી રીતે જાય છે. બ્રેક ના મારો. કારણ કે એને જોવાનું છે ખાલી. બ્રેક વાગેલી વાગશે નહીં ને અથડાશે ઉલટી, અથડામણ છે એ.

બ્રેક વાગે તો અથડાય એટલું જ. બીજું કશું એમાં ફેરફાર ના થઈ શકે. અને આત્માને હેન્ડલ મારો એટલે ઉપયોગ, જાગૃતિ રાખો જરાક, ધીમો પડ્યો કે જાગૃત થયો, ધીમો પડ્યો ને જાગૃત થયો.

**પ્રશ્નકર્તા :** એમ બધાં કહે છે કે ડિસિપ્લીન હોવી જોઈએ. એમ ડિસિપ્લીનની બ્રેક મારવી જોઈએ, એનું શું ?

**દાદાશ્રી :** આપણા મહાત્માઓ માટે તો આપણે પાંચ આજ્ઞા જ આપેલી છે. મહાત્માઓ માટે આમાંનું કશું છે જ નહીં. આ બધું જે કહ્યું છે ને, તે બહારના લોકોને માટે શીખવાડ્યું છે.

**પ્રશ્નકર્તા :** આપણા મહાત્માઓ એમ કહે છે કે ડિસીપ્લીન હોવી જોઈએ, આમ હોવું જોઈએ.

**દાદાશ્રી :** એ તો બોલે હવે. એ તો એની પાસે જે માલ ભર્યો હોય તે એ બોલે ને પેલો ય ડિસીપ્લીન ના ભરી હોય તો એ એવું બોલે. એનો સવાલ નહીં. કેવો માલ ભર્યો છે, એનું શું આપણે ખબર પડે ? જાતજાતનાં માલ ભરી લાયેલા અને ભરેલો માલ નીકળ્યા કરે. અમારે તો આ પાંચ આજ્ઞા જો પાળતો હોય તો કોઈ શર્ત જ નથી. એને જ્યાં ફાવે

ત્યાં ફરજે ને ! અને જે ખાવું હોય તે ખાજે. આ તો આજ્ઞા જરા કાચી પાડી દે છે, તેથી આ વધારે પડતું કહેવું પડે હેન્ડલ મારવાનું.

ઓફિસમાં નહીં જઈએ તો ચાલશે એવું બોલીએ તો પછી ઊંધું થાય. પણ બોલીએ જ નહીં એવું એટલે પેલો ઓફિસે જયા જ કરે. આને હેન્ડલ ના મારવું પડે. આને બ્રેક ના મારીએ તો ચાલ્યા કરે.

**પ્રશ્નકર્તા :** એવું આ પાંચ આજ્ઞામાં ના રહેવા માટે શું બ્રેક વાગી જાય છે ?

**દાદાશ્રી :** બ્રેકો તો બીજી મારેલી છે એણે. આમ ના કરે તો શું વાંધો છે, આમ થાય તો શું વાંધો છે ? એવી રીતે બ્રેકો મારેલી. બ્રેકો ઉઠાઈ નથીને હજુ. એ બ્રેક તો પછી બંધ જ હોય છે. એવી બ્રેકો મારેલી જ હોય.

પેલું તો ચાલ્યા જ કરે છે એને, બ્રેક ના મારો તો ચાલ્યા કરે. અને બ્રેક મનથી થતી નથી, વાણીથી થઈ જાય છે. વાણીમાં બોલીએ તો, નહીં તો બ્રેક ના કહેવાય. મનમાં ખરાબ વિચાર હોય તો બ્રેક ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** હવે કશુંક કામ હોય અને બોલીએ કે 'આ હું કામ નહીં કરું. હું આ કામ નહીં કરું' એટલે બ્રેક વાગી ગઈ ?

**દાદાશ્રી :** બ્રેક વાગી ને બ્રેક રહ્યા જ કરે પાછી એ. એ ઊઠે નહીં ત્યાં સુધી, ઘસાયા જ કરે બ્રેક.

**પ્રશ્નકર્તા :** છતાંય પણ વ્યવસ્થિત તો એ કામ કરાવતું જ હોય.

**દાદાશ્રી :** કરાવે પણ તોય પણ બ્રેક રહ્યા કરે. મારેલી બ્રેક બગડ્યા જ કરે. એ બ્રેકો બધી ઉઠાઈ લેવી જોઈએ.

❖ ❖ ❖ ❖ ❖

## [૧.૪]

# પ્રકૃતિને નિર્દોષ દેખો !

### આમાં દોષિત કોણ ?

પ્રકૃતિ તો સહજ છે, પણ બુદ્ધિ ડખો કરે છે. પ્રકૃતિને પંખો માફક ના આવે, તેમાં પંખાનો શો દોષ ? પ્રકૃતિનો શો દોષ ? દોષ દેખાવો એ બુદ્ધિને આધીન છે, આત્માને આધીન નથી.

સંજોગ અનુસાર પ્રકૃતિ બંધાય છે અને પ્રકૃતિ અનુસાર સંસાર ચાલે, આમાં કોનો દોષ જોવાનો ?

આ બધા પ્રાકૃત દોષો છે, તે ચેતનના દોષો માને છે. તેથી તો આ સંસાર ઊભો રહ્યો છે. ખરી રીતે કોઈ દોષિત છે જ નહીં. પ્રકૃતિ કરે છે, ત્યારે આત્મા માલિક હોતો નથી. પ્રકૃતિ બંધાતી વખતે આત્મા ભ્રાંતિથી માલિક થાય છે ને છૂટતી વખતે આત્મા માલિક હોય નહીં.

પ્રકૃતિ એટલે શું ? વાવમાં તું બોલે કે 'તું નાલાયક છું'. પછી પ્રકૃતિ ઊભી થાય પછી જે બોલે તે પ્રકૃતિ. તે પ્રકૃતિ બોલે તો આપણને પેલો (વાવનો) પડઘો ખબર ના પડે, કે પહેલાં શું બોલ્યા'તા આપણે ? તે પ્રકૃતિના દોષ છે આ બધા.

### પ્રકૃતિ કેવી રીતે બદલાય ?

**પ્રશ્નકર્તા :** વરસોથી જે પ્રકૃતિ સ્વભાવ પડ્યો હોય એ કેવી રીતે

બદલાય ?

**દાદાશ્રી :** આપણી પ્રકૃતિને આપણે જાણીએ કે આ પ્રકૃતિમાં આ ભૂલ છે એટલું જાણીએ એટલે બસ, એ બદલ્યો કહેવાય. ભૂલને ભૂલ જાણો તો બહુ થઈ ગયું. ભૂલને ભૂલ જાણવી એ જ મોટો પુરુષાર્થ છે. પ્રકૃતિ તો હોય, પ્રકૃતિ બદલાય નહીં, ભઈ ! એ પડી ગયેલી પ્રકૃતિ જાય નહીં.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિને જોવાથી પ્રકૃતિના દોષો ઓછા થઈ જાય ?

**દાદાશ્રી :** એના સિવાય બીજો કોઈ રસ્તો જ નથીને ! આપણી કાઢવાની ભાવના હોય તો ઓછાં થઈ જાય ને ના કાઢવાની ભાવના હોય તો રહે.

**પ્રશ્નકર્તા :** પણ એ તો પ્રકૃતિમાં ઘણાં ગુણો સારા પણ છે અને ઘણાં અવળા પણ છે.

**દાદાશ્રી :** બધા કાઢવા હોય તો બધા કાઢવાના, નહીં તો અમુક થોડા અવળા એકલા કાઢવાના, જે આપણને દુઃખદાયી હોય.

## થાય, પ્રકૃતિ પ્રમાણે !

બાકી બીજું બધું તો સહુ સહુની પ્રકૃતિસર હોય. જેની જેવી પ્રકૃતિ તે રીતે જ કરવાનું. કંઈ બધાએ ગાયનો ગાવાના નહીં, એ તો કોઈ ગાયક હોય તે ગાયનો ગાય. સહુ સહુની પ્રકૃતિ પ્રમાણે કરે. એમાં વળી ભૂલ શાની કાઢવાની ? એની આવડત પ્રમાણે એ કરે. સહુ સહુની આવડત પ્રમાણે કરે કામ. પોતાની ડિઝાઈન પ્રમાણે ના કરાવાય, કે મારી ડિઝાઈન પ્રમાણે જ તારે ચાલવું પડે, એવો કાયદો ના હોય.

પોતપોતાની પ્રકૃતિ પ્રમાણે કામ કરે છે એમાં ભૂલ ક્યાં આવી ? આ ન્યાયાધીશનું ડિપાર્ટમેન્ટ છે ? સહુ સહુની પ્રકૃતિ પ્રમાણે કામ કરે છે. હું ય મારી પ્રકૃતિ પ્રમાણે કામ કર્યા કરું છું. પ્રકૃતિ તો હોય જ ને !

**પ્રશ્નકર્તા :** એ જ ભૂલી જાય છે કે આ સામો માણસ કર્તા નથી.

**દાદાશ્રી :** હા. એની જાગૃતિ રહે તો કશો વાંધો નથી. સામાની ભૂલ જોઈ ત્યાંથી જ સંસાર નવો ઊભો થયો. તે જ્યાં સુધી એ ભૂલ ભાંગે નહીં ત્યાં સુધી એનો નિવેડો આવે નહીં. માણસ ગૂંચાયેલો રહે.

અમને તો ક્ષણવાર કોઈની ભૂલ દેખાઈ નથી અને દેખાય તો મોઢે કહી દઈએ અમે. મોઢે જ, ઢાંકવાનું નહીં, કે ભઈ, આવી ભૂલ અમને દેખાય છે. તને જરૂર હોય તો સ્વીકારી લેજે, નહીં તો બાજુએ મૂકી દેજે.

**પ્રશ્નકર્તા :** એ તો એના કલ્યાણ માટે આપ કહો છો.

**દાદાશ્રી :** એ કહીએ ચેતવવા માટે, તો ઉકેલ આવેને અને પછી એ ના માને તો ય અમને વાંધો નથી. અમને બિલકુલ વાંધો નથી, એ બિલકુલ ના માને તો ય. અમે કહીએ, આ કરજો અને પછી ના માને તો કંઈ નહીં.

**પ્રશ્નકર્તા :** આપને કશુંય નહીં ?

**દાદાશ્રી :** હું જાણું કે એ શેના આધારે બોલે છે ! ઉદયકર્મને આધારે બોલે છે. કંઈ ઓછું મારી આજ્ઞા રોકવાની ઇચ્છા છે ? ઇચ્છા જ ના હોય ને ! એટલે અમને ગુનો ના લાગે.

આ ઉદય કર્મના આધારે બોલે તો એ વાળવું પડે અમારે. જે પ્રકૃતિ વીફરે ત્યાં અમારે છે તે પરહેજ કરી દેવી પડે. પોતાનું અહિત તો સંપૂર્ણ કરે, બીજા બધાનું કરી નાખે. બાકી, સામાન્ય રીતે પ્રકૃતિ ભૂલો કર્યા કરતી જ હોય. એ તો દુનિયામાં બધી પ્રકૃતિઓ જ છે !

## વિકલ્પ તેટલા સ્તર પ્રકૃતિના !

**પ્રશ્નકર્તા :** જે પ્રકૃતિ શાંત દેખાતી હોય તે સપ્રેસ હોય કે બેલેન્સ હોય ?

**દાદાશ્રી :** તેજ દેખાતી પ્રકૃતિ હોયને તે ય બેલેન્સ કહેવાય અને

શાંત દેખાતી પ્રકૃતિ હોય તેય બેલેન્સ કહેવાય. સપ્રેસ ના કહેવાય. સપ્રેસને લેવા-દેવા નહીં. કેટલાંકને તો ધોલ મારે તો ય શાંત દેખાય મૂઓ. એટલે કંઈ સપ્રેસ નહીં, ત્યારે કંઈ બહાદુરે નથી. એ જ્ઞાનથી નથી, એની પ્રકૃતિ જ એવી છે.

**પ્રશ્નકર્તા :** તો પ્રકૃતિના કેટલાં સ્તર હોય, દાદા ?

**દાદાશ્રી :** બસ, જેટલા પ્રકારના વિકલ્પ છે એટલા પ્રકારનાં પ્રકૃતિના સ્તર હોય.

## વિફરેલી પ્રકૃતિ સહજ થયે વધે શક્તિ !

**પ્રશ્નકર્તા :** દાદાએ એમ કહ્યું છે કે વિફરેલી પ્રકૃતિ સહજ થાય, ત્યારે શક્તિ વધવા માંડે છે.

**દાદાશ્રી :** હા, ખૂબ શક્તિ વધે.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે બને ?

**દાદાશ્રી :** વિફરેલી પ્રકૃતિ જો સહજ થાયને, તો શક્તિ એકદમ જ ઉત્પન્ન થાય, ખૂબ ખેંચે બહારથી બધી શક્તિઓને. હોટ(ગરમ) લોખંડ હોયને, તે હોટ લોખંડના ગોળા ઉપર પાણી રેડે તો શું થાય ? બધું પી જાય, નીચે ના પડવા દે, એક ટીપુંય. તેવી રીતે આ પ્રકૃતિ એવી વિફરેલી હોયને તે હોટ ગોળા જેવી થઈ ગયેલી હોય. પછી જેમ ઠંડી પડતી જાયને તેમ એનામાં શક્તિ વધતી જાય.

## અંતે તો બન્ને વીતરાગ !

સામાની પ્રકૃતિની ઓળખાણ થાય તો તેની જોડે વીતરાગતા રહે કે આ ગુલાબનો છોડ છે ને કાંટા વાગે છે, તો ગુલાબને કાંટા હોય જ એવું નક્કી થાય, પછી કાંટા ઉપર રીસ ના ચડે. આપણે જોઈતા હોય ગુલાબ તો કાંટા ખાવા પડે. પ્રકૃતિની ઓળખાણ થવી એ જ્ઞાન અને જ્ઞાન થયું એટલે વર્તનમાં આવે, બસ.

એટલે પ્રકૃતિને આપણે ઓળખી ગયા કે આ ભઈને આ ગુણ છે, તો પછી એની જોડે વીતરાગતા (રહે). એ આપણે જાણીએ કે આનો દોષ નથી, આ તો એની પ્રકૃતિ આવી છે !

એટલે કોઈનો ય દોષ દેખાય તે આપણો દોષ છે. આપણું વિજ્ઞાન એવું કહે છે કે કોઈ પણ માણસનો દોષ દેખાય તે તમારો દોષ છે. તમારા દોષથી એ રિએક્શન આવેલું છે. આત્મા ય વીતરાગ છે અને પ્રકૃતિ ય વીતરાગ છે. પણ તમે જેવો દોષ કાઢો એટલું એનું રિએક્શન આવે.

પુરુષ વીતરાગ છે ને પ્રકૃતિ ય વીતરાગ છે ! પુરુષની જોડે રહી છે છતાં વીતરાગ રહી છે. કારણ કે આ જડ છેને પ્રકૃતિ, તે ચેતન નથી. એ સ્વભાવિક રીતે વીતરાગ છે. જેમ આત્મા સ્વભાવિક વીતરાગ છે એમ આ ય સ્વભાવિક વીતરાગ છે.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિની વીતરાગતા ને આત્માની વીતરાગતામાં ફેર શું ?

**દાદાશ્રી :** બેમાં કોઈ ફેર નથી. પણ આત્મા(વ્યવહાર આત્મા) વીતરાગતામાં છે નહીં આજે. એટલે આ પ્રકૃતિમાં ડખો કરે છે. એટલે પ્રકૃતિ એનું રિએક્શન મારે છે, બસ. નહીં તો પ્રકૃતિ જાતે કશું કરતી નથી.

## પ્રકૃતિને આમ વાળે જ્ઞાની !

બાકી લોક જાણે કે દાદા નિરાંતે ઓરડીમાં જઈને સૂઈ જાય છે, એ વાતમાં માલ નથી. પદ્માસન વાળીને એક કલાક સુધી અને આ સિત્યોતેરમે વર્ષે પદ્માસન વાળીને બેસું છું. પગ હઉ વળી જાય અને તેથી કરીને આંખોની શક્તિ, આંખોનો પ્રકાશ, એ બધું જળવાઈ રહેલું. કારણ કે પ્રકૃતિને મેં કોઈ દહાડો વગોવી નથી. એનું વગોણું કોઈ દહાડો કર્યું નથી. એનું અપમાન કર્યું નથી. લોકો વગોવીને અપમાન કરે છે. પ્રકૃતિ જીવતી છે, એનું અપમાન કરશો તો એની અસર થશે. આને (જડને) અપમાન કરો તો અસર થાય છે. શું અસર થાય છે ? ત્યારે કહે, બીજો

પડઘો તમને જ પડે છે અને પ્રકૃતિ થોડી જીવતી છે, મિશ્રચેતન, એટલે થોડો ઓછો પડઘો પડે. એટલે અપમાન તો ન કરાય.

## વાંધો નહીં ભૂલનો, પણ વાંધો અજાણતાનો !

તે હું તો જાણું કે હજુ ભૂલો એવી ને એવી છે. આ તને લક્ષમાં આવે ખરું ?

**પ્રશ્નકર્તા :** પૂરું લક્ષમાં છે પણ નીકળી જાય. ભૂલ થયા પછી લાગે કે હા, નીકળી ગયું.

**દાદાશ્રી :** તો વાંધો નહીં.

**પ્રશ્નકર્તા :** અને દાદા ઠપકો આપશે એય ખબર પડે.

**દાદાશ્રી :** ઠપકો આપશે એય ખબર પડે. કારણ કે ભૂલ થઈ હોય એને અમે જાણીએ તે પાછું જુદું. પ્રકૃતિ જ જે છે એ નીકળવાની. એમાં તો ચાલે જ નહીં. અમે ઠપકો એટલા માટે આપીએ કે અજાગૃત રહો છો કે જાગૃત રહો છો ?

ભૂલ થાય તેનો વાંધો નહીં. જે ભૂલને તમે જાણો અને સુધારશો તે મોટી વસ્તુ છે. ભૂલ તો પ્રકૃતિની થાય છે. અને પ્રકૃતિની ભૂલને, દોષને દોષ કહેતાં નથી. ભૂલને જાણો એટલે તમે જુદા છો એ નક્કી થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** આમાં આપણને ખબરે ના હોય પણ એની મેળે પાછળથી જે જાગૃતિ આવે એ શું છે ?

**દાદાશ્રી :** પછીની જાગૃતિ બરોબર ના કહેવાય, પણ ભૂલ થતી હોય ને જોડે જાગૃતિ હોય તો એ જાગૃતિ ફૂલ કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ એ એની મેળે પાછળથી જાગૃતિ આવે છે.

**દાદાશ્રી :** એ તો એની મેળે જ આવેને પણ, એનું નામ જ આત્મા. પણ જોડે આવે એ એક્ઝેક્ટ કહેવાય.

**પ્રશ્નકર્તા :** કારણ કે એવું કંઈ હેન્ડલ માર્યું નથી કે કંઈ કર્યું નથી છતાં મહીંથી દેખાડે કે આ ભૂલ થઈ, ભૂલ થઈ, ભૂલ થઈ.

**દાદાશ્રી :** એ જુદો છે આત્મા, એનો પુરાવો થઈ ગયો ને હવે જુદો પડી ગયો, એનો પુરાવો છે ને આ.

## શુદ્ધાત્મા જોવાથી વાઘ પણ અહિંસક !

**પ્રશ્નકર્તા :** પોતાની પ્રકૃતિને સામાની પ્રકૃતિ સાથે એડજસ્ટ કરાવવી એને બદલે હવે જો 'હું શુદ્ધાત્મા છું' અને સામાને જો શુદ્ધાત્મા જોઉં તો પ્રકૃતિ એની મેળે એડજસ્ટ થઈ જાય ?

**દાદાશ્રી :** થઈ જ જાય. ગોદો મારીએ તો પ્રકૃતિ કૂદે, નહીં તો એવું સરસ-સહજ ભાવમાં આવી જાય. આ અસહજ પોતે થયોને એટલે પેલી પ્રકૃતિ કૂદ્યા કરે.

**પ્રશ્નકર્તા :** પણ જેણે જ્ઞાન લીધું છે એની પ્રકૃતિ સહજ થાય, પણ સામાએ ના લીધું હોય એની સહજ થોડી થાય છે ?

**દાદાશ્રી :** પણ જ્ઞાનવાળો બીજાની પ્રકૃતિ જોડે સહજ રીતે કામ કરી શકે. પેલો વચ્ચે મહીં ગોદો ન મારે તો.

**પ્રશ્નકર્તા :** બે માણસો સામસામા હોય, એકે દાદાનું જ્ઞાન લીધેલું છે એટલે એ પોતાની પ્રકૃતિ સહજ કરતો જાય છે આ પ્રમાણે જ્ઞાનમાં રહીને, પાંચ આજ્ઞા પાળીને. પણ સામો માણસ જે છે, જેણે દાદાનું જ્ઞાન નથી લીધું, તે એની પ્રકૃતિ સહજ કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** ના, એને કશું લેવા-દેવા નહીં.

**પ્રશ્નકર્તા :** હવે એની પ્રકૃતિ સહજ ના થાય, પણ આપણને વાંધો ના આવે ?

**દાદાશ્રી :** આપણે તો આ જે પાંચ આજ્ઞા છે ને, એ તમારી સેફસાઈડ છે બધી રીતે. એમાં તમે રહોને, તો કોઈ તમને હેરાન નહીં

કરે, વાઘ-સિંહ કશુંય. વાઘને જેટલો વખત તમે શુદ્ધાત્મા તરીકે જુઓ, તેટલો વખત એ એનો પાશવી ધર્મ, પશુયોનિનો જે ધર્મ છે તે ભૂલી જાય. એનો ધર્મ ભૂલ્યો એટલે થઈ રહ્યું, કશું કરે નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે સામામાં શુદ્ધાત્મા જોવાથી એનામાં કોઈ પરિવર્તન આવતું હશે ?

**દાદાશ્રી :** ઓફકોર્સ, તેથી જ હું કહું છું કે ઘરના માણસોને શુદ્ધાત્મા તરીકે જુઓ. કોઈ દહાડો જોયા જ નથીને ! તમે ઘરમાં પેસતા છે તે મોટા છોકરાને જુઓ તો તમને આમ દૃષ્ટિમાં કશું ના હોય. દૃષ્ટિમાં કેમ છો, કેમ નહીં, બધું કરો પણ અંદરખાને કહે, સાલો નાલાયક છે. એવું જુઓ તો એની અસર થાય. જો શુદ્ધાત્મા જોયા તો એની અસર થાય.

નરી અસરવાળું છે આ જગત. એ એટલું બધું ઈફેક્ટિવ છે કે ન પૂછો વાત. આ વિધિઓ કરીએ છીએ તે અમે એવું જ કરીએ છીએ. અસર મૂકીએ છીએ. વિટામીન મૂકીએ છીએ. એટલી શક્તિ ઉત્પન્ન થઈ, નહીં તો શક્તિ કેમ કરીને થાય તે ?! હું અનંત અવતારની કમાણી લઈને આવ્યો છું અને તમે એમ ને એમ રસ્તે હેંડતા આવ્યા.

**પ્રશ્નકર્તા :** તમે કહેલું કે અમે શુદ્ધાત્માને શુદ્ધાત્મા તરીકે જોઈએ. મહીં આ શુદ્ધાત્મા તો નિર્દોષ છે જ...

**દાદાશ્રી :** એ તો ભગવાન જ છે.

**પ્રશ્નકર્તા :** પણ અમને એની પ્રકૃતિ પણ નિર્દોષ દેખાય છે.

**દાદાશ્રી :** હા. તે પ્રકૃતિ નિર્દોષ દેખાવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** એ છેલ્લે પ્રકૃતિ પણ નિર્દોષ દેખાય એટલે બન્નેવ ભેગું આવી રહે.

**દાદાશ્રી :** હા. વળી આપણો માર્ગ તો ત્યાં સુધીનો, કે તમને કપટ હોય તેય જુઓ, કહે છે. અને ક્રમિક માર્ગમાં કપટ ચાલે જ નહીંને !

અહંકાર જ બિલકુલ શુદ્ધ કરતાં કરતાં રહેવાનું, ત્યાં ચાલે નહીં.

એટલે એમ કરતાં કરતાં બે-ત્રણ અવતારે ય પૂરું થાય તોય બહુ થઈ ગયું ને ! અરે, દસ અવતારે થશે તોય શું ખોટ જવાની ? પણ દોષિત નથી કોઈ.

## જ્ઞાનીની દૃષ્ટિની નિર્દોષતા !

**પ્રશ્નકર્તા :** નિર્દોષતા કોને કહેવાય ? કોઈ પણ વ્યક્તિ નિર્દોષ ક્યારે દેખાય ? નિર્દોષતા સહજ હોય કે કેમ ?

**દાદાશ્રી :** હવે આપણે નિર્દોષ થઈએ સંપૂર્ણ તો જ સામો મને નિર્દોષ દેખાય, નહીં તો દેખાય નહીં. જ્યાં સુધી આપણે દોષિત છીએ ત્યાં સુધી એ દોષિત દેખાય. એટલે મને આખું જગત નિર્દોષ જ દેખાય છે. મને એટલે આ દાદા ભગવાન તરીકે હું જ્યારે રહું ને, ત્યારે આખું જગત નિર્દોષ દેખાય અને વખતે 'અંબાલાલ'માં આવું તે વખતે દેખાય ખરું નિર્દોષ, પ્રતિતિમાં ખરું પણ વર્તનમાં ના પણ હોય. તે વખતે તમારી ભૂલ પણ કાઢી નાખું.

બાકી અમને નિર્દોષ જ દેખાય તો પછી ભૂલ ક્યાંથી દેખાઈ ? પણ તે તો પછી અમારું જરા ધોઈ નાખીએ ને, તરત ને તરત ઓન ધી મોમેન્ટ બધું સાફ, ક્લિયર પણ દેખાય ખરું વચ્ચે. હું કંઈ તમારી પ્રકૃતિના દોષો જોવા નહીં આવ્યો, હું તમારી પ્રકૃતિ જોવા આવ્યો છું. નિરીક્ષણ કરવા આવેલો છું. તમારી પ્રકૃતિના ને હું મારી પ્રકૃતિના ય દોષો જોવા નથી આવ્યો, હું તો પ્રકૃતિનું નિરીક્ષણ કરવા આવ્યો છું. જોવા-જાણવા આવ્યો છું.

**પ્રશ્નકર્તા :** અને નિર્દોષતા સહજ હોય કે કેમ ?

**દાદાશ્રી :** એ સહજ હોય તો જ એ નિર્દોષ કહેવાય, નહીં તો નિર્દોષ ના કહેવાય. અસહજ થયો એટલે દોષિત.

હવે પેલું જે છે આગળની વાત, કે આપણા મહાત્માઓ શું કરે ?

છોકરાને જે ઠપકો આપે, એવું તેવું બધું કરે છે. મહાત્માઓ જાણે છે, એ નિર્દોષ છે એય એના લક્ષમાં છે, આત્માએ કરીને નિર્દોષ છે પણ દેહે કરીને નથી. એટલે ઠપકો ય આપે. એ ક્યાં સુધી ઠપકો આપશે ? ત્યારે કહે, જ્યાં સુધી હું એને સુધારું નહીં એવો અભિપ્રાય છે ત્યાં સુધી. એટલે સુધારવા માટે આ બધું કરે છે.

એટલે અમે બીજાની પ્રકૃતિ અમે જોયા જ કરીએ. પણ સાવ નજીક રહેતા હોય આ નીરુબહેન જેવા, એને જરા સુધારવાના ભાવ રહી ગયેલા હોય અને એ ખોટું છે. કોઈ વખત બોલી જઈએ અમે, ભૂલ કાઢી બેસીએ. પ્રકૃતિની ભૂલ જોવાય નહીં. જ્ઞાની એનું નામ કહેવાય, સંપૂર્ણ જ્ઞાની એટલે ભગવાન. ભગવાન કોને કહેવાય કે પ્રકૃતિનો દોષ જુએ જ નહીં. જો કે અમે નિર્દોષ તો જોઈએ છીએ. અમને દોષિત કોઈ દેખાતું જ નથી, પણ આ સહજ પણ ભૂલ ન નીકળવી જોઈએ કોઈની. એના હાથથી દેવતા પડે અમારી પર, તો અમને ના ભૂલ દેખાય, પણ નાની નાની બાબતની ભૂલો દેખાય કે આ હજુ એમનો દોષ ક્યારે ખસશે, એવું મનમાં ભાવ થઈ જાય. પણ ખસેડવાની જરૂર જ નથી પ્રકૃતિને. પ્રકૃતિ પ્રકૃતિનો ભાવ ભજવ્યા વગર રહે જ નહીં અને આ સંસારના લોકો શું કરે છે ? સામાને સુધારે છે પણ તે પોતાના સો ખોઈને સુધારે છે પેલાને. પણ એના બાપેય સો ખોયા હતા અને ત્યારે એ સુધર્યા'તા.

**પ્રશ્નકર્તા :** એ દાદા, હવે સો જે ગુમાવ્યા, સો ખોઈને પેલાને સુધાર્યો, એ કયા સો એણે ખોયા ?

**દાદાશ્રી :** આત્માના. એ પણ એના બાપેય એવી રીતે જ ખોયા હતા ને ! એક જણ તો એવું કહેતો હતો, 'સમજતો નથી, હું તારો બાપ થઉં !' મેરચક્કર, કઈ જાતનો પાક્યો મૂઆ ! આવું બોલ્યો ?! અને કોલેજીયન છોકરાની જોડે ! મૂઆ, કેવા ફાધર છે ! પછી મેં બહુ ઠપકો આપ્યો હતો. તે પણ એને સમજણ પાડીએને કે બળ્યું, આવું બોલાય છોકરાં જોડે ?! તમારી શી દશા થશે ? પણ અમે તો આવાં જ્ઞાની થયા, અમારાથી કશું બોલાય જ નહીં બધું આવું ! અમને નિર્દોષ દેખાય છે

હંડ્રેડ પરસેન્ટ, એમાં બે મત જ નહીં. આખા જગતના જીવમાત્ર નિર્દોષ દેખાય છે. અમને સહેજ પણ દોષિત ના દેખાય, તમનેય દોષિત દેખાતું નથી પણ તમારા દોષ આમાં ડિસ્ચાર્જમાં વર્તે છે. જો દોષિત દેખાય તો દ્વેષ રહ્યો અને દ્વેષ છે એને કાઢવો પડશે.

## દોષિત જાણો પણ માનો નહીં !

**પ્રશ્નકર્તા :** એટલે દરેક વ્યક્તિને નિર્દોષ જાણવા, નિર્દોષ ગણવા નહીં એમ ?

**દાદાશ્રી :** નિર્દોષ ગણવા એટલે અભિપ્રાય થયો, ઓપિનિયન થયો. આપણે તો બધાને નિર્દોષ જાણવા.

**પ્રશ્નકર્તા :** અને દોષિત હોય તો દોષિત જાણવા એમ ?

**દાદાશ્રી :** ના, આપણા જ્ઞાનમાં દોષિત નહીં, નિર્દોષ જ જાણવા. દોષિત કોઈ હોતો જ નથી. દોષિત ભ્રાંતદૃષ્ટિથી છે. ભ્રાંતદૃષ્ટિ બે ભાગ પાડે છે. આ દોષિત છે ને આ નિર્દોષ છે. આ પાપી છે ને આ પુણ્યશાળી છે અને આ દૃષ્ટિએ એક જ છે કે નિર્દોષ જ છે અને તે તાળા વાસી દીધેલા. બુદ્ધિને એ બોલવાનો સ્કોપ જ ના રહ્યો. બુદ્ધિને ડખો કરવાનો સ્કોપ જ ના રહ્યો. બુદ્ધિબેન ત્યાંથી પાછાં ફરી જાય કે આપણું હવે ચાલતું નથી. ઘેર ચાલો. એ કંઈ ઓછી કુંવારી છે ? પૈણેલી હતી, તે ત્યાં પાછી સાસરે જતી રહે બેન.

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, દોષિત પણ નહીં ગણવા, નિર્દોષ પણ નહીં ગણવા, નિર્દોષ જાણવા.

**દાદાશ્રી :** જાણવાનું બધું ય, પણ દોષિત જાણવા નહીં. દોષિત જાણે તે તો આપણી દૃષ્ટિ બગડી છે અને દોષિત જોડે 'ચંદુભાઈ' માથાકૂટ કરે છે એ 'આપણે' જોયા કરવાનું. 'ચંદુભાઈ'ને (ફાઈલ નં.૧ને) 'આપણે' આંતરવાનું નહીં.

**પ્રશ્નકર્તા :** એ શું કરે છે એ જોયા કરવાનું ?

**દાદાશ્રી :** બસ, જોયા કરો. કારણ કે એ દોષિતની જોડે દોષિત એની મેળે માથાકૂટ કરે છે. પણ આ 'ચંદુભાઈ' ય નિર્દોષ છે અને એ ય નિર્દોષ છે. બે લઢે છે પણ બન્નેવ નિર્દોષ છે.

**પ્રશ્નકર્તા :** એટલે ચંદુભાઈ દોષિત હોય તો ય સૂક્ષ્મ દષ્ટિથી એ નિર્દોષ જ છે.

**દાદાશ્રી :** સૂક્ષ્મ દષ્ટિથી એ નિર્દોષ જ છે, પણ ચંદુભાઈને તમારે જે કંઈ કરવું હોય તે કરવું. બાકી જગતના સંબંધમાં નિર્દોષ ગણવાનું હું કહું છું. ચંદુભાઈને તમારે ટકોર મારવી પડે કે આવું ચાલશો તો નહીં ચાલે. એને શુદ્ધ ફૂડ આપવાનો છે. અશુદ્ધ ફૂડથી આ દશા થઈ છે, તે શુદ્ધ ફૂડે કરીને નિવેડો લાવવાની જરૂર.

**પ્રશ્નકર્તા :** એ કંઈ આડું-અવળું કરે તો પ્રતિક્રમણ કરવાનું કહેવું પડે ?

**દાદાશ્રી :** હા, એ બધું જ કહેવું પડે. એને ય કહેવાય, 'તમે નાલાયક છો.' ચંદુભાઈ એકલા માટે, બીજાને માટે નહીં. કારણ કે તમારી ફાઈલ નંબર વન, તમારી પોતાની, બીજાને માટે નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે ફાઈલ નંબર વન દોષિત હોય તો તેને દોષિત ગણવા એને વઢવું ?

**દાદાશ્રી :** બધું વઢવું, પ્રીજ્યુડીસ હઉ રાખવો એની પર કે તું આવો જ છે, હું જાણું છું. એને વઢવું હઉ. કારણ કે આપણે એનો નિવેડો લાવવો છે હવે.

## પકડાયો ખરો ગુનેગાર !

**પ્રશ્નકર્તા :** પણ આ બીજા ભાઈ હોય, ફાઈલ નં. દસમી, એને દોષિત નહીં જોવા, એ નિર્દોષ એમ ?

**દાદાશ્રી :** નિર્દોષ. અરે, આપણી ફાઈલ નંબર ટુ હઉ નિર્દોષ !

કારણ કે ગુના શા હતા કે બધાને દોષિત જોયા અને આ ચંદુભાઈનો દોષ જોયો નથી. એ ગુનાનું રિએક્શન આવ્યું આ. એટલે ગુનેગાર પકડાઈ ગયો. બીજા ગુનેગાર છે જ નહીં.

**પ્રશ્નકર્તા :** પેલું ઊંધું જોયું છે.

**દાદાશ્રી :** ઊંધું જ જોયું, હવે છતું જોયું. વાત જ સમજવાની છે. કશું કરવાનું નથી. વીતરાગોની વાત સમજવાની જ હોય, કરવાનું ના હોય. એવા વીતરાગ ડાહ્યા હતા ! જો કરવાનું હોય તો માણસ થાકી જાય બિચારો !

**પ્રશ્નકર્તા :** અને કરે તો પાછું બંધન આવે ને ?

**દાદાશ્રી :** હા, કરવું એ જ બંધન ! કંઈ પણ કરવું એ બંધન. માળા ફેરવી, એ કર્યું એટલે બંધન. પણ તે બધાને માટે નહીં. બહારના માટે કહેવાય કે માળા ફેરવજો. કારણ કે બંધનનો વેપાર છે એમનો.

❖ ❖ ❖ ❖ ❖

# [૧.૫]

# કેવા કેવા પ્રકૃતિ સ્વભાવો !

## એક જ વાક્યથી મોક્ષમાર્ગ !

કોઈ કહેશે કે મને ભગવાન દેખાડો. તો આપણે કહીએ કે પ્રકૃતિ સ્વભાવ 'એના' બધાં બાદ કર, તો પોતે ભગવાન જ છે.

**પ્રશ્નકર્તા :** એ બાદ કરવાની મુખ્ય વસ્તુ છે, દાદા.

**દાદાશ્રી :** પહેલાં એમાં ભગવાન છે એ નક્કી કર, પછી આ જાણ કે બાદ શી રીતે કરીએ ?

**પ્રશ્નકર્તા :** જન્મ જન્માંતરની સાધના હોય ત્યારે બાદબાકી કરતાં આવડે.

**દાદાશ્રી :** આવડે પણ એ બાદ કરવું સહેલું નથી.

**પ્રશ્નકર્તા :** તમે તો કીધું કે બાદ કરી નાખ, પણ બાદ કેવી રીતે કરવું ? પ્રકૃતિ તો જડ છે.

**દાદાશ્રી :** જડ છે છતાં ક્રિયાવાન છે. અને કડવાં ફળ, મીઠાં ફળ દેનારી છે. લોક કહે, મીઠાં એ મીઠાં એ મારા કરેલાં અને કડવાં એ મારા ન્હોય. પણ મીઠાં ને કડવાં બેઉ પ્રકૃતિ. જેને ફળ ઊભા કરવા નથી તે આત્મા.

એટલે પ્રાકૃત સ્વભાવને બાદ કરીને જુઓ, ભગવાન દેખાશે. ભગવાન તો મહીં પ્રગટ થયા છે તે, આ તો પ્રકૃતિ દેખાય.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિના સ્વભાવને બાદ કરવાનું કહો છો, પ્રકૃતિના જ્ઞાતા-દ્રષ્ટા રહી શકાય, પણ બાદ કેવી રીતે અને શામાંથી કરવાના ?

**દાદાશ્રી :** પેલો ગાળો ભાંડે આપણને, તો આ ગાળ ભગવાન દેતાં નથી, આ તો પ્રકૃતિ સ્વભાવ એને ગાળો દે છે. આ બાદ કરીએ તો ભગવાન દેખાય. તમામ પ્રકારના પ્રકૃતિ સ્વભાવ એ બાદ કરીએ તો ભગવાન દેખાય. આટલું વાક્ય જો કદિ હોતને તો આ કેટલાંય સાધુઓ છે તે બધા મોક્ષમાર્ગમાં ચઢી જાત. આટલી જ નિર્ભેળ વાત કોઈએ કહી હોત !!!

## તેથી જન્મે પ્રાકૃત ગુણો !

લવિંગ ગળ્યા લાગે, તો શું કહો ? મોઢાને સ્વાદિષ્ટ લાગે તો ? વિકારી થઈ ગયું આ, મૂળ સ્વભાવમાં નથી.

કારેલા ગળ્યાં થઈ જાય તો ખાય ? ના. કડવાં જ જોઈએ, કહે છે. મોળા હોય તો ચલાવે જરાં પણ ગળ્યા તો અડે જ નહીં.

દરેક પોતપોતાના સ્વભાવમાં હોય. આ જગતમાં કોઈ ચીજ સ્વભાવ છોડે નહીં. તેથી મુસલમાન કહે ને 'વો મચ્છી હમકો પ્રિય'. અલ્યા, મચ્છીમાં શું સુખ આવે ? તે આપણી શાકભાજીમાં જેમ જુદું જુદું લાગે છે એવું. દરેક ચીજના પરમાણુમાં ફેર એટલે સ્વાદમાં ફેર. હમણે રોટલી બનાવેને આઠ ને દસ મિનિટે અને પછી આઠ ને પંદર મિનિટે બનાવે તે બેના સ્વાદમાં ફેર. કારણ ટાઈમ ચેન્જ થઈ ગયોને ! મહીં તો ભાવ ઓછો-વધતો પડે, લોટ તેનો તે.

**પ્રશ્નકર્તા :** લોટના પરમાણુઓ પણ અંદર પરિવર્તન થવાના ?

**દાદાશ્રી :** એ જ ટાઈમ લિમિટ. લોટ પાણી-બાણી એટલે હરેક ચીજ પરિવર્તન થયા કરે ને પછી આપણા લોક કહે, ના, ના, રોટલી તેની તે જ.

અલ્યા ન્હોય, એક એક રોટલી જુદી હોય બધી. ટાઈમ જુદાને !

**પ્રશ્નકર્તા :** ના. પણ પેલું કારેલા હંમેશા કડવા નીકળે, પછી આ કેરી હોય તે ખાટી હોય અથવા મીઠી નીકળે એ.

**દાદાશ્રી :** કેરી ખાટી હોય તો ય એ લોકો વાંધો ના ગણે. ગળી નીકળે તો ય વાંધો ના ગણે, તીખી નીકળે તો ? નાખી દે કહે, આમાં કંઈ થયું છે, કંઈ નવી જ જાતનું. ખાટી નીકળે તો સમજે ખાટી હોય.

**પ્રશ્નકર્તા :** ના, પણ એ બધા એના ગુણધર્મો, લીમડો કડવો જ નીકળે. પણ માણસોમાં આ બધો ચેન્જ હોય છે.

**દાદાશ્રી :** માણસોમાં ય આ બધી પ્રકૃતિ ઓળખતા આવડેને, તો પછી આપણે સમજીએ કે આ લીમડો છે, તેને અડીએ, નીચે બેસીએ પણ પાનાં મોઢામાં ઘાલીએ નહીં. લીમડાની નીચે નથી બેસતા લોક ?

**પ્રશ્નકર્તા :** હા, બેસે. ઠંડક લે છે.

**દાદાશ્રી :** અરે, એના પાંદડા લઈ આમ આમે ય કરે છે. આમ સુંઘે પણ મોઢામાં ઘાલે નહીં. જાણે કે કડવો જ હોય, જન્મથી જ કડવો હોય. મનુષ્યની પ્રકૃતિ એવી નહીં. ઘણાં વખત પ્રકૃતિ કડવી હોય ને, તે અમુક ઉંમરે પછી મીઠી થઈ જાય.

**પ્રશ્નકર્તા :** બદલાય ?

**દાદાશ્રી :** કારણ કે મનુષ્ય બદલાતો છે, એવર ચેઈન્જીંગ છે. આ એ લોકોને ચેન્જ છે તે બીજું એક ભવ ફળ આપવા પૂરતું જ છે અને આપણે તો ફળે ય આપીએ અને બાંધીએ ય ખરા. એટલે આપણાથી એવું ના કહેવાય કે આ કાયમ ચોર છે.

**પ્રશ્નકર્તા :** કાયમ લીમડો (કડવો) રહેશે એવું કહેવાય ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** અને માણસ કડવો રહેશે કાયમ, એવું ના કહેવાય.

**દાદાશ્રી :** ના. આપણે ઓળખી કાઢવું જોઈએ કે ભઈનામાં શું છે ? તે સાધારણ જોઈએ. જેમ આ ભાઈ છેને આમ તપાસ કરી રાખી, ઓળખી શકીએ કે આ ભાઈ આવો જ હોય. કાલે સવારે ચેન્જ મારી ય જાય, તો મોટો મહાન જ્ઞાની પુરુષ બની જાય.

**પ્રશ્નકર્તા :** પણ લગભગ આખી જીંદગી પ્રકૃતિ એકધારી રહી શકે ખરી મનુષ્યમાં ?

**દાદાશ્રી :** હા. રહેને, ઘણાંને રહે. તેથી આપણા લોકો કહે છે ને પ્રાણ ને પ્રકૃતિ બેઉ જોડે જાય.

**પ્રશ્નકર્તા :** પણ એવો સિદ્ધાંત નથી કે એવી જ રહે ?

**દાદાશ્રી :** મનુષ્યને માટે નથી, બીજા બધા માટે ખરો.

પ્રકૃતિ ઓળખીને તેની સાથે કામ લેવું. તું જક્કે ચડે એવો અને હું જક્કે ચડે એવો હોઉં પછી મઝા આવે ? ના. હું જાણું કે આ જક્કે ચડ્યો છે એટલે મારે ત્યાં નરમ થઈ જવું જોઈએ. કારણ કે જક્કે ચડનારનો ગુનો નથી. આ એની પ્રકૃતિ એવી છે. જ્ઞાન ગમે એટલું હોય પણ પ્રકૃતિ પ્રમાણે જક્કે ચડે જ.

**પ્રશ્નકર્તા :** જક્કે ચડવું એ પ્રકૃતિ ગુણ કહેવાય ?

**દાદાશ્રી :** હા. જક્કે ચડવું એ પ્રકૃતિ ગુણ છે.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ અહંકારની કહેવાય છે ?

**દાદાશ્રી :** હા, અહંકારની ત્યારે બીજી કોની ?

**પ્રશ્નકર્તા :** જક્કે ચડવું તે પ્રકૃતિ ગુણ કીધો, તો પણ આમ તો કહે ને જક્ક એ અહંકારને હોય.

**દાદાશ્રી :** આપણા જ્ઞાનમાં એ પ્રકૃતિ ગુણ છે. એટલે કોઈ જક્કે ચડતો હોય તો આદત છે તેવું જાણું એટલે મને કશી અસર ના થાય.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ એ અહંકારનો ફોટો છે ને ?

**દાદાશ્રી :** અહંકારનું જ આ બધું ય. ફોટો નહીં આખું ય. જે ગણો, સ્વરૂપ જ અહંકારનું છે.

**પ્રશ્નકર્તા :** એટલે જે કહે છે કે આ બહુ વિચિત્ર મગજનો છે, જક્કી માણસ છે. એટલે અહંકારને જ કહે છે ?

**દાદાશ્રી :** તો બીજા કોને ?

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ ?

**દાદાશ્રી :** એ છે તે એવું ના જાણે કે આ કોને કહું છું. એ ખબર એને ના પડે. એ તો એને કહે કે આ મહીં રહેનારને જ કહું છું. એટલે આત્માને જ બધું એ કહે છે. આ બધા કાવાદાવા કરે છે અને દુનિયાનો વ્યવહાર ચાલે છે એ બધું આત્મા ઉપર ઢોળી દે છે. કારણ કે પેલો ય કહે છે, 'આ હું છું, હું છું, હું જ ચંદુલાલ.'

**પ્રશ્નકર્તા :** હું જક્કે ચડ્યો, કહે છે.

**દાદાશ્રી :** એ માની બેઠેલો છે પોતે. અને તે ય માની બેઠો છે તે પેલા લોકો સાચું માને છે. એ ખરેખર ચંદુલાલ જ છે તે ઠેઠ આત્માને પહોંચે છે. મૂળ જે ગુનેગારી આત્માને પહોંચે છે, નહીં તો કોઈ લાકડા ચાવતા હશે ? પણ એમાં ય સ્વાદ લાગ્યો. વેચાતું લાવીને ચાવે.

## પ્રાકૃત ગુણોની મૂળ ઉત્પતિ !

**પ્રશ્નકર્તા :** આ તીખું હોય, બીજું ગળ્યું હોય, એની પાછળ અહંકાર જેવું ખરું ? એટલે એ પ્રકૃતિ ગુણ કેવી રીતે ઉત્પન્ન થતાં હોય છે ?

**દાદાશ્રી :** તે બધી જ છે તે પ્રકૃતિ. અહંકાર હતોને, એ તો સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સના આધારે થયેલો.

એ આ સ્પેસમાં આવ્યો એટલે આવો સ્વાદ થાય. સ્પેસ ઉપર આધાર

રાખે છે. દેખાવ-બેખાવ, સ્પેસ ઉપર આધાર રાખે છે. માણસના જુદા જુદા મોઢા દેખાય છે તે સ્પેસને લીધે. એક જ પ્રકારના દેખાય તો શું થાય ? ધણી જડે નહીં. આમથી આમ જાય. બધા સરખા દેખાય એટલે પછી ઘેર આવે તો ઘર જડે જ નહીં. સ્પેસ જુદી એટલે કેટલું જુદું જુદું, કેવું સુંદર થયું છે !

**પ્રશ્નકર્તા :** સ્પેસ જુદી એટલે સ્વાદ પણ જુદા ઉત્પન્ન થાય છે, રૂપ-રસ-ગંધ-સ્પર્શ બધું.

**દાદાશ્રી :** સ્વાદ, દરેક વસ્તુ બધું, આ સ્પેસ જુદી છે એટલે આ સંસારની બધી જ ચીજો જુદી જુદી મળી રહે આપણને.

એટલે ગળ્યા હોય બધા માણસો, તો વકીલ ક્યાંથી લાવીએ ? તીખાં ક્યાંથી લાવીએ માણસ ? મોળા ક્યાંથી લાવીએ ?!

## પ્રકૃતિની પીછાણ પૂરેપૂરી !

**પ્રશ્નકર્તા :** આ પ્રકૃતિ એના સ્વભાવમાં હોય, એનાથી પણ પોતે તો જુદો જ છે ને ?

**દાદાશ્રી :** તદ્દન જુદો. આપણે કંઈ લેવા-દેવા જ નથી. જે તદ્દન જુદો રહે, એને તો કશું વાંધો નહીં. આ વ્યવહારમાં તો પ્રકૃતિ સામાની ઓળખી રાખવાની છે, બીજું શું ? સ્વભાવ. સામાનો સ્વભાવ એટલે આપણને એમ રહે કે આ ભઈ આવ્યો એટલે હવે ભાંજગડ નહીં. અહીં કોટ-બોટ બધું સોંપીને નિરાંતે, કોટમાં બે લાખ હોય, તે એને સોંપીને ય જઈ આવેને તો વાંધો નહીં, એવું આપણે જાણીએ ખરાં. પ્રકૃતિ સ્વભાવ જાણતા હોય તો. બીજાને ના સોંપાય, જોજો.

**પ્રશ્નકર્તા :** લોકોની પ્રકૃતિ જાણે પણ પોતાની પ્રકૃતિ ન જાણે, એના જ માર ખાય છે.

**દાદાશ્રી :** આપણા મહાત્માઓ તો પોતાનું જાણે, બધું જ જાણે, ખૂણે ખૂણો જાણે. કયા ખૂણામાં વિકનેસ છે, કયા ખૂણામાં સારું છે એ બધું જ જાણે. હજુ કેટલાંક મહીં ઊંડા નહીં ઊતર્યા હોય તે નહીં જાણતા હોય,

બાકી કેટલાક સમજદાર માણસ બધું જ જાણે અને આ લોકો લખે છે તે મોટા મોટા કાગળો છે તે એમાં બધું જ એમની પ્રકૃતિ બહાર કહી આપે છે. આ લોકો એમની આલોચના લખે છેને, એ કેટલો મોટો કાગળ લખી લાવે છે.

**પ્રશ્નકર્તા :** એક જાતની પ્રકૃતિ પાતળી પડતી જાય, પણ બીજી તરફ પ્રકૃતિ ચીકણી પણ થતી જાયને વધારે ?

**દાદાશ્રી :** ચીકણી થવાનું રહ્યું જ નહીંને ! એ તો અહંકાર હોય ત્યાં સુધી ચીકણી થવાનું રહ્યું. અહંકાર વગર ચીકણી શી રીતે થાય ?! આ તો વગર અહંકારે એની મેળે પાતળો પડતો જાય, ઓગળતો જાય છે.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિની ટેવ તો બદલાઈ જશે, પણ સ્વભાવનું શું ?

**દાદાશ્રી :** સ્વભાવ બીજા બધા તો ઊડી જશે. પોતે બદલવો હોય ને સ્વભાવ, તો બધું બદલી શકે અને પોતાને ના બદલવો હોય ત્યાં સુધી બેસી રહે બધાં.

## માલિકીપણા વિના રિપેર સહજ !

ડૉક્ટરો કહે, 'તમારું લીવર બહુ જ બગડી ગયું છે.' મેં કહ્યું, 'કશુંય બગડ્યું નથી. નિરાંતે રોટલા જોડે માખણ ખઉં છું.' અને દાક્તર તો માખણ અડતો ય નહીં હોય. કંઈ ગયું લીવર તારું બગડેલું તે ? પેલા અમેરિકામાં કહે છે, 'ઓપરેશન કરું ?' 'અલ્યા, મૂઆ, રહેવા દેને ઓપરેશન ! કોનું કરે છે આ તું ? આ તો જ્ઞાની પુરુષ કહેવાય. જે દેહના માલિક નથી.' ત્યાંય પાંસરા નથી રહેતાં ?! એમનું કંઈ ઓપરેશન કરવાનું હોય ? માલિકીવાળાનું ઓપરેશન કરવાનું હોય !

**પ્રશ્નકર્તા :** માલિકીવાળા તેનું ઓપરેશન કરવાનું.

**દાદાશ્રી :** હંઅ. ને માલિકી નથી તેનું ઓપરેશન શું ? માલિકીવાળાને ખોટ જાય કે નફો થાય. અહીં ખોટ-નફો હોય નહીં. આ

તો દેખાવ કરે એટલું જ, માલિક નહીં. ફિર ક્યા હૈ ?

**પ્રશ્નકર્તા :** અહીં રીપેર એની મેળે થાય ? જે દેહમાં માલિકીપણું નથી ત્યાં રીપેરિંગ કેવી રીતે થાય બધું ?

**દાદાશ્રી :** માલિકીપણાને લીધે જ ઘર ઘૈડું થઈ જાય છે ને ખવાઈ જાય છે. બાકી એના સ્વભાવથી ઘૈડું થાય એ તો ઉંમર થાય એમ થાય પણ માલિકીપણાને લીધે એનું બધું એ ખરાબ થઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** સ્પીડી અસર આવે છે ? માલિકીપણાને લીધે સ્પીડી અસર આવે છે ?

**દાદાશ્રી :** નહીં. માલિકીપણાને લીધે એટલે કુદરતી જે પેલી અસરો થાયને કે આ મને થયું એ થાય, એ ચોંટ્યું પછી. 'મને થયું નથી' એમ જે કહે છે, એને કશું ચોંટતું નથી.

થયું તો તે ચંદુભાઈને થયું. મારે શું પણ તેમાં ? 'હું છું જોડે' એમ કહેવું આપણે. 'હું છુંને તમારી જોડે ચંદુભાઈ, ગભરાશો નહીં' કહીએ. એવું ય કહી જુઓ. અરીસા સામું જોઈને કહેજો, એ પાછળ ખભો થાબડીને. કોઈ ખભો નહીં થાબડવા આવે. બૈરી શું કહે ? હું તમને પહેલેથી કહેતી હતીને પણ તમારામાં વેત્તા નહીં એટલે શું થાય ? અલ્યા મૂઆ, વેત્તા કંઈ આ મારા અત્યારે આ ઉંમરે ? વેત્તા નહીં તમારામાં ! એટલે સંસાર તો આવો જ છેને મૂળથી. કાળો છે પણ મીઠો લાગે છે કેમ ? મોહને લઈને.

**પ્રશ્નકર્તા :** એક વખત આપની વાણીમાં નીકળેલું કે 'આ ફ્રેક્ચર થયું છે પણ આમાં રીપેર કોણ કરે ?' ત્યારે કહે, 'હું ખસી ગયો આમાંથી.' એટલે કુદરત કરે આ બધું રીપેર.

**દાદાશ્રી :** હંઅ. એટલે છૂટકો જ નહીંને !

**પ્રશ્નકર્તા :** અને બહુ જલ્દી કરે. તરત મટી ગયું. જ્યાં સુધી તન્મયાકાર હોય ત્યાં સુધી કુદરતની હેલ્પ નથી મળતી.

**દાદાશ્રી :** ના. પણ એ ડૉક્ટરો કહેવા માંડ્યા કે 'ફ્રેક્ચર થયા પછી તો દુઃખ થાય ખૂબ, તમને દુઃખ કેમ થતું નથી ? બહુ સહન કર્યું.' મેં કહ્યું, 'ના, મને સહનશીલતા નથી. અમારામાં સહનશીલતા હોય જ નહીં. સહનશીલતા તો અહંકારનો ગુણ છે. અમારામાં કશું ના હોય એવું. જરાક ઈન્જેક્શન આપે એટલે પેલું ટાઢું, ઠંડું પાડે ત્યારે ઈન્જેક્શન અપાય.' એટલે ડૉક્ટરો કહેશે ત્યારે થયું શું ? આ શું ? એ જ આત્મા ! એ જુદા ને આ જુદું. જુદું પણ તે ત્યાર પછી ડૉક્ટરોએ બીજા ડૉક્ટરોને કહ્યું, 'જોઈ આવો, જોઈ આવો, આત્મા જોઈ આવો.' કારણ કે અત્યારે જેવા છીએ, એવું તે દહાડેય આવાં ને આવાં જ હતા. એમાં ફેર પડ્યો નથી. ડૉક્ટર ભૂલા પડે પણ હું નથી ભૂલો પડ્યો. અમેરિકામાં ડૉક્ટરો ભૂલા પડતા હતા ને તમારે આમ કરીએ ને તેમ કરીએ. મેં કહ્યું, ઓપરેશન આવશે એટલે હું બંધ કરી દઈશ. તમારું અહીંયા નહીં ચાલે. આને ઊઘાડશો નહીં, આ પેટી ઊઘાડવા જેવી નથી આ. સહજ સ્વભાવે રીપેર થાય એવી પેટી. એને તમે શું આમાં રીપેર કરશો ? જેમ ભૂખ એની મેળે લાગે છેને, કંઈ એ ડૉક્ટરો ઓપરેશન કરવાથી લાગે છે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એ એની મેળે એ તો. અને તે થયા કરે માલિકી નથી એટલે. એ વાવાઝોડું આવ્યું ને પેલી બારીઓ તૂટી ગઈ. એટલે એને કહ્યું કે વાવાઝોડાથી તૂટી ગઈ. એટલે બીજી માલિકીપણાની તૂટી જાય. એક તો તૂટી જવાની પેલી કુદરતી, બીજી માલિકીપણાની તૂટી. એક તૂટવા દેને, મૂઆ. વાવાઝોડાની અસર રહેવી જોઈએ. તે તારી પાછી અસર જોડે પડે છે.

**પ્રશ્નકર્તા :** હવે કુદરતમાં એવો નિયમ ખરો કે એ બારી પાછી સંધાય ?

**દાદાશ્રી :** એ તો સંધાઈ જ જાય. એ કુદરતનો નિયમ તો વળી છે જ, હંઅ. આ વાળ આપણે કાઢી નાખ્યો તો એ ફરી ઊગે જ. એ ધોળાં તો ધોળાં પણ ઊગે.

**પ્રશ્નકર્તા :** હવે આ માલિકીપણું ના રાખે, એને બદલે આ નિદિધ્યાસન રહે એ પણ એટલું જ કામ કર્યા કરેને રીપેરીંગ ?

**દાદાશ્રી :** કરેને, રીપેર કરેને બધું. આપણે જાણીને-સમજીને છોડી દઈએ તો બધું કુદરત એની મેળે કર્યા જ કરે. ડૉક્ટર કી ક્યા જરૂર ? અને આવે તો ના કહેવું નહીં. આવે તો દવા પી લેવી. એના માટે રાત-દહાડો ધ્યાન નહીં કરવું કે મારે અમુક દવાની જરૂર છે, આવી પડે એ સહેજાસહેજ પી લેવી. ઑપરેશન ના કરીશ, કહીએ. ભઈ, ઊઘાડીશ નહીં હવે તે આ પેટીને. આમાં મજા નથી, તું ફસાઈશ !

## પ્રકૃતિ માવજત કરે દેહની શ્રેષ્ઠ !

**પ્રશ્નકર્તા :** ઉદયકર્મને આધીન બધા સંજોગો, મને બધી વસ્તુઓ એની મેળે મળી જાય. હવે એને ગોઠવનારું તો કોઈ બીજું છે નહીં. તો એ ચેતનમાં એવી શક્તિ હશે કે એ અણુમાં જ એટલી બધી ચેતનતા હશે કે ત્યાં પહોંચી જતાં હશે ?

**દાદાશ્રી :** એમાં ચેતનને કશું લેવાદેવા નથી. આ તો જેમ સિનેમાની ફિલ્મ ચાલેને એમ ફિલ્મ જે છે, એ પ્રકૃતિનો ગુણ છે. સ્વભાવથી ગોઠવાઈ જાય. ડૉક્ટર તમારી માવજત કરે, તેના કરતાં પ્રકૃતિ માવજત કરે તો બહુ સુંદર કરે. ડૉક્ટર તો ના ઈન્જેક્શન આપવાનું હોય તેય આપી દે. પ્રકૃતિ તો બહુ સુંદર કામ કરે કે જે શરીરના હિતમાં હોય.

**પ્રશ્નકર્તા :** જ્યારે શરીર મરી જવાનું હોય, ત્યારે ડૉક્ટર ગમે તેટલો ઈલાજ કરે તો પણ પ્રકૃતિના હિસાબે તો એ શરીર તો પડી જ જાયને ?

**દાદાશ્રી :** ચાલે જ નહીંને એ. ડૉક્ટર એ તો નિમિત્ત છે વચ્ચે. વાળ કપાવામાં જેટલો પેલો વાળંદ નિમિત્ત છે, એટલો આ નિમિત્ત છે.

**પ્રશ્નકર્તા :** એટલે એ વખતે એના શરીરનું ગલન થઈ જવું એ ખરેખર તો એના હિતમાં જ છેને ?

**દાદાશ્રી :** હિતમાં જ, બિલકુલ હિતમાં છે. હિતની બહાર ચાલતી નથી પ્રકૃતિ. પેટમાં દુખાડે છે તેય હિતમાં. કારણ કે એ દર્દ કાઢે છે, વધારતી નથી. પછી જોખમ વધારે આવશે તેના કરતાં પહેલેથી અત્યારે એ જોખમ કાઢે !

આ જ્ઞાન પછી પોતે પ્રકૃતિનો માલિક થાય નહીંને, એટલે એની મેળે દર્દ નીકળી જ જાય. માલિકી હોય ત્યાં સુધી એ ઓછું ના થાય. એ માલિકી ના રહે એટલે નીકળી જાય બધું. પ્રકૃતિ શુદ્ધતાને ભજતી જાય. માલિકી હોય ત્યાં સુધી પ્રકૃતિ પોતે પોતાનું કાર્ય ના કરી શકે. માલિક ડખો કર્યા વગર રહે નહીં ને ? માલિક ડખો કરે ?

**પ્રશ્નકર્તા :** હા. પકડી રાખે, માલિક થઈને.

**દાદાશ્રી :** સળી કરે, સળી. એની દવા કરે, ફલાણું કરે, સળી થાય છે. બાકી જો કદી એમાં ડખો ના કરો તો પ્રકૃતિ શુદ્ધ જ થતી જાય. પ્રકૃતિનો સ્વભાવ જ છે શુદ્ધ થવાનો, પણ ડખો ના કરે તો. પણ તે અજ્ઞાની ડખો કર્યા વગર રહે નહીં ને ! તમે ના કરો પણ અજ્ઞાની તો કરે ને ? મને થઈ ગયું બોલ્યો કે વધારે વધ્યું, મને થઈ ગયું બોલ્યો કે વધ્યું.

## કર્મો ઉપદ્રવી ને પ્રકૃતિ નિરુપદ્રવી !

**પ્રશ્નકર્તા :** એટલે એનો અર્થ એવો કહી શકાય કે પ્રકૃતિ પોતાની એને બચાવ આપે, આધાર આપે.

**દાદાશ્રી :** એ સ્વભાવ છે એ તો અગર આપણી જો કદિ ડખલ ના રહી તો પછી પ્રકૃતિ તો એની મેળે એ રિપેર જ કરી નાખે. પ્રકૃતિનો સ્વભાવ નિરુપદ્રવી છે. કંઈ ઉપદ્રવ થાય તો એ બંધ કરી દે. કારણ કે ઉપદ્રવી આપણા કર્મના ઉદયને લઈને થાય છે. અગર અહંકાર કરે છે. બાકી પ્રકૃતિનો સ્વભાવ નિરુપદ્રવી છે. થયેલા ઉપદ્રવને ઢાંકી દે તરત જ.

**પ્રશ્નકર્તા :** એટલે એમ કે પૂરણ જે કરેલું છે, તે એની મેળે ગલન થયા જ કરવાનું છે.

**દાદાશ્રી :** થયા જ કરે, પણ પ્રકૃતિ નિરુપદ્રવી હોય. ઉપદ્રવ આપણા કર્મના આધારે છે. પછી અહીં આગળ વાગ્યું કે પ્રકૃતિ એને ઢાંકી દેવા ફરે તરત !

**પ્રશ્નકર્તા :** વાગ્યા પછી તરત જ હિલિંગ પ્રોસેસ શરૂ થઈ જાય છે.

**દાદાશ્રી :** તરત જ, બધી મશીનરી તૈયાર. આ મ્યુનિસિપાલિટીમાં ય એવું થાય છે, કોઈ જગ્યાએ નુકસાન થયું કે બધી મશીનરી મ્યુનિસિપાલિટીની ત્યાં લાગી જાય અને આ ય એવી છે. પણ આ સચોટ છે અને પેલુ લાંચિયું ખાતું બધું. મહીં અરધું થાય, ના થાય. કોને ત્યાં કપચી નાખવાની ને કોને ત્યાં નાખી આવે એવું બધું અને આ સચોટ.

**પ્રશ્નકર્તા :** એ એમાં આ ઉપદ્રવી જે આપે કીધું, એટલે એ કેવો ઉપદ્રવ ?

**દાદાશ્રી :** આ કો'કને સાયકલ સામી અથડાઈને વાગ્યું, પગ કપાઈ ગયો, એ બધાં ઉપદ્રવો થાય કર્મના ઉદયે પણ એ પોતાનો સ્વભાવ નિરુપદ્રવી, એટલે ઢાંકી દે, રૂઝ લાવી દે. થયું કે તરત. લોહી બધું બંધ કરી દે તરત.

**પ્રશ્નકર્તા :** આ તો આજે ખુલાસો થયો કે આ ડૉક્ટર પણ એમ કહે કે ઘા વાગ્યો છે તે અમે રૂઝવતા નથી. રૂઝવે છે તો કુદરત જ પણ અમે તો માત્ર એને સાફ કરીએ છીએ.

**દાદાશ્રી :** એ સાફ જ કરે, હેલ્પ કરે, કુદરતને હેલ્પ કરે છે.

❖ ❖ ❖ ❖ ❖

# [૧.૬]

# પ્રકૃતિ પર પ્રભુત્વ પમાય ?

## કાબૂ કરવો એ ગુનો !

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિને કાબૂમાં કેવી રીતે લાવી શકાય ?

**દાદાશ્રી :** પ્રકૃતિને કાબૂમાં લેવા જવું એ ગુનો છે. કારણ કે પ્રકૃતિ એ પરિણામ છે. પરિણામને કાબૂમાં ના લેવાય. કોઝિઝને કાબૂમાં લેવાય. કૉઝીઝ આપણા હાથમાં હોય, પરિણામ હાથમાં હોય નહીં. એટલે પ્રકૃતિ બધું પરિણામ સ્વરૂપ છે. જેમ આ સ્કૂલમાં-કોલેજમાં રિઝલ્ટ આપે, તે રિઝલ્ટને કાબૂમાં લેવા જઈએ તો ? પરીક્ષાને કાબૂમાં લઈ શકાય. સમજાયો ફોડ તને પૂરેપૂરો ? આ પ્રકૃતિ પરિણામ સ્વરૂપ છે એવું સમજાય છે ? હા. કૉઝીઝ બંધ કરી શકાય.

ક્રોધ-માન-માયા-લોભ એ ફેરફાર થઈ શકે. જે કૉઝીઝની બાબતો છે એ ફેરફાર થઈ શકે. કૉઝીઝ ફેરફાર થવાથી પ્રકૃતિ મોળી પડે છે. એટલે રંગ-રૂપ બદલાય જાય છે. પ્રકૃતિ એનો ભાગ ભજવવાની પણ રંગ બદલાય જાય છે. એટલે મોળું થઈ જાય છે. એટલે મનમાં એમ લાગે કે પ્રકૃતિ હઉ બદલાઈ ગઈ. ના, બદલાય નહીં, ઈફેક્ટ છે. ઈફેક્ટ બદલાય કેવી રીતે ? ઈફેક્ટ બદલાતી હોત તો તો મહાવીર ઈફેક્ટ ભોગવવા રહે જ નહીં ને ! ખીલા ખાવા શું કરવા રહે ? કેવી સુંદર શોધખોળ છે આ ઈફેક્ટની !

પ્રકૃતિને ઓળખીને આપણે આ ગુલાબ છે, ગુલાબ આપણને વશ થાય ખરું ? કાંટા ના વાગે એવું કરે ? આપણે સાચવીને કામ કાઢી લેવાનું એની પાસે, તો પ્રકૃતિ વશ થાય. એ ગુલાબ વશ ક્યારે થાય ? આપણે સાચવીને કાંટા વાગે નહીં, એવી રીતે ફૂલ લઈ લઈએ તો ગુલાબ વશ થાય. એવી રીતે અમે કહેવા માંગીએ છીએ. બાકી ગુલાબ કોઈ દહાડો ફરે ? એ તો તમે હાથ ઘાલ્યો કે કાંટો વાગે જ. કાંટો વાગેને ? મને લાગે છે માળીને છોડી દેતો હશે, નહીં ? માળીને ના છોડે, તેને જે પાણી પાતો હોય ? કોઈને છોડે નહીં ?

## અનૂટાઈમલી બોમ્બ પર કંટ્રોલ ?

**પ્રશ્નકર્તા :** અમને આટલા બધા વર્ષો થયા જ્ઞાન લીધાને, તો ય હજુ પ્રકૃતિ એનો ભાગ ભજવ્યા વગર કેમ નથી રહેતી ?

**દાદાશ્રી :** આ પ્રકૃતિ તો ભાગ ભજવે ને ! પ્રકૃતિ એટલે શું, એ ના સમજવું જોઈએ ? પ્રકૃતિ એટલે અનૂટાઈમલી બોંબ. ક્યારે ફૂટે એ કહેવાય નહીં ! ફૂટવાની અવશ્ય. એ પોતાના કાબૂમાં નથી.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, હજી કેમ સંયમ ના આવે ?

**દાદાશ્રી :** પણ તમારા કાબૂમાં નથી છતાં એમ બોલવાની જરૂર નથી. એની ઉપર કંટ્રોલ કરવા જશો તો મૂરખ બનશો. એ કંટ્રોલ નહીં કરો તો વધારે મૂરખ બનશો. એટલે વાત સમજવાની જરૂર છે આપણે. સમજીએ ત્યારે મેળ પડે. સમજવાનું એટલે શું કે પ્રકૃતિને થયા કરે એ જોયા કરવાનું.

**પ્રશ્નકર્તા :** આપણને કોઈ કંઈ પણ અપમાનભર્યું કહે, ત્યારે આટલે વર્ષે આપણને સંયમ ન રહે, તો એનો અર્થ જ શું ?

**દાદાશ્રી :** એ તો મહીં પ્રકૃતિનો મોટો અવાજે ય થાય. દસ વર્ષથી એ અવાજ નાનો થતો હોયને, તે દા'ડે મોટો થઈ જાય. કારણ કે મહીં દારૂ વધારે ભરાઈ ગયો હોય, માટે આપણે કશી ભાંજગડ કરવાની નહીં. એ આપણે જુદું 'જોઈ' શકીએ છીએ કે નહીં, એટલું જ સમજી લેવાની

જરૂર હોય. પ્રકૃતિને જુદી જોવાય તો વાંધો નથી. જોવાય એટલે તમે છૂટા.

અમને વઢે તે ઘડીએ અમે છૂટા નહીં રહેતા હોઈએ ? માન આપે તે ઘડીએ ય છૂટા રહીએ અને વઢે તે ઘડીએ છૂટા રહીએ.

**પ્રશ્નકર્તા :** અમે છૂટાં નથી રહી શકતા તે ઘડીએ. કોઈ અમને વઢે તો સામો જવાબ આપી દઈએ.

**દાદાશ્રી :** પણ ત્યાં એ ય તમારે 'જોવાનું' અને તે પછી તમારું ધ્યાન આવું થશે, ધીમે ધીમે. આ માર્ગે અમારે આ આવું થતું હતું, તે આવું થવા માંડ્યું. હવે તમારે છે તે આવું થાય છે, તેનું વળી આવું થશે ધીમે ધીમે. એટલે માર્ગ ઉપર આવી રહ્યા છો.

**પ્રશ્નકર્તા :** એટલે આ જન્મમાં ય આવું રહેવાનું છે ?

**દાદાશ્રી :** એ પાછલા ભાગમાં ઓછું ય થઈ જાય. એ તો જુદું જુદું હોય, કોનો કેવો માલ પડ્યો છે ! પુદ્ગલ એટલે પૂરણ કરેલું ગલન થાય છે તે. નવું પૂરણ થતું નથી પણ ગલન થાય છે તે જોયા કરો.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનને આટલા બધા વર્ષ થયા તો આપણામાં પ્રકૃતિ સામે એટલો સંયમ આવી જ જવો જોઈએને ?

**દાદાશ્રી :** એ બરોબર છે પણ દાદા ભેગા ના થયા હોત તો આ શી દશા હોત ?

**પ્રશ્નકર્તા :** ઓહોહો ! તો તો પછી વાત જ કરવા જેવી નથી !

**દાદાશ્રી :** ત્યાર પછી વાત કરો છો ! કેટલા મહેલ તોડી નાખે એવી શક્તિ ! હા ! પછી એમને જ્યાં વિરોધાભાસ હોય ત્યાં આગળ તમે સાચવીને કામ લો. પ્રકૃતિ એટલે મશીનરી કહેવાય અને મશીનરી જોડે આમ આડાઈ કેમ કરાય ? મશીનને એમ કહીએ, પેલા ગિયરને, કે જો હું આંગળી અડાડું, મેં તને બનાવ્યું છે. તારે આ મારી આંગળીને નહીં નડવાનું. પણ એ તો કાપી જ નાખે, એ આપણે બનાવ્યું હોય કે ગમે તેણે. કારણ કે મિકેનિકલ એડજસ્ટમેન્ટ છે. આ પ્રકૃતિ મિકેનિકલ છે. એટલે

આપણે એવું દાદા પાસે શીખી લેવાનું, તે મિકેનિકલ એડજસ્ટમેન્ટ બધું ઢીલું પડી જાય. થાય કે ના થાય એવું ? અમારી પાસેથી કળા એક વખત શીખી જવાની. આ બોધકળા એટલે અહિંસક કળા છે, હિંસક કળા નહીં. હા, મોક્ષે લઈ જનારી. માટે આટલો અવતાર હવે બગાડશો નહીં હવે !

## જ્ઞાનનું પરિણામ આ ભવમાં કે આગળ ?

**પ્રશ્નકર્તા :** આપણા એક મહાત્મા છે, એમણે જ્ઞાન લીધું અને હવે અલૌકિકના ભાવો કરે છે, થાય છે, તો એ અલૌકિકના ભાવનું પરિણામ અત્યારે મળવાનું કે આગળ મળવાનું ?

**દાદાશ્રી :** એ અત્યારે ય મળવાનું ને આગળે મળવાનું, બેઉ મળવાના. ભાવનું પરિણામ ફ્રેશે ય હોય અને આગળે ય હોય. આગળ પ્રકૃતિ બાંધીને થાય અને અત્યારે એનું લાઈટનું અજવાળું મળે આપણને. અમે જ્ઞાન આપ્યું પછી માણસ ઠંડો પડી જતો નથી ?!

**પ્રશ્નકર્તા :** બહુ, હા !

**દાદાશ્રી :** એ ભાવનું પરિણામ.

**પ્રશ્નકર્તા :** આખો રસ પણ પલટાઈ જાય.

**દાદાશ્રી :** એ બધું પલટાઈ જાય. મોળો પડી જાય. કેટલી બધી રીતે મુક્ત થયા છો ! હવે મોક્ષનીય ઉતાવળ કરવાની શી જરૂર ? જેને જે પ્રકૃતિ છે, એ પ્રકૃતિ છોડે નહીં. એ પ્રકૃતિ ભોગવ્યે જ છૂટકો છે. સમજી લેવાનું કે આ પ્રકૃતિમાં મારે શું કરવું ? એટલું જ સમજી લેવાની જરૂર. પ્રકૃતિ બાંધી લાવ્યા. પાર વગરની બાંધી લાવ્યા અને ઘણી છૂટી આ તો. આ તો પાર વગરની બાંધી લાવ્યા છે. એકુંય દિશાનું ગાંસડું બાકી એવું નહીં, બધા જ ગાંસડા, દરેક દિશાનાં !

## નિગ્રહ કિમ કરિષ્યતિ ?

પ્રકૃતિ અમુક ભાગ ચેન્જેબલ છે અને અમુક ભાગ ચેન્જેબલ છે જ નહીં.

**પ્રશ્નકર્તા :** ચેન્જેબલ કયો ભાગ છે અને જે ચેન્જેબલ નથી તે કયો ભાગ છે ?

**દાદાશ્રી :** ઘણો ખરો ભાગ ચેન્જેબલ નથી જ. એ તો અમુક જ ભાગ ચેન્જેબલ છે અને જે ચેન્જેબલ દેખાય છે તે પ્રકૃતિ ચેન્જ થતી નથી, ચેન્જ થતી આપણને દેખાય છે. ખરેખર તો મહીં ચેન્જ થયેલી છે. એ ય પ્રકૃતિ છે એક પ્રકારની. પણ લોકો શું કહે કે આનાથી મારું ચેન્જ થયું એમ દેખાવ આવે એને. પણ એ ચેન્જ થતું નથી. અંદર ચેન્જ થયેલી છે આ ! આ તો બહુ સમજવા જેવું છે. બહુ ઊંડું આ અક્રમ વિજ્ઞાન છે !

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન લીધા પછી પ્રકૃતિ ચેન્જ થાય ?

**દાદાશ્રી :** લીધા પહેલાં ય ના થાય ને પછી ય ના થાય. પછી થોડી થાય તે કેટલી થાય ? પણ તે પહેલાં થયેલી છે માટે ચેન્જ થાય છે, પ્રકૃતિ કંઈ નવી બનતી નથી.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ બદલી શકાય નહીં, તો પછી પ્રતિકૂળ પ્રકૃતિ કે અનુકૂળ પ્રકૃતિ એની સાથે કઈ જાતનો વ્યવહાર કરવો ?

**દાદાશ્રી :** જોવાનું જ. તમે કહો કે 'વધારે શું કરવા ખાવ છો આ બધું ? શેને માટે આ ખટાશ ખાવ છોને બધું ?' પ્રકૃતિ ખાતી હોય, એટલે તમે છૂટા છો ને પ્રકૃતિ છૂટી છે. યુ આર નોટ રિસ્પોન્સિબલ અને બંધ કરવા જશો એ તો રિસ્પોન્સિબિલીટી થશે. એ કૃષ્ણ ભગવાને કહ્યુંને કે નિગ્રહ કિમ કરિષ્યતિ ? કેવી રીતે તું અટકાવીશ ? પ્રકૃતિનું નિગ્રહ શી રીતે કરી શકીશ ? પ્રકૃતિ ડિસ્ચાર્જ વસ્તુ છે. મેં તો સિદ્ધાંત એવો લખી આપ્યો છે ને કે કશું વાંચવું જ ના પડે !

**પ્રશ્નકર્તા :** હા, એવું લખી આપ્યું છે.

**દાદાશ્રી :** સિદ્ધાંતે ય હૃદયમાં જ હોય અને પ્રોબ્લેમ સોલ્વ કરી આપે તો કોઈ પણ ગૂંચવાડો ઊભો થાય નહીં.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિનો નિગ્રહ ના કરી શકાય એ એક વાત છે, તો

એમાં આ પ્રકૃતિને શું સમજવું ? એને જડ સમજવી ?

**દાદાશ્રી :** પરિણામ બદલાય નહીં. એમાં જડ-ચેતનનો સવાલ જ નથી રહેતોને ! કોલેજમાં પરીક્ષા આપી દીધી, એના પરિણામમાં કંઈ ફેરફાર હોય ? અહીં આગળ આ લોકોના હાથે પરિણામ હોય છે, તો ય લાંબો ફેરફાર થતો નથી. ત્યાં તો ખટપટ વગરનું ને ! પરિણામ એટલે ઈફેક્ટ, કોઈ ફેરફાર ના થાય. પ્રકૃતિ બધી ઈફેક્ટ જ આપે છે. એટલે પોતે ફેરફાર કરી શકે નહીં. એટલે 'નિગ્રહ કિમ કરિષ્યતિ' એવું ટૂંકામાં કહેલું, આ બાવાઓને ગમતું નથી. એ જ્ઞાનીઓ સમજી ગયેલા કે પ્રકૃતિને નિગ્રહ કરી શકાતી નથી, પ્રકૃતિને નિહાળવાની છે. તેને બદલે લોક પ્રકૃતિને નિગ્રહ કરવામાં પડ્યા !

## પ્રકૃતિની ટેવો ન છૂટે જલદી !

**પ્રશ્નકર્તા :** અમુક પ્રકૃતિ જ હોય માણસની અથવા એને ટેવ પડી હોય, એવી પ્રકૃતિ હોય. એ જલ્દી છૂટે નહીં એવું ખરું ?

**દાદાશ્રી :** ના છૂટે. ટેવ પડી ગઈ હોય તો એ પ્રકૃતિ ઘણાં ટાઈમે છૂટે.

**પ્રશ્નકર્તા :** એટલે જલ્દી છૂટે એ માટે શું કરવાનું ?

**દાદાશ્રી :** જેટલા જોશવાળી હોય, જેટલો ફોર્સ હોય એટલા વખત ચાલે. આ તો બૉલ છે ને, તે આટલે ઊંચેથી આમ નાખીએ, તો તરત બંધ થાય ? ના, એના જેવું છે.

## વ્યસની પ્રકૃતિની સામે...

**પ્રશ્નકર્તા :** આપણે કહીએ છીએ કે પ્રકૃતિનો એક અંશ મારામાં નથી, મારો એક અંશ પ્રકૃતિમાં નથી, તો પછી બદલાતી કેમ નથી જ્ઞાન લીધા પછી ?

**દાદાશ્રી :** બદલાય શી રીતે ? પ્રકૃતિ જે લઈને આવ્યો છે એ તો

રહે જ ને ! એ જ્ઞાનથી તો મૂળ કોઝિઝ પ્રકૃતિ બદલાય અને ઈફેક્ટિવ રહે છે. એવું કંઈ ગૂંચવાડો ઊભો ના કરે. ફિલ્મ પડેલી, એક્ઝેક્ટ તેને તે જ રૂપે નીકળે. ફક્ત એમાંથી કોઝિઝ ભાગ બધો મોળો પડી જાય. એટલે કુદરતની તો બહુ સુંદર ગોઠવણી છે !

**પ્રશ્નકર્તા :** ગમે એવા સંજોગો આવે પણ પ્રકૃતિ નથી બદલાતી ક્યારેય ?

**દાદાશ્રી :** ગમે ત્યારે બદલાય જ નહીં, એનું નામ જ પ્રકૃતિ. એ બદલાય ક્યારે કે જ્ઞાની પુરુષ પાપો ભસ્મીભૂત કરી નાખે, ત્યારે એમાંનો અમુક ભાગ ઓછો થઈ જાય. એટલે આ જ્ઞાન પછી તમારી બદલાઈ ગયેલી કહેવાય, નહીં તો પ્રકૃતિ બદલાય નહીં. એટલે લોકો કહે કે દાદા પ્રકૃતિ બદલી નાખે છે માણસની. કેટલાંક તો ખૂબ દારૂ પીતા હોયને, માંસાહાર કરતા હોયને, બીજે દા'ડે બંધ !

**પ્રશ્નકર્તા :** કોઈને દારૂ-માંસ છોડી દેવા હોય તો શું કરવું ?

**દાદાશ્રી :** દારૂ છૂટે એ મહત્ત્વનું ખરું અને માંસ ના ખાતાં હોય એ ઉત્તમ. કારણ કે એ તો જોખમવાળી વસ્તુ છે. પણ હું સમજાવું ત્યારે ખબર પડે કે આ જોખમદારી છે. એટલે છોડી દે. એ તો તમારે પ્રકૃતિમાં નહીં એટલે ખવાય નહીં. એટલે આપણે ઉપરથી એમ કહીએ કે હું ખાતો નથી, બસ એટલું જ આ. એટલે 'હું ખાતો નથી' શબ્દ કહેવામાં વાંધો નથી પણ એની પાછળ એમ ના હોવું જોઈએ કે 'હું આમના કરતા ડાહ્યો છું' અને આ ભાઈ પહેલાં એવું જાણતો'તો 'હું આમના કરતાં કંઈ ડાહ્યો છું'. હવે નીકળી ગયું એ ડહાપણ ?!

**પ્રશ્નકર્તા :** નીકળી ગયું, પણ હજુ સિગરેટના વિચાર ફરી વળે.

**દાદાશ્રી :** પ્રકૃતિ છોડે નહીં, એ તો સમજાવી-કરીને એને પદ્ધતિસર એ પરમાણુ મહીં અંદર શરીરમાં રહે નહીં, એવી રીતે છોડવાનું. એનું મૂળ પણ ના રહેવું જોઈએ. એક ઝાટકાથી છોડી નાખીએ તો મૂળ ને બધું રહી જાય અંદર.

## દૃઢ ભાવના સુધારે નવી પ્રકૃતિ !

**પ્રશ્નકર્તા :** જે જડતા છે સ્વભાવમાં, ઉંમર થવાને કારણે દૃઢ થઈ ગયો છે. કોઈ ક્રોધી છે, કોઈ લોભી છે. એટલે જ્યાં સુધી સ્વભાવ સુધારવાનો દરેક વ્યક્તિ પ્રયત્ન ન કરે ત્યાં સુધી એનાથી કદી સત્સંગ થવાનો નથી.

**દાદાશ્રી :** એવું છે ને, પ્રકૃતિ સ્વભાવ, આપને નાની ઉંમરમાં જે સ્વભાવ હતો અત્યારે કેટલો ફેરફાર થયો છે ?

**પ્રશ્નકર્તા :** સારો એવો થયો છે.

**દાદાશ્રી :** તે એના ડેવલપમેન્ટના આધારે થઈ રહે. આપણે કરવા જઈએ તો નહીં થાય એવો. એ સંજોગો બદલાતા રહે તેમ તેમ પ્રકૃતિ સ્વભાવ બદલાતો જાય. બાકી પ્રકૃતિ છોડે નહીં. પ્રકૃતિનો સ્વભાવ આપણે બદલી શકીએ નહીં. એ તો સંજોગો બદલ્યા કરે. સંજોગો બાઝવા જોઈએ એવા. અહંકારી પ્રકૃતિ હોય તે ગમે ત્યારે તમે જુઓ ત્યારે અહંકારમાં જ હોય અને લોભી પ્રકૃતિ હોયને તે જન્મ્યો ત્યારથી હોય તે છેલ્લા સ્ટેશને જાય તો ય એ લોભ હોય એનો. છેલ્લા સ્ટેશને જવા માટે લાકડાંઓ કરી રાખ્યા હોયને, તે એ કહે કે ભઈ, આ પેલા લાકડાં ને આટલાં જ મારે માટે વાપરજો, હંઅ. બીજા છે તે આપણા ઘરના માટે છે. પાછો એવું બધું ચોખ્ખું કહીને મરે. કારણ કે એને લોભ છે ને ! એટલે એ એનો પ્રકૃતિ સ્વભાવ.

**પ્રશ્નકર્તા :** ઓછી થાય ?

**દાદાશ્રી :** ઓછી થાય તે ય તમે નથી કરનાર. એના પુરુષાર્થથી નથી થતી, એ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સના આધારે ઓછી થાય છે અગર વધી પણ જાય. એ એવિડન્સના આધારે વધી પણ જાય કે ઓછી થઈ જાય. એ પ્રકૃતિ આપણી સત્તામાં નથી. એટલે તમારે તો એ જોવાનું કે ઓહોહો ! આટલી બધી લોભી પ્રકૃતિ છે તો આખી જીંદગી આ પ્રકૃતિ છોડવાની નથી. એટલે આપણે ભાવના શું કરવાની કે જેમ

બને તેમ જગતના કલ્યાણ માટે મારી જે કંઈ મિલ્કત હોય તે વપરાઓ. એવી ભાવના કરીએ તો આ એ ભાવનાનું ફળ પ્રકૃતિ પાછી, તે આવતો ભવ તમારે મન મોટું હોય. આ તો બગડી. આ અવતાર તો ગયો એમ કે પણ હવે નવો તો સુધારો, બળ્યો. એટલે આ પ્રકૃતિ જોઈને તમારે નવી સુધારવાની, આ તમને ચેતવે છે કે નવું સુધારો, ના ગમતું હોય તો અને ગમતું હોય તો, રહેવા દો. એટલે ભાવના જ કરવાની છે, બીજું કંઈ કરવાનું નથી.

એક માણસ મને કહે છે કે મારે કોઈને ય વાટી નાખવો નથી. એકુંય જીવ મારી ગાડી નીચે વટાય નહીં એવું શું કરું તો થાય ? ત્યારે મેં કહ્યું, 'નિશ્ચયથી ભાવના કર, નિશ્ચયથી કે ક્યારેય પણ ગમે તે સ્થિતિમાં ય પણ આ ન જ થવું જોઈએ. એ ભાવનાઓ એટલી મજબૂત કરી નાખ કે એ તને મહીં હાજર રહ્યા કરે. પછી તારા હાથે કોઈ નહીં મરે.

એટલે આ જગત તમારી ભાવનાનું જ ફળ છે. એટલે ભાવનાના બીજ સારા રોપો, તો ફળ સારા મળશે.

કોઈ માણસને પોતાની ગાડી નીચે કોઈ જીવજંતુ વટાઈ જાય એવી ઈચ્છા જ નથી હોતી, છતાં વટાઈ જાય છે એનું શું કારણ ? ત્યારે કેટલાંક માણસોને પૂછીએ કે, 'તમારી ગાડી જતી હોયને પેલો માણસ એકદમ જતો હોય તો શું કરવું ?' ત્યારે કહે, 'શું કરે ? એ તો થઈ જાય એવું.' એ મહીં ફળ આપે છે. આવું ખુલ્લું આ રાખ્યું બારું, તેનું ફળ આવે છે. કોઈ પણ સંજોગોમાં આ નહીં થવું, એક ફેરો ગાડી તૂટી જવાની તો તૂટી જાય પણ કોઈ મરવો તો ન જ જોઈએ. એટલું તો નિશ્ચય હોવો જોઈએ. બધું તમારું જ છે. ભગવાને આમાં ડખો કર્યો નથી. બધું ય તમારું પ્રોજેક્શન છે.

હવે એ પ્રકૃતિ તમે જેવી બાંધવા ધારો તેવી બંધાય. સંસ્કાર તમને મળે, તે પ્રમાણે પ્રકૃતિ બંધાય. એટલે સારા સંસ્કારમાં રહો તો પ્રકૃતિ સારી બંધાય અને ખરાબ સંસ્કારમાં રહો તો ખરાબ બંધાય. આ દુનિયામાં જો ફક્ત

સંસારી સુખો જોઈતા હોય, કલ્પિત સુખો, તો તમે લોકોને સુખ આપો, જીવ માત્રને સુખ આપો તો તમને સુખ ઘેર બેઠાં આવે.

## આ ભવમાં જ સ્વભાવ બદલાય ?

**પ્રશ્નકર્તા :** દાદા, આ સ્વભાવ પ્રકૃતિનો છે કે અહંકારનો છે ?

**દાદાશ્રી :** એ પ્રકૃતિનો. અહંકારે મહીં આવી ગયો. પ્રકૃતિ એટલે સ્વભાવ. આ માણસનો સ્વભાવ એક ગંઠાઈ ગયો, નક્કી થઈ ગયો. એ સ્વભાવમાં એ પ્રમાણે જ ફળ આપે, પછી બીજું ફળ નહીં આપે. એને જે લાંચ નહીં લેવાનો સ્વભાવ હોય, તો એને ગમે એટલું માથાકૂટ કરો તો ય નહીં લે. લીધેલી પાછી આપી દે.

**પ્રશ્નકર્તા :** એ સ્વભાવ પાછો બદલાય ખરો ?

**દાદાશ્રી :** એનો દરેક સ્વભાવ છેને, તેની મહીં જેટલા જેટલા ડિવિઝન છે, એમાં એકાદ ડિવિઝન ખલાસ થવાનું હોય ત્યારે એ બદલાઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** પણ એ એની મેળે બદલાઈ જાય ?

**દાદાશ્રી :** એની મેળે જ બદલાઈ જાય.

**પ્રશ્નકર્તા :** પોતે પ્રકૃતિને જાણે કે આવી પ્રકૃતિ છે. પછી એને સ્વભાવ બદલવાનો પુરુષાર્થ કરવો હોય તો થઈ શકે ?

**દાદાશ્રી :** પુરુષાર્થ બીજો હોતો જ નથી. જે મહીં થઈ રહ્યો છે ને, તે પુરુષાર્થ છે. એની મહીં થઈ રહ્યો હોય, થતો જ હોય. પુરુષાર્થ કર્યો તે તો આપણે કહીએ છીએ એ શબ્દથી બોલવા માટે. બાકી થાય એટલે આપણે જાણવું કે આ પુરુષાર્થથી ભલીવાર આવશે.

**પ્રશ્નકર્તા :** એ ય પણ પેલું એની મહીં વણાયેલું જ હોય.

**દાદાશ્રી :** હં. આ તો 'પુરુષાર્થ કરીએ છીએ' એ બધું અહંકાર છે એક જાતનો.

**પ્રશ્નકર્તા :** એટલે સંજોગ ભેગા થાય એટલે આ પ્રકૃતિ એનો સ્વભાવ બતાડે, પાછાં સંજોગ ભેગા થાય એ બતાડે એમ કરતી કરતી ખલાસ થાય, એવું ?

**દાદાશ્રી :** હા, કોઈ એન્ડ આવી ગયો હોય તો ખલાસ થાય.

**પ્રશ્નકર્તા :** પણ જે ચીકણી પ્રકૃતિ હોય એની, એને પણ સંજોગ ભેગા થવાના ને એ ઓપન થવાનીને પ્રકૃતિ, તે વખતે એ પ્રકૃતિ ઘસાઈ ખરી એટલી ?

**દાદાશ્રી :** ઘસાયને ! ઘસાતી જ જાય. નિયમ જ એવો !

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન લીધું હોય પણ સ્વભાવ તો પ્રકૃતિનો બદલાવાનો નહીં જ ને ?!

**દાદાશ્રી :** બદલાય ને ! એ ચઢ-ઉતરનાં પરિણામ રહેતાં જ હોય અંદર, એટલે કોઈમાં સહેજ બદલાઈ જાય, બંધ થઈ જાય એ પ્રકૃતિ. કારણ કે પૂરી થવા આવી હોય અને પેલો જાણે કે મેં પુરુષાર્થ કર્યો.

આ પ્રકૃતિ કંઈ એવી નથી કે આમ જ હોય છે, એને જેટલી સમજણ પાડે એ પ્રમાણે ચાલે. પ્રકૃતિ મૂળ બંધાયેલી, કડક થઈ ગયેલી. પછી બીજું સમજણ પાડેને તો ફરે. એટલે પણ મહીં ફરવાના સ્કોપમાં જ ફરે પણ એથી બહાર ના ફરી શકે. તમે પ્રકૃતિમાં એવું નક્કી કર્યું હોય કે મારે સંત પુરુષોની સેવા કરવી. તો પછી સંત પુરુષ કોઈ પણ આવે, તમે સેવા કરો અને પ્રકૃતિ ફરે એટલે આવી રીતે નક્કી કરેલું હોય. આ એક-એક પોઈન્ટ ટુ પોઈન્ટ નક્કી નથી કરેલું કે આમ જ હો. એ તો જ્ઞાન પ્રમાણે પ્રકૃતિ રાખવી છે એવું જેણે ગયા અવતારે ભાવ કર્યો હોય, તેને કોઈ આવું જ્ઞાન કહે એ પ્રમાણે પ્રકૃતિ બદલાઈ જાય. એવો ભાવ કરેલો હોય તેને બદલાઈ જાય.

## બદલાય પ્રકૃતિ જ્ઞાનથી !

**પ્રશ્નકર્તા :** માણસની પ્રકૃતિ ક્યારે બદલાય ?

**દાદાશ્રી :** મરે તોય બદલાય નહીં. પ્રકૃતિ એ ક્યારેય બદલાય નહીં. જેટલું જ્ઞાનનું પ્રમાણ ઉત્પન્ન થાય, જેટલી સમજણ ઉત્પન્ન થાય એટલી પ્રકૃતિ બદલાતી જાય. પ્રકૃતિ બદલાય જ્ઞાન પ્રમાણે, પણ એ રહે પ્રકૃતિને પ્રકૃતિ જ પાછી. પ્રકૃતિની બહાર નીકળે નહીં માણસ. આ ભવની પ્રકૃતિ એ બદલાય જ નહીં બિલકુલ. એની મહીં જેટલું જ્ઞાન ઉત્પન્ન થયુંને એ જ્ઞાનના આધારે આવતે ભવે બદલાય પાછું. પાછું એમાં જેટલું જ્ઞાન ઉત્પન્ન થયું એ એના પછીના આવતા ભવે બદલાય. એમ કરતું કરતું સ્ટેપ ચઢતું ચઢતું જાય. પણ પ્રકૃતિની બહાર નીકળી શકે નહીં. સાધુ-સંન્યાસીઓ, સંતો-બંતો બધા સાત્ત્વિક પ્રકૃતિમાં હોય.

પ્રકૃતિની બહાર નીકળી શકે નહીં ને પ્રકૃતિની બહાર નીકળે એ જ્ઞાની પુરુષ અગર તો ભગવાન કહેવાય, બસ.

**પ્રશ્નકર્તા :** જ્ઞાની પુરુષ પ્રકૃતિ બદલી શકે ?

**દાદાશ્રી :** પ્રકૃતિ ના બદલાય, જ્ઞાન બદલાય. રહેઠાણ બદલાય, ઘર બદલાય પણ પ્રકૃતિ ના બદલાય. તમે પ્રકૃતિના ઘરમાં રહેતા હતા તે ત્યાંથી તમને તમારા પોતાના ઘરમાં બેસાડ્યા. પ્રકૃતિ તો એનો ભાગ ભજવ્યા જ કરે. પણ અમારી જોડે બેસાડવાથી પ્રકૃતિ એકદમ ફેરફાર થઈ જાય.

અમે જ્ઞાન આપીએ એને દસ-પંદર વર્ષે પ્રકૃતિ ખલાસ થઈ જાય. પછીની લાઈફમાં પ્રકૃતિ જે વિરોધાભાસ લાગે છે તે ના હોય. પછી લોકોને અનુકૂળ આવે એવી પ્રકૃતિ હોય છે. સૌમ્ય પ્રકૃતિ થાય. કારણ કે પેલી પ્રકૃતિ ખાલી થઈ જાય. અને અજ્ઞાની તો પ્રકૃતિ ખાલી થાય છે ને ઉપરથી ભરે છે. એટલે પ્રકૃતિ એક બાજુ ખાલી થાય છે ને એક બાજુ આવક છે, બન્ને સાથે છે. આમને આવક ના હોય. જાવક એકલું હોય, એટલે ઊડી જાય પછી.

જ્ઞાન પછી સંવર હોય અને નિર્જરા હોય. એટલે એમને બીજું ભેગું ના થાય. અને આને બંધ અને નિર્જરા બન્ને સાથે છે. એટલે બંધ પાછો

પડ્યા કરે. એ અજ્ઞાનીની દશા બધી. એટલે મરતાં સુધી જાય નહીં. પ્રકૃતિ વધે ઊલટી.

**પ્રશ્નકર્તા :** પોતે જાણવાની કોશિશ કરે અને કાઢે તો જ પોતાની પ્રકૃતિ જાય ?

**દાદાશ્રી :** અજ્ઞાની પોતે કેવી રીતે કાઢી શકે ? પ્રકૃતિથી પોતે બંધાયેલો, પ્રકૃતિની સમજ જ પડે નહીં કે મારી આ પ્રકૃતિ ખોટી છે. કારણ કે અહંકાર છે તે ખોટી પ્રકૃતિને ય સાચી માને. અહંકાર હંમેશાં ય આંધળો હોય. એટલે એને સત્ય-અસત્યનું ભાન ના હોય. અને એને બુદ્ધિ છે, એનો દુરુપયોગ કરે. અહંકારને કહેશે, 'બરોબર છે, તમે કહો છો એ બરોબર જ છે.' એટલે અહંકાર પછી ચાલ્યો આંધળો. એટલે આ પોતાનો એક દોષ ના દેખાય.

## પ્રકૃતિને જોવી કઈ રીતે ?

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું પ્રકૃતિ 'જોવા'ની જ છે ને હવે બદલાય જ નહીં એટલે સવાલ જ નથી પછી.

**દાદાશ્રી :** પ્રકૃતિ 'જોવી' એટલે પતંગ ઉડાડનારને તું જો. પતંગ ઉડાડનારને તું છેટે રહીને 'જોયા' કર અને તું કહું ખરો, 'ઓહોહો ચંદુભાઈ, તમે તો ખાલી રોફથી જ ચડાવી દીધી.' એનું નામ 'જોયું' કહેવાય, પ્રકૃતિ 'જાણી' કહેવાય. એવું કરે છે ? ચંદુભાઈ ખાય તેને તું જોયા કરે કે ઓહોહો, મરચાં ખૂબ ખાય છે, ફલાણી દાળ ખાતો નથી, જલેબી બહુ ઝાપટે છે !

## ડીકંટ્રોલ્ડ પ્રકૃતિ સામે...

**પ્રશ્નકર્તા :** કંટ્રોલ વગરની પ્રકૃતિ હોય તો ?

**દાદાશ્રી :** પણ એ તો એની મેળે કંટ્રોલ વગરની પ્રકૃતિ જ એને ફળ આપી દે, સીધું જ. એને આપણે શીખવાડવા જવું પડે નહીં. એટલે કંટ્રોલવાળી પ્રકૃતિ હોય તો પેલાને સુખ જ પડે અને કંટ્રોલ વગરની હોય

તો એની મેળે, એનું ફળ ત્યાં ને ત્યાં મળી જ જાય. પોલીસવાળા જોડે કંટ્રોલ વગરની પ્રકૃતિ કરી જોજે. ત્યાંને ત્યાં મળી જ જાય. જ્યાં જુએ ત્યાં. ઘરમાં હઉ, બધે ય. એટલે કંટ્રોલ વગરની હોય, તેને ત્યાં ને ત્યાં ફળ મળી જાય એની મેળે, મહીં જ ફળ મળી જાય. એ રહે જ નહીં. દોડધામ કરતાં હોય કંટ્રોલ વગરની. છેવટે ઠોકર વાગીને ય ઠેકાણે આવી જાય.

**પ્રશ્નકર્તા :** મુદ્દામાં એમ પૂછવું છે કે કંટ્રોલ હોય તો સારું કે નહીં ?

**દાદાશ્રી :** કંટ્રોલ હોય તો ઉત્તમ કહેવાય. કંટ્રોલ વગરની તો એને પોતાને માર પડે જ. કંટ્રોલ હોય તેના જેવું એકુંય નહીં અને જ્ઞાનના આધારે પ્રકૃતિ કંટ્રોલમાં રહે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનથી કંટ્રોલ રહેવો એટલે સહજ રીતે, એમ ?

**દાદાશ્રી :** સહજ શબ્દ જ ના હોય ને ! પુરુષાર્થથી રહે. સહજથી રહેતું હોય, તેને પછી આગળ કશું કરવાનું રહે જ નહીં ને ! ખલાસ થઈ ગયું, કામ પૂરું થઈ ગયું.

## પ્રકૃતિનો તું કર સમભાવે નિકાલ !

જે માફક આવેને તે અમે ખઈએ. તેય પ્રકૃતિ જાય નહીંને પાછી, આપણે કહીએ તોય. પ્રકૃતિ ના જાય.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ બદલવી હોય તો બદલાય ?

**દાદાશ્રી :** પ્રકૃતિ બદલાય નહીં ને જે બદલાય છે ને, તે બદલાવાની હતી માટે બદલાય છે.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એ કે પ્રકૃતિને બદલી શકાય ?

**દાદાશ્રી :** કશી બદલી ના શકાય. આ જ્ઞાન મળ્યા પછી સમભાવે નિકાલ કરી શકાય. પ્રકૃતિને બદલી શકાય નહીં. પ્રકૃતિ બદલાય તો તો કલ્યાણ (!) જ થઈ જાય ને ! બદલનારો હોવો જોઈએ ને ! અને બદલનારો થયો એટલે થઈ ગયું. એ જ્ઞાન ખલાસ થઈ ગયું.

## જ્ઞાનથી પ્રકૃતિ ઢીલીઢસ !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આ જ્ઞાનથી પ્રકૃતિ નરમ તો પડેને ?

**દાદાશ્રી :** ઢીલીઢસ થઈ જાય. કારણ કે આપણાં જ્ઞાનનું જે લાઈટ ના જાયને મહીં. આત્માની હાજરીથી આ બધું ચાલે છે. હવે આત્મા છે, હાજરી છે પણ પોતાની લાઈટ મહીં ના જાયને !

**પ્રશ્નકર્તા :** ના જાય એટલે પ્રકૃતિ...

**દાદાશ્રી :** ઢીલી થઈ જાય. પ્રકૃતિ ચાલે ખરી આત્માની હાજરીથી, પણ લાઈટ ના જાય.

**પ્રશ્નકર્તા :** લાઈટ અંદર ન જાય એટલે શું ?

**દાદાશ્રી :** પાવર ઊડી ગયો બધો. પ્રકૃતિનો પાવર બધો ટાઢો થઈ ગયો. ઢીલો થઈ ગયો. ગુસ્સો કર્યો, તે પ્રકૃતિ એકલી. આપણે મહીં ના કહ્યા કરતાં હોઈએ ને પ્રકૃતિ ગુસ્સે થતી હોય, એને ગુસ્સો કહીએ છીએ આપણે. અને પ્રકૃતિ ને અહંકાર બે ભેગા થઈને કરે તો એને ક્રોધ કહીએ છીએ. એટલે અહંકાર જતો નથી, એ એનો પાવર છે. પેલામાંય અહંકાર જતો નથીને ! એ પાવર નહીં. પાવર વગરનો ક્રોધ તે બાળી ના મેલે, લ્હાય ના બાળે.

## સજીવ ને નિર્જીવ પ્રકૃતિ !

એટલે આ પ્રકૃતિ, એમાં આપણે કેમ વર્તવું એટલું આપણે જ્ઞાનથી કરી શકીએ. આપણો ડખો ના હોય એટલે પ્રકૃતિ બહુ કામ ન કરે. પ્રકૃતિ ક્યારે કામ કરે છે ? પોતે મહીં ભળેલો હોય તો જ બહુ ફોર્સવાળી હોય છે. પોતે છૂટો પડી ગયો એટલે પ્રકૃતિ તો ઓગળ્યા જ કરે છે નિરંતર. નિર્જીવ થઈ ગઈને ! પેલી સજીવ પ્રકૃતિ.

**પ્રશ્નકર્તા :** ડખો કરીએ એટલે સજીવ થાય ?

**દાદાશ્રી :** હા. એ તો આડો હઉ થાય. મહીં ભર્યો માલ, આડો

હઉ થાય.

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાન લીધા પછી પ્રકૃતિ સુધરી શકે ખરી ?!

**દાદાશ્રી :** મોળી પડે. પ્રકૃતિ એનો પાઠ તો ભજવ્યા વગર રહે જ નહીં. પણ જુદી પડી શકે એટલે મડદાલ થઈ જાય, એમાંથી જીવ કાઢી લીધો હોય એવું થાય.

**પ્રશ્નકર્તા :** એ મડદાલ થયેલી પણ એની ઈફેક્ટ તો રહ્યા કરેને ?

**દાદાશ્રી :** ઈફેક્ટે ય આપણે કાચા હોય ત્યાં સુધી. બાકી દરેક જીવો હાવભાવથી જીવે છે. તેમાં ભાવ કાઢી લેવાનો, એટલે હાવથી રહે. હાવભાવ કેવા હતા, કહેશે. એમાં ભાવ આપણો ને હાવ એનો પ્રકૃતિનો !

**પ્રશ્નકર્તા :** હાવનો અર્થ શો ?

**દાદાશ્રી :** ભાવ સિવાય બીજો બધો અર્થ હાવ. ભાવ એ (વ્યવહાર) આત્માનો. બીજું બધું હાવ પ્રકૃતિનો. આપણે જ્ઞાન આપીએ છીએ તો એ ભાવ કાઢી લઈએ છીએને ! પછી મડદાલ રહે છે અહંકાર. એટલે ભાવ અહંકાર ખેંચાઈ જાય છે, દ્રવ્ય અહંકાર રહે છે પછી. ભાવ પ્રકૃતિ ઊડી જાય ને દ્રવ્ય પ્રકૃતિ રહે.

**પ્રશ્નકર્તા :** બીજાની આંખમાં આપણી પ્રકૃતિ એની એ જ રહીને ?

**દાદાશ્રી :** એ તો ફેરફાર ના થાય કંઈ. પણ એને એમ ખબર પડી જાય કે આમાં ભાવ નથી એમ. એટલે બહુ દુઃખ ના થાય સામાને. ભાવ હોય તો જ એને દુઃખ થાય છે. હાવ ના હોય ને એકલો ભાવ હોય તો ય દુઃખ થાય છે.

## સ્વભાવ પ્રકૃતિનો ને કર્તાપણું પોતાનું !

પંખામાં સ્વભાવ એકલો હોય છે. બદલાય નહીં આ. ગમે એવાં મંત્ર મારીએ, તંત્ર કરીએ તોય કશું ના થાય અને પેલા મનુષ્યમાં પ્રકૃતિનો સ્વભાવ ને કર્તાપણું બેઉ હોય. આ જ્ઞાન મળ્યું એટલે પછી કર્તાપણું ખસી

જાય, સ્વભાવ એકલો રહ્યો. કર્તાપણું ઓછું થઈ જાય. એટલે આપણને એવું લાગે કે ઓહો ! કેટલો બધો ફેરફાર થઈ ગયો. આ સ્વભાવ આનો બદલાઈ ગયો.

**પ્રશ્નકર્તા :** કર્તાપણું છૂટી ગયું હોય તો પછી સ્વભાવ બદલાય નહીં ?

**દાદાશ્રી :** ના. એ સ્વભાવ તો પછી ધીમે ધીમે ખલાસ થતો જાય. આપણે બૉલ નાખીએ એના જેવું. જરીક ઊંચો થાય, પછી એથી ઓછો ઊંચો થાય, પછી એમ કરતાં બંધ થાય. આ જ્ઞાન પછી કર્તાપણું, એટલો ભાગ બદલાઈ જાય. એટલે આપણને એમ લાગે કે આ બદલાઈ ગયો. એ સ્વભાવ તો બદલાય જ નહીં પાછો. કર્તાપણું બદલાવાથી આપણને એમ લાગે કે સ્વભાવમાં ફેરફાર થઈ ગયો આ. આપણે એને સ્વભાવ માનીએ છીએ બધોય. પ્રકૃતિ સ્વભાવ માનીએ છીએ.

**પ્રશ્નકર્તા :** એ જરા સમજાયું નહીં. એ શું કહ્યું આપે ?

**દાદાશ્રી :** કર્તાપણું જ ખસી જાય જ્ઞાનથી. એટલે પ્રકૃતિ સ્વભાવ એકલો રહે. એટલે આપણે માનીએ-જાણીએ કે આ પહેલાં આવું હતું ને હવે કેમ ફેરફાર થઈ ગયો છે ? કર્તાપણા સાથેનો સ્વભાવ હતો, એ ચેન્જ થઈ ગયો. એટલે આપણને બદલાયેલો લાગે, પણ એ બદલાયેલો નથી ખરેખર. એમાં કર્તાપણાનો અમુક ભાગ ઊડી ગયો જ્ઞાનથી.

આ બાળક હોયને, એમાં સ્વભાવ એકલો હોય અને મોટી ઉંમરનો થાય પછી કર્તાપણા સહિત સ્વભાવ હોય. એ કર્તાપણું ખસી જાય એટલે પેલો સ્વભાવ એકલો રહે. તે આપણા મનમાં જાણે કે આનો સ્વભાવ બદલાઈ ગયો. આપણે કર્તાપણા સહિત સ્વભાવ કહીએ છીએ. એમાંથી બદલાઈ ગયો એટલે પછી મનમાં એમ લાગે કે આ ફેરફાર થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** એટલે એ કર્તાપણું ગયા પછી મૂળ પ્રકૃતિ સ્વભાવ તો રહેવાનો જ ?

**દાદાશ્રી :** એ તો રહે જ. પછી એ ડીમોલીશ થતી જાય. કારણ કે

બીજી આવક ના રહી એટલે. એક ફેરો બૉલને માર્યો પછી એ આમ ડીમોલીશ થતો થતો બંધ થઈ જાય. ફરી જો મારવામાં આવે તો પાછું ચાલુ.

**પ્રશ્નકર્તા :** 'કર્તાપણાનો સ્વભાવ કેવો હોય ?' જરા દાખલો આપીને સમજાવો.

**દાદાશ્રી :** ક્રોધ તો માણસ છોકરાં જોડેય કરે અને બહાર દુશ્મન જોડેય કરે. એ ક્રોધનો સ્વભાવ અને કર્તાપણું કેવું છે તે છોકરાં તરફ ? છોકરાનાં હિત માટે અને પેલાને ત્યાં પોતાના હિતને માટે. એટલે એ છોકરાના હિતને માટે ક્રોધ કરે, તે એ પુણ્ય બંધાવડાવે. છોકરાનું ભલું થાય એટલા માટે બાપ પોતાની જાતને બાળે છે. ક્રોધ એટલે બાળવું. એ કર્તાપણાનો સ્વભાવ ઊડી જાય પછી ક્રોધ એકલો રહે.

એ બધો કર્તાપણાનો સ્વભાવ ઊડી જાય તોય ક્રોધ થાય. એ પણ નિર્જીવ વસ્તુ છે. એ ક્રોધ નિર્જીવ છે. એ તો આ કર્તાપણા સાથેનું હોય તો જ જીવંત કહેવાય. જ્ઞાન પછી તમારું કર્તાપણું ઊડી જાયને બધું એટલે આ ક્રોધ દુઃખદાયી જ ના હોય. કીડી-મચ્છર કૈડે, તેને આ કંઈ કૈડ્યું નથી કહેતા. વીંછી કૈડે ત્યારે કૈડ્યું કહેવાય. આ કીડી-મચ્છર જેવું રહ્યું હવે ! વીંછી જેવું કૈડતું જતું રહ્યું. બધી અહંકારની જ છે ગાંઠો, ગાંડપણ. એ દાદા ઊડાડી દે છે ને !

## દેખાય તો આપણે બોસ ને ના દેખાય તો પ્રકૃતિ બોસ !

**પ્રશ્નકર્તા :** ધારો કે કોઈની પ્રકૃતિ કાયમ જ ડખોડખલ કરવાની હોય, તો 'મારી પ્રકૃતિ એવી છે' એમ કરીને એનું ઉપરાણું તો ના જ લેવાયને ?

**દાદાશ્રી :** ઉપરાણું લે, તેને ય આપણે જાણવું જોઈએ. ઉપરાણું લેનારી પ્રકૃતિ છે.

**પ્રશ્નકર્તા :** પણ પુરુષાર્થમાં રહેવા એ પ્રકૃતિને આપણે ઘોડો બનાવી લગામ લઈને ઉપર બેસવાનું. એક વાર આપણે ના પાડી, બીજી વાર ના

પાડી, તો આપણે ના સમજવું જોઈએ કે એ પ્રકૃતિ આપણા ઉપર સવાર થઈ ગઈ છે ! તો આપણે પ્રકૃતિ પર કેવી રીતે સવાર થઈ જવાનું ?

**દાદાશ્રી :** આપણને પ્રકૃતિ દેખાય ત્યાં સુધી આપણે સવાર છીએ, દેખાય નહીં એટલે એ આપણી પર સવાર.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એ થયો કે આ ખરાબ પ્રકૃતિ જોઈએ, એટલે ખરેખર આપણે એના પર સવાર થયા જ છીએ ! ધારો કે શંકા કરવાની મારી પ્રકૃતિ થઈ, તે એવા સંજોગો ઊભા થાય કે શંકા થવા માંડી, તો એ પ્રકૃતિ તો તદ્દન ખરાબ છે. કારણ કે શંકા તો હોવી જ ના ઘટે. તો એવી વખતે એ પ્રકૃતિને શું કરવી ? એને સીધી લાવવા શું કરવું ?

**દાદાશ્રી :** આપણે સીધું થઈ જવાનું.

**પ્રશ્નકર્તા :** એટલે એ જે કરે એ કરવા દેવાનું એને ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** પણ આમ સામાન્ય રીતે પોતાને જોઈએ ત્યારે પોતાની પ્રકૃતિને જોતાં હોય એવું લાગ્યા કરે, સવારથી સાંજ સુધી પ્રકૃતિ શું કર્યા કરે છે !

**દાદાશ્રી :** પ્રકૃતિ જ જોવાની છે.

**પ્રશ્નકર્તા :** અને આજુબાજુ જોઈએ તો બીજાની પ્રકૃતિ હઉ દેખાય એવું થાય છે.

**દાદાશ્રી :** બધું દેખાય. તે દેખાયને એમાં જોવું જોઈએ. આપણે ક્યાં ખોડો કાઢવી છે ? પ્રકૃતિ દેખાય. પ્રકૃતિમાં ખોડ કોને કહેવાય છે ?

**પ્રશ્નકર્તા :** દાદા, એવું ને પણ પહેલાંની ઘણી ટેવોને એટલે કો'ક ફેરો બોલી જાય કે આમ ના થવું જોઈએ, આવું થાય છે તે ના કરવું જોઈએ, એવું બોલી જવાય.

**દાદાશ્રી :** ના, એમ નહીં. પ્રકૃતિમાં ખોડ કોણ જુએ છે કે જેનામાં

હજુ ભ્રાંતિના ગુણો છે તે જુએ છે. બાકી, ભગવાનને ત્યાં ખોડ જેવું છે જ નહીં. બધું જ્ઞેય જ છે. ભગવાનને ત્યાં આ સારું ને આ ખોટું એવો ભાવ ત્યાં નથી. દ્વંદ્વ નથી ત્યાં આગળ. એટલે પછી ત્યાં એવું જોવાનું નથી. એટલે અમે બીજું ખરાબ હોય તે ય જોઈએ સારી રીતે. બધું જ જોઈએ પણ મહીં એ અમારા ભાવ ન બગડે. અમારું જ્ઞાન ના બગડે. આ તો સારું-ખોટું તો સમાજે પાડેલું છે. આપણું ખોટું હોય એ બીજાંને સારું લાગતું હોય. મને જલેબી ભાવતી હોય ને તમે ના કહેતા હોય. એટલે સારા-ખોટાનો સવાલ જ ક્યાં રહ્યો ? આ તો ફેક્ટ સમજી લેવાની જરૂર છે જ્ઞાની પાસેથી. અમે નિરંતર આવી રીતે રહીએ છીએ. તે ફેક્ટે ફેક્ટ સમજવાનું છે જોડે બેસીને. તમારી અડચણ પૂછી લેવાની અને તમે અડચણ પૂછો એટલે જવાબ આપું. આ તો બધું ભ્રાંતિમાં હતું જ ને ! સારું ને ખોટું તો ક્યાં નહોતું તે ?

**પ્રશ્નકર્તા :** અત્યાર સુધી બધું એ જ કરેલું ને ?

**દાદાશ્રી :** ના, એમ નહીં. ભ્રાંતિમાં હતું જ ને આ. પણ સેટિંગ કરતાં કરતાં આવું બધું આવે, એટલે પાછું પૂછો એટલે નીકળી જાય પાછું. વળી પાછો થોડો વખત જાય એટલે ભૂલી જવાય પાછું. વળી આવે, પાછું ભૂલી જવાય એમ કરતાં કરતાં આ એમ છે તે ઘટતું જાય. છેલ્લામાં છેલ્લું સ્ટેજ કયું કે ચંદુભાઈ શું કરે છે, તેને તમે જુઓ-જાણો. અને બની ગયું એ કરેક્ટ છે. આ બે વસ્તુ છેલ્લામાં છેલ્લી સ્ટેજ. રહી શકાય કે ના રહી શકાય ?

**પ્રશ્નકર્તા :** રહી શકાય.

**દાદાશ્રી :** હં, પછી શું ? એટલે વસ્તુ આપણા હાથમાં આવી ગઈ છે. જ્યારે પતંગનો દોરો હાથમાં આવેને એ પછી ગમે એટલી ગુલાંટ ખાય પછી શો વાંધો છે ? ખેંચીએ એટલે રાગે પડી જાય. પહેલાં તો દોરો જ હાથમાં નહોતો, પતંગનો દોરો જ હાથમાં નહોતો. પછી ગુલાંટ ખાય એ શી રીતે હાથમાં આવે ?

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિની લગામ હાથમાં આવી ક્યારે કહેવાય ?

**દાદાશ્રી :** પ્રકૃતિ જ્યારે વાળી શકાય તે દહાડે આપણને ખબર પડે કે

આજે વાળી શકાય હવે. અમારી ખબર ના પડે ?

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ દેખાય પણ એ વાળી ના શકાય.

**દાદાશ્રી :** એટલે પાછું એ જરા વધારે કહેવાય. જ્યાં સુધી ગાંઠે નહીં ત્યાં સુધી એની જોડે ચાલુ રાખવું પડે ને પછી જ્યારે ત્યારે ગાંઠે હંમેશાં. પ્રકૃતિ જેને જીતવી જ છે, એને હરાવનાર કોઈ છે નહીં.

## વાંકી પ્રકૃતિને પણ જાણ !

તને એવો અનુભવ થયેલો કોઈ ?

**પ્રશ્નકર્તા :** હા. ખરુંને, દાદા. નહાવામાં પહેલું દોડવાનું ને, જાત્રામાં વધારે દેખાય.

**દાદાશ્રી :** એ ચડવામાં, ઉતરવામાં, બધાંમાં સ્વાર્થી. એનો એક્કો જુદો જ હોય.

**પ્રશ્નકર્તા :** એની નજર જ ત્યાં હોય, એનું લક્ષ્ય જ ત્યાં હોય.

**દાદાશ્રી :** એ પ્રકૃતિને ભલે હોય, પણ એને ગમે છે માટે, હજુ તો એને ખબર જ નહીં પડી હોય. આ તો મેં સમજણ પાડી ત્યારે. તે દરેક વખતે સમજણ પડવી જોઈએ. આમ ન હોવું જોઈએ. એમ કેમ થાય છે ? તો જે થાય છે એ પ્રકૃતિ. પણ તમને ખબર પડવી જોઈએ કે આમ કેમ થાય, આમ ન થવું જોઈએ હવે.

**પ્રશ્નકર્તા :** તો એ પ્રકૃતિ.

**દાદાશ્રી :** હા. હજુ નહાવાની કેમ ઉતાવળ થાય છે, વહેલું ખઈ લઉં એ કેમ ઉતાવળ થાય છે, એ બધું ભાન રહેવું જોઈએ. ના રહેવું જોઈએ ? તો એ ભાન નહીં રહ્યું, તેની આ ભૂલ થયેલી. ભાન રહે તો પ્રકૃતિને થાયને ! એ જે પ્રકૃતિ લાયો છે, એની રીતે આ પ્રકૃતિ ઉકલે છે.

સાડા છએ ઉઠનારો ભઈ, આજ સાડા પાંચમાં કેમ આઘાપાછા થયા કરે છે. ત્યારે જાણવું કે આ સ્વાર્થી છે મૂઓ ! સંડાસ જઈ આવું નહીંતર

આ લોકો પેસી જશે. ખબર પડેને આપણને. હવે સ્વાર્થી છે એનો ય વાંધો નથી, પણ તેની જાગૃતિ જોઈએ. આ થાય છે એ ખોટું થાય છે. એની પ્રકૃતિ એવી છે. પ્રકૃતિ ય ના દેખાય એવું ય છે બધું. ધીમે ધીમે સત્સંગમાં રહેવાથી સેવાભાવથી આગળ વધશે.

## એ જ રૂકાવનાર મોટો કચરો !

તમારા કચરા જુદા, એમના કચરા જુદા.

**પ્રશ્નકર્તા :** કચરા તો પુદ્ગલના ગુણો નહીં હોય ? અમુક એમને પોતાને ઈચ્છા નથી. એટલે આ બધા પ્રાકૃતિક ગુણોને ? પુદ્ગલના જ ગુણોને એમ કહો છો ને, સારા કે નરસાં ?

**દાદાશ્રી :** પુદ્ગલના થયા તેનો વાંધો નહીં. પણ પુદ્ગલની આત્મા ઉપર અસર એટલી બધી પડી ગઈ છે કે આત્માને હાલવા-ચાલવાનું બંધ થઈ ગયું છે, પરહેજ થઈ ગયો છે. એટલી બધી અસર પુદ્ગલની. આમાંથી થોડું પચાસ ટકા ઓછું થઈ જાય તો આત્મા છૂટો થાય. તો આત્મા પછી શક્તિવાન બને.

**પ્રશ્નકર્તા :** તો તમે કહો છો ને 'પ્રકૃતિનો એક પણ ગુણ મારામાં નથી અને મારો એક પણ ગુણ પ્રકૃતિમાં નથી.'

**દાદાશ્રી :** હા પણ, તારામાં નથી એટલે તારાપણું રહેવું જોઈએને ? પ્રકૃતિનો એક પણ ગુણ 'પોતાનો' માને નહીં અને 'પોતાના' બધા ગુણો જાણે એ 'જ્ઞાની'. એક ગુણ 'પોતાનો' માને તો સંસારમાં ફસાય. પ્રકૃતિનું દબાણ બહુ છે ને ! પ્રકૃતિ માણસને આત્મા તો ક્યાંય રહ્યો, પણ પશુ બનાવી દે છે.

**પ્રશ્નકર્તા :** દાદાએ કહ્યુંને હમણાં, એમના કચરા જુદાં, તમારા કચરા જુદાં. અમારા કચરામાં શું હોય ? કેવો હોય ?

**દાદાશ્રી :** દરેકના કચરા જુદા જુદા જ હોય ને ! એ ય ગંધાઈ ઉઠે. સુગંધી ના આવે. પણ આ નીકળી જાય બધા કચરાં. ઝાઝે દહાડે, જેની ઈચ્છા

છે એનાં નીકળી જાય.

**પ્રશ્નકર્તા :** આપની હાજરીમાં જ નીકળી જાય ને ?

**દાદાશ્રી :** હા, હવે એ કોઈકને તો હાજરીમાં ય ના નીકળે.

**પ્રશ્નકર્તા :** તમે કહ્યું પછી એમની ઇચ્છા હોય તો નીકળી જાય ને ?

**દાદાશ્રી :** હા, ઇચ્છા તો હોય પણ પાછું થોડીવાર પછી કહેશે ને પણ મારી સમજમાં બેસતું નથી. એટલે પછી થઈ ગયું પાછું હતું તેનું તે. કયા થર્મોમીટરના આધારે તું પૂછે છે ? એક થર્મોમીટર સાચું નથી. એના થર્મોમીટરથી જોતો હોય કે આ ૧૦૨ ડિગ્રી તાવ ચડ્યો, છતાં અહીં પડેલો હશે તો આત્મા પ્રાપ્ત થઈ જશે.

**પ્રશ્નકર્તા :** જે દાદાના ચરણમાં આવ્યા, તેનો આત્મા પ્રાપ્ત થઈ જ જાયને ?

**દાદાશ્રી :** હા, એ તો કામ જ નીકળી જાય ને !

## પ્રકૃતિ ઓગળે 'સામાયિક'માં !

તમે શુદ્ધાત્મા થયા તો પ્રકૃતિ સાહજીક થઈ. સાહજીક એ તો ડખોડખલ કરવા દે એવી હોય નહીં અને સાહજીક થઈ એટલે એ વ્યવસ્થિત છે. એટલે અમે તમને એમ ના કહીએ કે તને ખરાબ વિચાર આવ્યો તો તું ઝેર પી. હવે તો ખરાબ વિચાર આવ્યો તો ખરાબને જાણ્યો ને સારો વિચાર આવ્યો તો સારાને જાણ્યો. પણ આ બધું હવે ઓગળે શી રીતે ? કેટલુંક કંટ્રોલમાં ના આવે એવું. તમે કહો છોને તે ના ઓગળે એવી વસ્તુ છે. તેનો આપણે રસ્તો કરવો પડે. અમુક એક કલાક બેસી જ્ઞાતા-જ્ઞેયના સંબંધથી એ ઓગળે. જે પ્રકૃતિ ઓગળવી હોય તે આવી રીતે ઓગળે. એટલે એક કલાક બેસી અને પોતે જ્ઞાતા થઈ પેલી વસ્તુની સામે જ્ઞેયરૂપે જુઓ. એટલે એ પ્રકૃતિ ધીમે ધીમે ઓગળ્યા કરે. એટલે બધી પ્રકૃતિ અહીં ખલાસ થાય એવી છે.

❖ ❖ ❖ ❖ ❖

## [૧.૭]

# પ્રકૃતિને આમ કરો ચોખ્ખી...

## પ્રકૃતિ લખે ને પુરુષ ભૂંસે !

**પ્રશ્નકર્તા :** આ ક્રોધ-માન-માયા-લોભ એ બધી પ્રકૃતિ તિર્યંચમાં ય રહેવાની એવી રીતે ?

**દાદાશ્રી :** હા, દેવગતિમાં, બધામાંય, જ્યાં જુઓ ત્યાં આ જ પ્રકૃતિ. એને ગ્રંથિઓ કહેવાય. અને એ જતી રહે એટલે નિર્ગ્રંથ કહેવાય.

એટલે આ ગ્રંથિઓથી એ બંધાયેલો હોય મૂઓ, એ શું કરાવે ? એનો ઉપાય જ ના રહે. એ તો આપણા જેવું જ્ઞાન આપે ને મહીં ગ્રંથિઓની ઉપર છે તે પકડ પકડાવે ત્યારે થોડીક છૂટી જાય કે ભઈ આ જુદો ને તું જુદો. આ ગ્રંથિઓ ય જુદી ને આ ચંદુભાઈ ય જુદો ને આ બધું ય જુદું. હવે એને જોયા કરજે. આપણું વિજ્ઞાન બહુ સુંદર છે. એટલે વગર મહેનતે મજા છે ને આનંદ છે ને ?

**પ્રશ્નકર્તા :** પણ પ્રકૃતિનો માલ ઓળખાવી દો ત્યારે એ પકડાયને ?

**દાદાશ્રી :** હંઅ.

**પ્રશ્નકર્તા :** એ પ્રકૃતિના પદચ્છેદ થાય ત્યારે મૂળમાંથી જાય ને ?

**દાદાશ્રી :** આપણું વિજ્ઞાન તો બધું ખબર પાડી દે કે આ લોભ આવ્યો, આ ફલાણું આવ્યું છે. કારણ કે જુદા પડીને જોનાર છે ને ! તે

ચંદુભાઈનો લોભ છૂટે નહીં, પણ આપણને સમજણ પડે કે આ ચંદુભાઈનો લોભ છૂટતો નથી. એટલે આપણે સળી કરી આપીએ ને પછી ! આડુંઅવળું સમજાવીને પાંચ-પચ્ચીસ હજાર રૂપિયા અપાવી દેવડાવીએ ને કોઈ જગ્યાએ !

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિને છેદવાના ઉપાય એ પુરુષાર્થ વિભાગમાં જાય ?

**દાદાશ્રી :** હાસ્તો વળી. આ આડુંઅવળું સમજાવી દીધું કે ચાલ્યું ગાડું ! પોતાની પ્રકૃતિની ભૂલો દેખાવી એ ના બને, કારણ કે પ્રકૃતિને પ્રકૃતિની ભૂલો ના દેખાય. ક્રોધ-માન-માયા-લોભ, અહંકારને, બુદ્ધિને પોતાની ભૂલો દેખાય નહીં. પોતે જ પ્રકૃતિને એટલે પોતાની ભૂલો દેખાય નહીં. દેખાય તે બહુ મોટી મોટી હોય જબરજસ્ત તે દેખાય. બીજી અનંતી ભૂલો છે. નર્યો ભૂલનો ભંડાર છે પણ આમાં દેખાય નહીં, જો ભૂલો દેખાતી થાય તો ભગવાન થાય.

જ્ઞાન મળ્યા પછી ભૂલો શાનાથી દેખાતી થાય કે પ્રજ્ઞાશક્તિથી. આત્મામાંથી જે પ્રજ્ઞાશક્તિ પ્રગટેલી, એનાંથી બધી ભૂલો દેખાતી થાય અને એ ભૂલો દેખાતી થાય આપણને એટલે તરત આપણે નિવેડો લાવીએ. આપણે કહીએ કે ભઈ, પ્રતિક્રમણ કરો. પેલી પ્રજ્ઞાશક્તિ ડાઘ દેખાડે એટલે આપણે કહીએ, આ ધોઈ નાખ. એટલે બધાય કપડાં ધોઈ નાખવા. બધા ડાઘના પ્રતિક્રમણ કર્યા એટલે ચોખ્ખા !

**પ્રશ્નકર્તા :** દાદા, આ જે પાટી (સ્લેટ) ભૂંસીને ચોખ્ખી કરી નાખી છે, હવે ફરીથી એમાં ચિતરામણ ના થાય એવી શક્તિ આપો.

**દાદાશ્રી :** પ્રકૃતિ લખે છે અને પુરુષ ભૂંસે છે. પ્રકૃતિ લખી નાખે ભૂલથી ને પુરુષ ભૂંસી નાખે. પ્રકૃતિ લખ્યા વગર રહે નહીં ને પુરુષ થયા એટલે પુરુષાર્થથી પુરુષ ભૂંસી નાખે. આવી વીતરાગોએ શોધખોળ કરેલી. કારણ કે પ્રકૃતિને પુરુષાર્થ નથી. પુરુષ પુરુષાર્થવાળો છે !

પ્રકૃતિ તો અભિપ્રાય રાખે, બધુંય રાખે પણ આપણે અભિપ્રાય રહિત થવું. પ્રકૃતિ એટલે આપણો ય આ ચારિત્ર મોહ જે છે ને તે અભિપ્રાય રાખે,

પણ આપણે અભિપ્રાય રહિત થવું. એનો ભરેલો માલ નીકળે છે.

## વિફરેલ પ્રકૃતિની સામે !

પ્રકૃતિના ધક્કાથી કોઈની પર કોઈ માણસ ઊગ્ર થઈ જાય છે, પણ તરત જ એની પાછળ પોતે શેમાં હોય છે ? 'આ ના થવું જોઈએ' એ ભાવમાં છે અને જગતના લોકો જે થઈ જાય છે, એ ભાવમાં જ છે. એટલે એ બેમાં બહુ ફેર છે. તમારે તો સહમત થઈને ચાલે છે ને બધું ?

**પ્રશ્નકર્તા :** એ બને. પણ પછી આજનો અભિપ્રાય જુદો પડી જાય.

**દાદાશ્રી :** પછી કેટલા ટાઈમે ? જાગૃતિ તો તરત કલાક-બે કલાકમાં આવવી જોઈએ ! પણ માલ એવો કચરો ભરેલો, તે કેટલીય બાબતમાં ખબર જ પડતી નથી. તને નથી લાગતું એવું ? કેટલા કલાકમાં એ ખ્યાલ આવવો જોઈએ કે આ ખોટું છે ? બે કલાકે, ચાર કલાકે કે બાર કલાકે પણ ખ્યાલ આવવો જોઈએ કે આ ખોટું થયું. હજુય કેટલીક બાબતમાં થાય પણ તમને ખબર ના પડે. મને ખબર પડી જાય કે આ વાંકા ચાલ્યા. ખબર પડે કે ના પડે અમને ? છતાં અમે ચાલવા દઈએ. પાછું અમે જાણીએ કે હમણે રાગે આવી જશે.

## પ્રકૃતિ સામે જાગૃત તે જ્ઞાની !

**પ્રશ્નકર્તા :** આ જાગૃતિ રહે એના માટે પ્રકૃતિ કેટલી હેલ્પ કરે ?

**દાદાશ્રી :** એ આત્મા હેલ્પ કરે.

**પ્રશ્નકર્તા :** એટલે પ્રકૃતિ ઉપશમ ભાવમાં હોય તો જાગૃતિને હેલ્પ કરે, એવું કંઈ ખરું ?

**દાદાશ્રી :** એ તો એની મેળે જ થાય. એના કર્મનો ઉદય હોય તો ઉપશમ થઈ જાય. અને તે ઉપશમ થાય અને પછી જાગૃતિ રહે એ તો બહુ કામની નહીં. પ્રકૃતિ ઉપશમ ના હોય, પ્રકૃતિ સામી થયેલી હોય તે ઘડીએ જાગૃતિ રહે એ જ્ઞાની કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ જ્ઞાનીપદ, એ તો પ્રકૃતિ ઉપશમમાંથી આગળ જઈને ક્ષય થઈ હોય ત્યારે એ ઉત્પન્ન થાયને ?

**દાદાશ્રી :** એ તો બધી ક્ષય થઈ જાય. સામી થાય એ ક્ષય થવા આવે. એટલે સામી થાવ, કહીએ. ઉપશમ કર્યું એટલે ધક્કા ખવડાવવા, માગતાવાળાને આપી દેને તો નિવેડો આવે, નહીં તો પાછાં આવવાના આ. આવો, સાહેબ. અલ્યા, પાંચ હજાર આપી દેને અહીંથી. સાહેબ આવ્યા. એ માંગે છે એટલે. પણ આ તો પાછાં કાઢવા છેને એટલે મસ્કા મારે, જાણે છોડી દેવાનો હોય તેમ. છોડી દે ? છોડી ના દે, નહીં ? ઊલટું ચા-પાણી પી જાય ને રોફ મારી જાય. ચા-પાણી મફતનું પી જાય ને દેવું ઊભું જ રહ્યું હોય એ ઉપશમ.

## પ્રાકૃતિક ગાંઠો આંતરે જ્ઞાનપ્રકાશ !

**પ્રશ્નકર્તા :** એમ ધારો કે કંઈ લોભની ગાંઠ હોય તો તે વખતે જ્ઞાનનો પ્રકાશ ધીમો થઈ જાય એવું ખરું ? એટલે કે પ્રકૃતિના આધારે છે આ જ્ઞાનનો પ્રકાશ ? એક બાજુ વધ-ઘટ થવાનું કે એકલી જાગૃતિના આધારે પણ વધ-ઘટ થાય ?

**દાદાશ્રી :** પ્રકૃતિ અંતરાય કરે એને. આ જ્ઞાનનો તો પ્રકાશ આપ્યો છે તે ફૂલ પ્રકાશ છે પણ આ પ્રકૃતિ એને વચ્ચે ડખલ કરે.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ જે ડખલ કરે છે તે એના પાછળના કર્મને આધીન એને ડખલ કરાવડાવે છે ?

**દાદાશ્રી :** એ જ ત્યારે બીજું શું ? એ જ પ્રકૃતિ, પાછલાં કર્મો એ જ પ્રકૃતિ. અમારે એ બહુ લપકામણ ના હોય. એટલે અમને ડખલ ના હોય.

**પ્રશ્નકર્તા :** ત્યાં આગળ શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** નહીં, એ કશું કરવાનું નહીં. ત્યાં બસ આ ઊંધું-ચત્તું થાય, એ પ્રતિક્રમણ કરતાં રહેવાનું. આ માર્ગ જ આખો પ્રતિક્રમણનો છે.

શૂટ ઓન સાઈટનો માર્ગ છે. જો શૂટ ઓન સાઈટ ચાલુ રહેતું હોય તો જ તમે પહોંચી શકશો, નહીં તો પહોંચી નહીં શકાય !

## દબાણથી નહીં, સમજણથી બંધ !

જેટલો માલ ભર્યો છે એટલો માલ તો એણે જ શુદ્ધ કરવાનો છે !

**પ્રશ્નકર્તા :** કેટલો માલ છે તે તો હું કેવી રીતે કહી શકું ?

**દાદાશ્રી :** એ તો કહી શકે ને ! પ્રકૃતિના વિચારો આવે બધાં, સુગંધ આવે, બધું આવે. એના એવિડન્સો ઊભા થાયને, કમિંગ ઈવેન્ટસ કાસ્ટ ધેર શેડોઝ બીફોર. પરાણે આ પ્રકૃતિમાં દબાણનો માર્ગ જ નહીં ને ! અહંકાર હોય તો માણસ દબાણ કરે ને ! અને દબાણ તો પાછું આ રહેતું હશે ? કે દહાડે છટકી જાય !

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિને દબાણ નહીં કરવાનું તો એને નાચવા દેવાની ?

**દાદાશ્રી :** નાચવા તો દેવાય જ નહીં, પણ દબાણ નહીં કરવાનું. એને બુઠ્ઠી કરી નાખવાની, કોઈ વસ્તુમાં સાર-ગુણતા નથી એવું સમજાયને તો વૃત્તિઓ બંધ થઈ જાય, એની મેળે જ બંધ થઈ જાય. સાર-ગુણતા નથી, નુકસાનકારક છે, એવું જબરજસ્ત એને સમજમાં બેસી જાય તો વૃત્તિઓ બંધ થઈ જાય. સમજાવી જોજે.

## ડિસ્ચાર્જ પ્રકૃતિમાં ન માણો મીઠાશ !

કોઈ પણ પ્રવૃત્તિની પ્રકૃતિ જ ઊભી થયેલી છે, તે પ્રકૃતિ કરાવડાવે ત્યાં સુધી કરવું પણ ઉત્તેજન નહીં આપવું. મહીં રસ ના લેવો. આ હિતકારી પ્રવૃત્તિ નથી. જે કાર્ય કરી શકોને, તે ડિસ્ચાર્જ થાય છે. જે કાર્ય તમારાથી થઈ રહ્યું છે એ ડિસ્ચાર્જ છે. પણ એમાં તમે જે રસ લો છો તે રસ ના લેશો. આ રસ લેવા જેવી ચીજ ન્હોય. આ તમને ભટકાવીને ફેંકી દેશે. મીઠું લાગે, સ્વાદિષ્ટ લાગે, તે પાડી દે !

આ જે પ્રકૃતિ ઊભી થયેલી છેને, તે એના કર્તા તમે અત્યારે નથી,

આ તો ડિસ્ચાર્જ છે. એટલે અમે વઢીએ નહીં કે આવું થયું તેમાં પણ તમને એન્કરેજ પણ ના કરીએ. તમને મનમાં એવું લાગે કે શું ય થઈ ગયું આ ! તો ઊંધું બાફી મારશો ! સમજ્યા વગરનું કોને કેટલી દવા આપવી એ જાણો નહીં અને ગમે તેને દવા આપી દેશો, એ તમારું કામ નહીં. આ તો બધું પ્રકૃતિ છે, એને ઉદાસીન ભાવે જોયા કરો. બહુ ઈન્ટરેસ્ટ ના લેવો. આ પ્રકૃતિથી કોઈને નુકસાન ના થાય એ જોઈ લેવું.

પોતાનું જે કાર્ય હોય એ કરવું. આ તો માથે પડેલી ભરેલી પ્રકૃતિ છે. છૂટકો નથી. ખોળી કાઢશે અવળું, ત્યાં જઈ આવશે. સ્વાદ પડે, એમાં મીઠાશ લાગે. આ મીઠાશ પાછી પ્રાકૃતિક મીઠાશ, આત્માની મીઠાશ ન્હોય. હજુ બહુ કરવાનું બાકી છે.

**પ્રશ્નકર્તા :** એનું વિગતવાર જણાવો.

**દાદાશ્રી :** આ પાંચ આજ્ઞા જ તમે બધા પાળોને, એમાં જ છે તે ઊંડા ઊતરો. હજી પાંચ આજ્ઞા જ પૂરી પળાતી નથીને ! આ તો તમને લાગે એવું, એમ તેમ કહીએ. એટલે અમે ખુશી નહીં છતાં ખુશી દેખાડેલી.

**પ્રશ્નકર્તા :** બધી ભૂલ થાય તે આપને બતાવવાનું આ જ કારણ છે. અમને પ્રોપર માર્ગદર્શન મળશે જ અહીંયા, એવો અમને દૃઢ વિશ્વાસ છે. કંઈ પણ નહીં છૂપાવાનું કારણ જ આ !

**દાદાશ્રી :** એ તો પછી જ્યારે મીઠાશ લાગેને ! તો છૂપાવતો થાય અમારાથી. બાકી શરૂઆત હોય ત્યાં સુધી અમને પૂછે. પછી બહુ મીઠાશ લાગે એટલે છૂપાવતો થાય. ચેતીને ચાલજો.

## પ્રકૃતિને કરો માફ !

**પ્રશ્નકર્તા :** આપના સત્સંગમાં આપનું વચન આવેલું કે પોતાની પ્રકૃતિને માફ કરી શકાય, પણ પ્રકૃતિનું ઉપરાણું ન લઈ શકાય, એનો બચાવ ન કરી શકાય. એ જરા ભેદ સમજાવોને દૃષ્ટાંતથી.

**દાદાશ્રી :** ઉપરાણું લઈએ અને બચાવ કરીએ તો આપણે પ્રકૃતિની

જોડે જ થયા. એટલે પરના માલિક થયા. પ્રકૃતિએ ઊંધું કર્યું હોય તો એને માફ કરી શકાય. કારણ કે એ આપણે પોતાનામાં રહીને માફ કરી શકીએ છીએ અને પેલું તો પરમાં આવીને કરવું પડે છે. પરના માલિક થઈ જાય છે. એ ગમે તેવો ગુનો કર્યો હોય તો માફ કરી શકાય. માફ કરવું એ પોતે છેટા રહીને કરી શકાય અને પેલું છે તે બચાવ કરે એટલે પરના માલિક થઈને જ કરે. ઉપરાણું લે એટલે પરના માલિક થઈને જ કરે. એ પક્ષનો થઈ ગયોને ! અને માફ કરવું એ પક્ષનો ના કહેવાય. માફ કરવું એ તો પોતાનો સ્વભાવ જ છે.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિને માફ કરી શકાય એટલે એમાં પોતાના સ્વભાવમાં રહીને એટલે એ શું ?

**દાદાશ્રી :** પ્રકૃતિ ગમે તેવી ખોટી હોય તો માફ ન કરીએ તો એ સિવાય બીજો કોઈ રસ્તો ઊંચો નથી. બીજા બધા રસ્તા તન્મયાકાર થનારા છે. એટલે માફ કરી શકાય તો છેટા રહ્યા. પ્રકૃતિ ખરાબ હોય, એનો બચાવ કર્યો તો એ પક્ષમાં ગયો. ઉપરાણું લે તો પ્રકૃતિ વધી જાય. પ્રકૃતિ ફાવતી જ આવી જાયને, એને રાગ થયો કહેવાય. ઉપરાણું લેવું એટલે પ્રકૃતિ ઉપર રાગ. બચાવ કરવો તે ય રાગ થયો.

**પ્રશ્નકર્તા :** આ પ્રકૃતિને જ માફ કરો, એટલે શું ?

**દાદાશ્રી :** પ્રતિક્રમણ કરનાર કરે છેને ! એટલે જે દોષ થયેલો છે, તેની માફી માગે છે. એટલે પ્રતિક્રમણ કરનાર પ્રકૃતિ છે અને માફ કરનાર ભગવાન છે. એટલે માફી માંગનારા જુદા છે ને માફી આપનારા જુદા છે. એ બેને બીજો સંબંધ નથી એમાં. અને બચાવવામાં તો બહુ મોટો સંબંધ. મોટો જબરજસ્ત સંબંધ હોય તો બચાવવાનું થાય.

**પ્રશ્નકર્તા :** હા, રાગ વગર બચાવે નહીં.

**દાદાશ્રી :** એ રાગ કહો કે ગમે તે. પણ મોટામાં મોટો સંબંધ એ પરનો માલિક હોય તો બચાવ કરે જ. બીજો કોઈ બચાવવાનો શબ્દ રહ્યો નહીંને !

**પ્રશ્નકર્તા :** તો પ્રકૃતિનું પોષણ કરવું નહીં, રક્ષણ કરવું નહીં ?

**દાદાશ્રી :** હા, રક્ષણ કરવું નહીં એટલે શું કે આત્મા થયા અને પછી પ્રકૃતિનું ઉપરાણું લઈએ તે ખોટું કહેવાય ને ? વધારાનું ઉપરાણું લે એટલે પછી તો એ પક્ષના જ થઈ ગયા પછી. આ પ્રકૃતિનો બચાવ કરીને આ ઉપરાણું લઈને જ આ મુશ્કેલી ઊભી થઈ અને પ્રતિક્રમણથી ધોવાઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** આપે દૃષ્ટિ અમને આપી તે ધોવાની દૃષ્ટિ આપી તો ય પ્રકૃતિનું ઉપરાણું કેમ લેવાઈ જવાય છે ?

**દાદાશ્રી :** એ તો હજુ પ્રકૃતિ પક્ષના છો એટલે જ. અમને તો પ્રકૃતિનું ઉપરાણું ના લેવાય. પ્રકૃતિનો તો જ્યાંથી દોષ દેખાયો કે તરત માફ ક્યારે થઈ જાય એના માટેની તૈયારી હોય. હજુ ઉપરાણું લેવાયને, એ તો ભયંકર ગુનો છે. એ છાવરેને તો ય ઉપરાણું, એ ય ગુનો. તમે કહો કે હા દાદા, આ ખોટું છે. એટલે મારે કહી દેવું જોઈએ કે ભઈ, ખોટું છે. હું બચાવ કરવા માટે બીજા શબ્દો વાપરું, વકીલાત કરું તે ગુનો છે.

**પ્રશ્નકર્તા :** એ છાવરવું એ નબળાઈ છે.

**દાદાશ્રી :** એ ગુનો જ કહેવાય.

**પ્રશ્નકર્તા :** અને દાદા, બીજાની પ્રકૃતિ માફ કરી શકાય પણ પોતાની પ્રકૃતિને માફ કરી શકાય ?

**દાદાશ્રી :** એ કરી શકાયને ! માફ કરવું જ જોઈએ. માફ ના કરો તો બીજો કોઈ એવો રસ્તો નથી કે જે એટલું બધું સરળ હોય.

**પ્રશ્નકર્તા :** દાદા, એ પણ માફ એટલે પણ એક જાતનું જજમેન્ટ થયું.

**દાદાશ્રી :** હા, એ જજમેન્ટ કહો કે બીજું ગમે તે કહો. આ પ્રકૃતિના આધારે જજમેન્ટ અને અહીં જ્ઞાનમાં જજમેન્ટ નથી હોતું. જજમેન્ટ પેણે અહંકારના સોદા હોય ત્યાં જજમેન્ટ કહેવાય.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિને માફ કેવી રીતે કરી શકાય ?

**દાદાશ્રી :** એની ઉપર ચીડ નહીં કે કંઈ નહીં, પોતાની પ્રકૃતિ ઉપર ચીડ નહીં ખાવી, ઉપરાણું લેવાનું નહીં. અને માફ કરી દેવું એટલે એના તરફ રાગ નહીં, દ્વેષ નહીં, વીતરાગતા. ખરાબ તો નીકળે જ. જ્ઞાનીને ય ખરાબ નીકળે કોઈ વખત, પણ એના તરફ અમે વીતરાગ થઈ જઈએ તરત !

પ્રકૃતિથી જે જે બને છે, એ શેમાં છે ? ઉદયમાં આવ્યું છે. પ્રકૃતિને જે ભોગવવાનું આવ્યું, તે ભોગવો છો. આ હું જે બોલું, તે પાછું મનમાં એમ થાય કે આ શા સારુ બોલ્યો'તો ! પણ તે ચાલે નહીં આપણું, કારણ કે પ્રકૃતિમાં વણાયેલું છે તે એ બોલે જ, તે આપણે જોયા જ કરવાનું. હું કહેવા માગું છું એ સમજાયું કે ના સમજાયું ? કમ્પ્લિટ. સમજાય તો બહુ કામ થઈ જાયને !

## દોષ દેખાય ત્યાં થવું ખુશ !

પોતે બંધાવું ના હોય, તેને કોણ બાંધે ?

**પ્રશ્નકર્તા :** એ બરોબર છે પણ આમ પોતાની પ્રકૃતિના બધા જ પાસા પોતાને ના દેખાતા હોય, તો....

**દાદાશ્રી :** ના દેખાય તો માર ખાઈને ય દેખાય !

**પ્રશ્નકર્તા :** તે અમુક, જે ભાગ ના દેખાય.

**દાદાશ્રી :** એ ફરી દેખાવાનો. બીજા અવતારમાં દેખવાનો. બધું કેવી રીતે દેખાય ? જેટલું દેખાય છે તે બધું, એની પાર્ટી આપવી જોઈએ કે આટલાં દેખાયા. બીજું તો દેખાય નહીં. થોડા ઘણાં દેખાય છે ને ?

**પ્રશ્નકર્તા :** ઢગલેબંધ દેખાય છે, દાદા.

**દાદાશ્રી :** તો તો પછી પાર્ટી આપો બધાને. ભગવાનની ભાષામાં ચાલવું. શું નથી એવું નહીં જોવાનું, શું છે મારી પાસે એ જોવાનું.

હવે તમે કહો છો ને, મને દેખાતું નથી.

**પ્રશ્નકર્તા :** એટલે જ્યારે અમુક દેખાય, જે પહેલા ના દેખાયેલું હોય એ દેખાય. ત્યાર પછી એવું થાય કે આવું તો આજે દેખાયું તો આવું તો કેટલુંય મહીં પડી રહ્યું હશે !

**દાદાશ્રી :** ભલે પણ આ, દેખાયું તેની જ છે તે પાર્ટી આપવી પડે. હોય ક્યાંથી, દેખાય ક્યાંથી ? દેખાવું કંઈ સહેલી વસ્તુ નથી.

**પ્રશ્નકર્તા :** કોઈ વખત આમ દાદાની પાસેથી એવી દ્દષ્ટિ મળી જાય છે કે પછી એક નવી દિશા જ દેખાડી દે છે. વાતમાં, કંઈ સામાન્ય સત્સંગમાં કે વ્યક્તિગત પણ એવી દ્દષ્ટિ મળી જાય છે, એ એક નવી દિશા દેખાડતી થાય છે કે, ઓહોહો ! આ ખૂણો તો રહી ગયેલો.

**દાદાશ્રી :** સત્સંગમાં કોમનભાવે નીકળે બધી વાત. એક માણસને ઉદ્દેશીને ના હોય. એમાં સહુ સહુનું, બધાનું, દરેકનું જુદું હોય, ભઈ.

## જ્ઞાન કે જ્ઞાની, કાઢે પ્રકૃતિ !

આ ય પૂરું સમજવું પડશે. હજારો માણસના રૂબરૂમાં કોઈ કહે, 'ચંદુભાઈમાં અક્કલ નથી' તો આપણને આશીર્વાદ આપવાનું મન થાય કે 'ઓહોહો, આપણે જાણતા હતા, ચંદુભાઈમાં અક્કલ નથી પણ આ તો એ હઉ જાણે છે.' ત્યારે એ જુદાપણું રહેશે.

આ ભઈને અમે રોજ બોલાવીએ, કો'ક દહાડો ના બોલાવીએ, એનું શું કારણ ? કે એમને વિચાર આવે કે સાલું, આજે કેમ આવું ?! ત્યારે ખબર પડે કે જુદો રહી શકે છે. એવી ચાવીઓ આપીએ અમે. ચઢાવીએ ને પાડીએ, ચઢાવીએ ને પાડીએ, એમ કરતો કરતો જ્ઞાનને પામે. આ અમારી બધી ક્રિયાઓ જ્ઞાન પમાડવા માટે છે. દરેકની જોડે જુદી જુદી હોય એની પ્રકૃતિ જોઈને ! બધાની પ્રકૃતિ જોઈને કરેલું હોય.

**પ્રશ્નકર્તા :** હા, પ્રકૃતિ પ્રમાણે.

**દાદાશ્રી :** એવી હોવી જ જોઈએને ?! એ પ્રકૃતિ નીકળી જ જવી જોઈએને ?! પ્રકૃતિ તો કાઢવી જ પડશે. પારકી વસ્તુ ક્યાં સુધી રહે આપણી પાસે ?

**પ્રશ્નકર્તા :** ખરી વાત છે. છૂટકો નહીં, પ્રકૃતિ કાઢ્યા સિવાય !

**દાદાશ્રી :** હંઅ. અમારી તો કાઢી આપી કુદરતે. જ્ઞાને કાઢી આપી અમારી તો. તમારી તો અમે કાઢીએ ત્યારે જ જાય ને ! નિમિત્ત છીએ ને ! ઘણી નીકળી ગઈ. હજુ રાત્રે પ્રતિક્રમણ કરવાં પડે છે ને ? માટે આપણી ભૂલો છે, તે હવે કાઢવાની ધીમે ધીમે. ખબર પડે છે ને પછી ?

અમે બોલાવીએ નહીં, 'ચંદુભાઈ આવો' કહીને તો, એટલે તમારે સમજી જવાનું કે અમને ચેતવ્યા. અને બોલીએ ત્યારે પ્રકૃતિ નીકળ્યા કરે. અમે 'આવો ચંદુભાઈ' એમને કહીએ ને એટલે પ્રકૃતિ ઉછળી નીકળે બહાર. રોફમાં આવી જાય. પણ પછી તમને બંધાય નહીં, ફરી બંધાય નહી. નીકળી ગયા પછી ફરી બંધાય નહીં. એમાં આપણે તન્મયાકાર ના થઈએ. એટલા માટે અમે એક દહાડો પાછાં એવું કરીએ, બોલીએ નહીં એટલે પાછું ઉતરે.

**પ્રશ્નકર્તા :** આ દવાઓ બધી.

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** આમાં કંઈ દાદાને તો રાગે ય ના હોય ને દ્વેષે ય ના હોય.

**દાદાશ્રી :** એ તો પ્રકૃતિ હોય જરા. સારા માણસોને, અમુક માણસોને કહેવું પડે, રાખવું પડે, નહીં તો લોકો આ એને ખેદાન-મેદાન કરી નાખે. ખટપટિયા લોક ને ! બધાને ઓછી ખટપટ આવડે છે ? એટલે પક્ષપાતી રહેવું પડે. પણ આમ વીતરાગ પણ પક્ષપાત રહેવું પડે, કારણસર. કોઈને નુકસાન ન થવું જોઈએ. આપણે એકને આમ દબાવીએ, આમ એકને એને પણ રાગે પડી જાય. રાગે ના પાડવું પડે ?

## પુદ્ગલમય સ્વભાવ ને પ્રકૃતિ એક !

**પ્રશ્નકર્તા :** સ્વભાવ અને પ્રકૃતિ એક જ કહેવાય કે અલગ ?

**દાદાશ્રી :** પુદ્ગલમય સ્વભાવ થઈ ગયો હોય ત્યારે એ સ્વભાવ કહેવાય, તો સ્વભાવ ને પ્રકૃતિ એક જ કહેવાય. અને પ્રકૃતિને જ સ્વભાવ કહીએ છીએ આપણે. આ માણસનો સ્વભાવ આવો છે એટલે એની પ્રકૃતિના સ્વભાવને સ્વભાવ કહીએ છીએ. કારણ કે ખરેખર સ્વભાવ નથી એ. સ્વભાવમાં તો ભગવાન છે પોતે. પણ એણે આ માન્યતા ઊંધી માની છે, એટલે હું આવો છું, હું ક્લેક્ટર થઈ ગયો, ફલાણો થઈ ગયો. એનાં માર ખાયા જ કરે છેને!

સ્વભાવ ને પ્રકૃતિ એક જ કહેવાય. પણ સ્વભાવ પાતળો હોય એવું બની શકે. ગાય મારતી નથી તે ય પ્રકૃતિ છે અને મારે છે તે ય પ્રકૃતિ છે. માણસ સામાને મારતો હોય તે ઘડીએ મહીં રહ્યા કરે કે ખોટું કરી રહ્યો છું. એ હું ખોટું કરી રહ્યો છું, એ જ્ઞાન છે અને મારે છે એ પ્રકૃતિ છે.

**પ્રશ્નકર્તા :** હવે 'તું તારા સ્વભાવમાં આવી જા' એવું જ્યારે કહીએ છીએ ત્યારે એ કોને કહીએ છીએ ?

**દાદાશ્રી :** એ સ્વભાવ જુદો. પરમાત્મ સ્વભાવમાં આવી જા, એવું કહે છે. આ તો તું બીજી દશામાં છું, ઊંધી દશાએ છું. સંસારી દશામાં છું, પ્રાકૃત દશામાં છું. તું તારા સ્વભાવમાં આવી જા. પોતાની પરમાત્મા દશામાં આવી જા. 'તું પરમાત્મા છે' એ દશામાં આવી જા. એવું ભગવાનને કે કોઈને લાયસન્સ નથી કે આ બધાનું લાઈસન્સ લે. જે પોતાના સ્વભાવમાં આવે એ પરમાત્મા થાય !

**પ્રશ્નકર્તા :** તું તારા સ્વભાવમાં આવી જા. એટલે કે રાગ-દ્વેષથી રહિત બની જા. કર્તાપણામાંથી નીકળી જા, તો એ બને.

**દાદાશ્રી :** એવું છે ને, આ શુદ્ધાત્મા છે એ જ તમે છો અને એ

જ તમારું સ્વરૂપ છે. હવે ત્યાંથી તમે અલગ થયા છો તો એ જોઈ જોઈને તમે તે રૂપ થઈ જાવ. એ અક્રિય છે, આવાં છે, તેવાં છે ! અને એવું સમજી સમજીને તમે તે રૂપ થઈ જાવ. આ તો વ્યતિરેક ગુણ ઉત્પન્ન થયો છે અને તેમાં આપણી માન્યતા ઊભી થઈ છે. એટલે આપણે આ જોઈને તે રૂપ થવાનું છે.

## પ્રકૃતિ બતાવે અંતે ભગવત્ ગુણો !

દરેક માણસ પોતાનો સ્વભાવ બતાવ્યા વગર રહે નહીં. જ્યાં સુધી આત્મ સ્વરૂપ થાય નહીં, ત્યાં સુધી આત્મ સ્વભાવ દેખાય નહીં. પુદ્‌ગલ સ્વભાવ જ દેખાય.

આ પુદ્‌ગલ સ્વભાવ પૂરો થઈ જાય અને આત્મ સ્વભાવ જેવો થઈ જાય, એના ચાળા પાડે એવો ડિટેડીટો ત્યારે પૂર્ણાહુતિ કહેવાય.

આ બાજુ આત્મા ય દેખાય ને આ બાજુ આ ય આત્મા જેવો દેખાય.

**પ્રશ્નકર્તા :** એટલે મૂળ આત્મા દેખાય અને પોતે આત્મા જેવો થઈ જાય.

**દાદાશ્રી :** હા. તે આગ્રહ તો મેં છોડાવડાવ્યા તમને. એ મોટામાં મોટી ખેંચથી આ બધું નહોતા થતાં. હા, ખેંચ ના જોઈએ કોઈ જાતની.

**પ્રશ્નકર્તા :** એટલે મૂળ આત્માના ચાળા જેવો એટલે જ્ઞાન-દર્શન-ચારિત્ર એવું ?

**દાદાશ્રી :** પેલું જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપ હોય એવું અહીં આગળ વ્યવહારમાં જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ હોય. ત્યાં આદર્શ હોય બધું. આગ્રહ-બાગ્રહ કશું જ હોય નહીં. કશું દુઃખ ય ના હોય, કશી ભાંજગડ ના હોય.

**પ્રશ્નકર્તા :** નહીં પણ આ વ્યવહાર એટલે પુદ્‌ગલ જ રહ્યું ને ? તો પછી પુદ્‌ગલ કયા પુદ્‌ગલને સ્પર્શે ? એટલે પુદ્‌ગલના બધા ચાળા પૂરા થાય, પુદ્‌ગલનાં બધાં સ્વભાવ પૂરા થઈ અને પાછો....

**દાદાશ્રી :** આ મારું પુદ્‌ગલ છે, તમારા કરતાં શું પુદ્‌ગલ ઊંચું નથી ? ઊંચું થતું થતું ચાર ડિગ્રી મારી જતી રહે તો ભગવાન જેવું સ્વરૂપ દેખાય. અહીં મારું વર્તન-બર્તન બધુંય. એટલે દેહેય ભગવાન થઈ જાય. તીર્થંકરોનો દેહ પણ ભગવાન થઈ ગયો'તો. તેથી આ બહારના લોક કબૂલ કરે ને ?

**પ્રશ્નકર્તા :** એટલે મહીં આ દેહ તો એવો જ છે પણ વચ્ચેનું ફેરફાર થાય છે ? દેહ છો એનો એ જ રહ્યો. ચાર ડિગ્રીમાં ફેરફાર કઈ બાબત, કઈ બાજુમાં થાય છે ?

**દાદાશ્રી :** આ જે મહીં છે તે દેહનાં આધારે જ અહીં આગળ કચાશ લોકોને દેખાય છે. ચાર ડિગ્રીનાં આધારે કચાશ લોકોને દેખાય છે આ. કપડાં છે, ફલાણું છે, વીંટી છે, વાળ ઓળેલા છે. આ ખોરાક-બોરાક બધું દેખાય છે ને, એ બધું ના દેખાય.

**પ્રશ્નકર્તા :** એટલે એ ચાર ડિગ્રી ફેરફાર જે થાય છે.

**દાદાશ્રી :** પછી સામાનેય શંકા પડે એવું ના હોય.

**પ્રશ્નકર્તા :** મહીં તો ત્રણસો સાઈઠ પૂરી છે ને ?

**દાદાશ્રી :** એ તો જ હોય ને !

**પ્રશ્નકર્તા :** તો પછી ?

**દાદાશ્રી :** આ વર્તનેય થવું જોઈએ ને ?

**પ્રશ્નકર્તા :** એ પુદ્‌ગલનો સ્વભાવ ગણાય ?

**દાદાશ્રી :** હં, પુદ્‌ગલનો સ્વભાવ પણ તે આવો ભગવાનનાં ચાળા પાળતો હોય એવો થાય. એટલે પેલાં ય ભગવાન અને આ ય ભગવાન દેખાય. લોકો કહે કે આ ભગવાન જ છે.

**પ્રશ્નકર્તા :** આ આખું રિલેટીવ પાસું ભગવાન જેવું થાય એમ. આખી પ્રકૃતિ ભગવાન સ્વરૂપ થઈ જાય એમ ?

**દાદાશ્રી :** હા, જો ક્ષમા એવી દેખાય, નમ્રતા એવી દેખાય. સરળતા એવી દેખાય. સંતોષ એવો દેખાય. કોઈ ચીજની ઈફેક્ટ જ નહીં. પોતાપણું ના હોય. એ બધું લોકોનાં દેખવામાં આવે. બધા બહુ ગુણો ઉત્પન્ન થઈ જાય. એ આત્માના ગુણ નથી ને આ પુદ્ગલના ય ગુણ નથી એવાં ગુણ ઉત્પન્ન થઈ જાય.

ક્ષમા તો આત્માનો ય ગુણ નથી ને પુદ્ગલનો ગુણ નથી, સહજ ક્ષમા. પેલો ગુસ્સો કરે, અમે ક્ષમા કરતાં નથી પણ આમ સહજ ક્ષમા જ હોય. પણ પેલાને એમ લાગે કે ક્ષમા કરી એમણે. એટલે અહીં પૃથ્થકરણ થઈને અમને સમજાય કે મારે આમાં લેવા-દેવા નથી ને !

**પ્રશ્નકર્તા :** એ ક્ષમા માટે થયું. એવું સરળતા માટે કેવું હોય ?

**દાદાશ્રી :** હા, સરળતા તો હોયને ! સામાની દશા અવળી હોય તો ય સરળને એ સીધું જ દેખાય. કેવી સરળતા છે ! નમ્રતા !! આમાં કશું છે નહીં આત્માનું.

**પ્રશ્નકર્તા :** એટલે પોતાનામાં ક્રોધ-માન-માયા-લોભ ઊડે છે એટલા માટે આવાં ગુણ પ્રગટ થાય છે ?

**દાદાશ્રી :** લોભને બદલે સંતોષ થાય એટલે લોક કહે, જુઓને, કશું જોઈતું જ નથી. જે હોય એ ચાલે. એવાં ગુણો ઉત્પન્ન થાય ત્યારે ભગવાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** લોકોને સરળતા, ક્ષમા દેખાય ત્યારે પોતે શેમાં હોય છે ?

**દાદાશ્રી :** પોતે મૂળ સ્વરૂપમાં હોય, લોકો આવું કહે, પુદ્ગલ આવું દેખાય એટલે. પુદ્ગલનું વર્તન આવું દેખાય એટલે લોક કહે, ઓહોહોહો ! કેવી ક્ષમા રાખે છે ! આ જુઓને, અમે ગાળો ભાંડી પણ કશું એમનાં મોઢાં પર અસર જ નથી. કેટલી ક્ષમા રાખે છે પછી પાછાં કહેવતેય બોલે. ક્ષમા વીરસ્ય ભૂષણમ્. અલ્યા ન્હોય, વીરે ય ન્હોય. ક્ષમા યે ન્હોય. આ તો ભગવાન છે એ તો. પાછાં બોલે ક્ષમા એ મોક્ષનો દરવાજો છે. અલ્યા મૂઆ, આ ક્ષમા નહીં, પેલી સહજ ક્ષમા. ક્ષમા જે સુધારે છે એવું કોઈ સુધારતું

નથી. ક્ષમાથી જે માણસો સુધરે એવું કશાથી સુધરતું નથી. મારવાથી ય સુધરતું નથી. એ ક્ષમા વીરસ્ય ભૂષણમ્ કહેવાય.

## અંતે પ્રકૃતિ પણ થાય ભગવાન સ્વરૂપ !

પ્રકૃતિ આત્મા જેવી થશે ત્યારે છૂટાશે, એમ ને એમ છૂટાય નહીંને, પ્રકૃતિને લોક ભગવાન કહેશે, પ્રકૃતિ ભગવાન સ્વરૂપ થશે. કોઈને દુઃખ ના દે, બહુ સુંદર પ્રકૃતિ હોય. પોતે ભગવાન થાય ત્યારે આપણાથી છૂટાશે. અત્યારે ભગવાન થવા માંડી છે, પ્રકૃતિ. હવે પહેલાં જે કરતી હતી, એનાં કરતાં ફેરફાર કરી નાખ્યોને પ્રકૃતિએ કે નથી થયો ફેરફાર ? એ પ્રકૃતિ ભગવાન થઈ રહી છે અત્યારે.

આ મહાવીર ભગવાનનું પુદ્ગલ છેવટે ભગવાન થયું ત્યારે છૂટાં થયા. ભગવાન કરવું જ પડશે એને.

**પ્રશ્નકર્તા :** બધાંને માટે એક જ નિયમ ?

**દાદાશ્રી :** હા, પણ કો'કને ગાંળો ભાંડતો હોય ને ભગવાન થાય એવું બને નહીંને !

**પ્રશ્નકર્તા :** એમાં અનાત્મા પુદ્ગલ અને પુદ્ગલ જ્ઞાની છે એવી વાત આવી એટલે મેં પૂછ્યું ?

**દાદાશ્રી :** એ રિલેટીવ આત્મા છે ને, રિલેટીવ આત્મા ભગવાન જેવો દેખાશે. લોકોને ખાત્રી થાય કે આ ભગવાન છે ત્યારે છૂટાશે. રિલેટીવ આત્મા ગાળો ભાંડતો હોય ને છૂટાય એવું બને ?

**પ્રશ્નકર્તા :** એટલે પ્રકૃતિ જ ને કે પુદ્ગલ ?

**દાદાશ્રી :** પ્રકૃતિ. આત્મા સિવાય બીજી બધી પ્રકૃતિ ને પ્રકૃતિ એ જ પુદ્ગલ.

**પ્રશ્નકર્તા :** મોક્ષે જતાં પહેલાં અમારી બધાંની પ્રકૃતિ એ સ્ટેજમાં આવવી જ જોઈએ, નિયમાનુસાર ?

**દાદાશ્રી :** હા, પણ તો જ લોકો કહેને, સર્વજ્ઞ છે. બહારની પ્રકૃતિ જ એવી થઈ જાય.

**પ્રશ્નકર્તા :** તમે જેને જ્ઞાન આપો છો એ પુરુષ જુદા, જેને બીજા કોઈને જ્ઞાન આપવાની પંચાતમાં નથી પડવું, પણ સીધા મોક્ષે જવું છે એ લોકોને ય પ્રકૃતિ ભગવાનના લેવલની લાવ્યા પછી જ જવાનું છે ?

**દાદાશ્રી :** બધાંને, એ તો એક જ રીત હોયને, બે રીત ના હોય, માર્ગ જુદા જુદા હોય પણ રીત એક જ હોય.

**પ્રશ્નકર્તા :** હવે એ વસ્તુ આ જન્મમાં અમને અંતર અનૂભુતિ થવાની કે નહીં ?

**દાદાશ્રી :** આ ભવની વાત શું કરવા કરો છો ? એ તો એક-બે જન્મમાં બધું એની મેળે થશે. જ્યાં આ દૃષ્ટિ ફરીને એટલે વાર જ ના લાગે.

**પ્રશ્નકર્તા :** તો દાદા, બધાંને આ બધી જ માથાકૂટો કરવી પડે ?

**દાદાશ્રી :** ત્યારે બધું જ ચોખ્ખું થાયને ! ક્રમિકમાં એટલો બધો અહંકારને ચોખ્ખો કરવો પડે. ક્રોધ-માન-માયા-લોભના પરમાણુ ના રહે ક્રમિકમાં.

મહીં આત્મા છે એ તો ભગવાન જ છે. બહાર પ્રકૃતિ છે, તેને વીતરાગ બનાવો. એ વીતરાગ બનાવી જ રહ્યા છે લોકો. કઈ રીતે બને સહેલાઈથી, એ માર્ગ જેટલો જાણે એટલો એનો ઉકેલ આવે. આ પ્રકૃતિને પણ વીતરાગ બનાવવી. ભગવાન મહાવીરની પ્રકૃતિ વીતરાગ જ હોય.

પ્રકૃતિને છેવટે વીતરાગ બનાવવાની. પણ આ જ્ઞાન મળ્યા પછી આપણે બનાવવાની નહીં, એની મેળે જ થઈ જ જાય. મારી આજ્ઞામાં રહે ને એટલે પ્રકૃતિ વીતરાગ થયા જ કરે. તમારે કશું કરવાપણું નહીં. કરવાપણું તો કર્તા થાય પાછાં. આજ્ઞામાં રહેવાથી થયા જ કરે.

## સહજતામાં પહેલું કોણ ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાન થઈ જાય એ પછી પ્રકૃતિ સહજ થાય કે પ્રકૃતિ સહજ થાય તેમ જ્ઞાન પ્રગટ થતું જાય, એમાં ક્રમ કયો ?

**દાદાશ્રી :** આપણે આ જ્ઞાન આપીએ છીએને ત્યારે દૃષ્ટિ બદલાય જાયને પછી પ્રકૃતિ સહજ થતી જાય. પછી સંપૂર્ણ સહજ થાય. પ્રકૃતિ બિલકુલ સહજ થાય. એટલે આત્મા તો સહજ છે જ, બસ થઈ ગયું. છૂટું થઈ ગયું. અને પ્રકૃતિ સહજ એટલે તો બહારનો ભાગ જ ભગવાન થઈ ગયો. અંદરનો તો છે જ. અંદરનો તો બધાંયનામાં છે.

**પ્રશ્નકર્તા :** અમારી પ્રકૃતિ જેટલી અસહજ હોય.

**દાદાશ્રી :** તેનો સવાલ નહીં. તમે આ પ્રકૃતિ તો મને મળતાં પહેલાંની ભરેલી છે.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ સહજ થવી જોઈએ કે નહીં ?

**દાદાશ્રી :** એ તો પોતે આ જ્ઞાનમાં રહે તો સહજ જ થાય.

પ્રકૃતિ નિકાલ થયા જ કરે, એની મેળે નિકાલ થઈ જશે અને નવી પ્રકૃતિ મારી હાજરીમાં ભરાઈ રહી છે અને જરાક કો'કની કઠણ હોય તો એકાદ અવતાર વધારે થાય, એકાદ-બે અવતારમાં તો બધું ઉડતું જ થાય, બધું મલ્ટિપ્લિકેશનવાળું આ.

**પ્રશ્નકર્તા :** તમારી દૃષ્ટિએ તો આ ચોખ્ખું ભરાઇ રહ્યું છે કે નહીં ? અમારી દૃષ્ટિ તો ફરી, પણ જે નવી પ્રકૃતિ થવાની એ સરખી થવાની કે નહીં ?

**દાદાશ્રી :** હવે શંકા રાખવાનું કોઈ કારણ ના હોયને ! તમે છે તે ચંદુભાઈ થઈ જાવ તો આપણે જાણીએ કે શંકા રખાય. એ તો તમારી શ્રદ્ધામાં છે જ નહીં ને ?!

## ડખલથી થાય અસહજતા !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન થાય એટલે સમજ આવે પણ પ્રકૃતિ થોડી નાશ

થાય છે ?

**દાદાશ્રી :** ના, પ્રકૃતિ કામ કર્યા જ કરે, પ્રકૃતિ જુદી હોય જ્ઞાનીની, જ્ઞાનીની હન્ડ્રેડ પરસેન્ટ (૧૦૦%) જુદી હોય.

એટલે જ્ઞાની શાથી કહેવાય કે સહજ સ્વરૂપ દેહ અને સહજ સ્વરૂપ આત્મા, બન્ને સહજ સ્વરૂપ. ડખલ ના કરે. એ ડખલ કરે એ અસહજતા હોય.

હજુ જેટલી ડખલ થાય છે, એટલી અસહજતા બંધ કરવી પડશે, એવું તમે જાણો છો હઉ પાછાં. અસહજ થાવ છો તે ય જાણો છો. અસહજતા બંધ કરવાની છે તે ય જાણો છો. કેવી રીતે બંધ થાય તેય જાણો છો, બધું જ જાણો છો તમે.

**પ્રશ્નકર્તા :** છતાંય કરી શકતાં નથી.

**દાદાશ્રી :** એ ધીમે ધીમે થાય, એ એકદમ ના થાય આ. આ દાઢી કરવાના સેફ્ટી રેઝર આવે છે ને, એવું આમ કરે ને થઈ ગયું ? થોડીવાર લાગે, એ દરેકને થોડો ટાઈમ લે. આમ કરે તો થઈ જાય, સેફ્ટી માટે ?

**પ્રશ્નકર્તા :** કપાઈ જાય.

**દાદાશ્રી :** દરેકને ટાઈમ લાગે.

❖ ❖ ❖ ❖ ❖

## [૧.૮]

# પ્રકૃતિના જ્ઞાતા-દ્રષ્ટા !

### આજ્ઞા અને સત્સંગથી વધે જાગૃતિ !

**પ્રશ્નકર્તા :** દાદા, આપણે પ્રકૃતિ છોડવાની કે નહીં ?

**દાદાશ્રી :** બસ, બીજું કશું નહીં, પ્રકૃતિ શું કરે છે જોયા કરવાનું. પ્રકૃતિથી જુદા પડ્યા પછી, જ્ઞાની પુરુષ જુદા પાડે ને પુરુષ બનાવે એટલે જોયા જ કરવાનું. જ્યાં સુધી પેલા એમાં 'હું ચંદુભાઈ જ છું' એવું હતું ત્યાં સુધી પ્રકૃતિમાં જ હતા ! પાછલા ઉદય હોય, હવે તે ઉદયને જોવાનું હોય. પ્રકૃતિ જે કાર્ય કરે, મન કાર્ય કરે, બુદ્ધિ કરે, એ બધાંને જોવાનું હોય. તેને બદલે મહીં ચૂંથારો કરવા જાવ. તમારે શું ચૂંથારો કરે છે એ જોયા કરવાનું. તેને બદલે તમે હઉ જાવ મહીં. એ જ કાચું પડે છે.

**પ્રશ્નકર્તા :** દાદા, એને પાકું કરવાનો કયો ઉપાય ?

**દાદાશ્રી :** એ સત્સંગ અને આજ્ઞા પાળવાની, બસ. બેનું મિક્ષ્ચર હોય તો થઈ જાય !

હવે પ્રકૃતિ એ મિશ્ર ચેતન કહેવાય અગર તો પાવર ચેતન કહેવાય. પાવર ચેતન એટલે શું ? ચેતન નામે ય નહીં. પાવર ઊભો થયેલો, જેમ એક વસ્તુ અહીં આગળ હીટર હોયને અને સામું કોઈ વસ્તુ પડી હોય તો, તે બધી ગરમ થઈ જાય કે ના થઈ જાય ? હીટરની ઈચ્છા નથી કે, મારે આને ગરમ કરવી છે.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિને મિશ્રચેતન કીધું, એ મિશ્રચેતનની અંદરનો જે પેલો ચાર્જ થયેલો ભાગ જો નીકળી જાય. એટલે જે ડિસ્ચાર્જ બધું પૂરું થઇ જાય, તો પછી શું રહે ?

**દાદાશ્રી :** પ્રકૃતિ પોતે જ ચાર્જ થયેલો ભાગ છે. એટલે એ ખલાસ થાય, ત્યારે પ્રકૃતિ જ ખલાસ થાય.

ડિસ્ચાર્જ બધું પ્રકૃતિ જ કરી નાખે. પછી એ જ કહીએ છીએને, જતું રહેવું પડશે મૂઆ (મૃત્યુ આવે), વહેલો ઉતાવળ ક્યાં કરે છે ? જતું રહેવું પડે, ડિસ્ચાર્જ થાય એટલે. ત્યારે મેં કહ્યું, વહેલું જવું છે ?

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, પ્રકૃતિનો સ્વભાવ જ એવો કે ડિસ્ચાર્જ થયા જ કરે ?

**દાદાશ્રી :** નિરંતર. એનો સ્વભાવ જ છે.

**પ્રશ્નકર્તા :** એટલે પ્રકૃતિને માત્ર જોયા કરવાનું જે આપ કહો છો. એટલે પ્રકૃતિ ડિસ્ચાર્જ થયા કરે છે અને તું જોયા કરે, એટલે મોડી-વહેલી પ્રકૃતિ ખલાસ થઇ જશે.

**દાદાશ્રી :** હા, જોયા કરે. કો'કની ગાંડી હોય, કો'કની ડાહી હોય, કોઇની અર્ધગાંડી હોય, કોઇની અર્ધડાહી હોય, એવી એ બધી પ્રકૃતિઓને જોયા કરવી. કો'ક કઢી ખા-ખા કરતો હોય, કો'ક દાળ ખા-ખા ખાતો હોય, કોઇ લાડવા ખાયા કરે, કોઈ જલેબી ખા-ખા કરતો હોય, એ બધું જોયા કરવાનું. પ્રકૃતિનાં ગુણો, આપણી પ્રકૃતિના શું ગુણો છે એ જોયા કરવાનું. તમે ના જાણો ?

**પ્રશ્નકર્તા :** જણાયને ? ના કેમ જણાય ? ઉપયોગમાં રહેવાય એ જ ને ?

**દાદાશ્રી :** હા, જોયા કરવા.

**પ્રશ્નકર્તા :** બધા પોતાની પ્રકૃતિ લઇને આવેલા હોય ?

**દાદાશ્રી :** હા, પ્રકૃતિ લઈને આવેલાં હોય. પ્રકૃતિ એટલે રેકર્ડ ઊતારીને આવ્યા છે. એટલે પછી રેકર્ડ જેવી હોય એવી વાગ્યા જ કરે આખો દહાડો. તારે તારી રેકોર્ડ વાગે, આને આની રેકોર્ડ વાગે. તેં આ સાંભળેલી નહીં, રેકોર્ડ તારી ? તારી રેકોર્ડને સાંભળેલી ? એમ ! બહુ સારી લાગે ? ગમે નહીં, નહીં ? ત્યારે ભાઈને ગમે છે, એમની રેકોર્ડ. નથી ગમતી રેકોર્ડ? પ્રકૃતિ એટલે ઊતારેલી રેકોર્ડ. તે પછી એમ વાગ્યા જ કરે આખો દહાડો ! એને જોયા કરવાનું.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ જુએ તેમ ઓછી થાય ?

**દાદાશ્રી :** ઓછી થાય એટલે ફરી બીજ ના પડે. એમ લાગે કે આ અભિપ્રાયોએ મહીં હવે ગૂંચવ્યો તો પછી જુઓ. જુએ એટલે શુદ્ધતાને પામે. શુદ્ધાત્મા જુએ તેમ તેમ પ્રકૃતિ શુદ્ધતાને પામે.

**પ્રશ્નકર્તા :** જ્યાં સુધી પ્રકૃતિ જુએ નહીં ત્યાં સુધી ઓછી ના થાય ?

**દાદાશ્રી :** જ્યાં સુધી પ્રકૃતિ જુએ નહીં ત્યાં સુધી મોક્ષે ના જાય.

**પ્રશ્નકર્તા :** આપણે આપણી પોતાની પ્રકૃતિને જોયા કરીએ તો શુદ્ધિકરણ થાય એમાં ?

**દાદાશ્રી :** એ તમે જ્ઞાતા-દ્રષ્ટા થઈ ગયા કહેવાય. પોતાની પ્રકૃતિને જોવી એ જ છે તે જ્ઞાતા-દ્રષ્ટા પદ છે. આ ઝાડ-પાન જોવા એવું બધું જોવું એ જ્ઞાતા-દ્રષ્ટાપણું નથી. એ તો બુદ્ધિય જોઈ શકે છે, ઈન્દ્રિયગમ્ય છે પણ અતિન્દ્રિય જ્ઞાનથી તો બધું આખું જગત જેમ છે એમ દેખાય.

**પ્રશ્નકર્તા :** હવે આ પ્રકૃતિ ઓછી થવામાં જ્ઞાની દૃષ્ટિ ફેરવી આપે છે ને ?

**દાદાશ્રી :** તું જુદો અને આ જુદું. હવે આ પ્રકૃતિ તારે જોવાની છે. જેમ સિનેમામાં જોઈએ છીએ તે ફિલ્મ જોઈએ છીએ, એવું આ પ્રકૃતિમાં મન શું શું બોલે છે, મન શું શું વિચાર કરે છે એ બધું આપણે જોઈ શકીએ. એ જોવાનું જ છે, ફિલ્મ છે. એ જ્ઞેય છે અને આપણે જ્ઞાતા છીએ. આ

જ્ઞેય-જ્ઞાતાનો સંબંધ છે એ ફિલ્મ ને હું જોનારો, બે જુદું થઈ ગયું.

## પ્રકૃતિના જ્ઞેયો સૂક્ષ્મ, સૂક્ષ્મતર...

**પ્રશ્નકર્તા :** એવું ખરું કે દાદા, પ્રકૃતિના બધા જ્ઞેયો જોઈ લે પછી પેલાં દરઅસલ જ્ઞેયો દેખાવા માંડે ?

**દાદાશ્રી :** ત્યાર પછી તો બહુ જ્ઞેયો જોવાના રહે. પછી તો બધાં વચલા હોય છે. બધા વચલા ગાળાના તે બધાં બહુ જાતના જ્ઞેયો છે. પહેલાં પ્રકૃતિના સ્થૂળ જ્ઞેયો છે.

**પ્રશ્નકર્તા :** વચલા ગાળાના એટલે કેવા ?

**દાદાશ્રી :** સૂક્ષ્મ, સૂક્ષ્મતર એ બધાં પ્રકૃતિના, મિક્ષ્ચર બધા. મિશ્રચેતન જેવા.

**પ્રશ્નકર્તા :** તો આ ક્રોધ-માન-માયા-લોભ શેમાં જાય ?

**દાદાશ્રી :** એ બધું સૂક્ષ્મ પ્રકૃતિ.

**પ્રશ્નકર્તા :** એ જ્ઞેયો પછી જોવાના ? એ તો જો કે દેખાય દાદા, અમુક આ ય દેખાય અને પેલું ય દેખાય.

**દાદાશ્રી :** ના, ના દેખાય. એ દેખાતા હોય તો પછી એના મોઢા ઉપર પરિવર્તન ના થાય. એ તો બહુ જાડું હોય તે દેખાય. ઝીણા તો દેખાય નહીંને ! મોંઢા પર અસર થયા જ કરેને ! એ બધું જોતાં જોતાં તો આગળ, ત્યાર પછીના જ્ઞેયો બધા દેખાય. આ પ્રકૃતિ દેખાશે, ત્યાર પછી આગળ બહુ સારું વધે. પ્રકૃતિ જ આંતરે છે બધું. તારી પ્રકૃતિ દેખાય તને ?

**પ્રશ્નકર્તા :** જાડું જાડું દેખાય. મોટું મોટું દેખાય.

**દાદાશ્રી :** કશું મોટું નથી દેખાતું ! કયું મોટું દેખાય છે ?

**પ્રશ્નકર્તા :** ક્યાં ક્યાં અસર થાય, શું થાય તે ખબર પડે.

**દાદાશ્રી :** તમારા ઊઠ્યા પછી પ્રકૃતિ શું કરશે જાણું તું ? ત્યાં તારી પ્રકૃતિ શું કરતી હતી તે તું જાણું ? બધું પ્રકૃતિ શું કરશે, હવે પછી શું કરશે, હવે પછી શું કરશે, તે બધું જાણે મહીં. અરે, મારી પ્રકૃતિ નહીં, તમારી પ્રકૃતિ શું કરશે તે ય હું જાણું. પ્રકૃતિને હું જાણું. તમારા ઊઠ્યા પછી ટાઈમ ટુ ટાઈમ કરે. ટાઈમ તો લક્ષમાં જ રાખવા જેવો નથી. શું થાય એ જોયા કરવાનું.

## પ્રકૃતિમાં તન્મયાકાર નહીં તે સંયમી !

હવે ક્રોધ-માન-માયા-લોભ થાય નહીં, કારણ કે તે આત્માના ગુણ જ નથી. એટલે આપણા મહાત્મા બધા સંયમી કહેવાય. સંયમી એટલે શું કે આ પ્રકૃતિ શું કરી રહી છે. તેનાથી વિરુદ્ધનો પોતાનો અભિપ્રાય ઊભો થઈ જાય, એ સંયમી છે.

પ્રકૃતિ ગુસ્સે થાય તો પોતાને ગમે નહીં. એ અભિપ્રાય જુદો થઈ જાય એ સંયમી. આમ ના હોવું જોઈએ. આડાઈ ના હોવી જોઈએ. પ્રકૃતિ તો એના પાઠ ભજવ્યા જ કરવાની. અસંયમી હોય તો પ્રકૃતિમાં એકાકાર થઈને પાઠ ભજવે અને સંયમી હોય તો એ પ્રકૃતિને જુદી રાખે, જુદી રાખ રાખ કરે. પ્રકૃતિમાં તન્મયાકાર થાય એ ય જુદું અને પ્રકૃતિ જે કરે, કર્યા કરતી હોય તેની ઉપર છે તે પોતે એ અભિપ્રાય જુદો પાડે એ સંયમી. એ ગમે તેવી પ્રકૃતિ હોય. પ્રકૃતિમાં તન્મયાકાર ના થાય એ સંયમી.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ જે હોય, એને માટે એનાથી વિરુદ્ધ અભિપ્રાય કરવાની જરૂર ખરી કે એના જ્ઞાતા-દ્રષ્ટા થવાની જરૂર ?

**દાદાશ્રી :** જ્ઞાતા-દ્રષ્ટા થવાની જરૂર ખરી. જ્ઞાતા-દ્રષ્ટા એટલે એ તો છેલ્લામાં છેલ્લું કહેવાય. હાઈ લેવલ કહેવાય, એટલું હાઈ લેવલ આવતાં વાર લાગે. અને પ્રકૃતિથી જુદો અભિપ્રાય એટલે શું ? આમ ના હોવું જોઈએ. અણગમો ઊભો થયા કરે.

**પ્રશ્નકર્તા :** એટલે પેલી જ્ઞાતા-દ્રષ્ટાની દિશામાં આગળ વધે પછી.

**દાદાશ્રી :** એ આગળ વધે, પછી એ સાઈડમાં જ્ઞાતા-દ્રષ્ટા ફુલ

સાઈટ થાય ત્યારે થાય.

**પ્રશ્નકર્તા :** એ ફુલ સાઈટ, ત્યાર પહેલો અભિપ્રાય બદલવો પડે.

**દાદાશ્રી :** પણ એને આપણે જ્ઞાતા-દ્રષ્ટા જ ગણીએ છીએ નિશ્ચયની અપેક્ષાએ. અહીંથી બિગિનિંગ થાય છે.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિમાં તન્મયાકાર ન થયો એ જ જ્ઞાતા-દ્રષ્ટા.

**દાદાશ્રી :** એ જ જ્ઞાતા-દ્રષ્ટા.

## પ્રકૃતિ નચાવે નાચ !

**પ્રશ્નકર્તા :** એટલે એમ કહેવાય કે આ બધી વસ્તુઓ પ્રકૃતિ સ્વભાવ કરાવે છે. ઈચ્છા ન હોય તો પણ પ્રકૃતિનો દોર્યો એ કરે છે. પ્રકૃતિ એને કરાવડાવે છે.

**દાદાશ્રી :** પ્રકૃતિ કરાવડાવે છે એટલું જ નહીં, ભમરડાને નચાવે છે. આ બધા ભમરડા જે છે, ટી-ઓ-પી-એસ. બધાય નાચે છે અને પ્રકૃતિ નચાવડાવે છે, તે પછી મોટા પ્રધાન હોય કે બીજા હોય પણ તે બધાય નાચે છે અને અહંકાર કરે છે કે હું નાચ્યો.

**પ્રશ્નકર્તા :** અને ત્યાં જો જ્ઞાતા-દ્રષ્ટા ભાવ કેળવીએ તો ?

**દાદાશ્રી :** તો કલ્યાણ જ થઈ ગયું ને ! પોતાના સ્વભાવમાં આવ્યો કહેવાય. પોતાનો સ્વભાવ કર્તા જ નથી, જ્ઞાતા-દ્રષ્ટા છે. અને પોતે કર્તા માનીને એની જોડે ફસાય છે. બસ, એટલું જ છે અને એને લીધે સંસાર ઊભો રહ્યો છે.

**પ્રશ્નકર્તા :** ગીતામાં જ્યારે અર્જુન કહે છે કે હું લડીશ નહીં ત્યારે કૃષ્ણ ભગવાન એને કહે છે તારા સ્વભાવથી, તારી પ્રકૃતિથી તું લડવાનો જ છે.

**દાદાશ્રી :** હં, એ પ્રકૃતિને અનુસર્યા વગર રહે જ નહીંને કોઈ. કૃષ્ણ ભગવાને ય એમની પ્રકૃતિને અનુસર્યા છે ને ! ચાલે જ નહીં ને ! પ્રકૃતિ

છોડે જ નહીં કોઈને ! ફક્ત પોતાના અભિપ્રાય બદલી નાખે જ્ઞાનથી. પ્રકૃતિ આધીન રાગ થયા વગર રહે નહીં. પોતાનો અભિપ્રાય બદલાઈ જાય કે આ ના શોભે, તો છૂટ્યો.

## માલિકીભાવ છૂટ્યાં પછીના રહ્યાં દીવ્યકર્મો !

**પ્રશ્નકર્તા :** આત્મા અલગ થઈ જાય છતાં પ્રકૃતિ છે, એ તો પોતાનું કામ કર્યા જ કરે છે.

**દાદાશ્રી :** પ્રકૃતિ એની મેળે સ્વભાવથી કામ કર્યા કરે. એમાં આત્માની જરૂર પડતી નથી. આત્માની ફક્ત હાજરીની જરૂર છે. હાજરી એટલે પ્રકાશ આત્માનો છે.

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા અલગ થઈ જાય પછી પ્રકૃતિનું પણ દિવ્યકરણ થઈ જવું જોઈએ ને ?

**દાદાશ્રી :** પ્રકૃતિનું એવું જ દિવ્યકરણ થયા પછી એ દિવ્યકર્મો કહેવાય છે. પછી જે કર્મો રહ્યાને એ દિવ્યકર્મ, એનો માલિક નહીં અને અહંકાર નહીં એટલે દિવ્યકર્મ કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ બ્રહ્મજ્ઞાની કહીએ એવાં વિશ્વામિત્રની પણ પ્રકૃતિ કામ કરી ગઈ. એ પ્રકૃતિ પોતાની પકડ છોડતી તો નથી હોતી ઘણીવાર, જ્ઞાન થઈ ગયા પછી પ્રકૃતિ છોડતી નથી. એ તો કામ કરી જ જાય છે.

**દાદાશ્રી :** કશો વાંધો નહીં. પ્રકૃતિ કરે તે વાંધો નથી. પ્રકૃતિને આપણે જોયા કરવાની છે. ખાલી જોવાની છે. જ્ઞાતા-દ્રષ્ટા સ્વભાવ છે આત્માનો. જો આત્મા પ્રાપ્ત થયો એટલે આ પ્રકૃતિને તમારે જોયા કરવાની. તમારે અહંકાર ચાલ્યો ગયો, મમતા ચાલી ગઈ, પછી રહ્યું શું તે ? ક્રોધ-માન-માયા-લોભ બિલકુલ થાય જ નહીં, એનું નામ જ્ઞાન.

## પ્રકૃતિના ફોર્સની સામે...

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિનો ફોર્સ કેમ એટલો બધો હોય કે જોવાનું પણ ભૂલાવી દે છે ?

**દાદાશ્રી :** એટલી આત્માની શક્તિ ઓછી. શક્તિ વધારે હોય તો ગમે તેવી ફોર્સવાળી હોય તો ય એ જુદો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** આત્માની શક્તિ તો બધાની સરખી જ હોયને ?

**દાદાશ્રી :** જેટલો આત્મારૂપ થાય એટલી શક્તિ જ હોય. પોતે થયો કેટલો આત્મારૂપ ?

**પ્રશ્નકર્તા :** આત્મારૂપ કોને થવાનું છે ?

**દાદાશ્રી :** પોતે જ, પોતાને થવાનું છે ને ! પોતાને જ, સેલ્ફને ! જે આત્મા આપેલો છે તે જ ! તને જે આત્મા આપેલો છે તે જ વળી મૂળ આત્મા.

**પ્રશ્નકર્તા :** શક્તિવાળો કેવી રીતે થવાનું એ સમજાયું નહીં.

**દાદાશ્રી :** જેટલી આજ્ઞા પાળે એટલી શક્તિ વધતી જાય. એટલે કે પ્રગટ થતી જાય. મૂળ આત્માની શક્તિ બધાની સરખી હોય પણ આ આજ્ઞા ઓછી તેના પ્રમાણમાં ઓછી-વધતી પ્રગટે. ધીમે ધીમે વધતી વધતી ઠેઠ સુધી પહોંચે.

**પ્રશ્નકર્તા :** એ જ્યાં સુધી પેલું પ્રકૃતિનો ફોર્સ હોય ત્યાં સુધી આજ્ઞા પણ નહીં પાળવા દે. બધું પ્રકૃતિને લીધે ઊભું છે. પોતાની ઈચ્છા હોય છે.

**દાદાશ્રી :** પ્રકૃતિને લીધે કશો વાંધો નહીં. નિશ્ચય કરે તો બધું રાગે પડી જાય. પોતે ચેતન છે ને પ્રકૃતિ એ નિશ્ચેતન ચેતન છે. એટલે ચેતનને નિશ્ચેતન ચેતન શું કરવાનું ?

**પ્રશ્નકર્તા :** એ સાથે છે ત્યાં સુધી તો આમાં બાધકરૂપ થાય છે.

**દાદાશ્રી :** પોતે મજબૂત થયો તો બાધકરૂપ ના થાય.

**પ્રશ્નકર્તા :** તો જ્યારે આ જ્ઞાન લીધા પછી જે પોતાની પ્રકૃતિને જુએ છે, એ પોતે કોણ જુએ છે ?

**દાદાશ્રી :** એ જ આત્મા જુએને. બીજું કોણ ? બધું આત્માને માથે. આત્મા એટલે પ્રજ્ઞા હંઅ પાછી એ. અહીં પાછું સીધું આત્મા ના ગણવો. આત્મા એટલે પહેલાં પ્રજ્ઞા જ બધું, આ બધું કાર્ય કરે છે પણ અમે આત્મા બોલીએ. બોલીએ એટલું જ !

**પ્રશ્નકર્તા :** એ પ્રકૃતિને જુએ છે, એ પ્રકૃતિ શુદ્ધ ગણાય છે કે જ્યારે એના તત્ત્વોને જુએ છે ત્યારે શુદ્ધ ગણાય છે ?

**દાદાશ્રી :** પ્રકૃતિને જ્યારથી જોવા માંડી, જ્યારે તત્ત્વ સ્વરૂપ થયો પોતે, ત્યારે પ્રકૃતિ ય શુદ્ધ થઈ ગઈ. જ્યાં સુધી અહંકાર છે ત્યાં સુધી પ્રકૃતિ શુદ્ધ કહેવાય નહીં.

આપણે હવે શુદ્ધાત્મા થઈ ગયા, પુરુષ થયા એટલે મોક્ષને લાયક થઈ ગયા પણ મોક્ષે જવાય નહીં, કેમ ? ત્યારે કહે, આ પ્રકૃતિ શું કહે છે, પુદ્ગલ શું કહે છે કે 'તમે તો ચોખ્ખા થઈ ગયા, શુદ્ધ થઈ ગયા પણ અમે ચોખ્ખા, શુદ્ધ હતા ને તે તમે બગાડ્યા છે અમને. એટલે અમને ય શુદ્ધ કરી આપો પાછાં, તો જ છૂટાં થાવ, નહીં તો છૂટા નહીં થાવ કાયદેસર.' એટલે આપણે એનાં ડાઘ-બાઘ ધોઈને શુદ્ધ કરીએ એટલે ચાલ્યું જાય, શુદ્ધ કર્યું કે હેંડ્યું, પ્રતિક્રમણ કરીએ એટલે શુદ્ધ થઈને જતું રહે. હવે આપણે તો શુદ્ધ થઈ ગયા પણ આ આને શુદ્ધ ના કરીએ ત્યાં સુધી આપણી જવાબદારી રહીને ?

**પ્રશ્નકર્તા :** કેવી રીતે શુદ્ધ કરવાના ?

**દાદાશ્રી :** પ્રતિક્રમણથી. ડાઘ દેખાતો જાય ને આપણે પ્રતિક્રમણ કરતા જઈએ.

## પ્રકૃતિ સ્વભાવને જાણે તે જ્ઞાયક !

પ્રકૃતિ સ્વભાવને નિહાળે, એનું નામ જ્ઞાયકતા. તે બીજાની નહીં, પોતાની જ. અને પ્રકૃતિ સ્વભાવને વેદે એ વેદકતા કહેવાય અને પ્રકૃતિ સ્વભાવને જાણે એ જ્ઞાયકતા કહેવાય.

અનાદિથી પરિચય છે ને એટલે માથું દુઃખ્યું એ તો ખરેખર તો પોતે જાણે જ છે. બીજું કશું કરતો જ નથી અને જ્ઞાયકતા આપેલી છે તમને કે પ્રકૃતિને જુઓ. તો પ્રકૃતિને માથું દુઃખ્યું તે જોવાનું, એને બદલે મને દુઃખે છે એવું એ ત્યાં આગળ અજાગૃતિ થઈ જાય છે. એટલે પેલું દુખવાનું શરૂ થઈ જાય છે. અને જો જાણે, તો આ દુઃખે છે કોને એ જાણતો હોય. દુઃખને ય જાણે સામાના.

વિજ્ઞાન આપણું બહુ જુદી જાતનું છે. ઘણાં ફેરો અમે હઉ, અમારે ય પેલું દુઃખથી છેટું ના થઈ શકે અમુક બાબતમાં. અમુક બાબતમાં છેટું જ હોય પણ એ અમુક દુઃખની બાબતમાં મહીં ચોંટેલું હોય કોઈ જગ્યાએ. ચોંટ્યો હોય તે, તેને અમે ઉખાડ ઉખાડ કરીએ.

**પ્રશ્નકર્તા :** ત્યાં વધારે ઉપયોગ મૂકો ?

**દાદાશ્રી :** ઉપયોગ મૂકીએ વધારે પણ છતાં ઉપયોગ મૂકવો પડે. પેલો સહજ ઉપયોગ હોય.

દાંત દુઃખે ત્યારે પોતે જાણતો જ હોય. ફક્ત જાણનારો તો જાણ્યા જ કરે, અંદર દુઃખે નહીં. દુઃખે પ્રકૃતિને, ચંદુભઈને દુઃખે અને પોતે કહે કે મને દુઃખ્યું એટલે ચોંટ્યું, જેવો ચિંતવે એવો તરત થાય. પણ હવે એ બહુ ઊંડા ઉતરવાની ના પાડું છું. એ તો આવતો ભવ રહ્યો જ છે ને એક. એ બધું નીકળી જશે.

**પ્રશ્નકર્તા :** એ તો મેં જોયું છે. આપણને ખબર પડે કે આ દુઃખે છે ચંદુભાઈને, એમાં આપણને શું લેવા-દેવા છે ?

**દાદાશ્રી :** એ કાચું પડી જાય તો જ્ઞાયકતા રહે નહીં.

**પ્રશ્નકર્તા :** આખી રાત એવી કાઢી છે, દાદાજી.

**દાદાશ્રી :** હા, તે કાઢે, કાઢે. પણ બધાથી ના કાઢી શકાય. આ બધી એવી વસ્તુ નથી. કારણ કે અનાદિનો અભ્યાસ છે ને એને. ક્યારેક બે-ચાર મચ્છરા ફરી વળે ને ત્યારે ખબર પડે. આમ મારે છે એ તો પ્રકૃતિ

મારે છે. એ તો પ્રકૃતિ દોષ નીકળશે, જ્યારે નીકળશે ત્યારે પણ તમે મૂંઝાઈ ઊઠો, તે ભૂલ છે.

**પ્રશ્નકર્તા :** એ તો શીખવાડી દીધું હતું આપે. અહીં પછી કોણ મૂંઝાય દાદાજી, એ તો એનો જે હિસાબ છે એ લઈ જશે, આપણે શું માથાફોડ કરવાની ?

**દાદાશ્રી :** હંઅ, હિસાબ ચૂકતે કરે છે. પણ એ હિસાબ છે એવું રહેવું જોઈએ ને ! એ આખા રૂમમાં નર્યા મચ્છરા બહુ હોય તો સૂઈ જાય. ફક્ત ચાર હોય તેની ભાંજગડ આમને. કારણ કે પેલું મચ્છરામાં જ સૂઈ જવાનું એટલે સૂઈ જાય નિરાંતે. પણ ચાર હોય ને તેના હારુ જો જો કર્યા કરે. મારી મચ્છરદાનીની મહીં બે મચ્છરાં પેઠેલાં હોય તે ય નીરુબેન કાઢી આપે. કારણ કે પેઠેલી ચીડ નીકળતાં વાર લાગે. ગયા અવતારની ચીડ પેઠેલી હોય, તે આ પ્રકૃતિમાં વણાયેલી હોય તે વાર લાગે.

હવે જૈન શાસ્ત્રો કહે છે કે બાવીસ પરિષહ સહન કરો. હવે ચારેય માં એકુંય પરિષહ સહન થઈ શકે એવા નહીં. આ દુષમકાળના જીવો પરિષહ સહન શી રીતે કરે ? આ તો વિજ્ઞાન છે તે એટલે આપણું ગાડું ચાલે છે, નહીં તો બાવીસ પરિષહ આમ કાંકરાની અંદર સૂવાડીએ ને તો આપણને પેલી પથારી યાદ ના આવવી જોઈએ, કહે છે. એ કેવું ગાલીચામાં સૂઈ જતા હતા ને આ બધુંય યાદ ના આવવું જોઈએ. બાવીસ પરિષહ એ હમણે જીતાય એવા છે બધા ? એ તો આ વિજ્ઞાન છે તે બધું ઉકેલ આવી ગયો !

## પ્રકૃતિ સામે યથાર્થ જ્ઞાતા-દ્રષ્ટાપણું !

**પ્રશ્નકર્તા :** હવે દાદા, એ જે આપે કહ્યું કે શુદ્ધાત્માનું કામ હવે તમે તમારી મેળે કર્યા કરો, એટલે આ જ્ઞાતા-દ્રષ્ટા ને પરમાનંદી રહેવાનું ?

**દાદાશ્રી :** બસ, બીજું કંઈ નહીં. જ્ઞાતા-દ્રષ્ટા ને પરમાનંદી ! અને ચંદુભાઈની પ્રકૃતિ શું કરી રહી છે, એ જ જોયા કરો. આમની ગાડી આવે ત્યારે ચંદુભાઈ કહે, 'એ અથડાશે, આમ થશે, તેમ થશે.' તે આપણે એ

જોયા કરવું કે 'કહેવું પડે !' એ પુદ્ગલ પર્યાયો છે બધા. એને જ જોવાનું. પોતાની પ્રકૃતિને જોયા કરવાની.

એ પ્રકૃતિ 'જોઈ' એટલે એ એની મેળે આપણને ફળ આપીને ગઈ એટલે 'ફરી હું નહીં આવું, તમે છૂટા ને હું ય છૂટી.' એવું કહીને ગઈ. પછી આપણે વાંધો હોય તો બોલાવી લઈએ !

રસ્તામાં આવતા હતા, તો એક બસ બળતી હશે. તે મેં જોઈ. મેં કહ્યું, 'બસ બળે છે આ.' ભડ, ભડ, ભડ, હેય... મોટી મોટી હોળીના પેઠ સળગ્યા કરે. ત્યારે મેં જાણ્યું, 'આ બસ બળે છે.' એટલે પછી હું એ દૃષ્ટિ ઊતારું ને કે આ પ્રકૃતિ એટલે કેટલે સુધી ચાલી કે 'અરેરે બા, આ છોકરાંઓએ શું માંડ્યું છે ? આ અનામત વિરોધીઓ ! મૂઆને પોતાની ખબર નથી કે અમે શું કરી રહ્યા છીએ !' એવી આ પ્રકૃતિ મહીં જે ચાલવા માંડી, તેને હું જોયા કરતો હતો કે પ્રકૃતિ શું ચાલે છે !

પ્રકૃતિ તો બોલ્યા વગર રહે નહીં ને ! 'આ બસ બળે છે અને આમ થાય છે' ને તે આપણા બાપનું કંઈ જતું રહ્યું ? પ્રકૃતિ જાણે આપણું જ છે, તેમ એ ડહાપણ કર્યા વગર રહે નહીં. પ્રકૃતિ એ બધું ડહાપણ જ કર્યા કરે. એને અમે જોયા કરીએ, બસ. બીજું શું ? અમે સમજી ગયા કે 'ઓહોહો ! પ્રકૃતિ શું કરે છે ?' 'છોકરાંઓએ આવું ન કરવું જોઈએ. છોકરાંઓને આ સમજણ નથી, તેથી આવું કરી રહ્યા છે. છોકરાઓને ખબર નથી કે અમે શું કરી રહ્યા છીએ !' પણ એ બધાને પાછું અમે જાણીએ. હું જાણતો જ હોઉં અને એક બાજુ પ્રકૃતિ તો એની વાતો કરતી જતી હોય.

અને આ પ્રકૃતિમાં મહીં કોઈ ગાંડો હોય તો પૂછે કે 'તમે કોણ છો ?' ત્યારે પાછાં કહીએ કે 'અમે કેવળજ્ઞાન સ્વરૂપ છીએ. તારે જે કરવું હોય તે કરજે બા. એની પર જેટલાં દાવા કરવાં હોય તે કરજે !'

તમે જ્ઞાતા-દ્રષ્ટા થઈ ગયા કહેવાય. પોતાની પ્રકૃતિને જોવી, એ જ છે તે જ્ઞાતા-દ્રષ્ટાપણું. પછી પ્રકૃતિ જોડે વાતોચીતો કરવી. ચંદુભાઈના નામથી જ વ્યવહાર રાખવો આપણે. ઉદયકર્મ બોલવું જ ના પડે.

'ચંદુભાઈ, કેમ છો ? તમારી તબિયત સારી છે કે નહીં ?' સવારમાં ઊઠીને પૂછીએ બધું. કારણ કે આપણા પાડોશી છે ને ! વાંધો શો છે ? અને પાછાં જૈનના જૈન પાડોશી હોય અને બ્રાહ્મણના બ્રાહ્મણ હોય, પછી વાંધો શો આવે ? એટલે એમને 'કેમ છો, કેમ નહીં ! એ આજે જરા ચા દોઢ કપ પીઓ' એમ કહીએ. એમ કરીને તમે કામ તો લેજો. જુઓ, કેવું સુંદર કરે છે પ્રકૃતિ. પ્રકૃતિની જોડે એડજસ્ટ થતાં આવડવું જોઈએ. પ્રકૃતિ તો સુંદર સ્વભાવની છે. એ તો પાંચ બગાસા ખાયને પણ એકી સાથે બગાસું ન ખાય, એ આપણું પેટ ખાલી ના કરી નાખે !

**પ્રશ્નકર્તા :** પોતાની પ્રકૃતિને ઓળખાય કેવી રીતે ?

**દાદાશ્રી :** જોવાથી ઓળખાય. નિરીક્ષણ કરવાથી ઓળખાય.

પ્રકૃતિને જોનાર માણસ પ્રકૃતિથી તદ્દન જુદો હોય, તો જ જુએ. સંસાર વ્યવહારમાં પ્રકૃતિના જોનાર ના હોય, પ્રકૃતિના સ્ટડી કરનાર હોય. જ્ઞાન પછી 'પોતે' પ્રકૃતિને આત્મા થઈને જુએ, આની કેવી કેવી ટેવો છે ? મન-વચન-કાયાની ટેવો અને એના સ્વભાવને જુએ.

## પાડે પ્રકૃતિનું પિક્ચર, મૂળ કેમેરા !

તમે ય તમારી પ્રકૃતિનો ફોટો પાડી શકો. વર્ષ-બે વરસ થયાં જ્ઞાનના પણ તમે જરા અમુક તો ફોટો પાડી લાવો. અને જગતના લોકોને બોલો જોઈએ. સાધુ-આચાર્યોને કહો જોઈએ, ફોટો પાડી લાવો, તો નહીં આવડે. એકુંય ફોટો કામમાં નહીં લાગે એ સાધુ-આચાર્યોનો. કારણ કે કેમેરા નથીને ! પોતાનો કેમેરો ઘરનો બનાવેલો, અહંકારનો. કેમેરા તો મૂળ મૌલિક જોઈએ. આ તો અહંકારરૂપી કેમેરા, શું થાય એમાં ? ફોટો કેમનો પડે તે ? સમજવા માટે. જરા ઝીણી વાત છે આ.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન મળ્યા પછી વ્યક્તિની પ્રકૃતિ કામ નથી કરતી, પછી સમષ્ટિની પ્રકૃતિ તો કામ કરેને ? એ તો એનું કામ કરે ને ?

**દાદાશ્રી :** તે કરે તેને, તે ય આપણે જોવાનું ને આ પ્રકૃતિને ય જોવાની. જ્ઞાતા-દ્રષ્ટા સ્વભાવમાં આવી જવાનું.

## પ્રકૃતિમાં મઠિયાં કે એનો સ્વાદ !

પ્રકૃતિ મઠિયા ખાય છે. આ બધા મહાત્માઓ જાણી ગયેલા તે અમેરિકામાં અહીં બધે હમણા જઈએ તે મારા માટે મઠિયા બનાવી રાખે. પણ આ વર્ષમાં બે જ જણને ત્યાં ખાધા છે, બસ. માફક આવે તે પ્રકૃતિ. બધાયને ત્યાં માફક નહીં આવ્યું. એ જરાક ખઈને પછી હું રહેવા દઉં. એટલે કોઈ એમ કહે કે મઠિયા એમને ફાવશે તો વાત માન્યામાં ના આવે. મઠિયામાં રહેલો સ્વાદ એ મારી પ્રકૃતિમાં છે.

**પ્રશ્નકર્તા :** પાછું આ કેવું છે દાદા, આપણી પ્રકૃતિને અત્યારે ભાવ્યું પછી પાછું મહિના પછી ના ય ભાવે, બદલાઈ જાય.

**દાદાશ્રી :** ત્રણ જ દહાડામાં ફેરફાર થાય. દિવસમાં ફેરફાર થાય. આજે ઢેબરાં ભાવે ને કાલે ના ભાવે.

**પ્રશ્નકર્તા :** ના ય ભાવે.

**દાદાશ્રી :** તમે ક્યારે સ્ટડી કર્યો એનો ?

**પ્રશ્નકર્તા :** દાદાનું જોઉં એટલે સ્ટડી થાય. સહજ પ્રકૃતિ કેવી રીતે કામ કરતી હોય છે એ દાદાનું જોઈએ ત્યારે જ ખબર પડે.

**દાદાશ્રી :** નાસ્તો આવે તો જોઈ જોઈને લે, પણ આમાં શું જુદું હોય ? ત્યારે કહે, શેની પર મરચું વધારે પડ્યું છે ? એનું નામ પ્રકૃતિ. પ્રકૃતિ સંપૂર્ણ પ્રકારે જાણે, ત્યારે ભગવાન થાય. પ્રકૃતિમય ના થાય એટલે જાણે, નહીં તો પ્રકૃતિમય થાય એટલે જાણે નહીં, ત્યારથી બંધ. જો પ્રકૃતિ એને સમજણ પડી જાય તો છૂટો થાય.

આ પ્રકૃતિ છે, તેને તમે જોયા કરો તો જરાય વાંધો નહીં. તમારી જવાબદારીનો વાંધો નથી. અમારી જવાબદારી ના આવે. તમારી જોવાની ઇચ્છા હોવી જોઈએ અને છતાં નથી જોવામાં અવાતું, પછી તેની જવાબદારી નથી.

❖ ❖ ❖ ❖ ❖

## [૧.૯]

# પુરુષમાંથી પુરુષોત્તમ !

### શક્તિ, પુરુષ અને પ્રકૃતિની !

**પ્રશ્નકર્તા :** પુરુષાર્થ પરમ દેવમ્, દરેકની દૃષ્ટિએ પુરુષાર્થની વ્યાખ્યા અલગ અગલ હોઈ શકે. તો તેમાં શ્રેષ્ઠ પુરુષાર્થ વ્યાખ્યા શું છે ?

**દાદાશ્રી :** પુરુષાર્થ બે પ્રકારના છે. એક પોતે પુરુષ થઈ અને પોતે પ્રકૃતિથી જુદો પડી જાય અને પ્રકૃતિને નિહાળે, તે પુરુષાર્થ કહેવાય. પ્રકૃતિને નિહાળ્યા કરે. પ્રકૃતિ શું કરી રહી છે, એને જોયા જ કરે તે પુરુષાર્થ કહેવાય. અને બીજો પુરુષાર્થ, આ જગતની દૃષ્ટિએ ભ્રાંત પુરુષાર્થ પણ સાચો ગણવામાં આવે છે. કારણ કે પુરુષાર્થ તો ખરો જ ને ! એણે ઊંધું કર્યું તો આ ઊંધું ફળ મળ્યું. છતું કર્યું તો છતું ફળ મળ્યું.

**પ્રશ્નકર્તા :** પુરુષ શક્તિ અને પ્રકૃતિ શક્તિ વચ્ચેનાં ભેદ સ્પષ્ટ કરવા વિનંતી છે.

**દાદાશ્રી :** પુરુષ શક્તિ એટલે પુરુષાર્થ સહિત હોય, સ્વપરાક્રમ સહિત હોય. ઓહોહો ! અમે સ્વપરાક્રમથી આખી દુનિયામાં ફરીએ છીએ એક કલાકમાં ! મેં તમને પુરુષ બનાવ્યા પછી, તમે શુદ્ધાત્મા થયા પછી તમારી શક્તિઓ બહુ જ વધવા માંડે છે. પણ જો આમાં લક્ષ રાખોને તો અને અમારા ટચમાં રહો તો બહુ હેલ્પ કરે.

આ બધું પ્રકૃતિનું છે, પ્રાકૃત શક્તિ છે. હવે એ પ્રકૃતિને તન્મયાકાર રહે છે અને આપણે તન્મયાકાર નહીં રહેવાનું એટલો જ ફેર છે. પ્રકૃતિ જે કરે એ જોયા કરવાનું છે.

મહાવીર ભગવાન એક પોતાની પુદ્‌ગલ પ્રકૃતિ જોયા કરતા હતાં. તેનાં જ જ્ઞાતા-દ્રષ્ટા રહેતા હતા. એમ કરતાં કરતાં કેવળજ્ઞાન ઉપજ્યું.

## જ્ઞાની બેઠાં સત્‌ની સંગે !

**પ્રશ્નકર્તા :** 'જ્ઞાની પણ પ્રકૃતિમાં જ છે' સમજાવો.

**દાદાશ્રી :** હા, અમે પણ પ્રકૃતિમાં છીએ. ખઈએ છીએ, પીએ છીએ, સૂઈ જઈએ છીએ, વાતો કરીએ છીએ.

**પ્રશ્નકર્તા :** 'પણ પ્રકૃતિમાં રહીને પોતે છૂટા રહે તે જ્ઞાની !'

**દાદાશ્રી :** હા. અમે આ શરીરની બહાર રહીએ છીએ બિલકુલ. પાડોશી તરીકે રહીએ છીએ.

મહીં જે બેઠાં છે ને, એ સત્‌ની જોડે હું બેઠો છું અને મારી જોડે આ બધા બેઠા છે એટલે સત્‌ની નજીક જ આ બધા છે ને ! એટલે પછી હું શું કહું છું કે ન્યુઝપેપર વાંચશો તો ય વાંધો નહીં, તમે અહીં લાડવા ખાશો તો ય વાંધો નહીં, પણ બહાર જઈને પુસ્તકો, શાસ્ત્રો વાંચશો તો વાંધો આવશે. ગમે તે કરશો તો વાંધો આવશે. અહીં ગમે તે કરશો તો વાંધો નહીં, કારણ કે સત્‌ની પાસે છે ને ! સત્ કોઈ જગ્યાએ હોય નહીં. સત્ એટલે પ્રકૃતિથી તદ્દન છૂટું ! નિરાળું !!

## મંડાયો પુરુષોત્તમ યોગ !

**પ્રશ્નકર્તા :** પુરુષ અને પ્રકૃતિને જુદા પાડવાનો ઉપાય શું છે ?

**દાદાશ્રી :** પુરુષ અને પ્રકૃતિ બે જુદી વસ્તુઓ છે. પુરુષ શુદ્ધાત્મા ને પ્રકૃતિ પુદ્‌ગલ છે. પ્રકૃતિ પૂરણ-ગલન સ્વભાવની છે, પુરુષ જ્ઞાન સ્વભાવનો છે. પુરુષ અકર્તા છે અને પ્રકૃતિ કર્તા છે. એટલે કર્તા જ્યાં આગળ ક્રિયામાન

છે. થયા કરે તે પ્રકૃતિ અને અક્રિય રહે એ પુરુષ. એ એમ કરીને જુદું પાડ પાડ કરવું.

**પ્રશ્નકર્તા :** એના માટે કંઈ સાધન ?

**દાદાશ્રી :** આ જ જાગૃતિ, આ બે જુદું ઓળખી જ ગયા કે ભઈ, આ અક્રિય છે ને આ સક્રિય છે. તો બેને જુદા પાડી દેવાના.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ લઈને આવ્યા છે તે તો દુઃખદાયી જ છે. હવે વીતરાગની પાસેથી જ્ઞાન મળ્યું. હવે પ્રકૃતિ પ્રકૃતિનો ભાગ ભજવે અને એને સુખ-દુઃખ થયા કરે છે એ ઓછું થઈ જાય, પાતળું થઈ જાય ક્યારે ?

**દાદાશ્રી :** એ બધું પાતળું નહીં, અડશે જ નહીં પછી. જ્યારે પરભાર્યું છે એવું જાણશે તો પૂરેપૂરો અનુભવ થશે. હજુ તો અનુભવ થતો નથી ને પરભાર્યું છે એવું.

આત્મા જુદો પડ્યા પછી પુરુષાર્થ રહ્યો. જ્યાં સુધી દેહાધ્યાસ હતો, ત્યાં સુધી પુરુષાર્થ ખુલ્લો થયો ન હતો. પુરુષાર્થ તો, પુરુષ અને પ્રકૃતિ બે જુદા પડ્યા પછી પુરુષાર્થ શરૂ થાય. તે પુરુષાર્થ થતાં થતાં પુરુષોત્તમ થાય ! પુરુષમાંથી પુરુષોત્તમ થાય. પુરુષોત્તમ યોગ ઉત્પન્ન થાય. તે પુરુષાર્થ શો કરવાનો છે ? 'મારું નહીં', 'મેરે કો કુછ અડે નહીં', 'યે હમારા નહીં', 'મારું નહીં' કહેતાંની સાથે ના ચોંટે. કારણ કે એ કાયદો છે કે આ તારું કે પેલું ? એનો ગૂંચવાડો ઊભો થતો હોયને તો 'મારું નહીં' કહી દેવાનું. તે એની મેળે ભાગી જાય. ઊભું જ ના રહે. કહેવાય ના રહે કે હું તમારું હતું. 'આ મારું નહીં' કહ્યું કે ચાલ્યું. દક્ષિણી(મરાઠી) લોકો 'આમચા નાહીં' એવું બોલે પણ એનો અર્થ એ જ ને ! 'આમચા નાહીં', પહેલાં તો 'તુમચા હી થા' ને ? હવે 'આમચા નાહીં'.

ભેદવિજ્ઞાનથી પુરુષ અને પ્રકૃતિ બે જુદી પડી જાય છે. ત્યાર પછી પુરુષ થયા પછી છે તે આ આજ્ઞા પાળે એટલે પુરુષોત્તમ થઈને ઊભો રહે. એ છેલ્લી દશા પુરુષોત્તમ. પુરાણ પુરુષ પુરુષોત્તમ ભગવાન કહેવાય. જેને પોતાપણું પણ ના હોય. આ દેહે પોતાપણું ના હોય કે હું કહું છું

ને મારું કેમ સાંભળતા નથી !

**પ્રશ્નકર્તા :** પોતે એક સેકન્ડ પણ પુરુષ થાય તો બહુ થઈ ગયું.

**દાદાશ્રી :** એક સેકન્ડ પણ કોઈ પુરુષ થયો નથી. પેલા આ આનંદઘનજી મહારાજ જેવાએ શું કહ્યું ? 'હે અજીતનાથ ભગવાન ! તમે તો ક્રોધ-માન-માયા-લોભ, રાગ-દ્વેષ જીત્યા એટલે પુરુષ કહેવાયા, પણ એ લોકોએ મને જીતી લીધો, હું પુરુષ કેમ કહેવાઉં ?' ત્યારે પુરુષ શી રીતે થાય તે ! એક સેકન્ડ પુરુષ થઈ જાય ને, તો પરમાત્મા થઈ ગયો.

## પુરુષ એ અંતરાત્મા ને પુરુષોત્તમ એ પરમાત્મા !

**પ્રશ્નકર્તા :** એ પુરુષ આપણે એને કહીએ, તો પ્રકૃતિની આ બધી જે લીલા એ બિચારાએ શું કામ ભોગવી ?

**દાદાશ્રી :** પુરુષ ભોગવે જ નહીં. ભોગવે ત્યારે ત્યાં સુધી પુરુષ કહેવાતો નથી. ભોગવે છે ત્યાં સુધી અહંકાર કહેવાય છે. ભોગવે છે ત્યાં સુધી 'એને' આ ભ્રાંતિ છે એટલે અહંકાર કહેવાય છે એ. અને એ છે તે ભોગવતો બંધ થયો કે પુરુષ થઈ જાય છે. 'પોતે' પોતાના સ્વભાવનો ભોક્તા થાય ત્યારે પુરુષ થાય અને વિશેષભાવનો ભોક્તા થાય ત્યાં સુધી અહંકાર.

**પ્રશ્નકર્તા :** સ્વભાવનો ભોક્તા એટલે શું ?

**દાદાશ્રી :** સ્વભાવનો ભોક્તા થાય એટલે પુરુષ થાય. આત્મ-સ્વભાવનો ભોક્તા થાય એટલે પુરુષ થાય અને વિશેષ સ્વભાવનો ભોક્તા થાય એટલે અહંકાર, જીવાત્મા કહેવાય અને પેલો પરમાત્મા. હવે જીવાત્માથી પરમાત્મા એકદમ થઈ જવાતું નથી એટલે વચ્ચે થોડો કાળ અંતરાત્મા તરીકે રહેવું પડે છે, વિસામો લેવા માટે. જીવાત્મામાં જે ભેગું કરેલું એનો ઉકેલ લાવતા સુધી અંતરાત્મા તરીકે રહેવું પડે છે ને પછી એ બધો ઉકેલ આવી જાય એટલે પોતે જ પરમાત્મા, છે જ પરમાત્મા !

આ તો નરી ગૂંચવણ છે. જ્યાં વિરોધાભાસ છેને, ત્યાં નર્યા

ગૂંચવાડા છે. જગતને એ પ્રિય થઈ પડે છે ! ગૂંચવાડાવાળું એટલે પછી મજા આવે.

**પ્રશ્નકર્તા :** એનું કારણ કે એકદમ જો પ્રકાશ મળી જાય તો બાકીના જીવનનું શું કરવું ?

**દાદાશ્રી :** બાકીનું જીવન બહુ સુંદર જાય.

**પ્રશ્નકર્તા :** પણ પ્રકાશ મળી જાય પછી બાકીનું જીવન રહે જ નહીં ને ?

**દાદાશ્રી :** પછી પુરુષ થાય અને પુરુષ થયો એટલે પછી પોતે 'પુરુષ'માંથી દિવસે દિવસે 'પુરુષોત્તમ' થયા કરે. ગૂંચવાડામાંથી મુક્તિ થઈ પછી ગૂંચવાડો ઊભો થાય જ નહીંને ?!

શુદ્ધાત્મા થયા અને જ્ઞાતા-દ્રષ્ટા થયા એ પુરુષ થયા, પ્રકૃતિને નિહાળે એ પુરુષોત્તમ. નિરંતર પ્રકૃતિને નિહાળ્યા કરે એ પુરુષોત્તમ કહેવાય.

**પ્રશ્નકર્તા :** અત્યારે આપની જે સ્થિતિ છે એ સ્થિતિને કહી શકાય?

**દાદાશ્રી :** ના. અમારી સ્થિતિ આમાં થોડીક કાચી હોય. એ સ્થિતિ જો અમારી હોત તો અમે દાદા ભગવાન પોતે થઈ જાત. એટલે અમારી સહેજ થોડી ચાર ડિગ્રી કાચી હોય. એટલે અમે તે રૂપ ના કહીએ, અમે તેથી ભેદ વિજ્ઞાની, જ્ઞાની પુરુષ કહેવાઈએ. જે છે એવું કહેવું જોઈએ, નહીં તો પોતાને જ દોષ બેસે. અમારે જેમ છે તેમ 'હા' કહેવું પડે અને નથી તેનું 'ના' કહેવું પડે. ભલે કોઈને ખોટું લાગે તો વાંધો નહીં, પણ જેમ છે એમ જ બોલાય. અમારાથી બીજું બોલાય નહીં. ઈશ્વર છે કે નહીં, ઈશ્વરે આ બનાવ્યું હશે કે નહીં, તે અમારે જેમ છે એમ બોલવું પડે.

પછી એ પુરુષ થયા પછી પુરુષાર્થ શરૂ થઈ જાય. તે પુરુષને પછી એ પુરુષાર્થ થવાથી એ પુરુષમાંથી દિવસે દિવસે દિવસે પુરુષોત્તમપણું થાય. પુરુષોત્તમ પરમાત્મા થઈ ગયો. પુરુષ એ અંતરાત્મા અને પુરુષોત્તમ પરમાત્મા. બસ પુરુષોત્તમ થતાં સુધી છે એ અંતરાત્મા. અને પુરુષ થયો

ત્યાંથી જ પુરુષોત્તમ થવા માંડ્યું. અસ્તિત્વ 'હું છું' એ આખા જગતને ભાન છે, જીવમાત્રને ભાન છે 'હું છું'. 'હું શું છું ?' એ ભાન નથી. તે વસ્તુત્વનું ભાન નથી. એ 'હું' 'પુરુષ છું' એ થઈ ગયું એટલે બધું થઈ ગયું. પછી પૂર્ણત્વ એની મેળે જ થયા કરે છે, પુરુષ થયા પછી ! સાદું ગણિત છે કે અઘરું ગણિત છે ?

**પ્રશ્નકર્તા :** એકદમ સહેલું.

**દાદાશ્રી :** હં, એકદમ એ તો ! મને તો આવું ગણિત આવડી ગયું, બધા દાખલા આવી ગયા. ગૂંચવાડામાંથી બહાર નીકળી ગયો અને સ્વતંત્ર થઈને ફર્યો.

❖ ❖ ❖ ❖ ❖

## [૧.૧૦]

# પ્રકૃતિને નિહાળી રહ્યો તે પરમાત્મા !

### ભિન્નતા એ બન્નેના જાણપણામાં !

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિના ગુણ-દોષ જે જુએ છે તે જોનારો કોણ છે ?

**દાદાશ્રી :** એ જ પ્રકૃતિ છે.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિનો કયો ભાગ જુએ છે ?

**દાદાશ્રી :** એ બુદ્ધિનો ભાગ, અહંકારનો ભાગ.

**પ્રશ્નકર્તા :** તો પછી આમાં મૂળ આત્માનું શું કામ છે ?

**દાદાશ્રી :** મૂળ આત્માને શું ?! એને લેવા-દેવા જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** મૂળ આત્માનું જોવા-જાણવાપણું કઈ રીતના હોય ?

**દાદાશ્રી :** એ નિર્લેપ હોય છે અને આ તો લેપીત છે.

**પ્રશ્નકર્તા :** એટલે સારું-ખોટું જુએ છે એ લેપીતભાગ છે ?

**દાદાશ્રી :** હા, એ બધો લેપીતભાગ !

**પ્રશ્નકર્તા :** આ બુદ્ધિએ પ્રકૃતિનું સારું-ખોટું જોયું, એ જે જુએ છે, જાણે છે એ પોતે છે ?

**દાદાશ્રી :** પ્રકૃતિનો દોષ જુએ તો એ પ્રકૃતિ થઈ ગઈ. આત્મા નથી ત્યાં આગળ. આત્મા આવો નથી. એને કોઈનો દોષ ના દેખાય.

**પ્રશ્નકર્તા :** બીજાના દોષની વાત નથી કરતાં, પોતે પોતાનાં દોષની વાત કરે છે.

**દાદાશ્રી :** દોષ જુએ છે માટે તે વખતે પ્રકૃતિ જ હોય. પણ એ ઊંચી પ્રકૃતિ, આત્માને પ્રાપ્ત કરાવનારી છે.

**પ્રશ્નકર્તા :** અને પ્રકૃતિને નિર્દોષ જુએ છે, એ કોણ જુએ છે ?

**દાદાશ્રી :** એ પ્રકૃતિને નિર્દોષ જુએ છે, એ જ પરમાત્મા છે. એ જ શુદ્ધાત્મા છે. બીજા કશામાં હાથ જ નથી ઘાલતોને !

**પ્રશ્નકર્તા :** નિર્દોષ જોવામાં એને કેવો આનંદ મળે છે ?

**દાદાશ્રી :** એ આનંદ, એ મુક્તાનંદ કહેવાયને !

**પ્રશ્નકર્તા :** એટલે પરિણામને વિશે કંઈ બોલતો જ નથી.

**દાદાશ્રી :** પરિણામને, પ્રકૃતિના પરિણામને જોતો જ નથી.

બે પ્રકારનાં પરિણામીક જ્ઞાન. એક છે તે પ્રકૃતિનું પરિણામીક જ્ઞાન અને એક આત્માનું પરિણામીક જ્ઞાન.

**પ્રશ્નકર્તા :** પણ એ જેમ છે તેમ જોવામાં કયો સ્વાદ ચાખી રહ્યો છે ?

**દાદાશ્રી :** એ તો એણે આનંદ ચાખી લીધેલો હોયને, પણ એ શું કહે છે. મારે આનંદની કંઈ પડેલી નથી. મને તો આ જેમ છે એમ જોવામાં પડેલી છે. એટલે અમે શું કહ્યું કે 'જેમ છે એમ' જુઓને ! એ છેલ્લામાં છેલ્લી વાત છે !

હવે પ્રકૃતિનું પરિણામીક જ્ઞાન છે એને તમે નિર્દોષ જુઓ, એટલે તમે પાસ થઈ ગયા અને દોષીત જોયું એટલે ગૂંચવાડો ઊભો કર્યો !

**પ્રશ્નકર્તા :** કયા જ્ઞાનપ્રકાશે કરીને આત્માનો ભાગ, એ દોષીત

નથી જોતો ?

**દાદાશ્રી :** એ કેવળજ્ઞાનનાં અંશોથી દોષીત નથી જોતો.

**પ્રશ્નકર્તા :** પેલા દોષીત જોવામાં કંઈક એવો આનંદ જોયો હશે કે જે રાગ-દ્વેષમાં પરિણમતો હોય, નાશવંત હોય, તેથી દોષિત નથી જોતો ?

**દાદાશ્રી :** નિર્દોષ જોવામાં આનંદ આવે છે. પણ એ આનંદ આવે, એવા હેતુ માટે નથી જોતો પણ એ તો આમ જ, છે જ આમ ! 'જેવું છે એવું' જુએ છે, 'જેમ છે એમ' જુએ છે અને પેલાં છે તે 'જેમ છે એમ' નથી જોતાં તેનું દુઃખ થાય છે !

## જ્ઞાતી એકતે જુએ તે એકતે તિહાળે ?!

અમને કોઈ કહેશે કે તમારી પાછળ આમ બોલતા હતા, મેં કહ્યું, બોલે બા. એ મારો ઉદય સ્વરૂપ છેને અને એનોય ઉદય સ્વરૂપ બિચારાનું. અને ઉદય સ્વરૂપ એને અમે નિહાળીએ.

અમે જગતને, બધા જીવમાત્રને શુદ્ધ સ્વરૂપે જ જોઈએ. તમે જુઓ છો એમ અમે પણ જોઈએ અને પ્રકૃતિને ઉદય સ્વરૂપ રીતે નિહાળીએ. એકને જોઈએ અને એકને નિહાળીએ. અને કોઈ દોષિત છે નહીં, નિર્દોષ છે જગત. લોકોને દોષિત દેખાતું હશે ? વહુ દોષિત દેખાય, બધા દોષિત જ દેખાય છેને !

**પ્રશ્નકર્તા :** આપે કહ્યુંને એકને અમે જોઈએ અને એકને નિહાળીએ એ સમજાયું નહીં. એ નિહાળીએ અને જોઈએમાં શું ફરક ?

**દાદાશ્રી :** આ આત્માથી જોઈએ, અમે દૃશ્યને દ્રષ્ટા તરીકે જોઈએ, આત્માથી આત્મા જોઈએ અને આ દેહદૃષ્ટિથી ઉદય સ્વરૂપને નિહાળીએ કે કો'કને ગાળો ભાંડે છે એ એનું ઉદય સ્વરૂપ છે, એમાં દોષ નથી આજે. એનો દોષ તો અંદરખાને જે ભાવ કરતો હોય તે એનો દોષ. પણ આપણા મહાત્મા તો ભાવેય કરે નહીં. કર્તાપુરુષ છૂટી ગયો એટલે. 'હું શુદ્ધાત્મા છું' એટલે કર્તાપણું છૂટી ગયું. તમે ખરેખર શુદ્ધાત્મા છો કે ખરેખર

ચંદુભાઈ છો ?

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા છું.

**દાદાશ્રી :** તો પછી કર્તાપણું છૂટી ગયું. 'હું ચંદુભાઈ' એ જ કર્તાપણું હતું. એટલે કર્તાપદ છૂટી ગયું, હવે તમારે કરવાપણું રહ્યું નહીં. તમને કર્મ બંધાય નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, એ પચાવતાં વાર લાગી છે. બીજા બધાને પચી ગયું છે, મને પચાવતાં વાર લાગી છે.

**દાદાશ્રી :** એવું છેને કે આજે આવી વાત કો'ક દહાડો નીકળી હોય, આવી વાતોનું જેમ જેમ ભોજન લેવાશે, એટલે રાગે પડી જશે, એ પચી જાય. વાતો આવી થયેલી જ નહીંને ! એવાં સંજોગ બાઝવા જોઈએને ! અને તમારે તો કેવા સંજોગ ! ઉતરવાનું એમને ત્યાં, રહેવાનું એમને ત્યાં અને જમવાનું એમના હાથે ! એટલે પછી બધું જામી જ જાયને ! એવા સંજોગ, એવી ક્ષણ આવે છે દિવસોમાં. કોઈ કોઈ ટાઈમ એવા આવી જાય છેને તે ઑલરાઈટ થઈ જાય. પણ આપણે આ એમની આજ્ઞા પકડી રાખીએ એટલે બહુ થઈ ગયું. આજ્ઞા છોડીએ નહીં તો કશો વાંધો ના આવે.

## માત્ર પ્રકૃતિને નિહાળ્યા કરો !

**પ્રશ્નકર્તા :** પોતાની પ્રકૃતિ હવે દેખાવા માંડી છે, બધું દેખાય, આ મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર દેખાય, પણ એનો સ્ટડી કેવી રીતે કરવો ? પ્રકૃતિ હોય એની આગળ જ્ઞાન કેવી રીતે કામ કરવું જોઈએ ? કેવી રીતે જાગૃતિ રહેવી જોઈએ ? એનો સ્ટડી કેવી રીતે કરાય ?

**દાદાશ્રી :** પ્રકૃતિનો સ્ટડી કરેને તો આપણને માલમ જ પડી જાય, કે આવી પ્રકૃતિ છે હજુ. પ્રકૃતિની આપણને ખબર જ પડી જાય કે આ પ્રકૃતિ આવી જ છે. અને ધીમે ધીમે ઓછી ખબર પડી હોય, તો વધતી જાય દા'ડે દા'ડે. પણ છેવટે ફૂલ આવે. ફક્ત આપણે કરવાનું શું છે કે આ ચંદુભાઈ શું કરી રહ્યા છે, તે આપણે જોયા કરવાની જરૂર છે ! એ જ શુદ્ધ ઉપયોગ છે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, ઘણી વખત એવું હોય છે ને, આમ જોયા રાખીએ છીએ ને તેમાં કઈ ઘડીએ અંદર છે તે હલી જવાય છે અને એના પછી રિએક્શન આવે.

**દાદાશ્રી :** ક્યાં પેસી જવાય છે ?

**પ્રશ્નકર્તા :** પોતાની પ્રકૃતિને આપણે સતત જોવાની હોય, એમાં જોવાય નહીં તો એમાં કઈ વસ્તુ કામ કરતી હોય ?

**દાદાશ્રી :** આવરણ. આવરણ તોડવું પડે એ તો.

**પ્રશ્નકર્તા :** કેવી રીતે તૂટે ?

**દાદાશ્રી :** અહીં આપણે વિધિઓથી તૂટતું જાય દા'ડે દા'ડે, તેમ તેમ દેખાતું જાય. આ તો બધાં આવરણમય જ હતું બધું. કશું દેખાતું ન્હોતું, હવે ધીમે ધીમે ધીમે દેખાવા માંડ્યું. એ આવરણ જોવા ના દે બધું ય. અત્યારે બધા દોષ દેખાય નહીં. કેટલા દેખાય છે ? દસ-પંદર દેખાય છે ?

**પ્રશ્નકર્તા :** ઘણાં દેખાય છે.

**દાદાશ્રી :** સો-સો ?

**પ્રશ્નકર્તા :** ચેઈન ચાલ્યા કરે.

**દાદાશ્રી :** તોય પૂરા ના દેખાય. પૂરા દેખાય નહીં. આવરણ હોયને, અવિરત રહેને પાછાં ! ઘણાં દોષ હોય. અમારે વિધિઓ કરતી વખતે ય અમને સૂક્ષ્મતર ને સૂક્ષ્મતમ દોષો થયા કરેને ! સામાને નુકસાન ના કરે એવાં દોષ અમને થયા, તે અમને ખબર પડે. તરત અમારે એને સાફ કરવાં પડે. ચાલે જ નહીં ને ! દેખાય એટલાં તો સાફ કરવાં જ પડે.

**પ્રશ્નકર્તા :** જૂનું જે બધું થઈ ગયું હોય ને તેનો બોજો રહે.

**દાદાશ્રી :** જૂનાનો બોજો આપણે તો આમ નાખી દેવાનો, બોજો આપણે શું કરવા રાખીએ ? આપણને જો હજુ ટચ થતું હોય તો બોજો રહે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનને લીધે હવે બધાની પ્રકૃતિ દેખાય. આ જે પાછળ

બનેલું લોકોની બધી પ્રકૃતિ દેખાય. પોતાની પ્રકૃતિ દેખાય, હવે એડજસ્ટમેન્ટ કઇ રીતે લેવું, એ બધું દેખાય.

**દાદાશ્રી :** હા, બધું દેખાય. પ્રકૃતિને ઓળખી જાયને. પોતે પુરુષ થયો એટલે પ્રકૃતિને ઓળખે, નહીં તો પ્રકૃતિને ઓળખે જ નહીંને ! તેનું નિરીક્ષણ કરે પ્રકૃતિનું, પૃથ્થકરણ કરે. મહીં ગુણ હોય, તેને ય ખોળી કાઢે.

પછી આમ દરેકની પ્રકૃતિ હોયને અને એ પ્રકૃતિ ખપાવે તો ભગવાન થાય. એ પ્રકૃતિને ખપાવી દે અગર એ પ્રકૃતિને જાણે તો ભગવાન થવાની શરૂઆત કરે. બાકી પોતાની પ્રકૃતિને પોતે જાણે તો ભગવાન થવાની શરૂઆત થઈ ગઈ. અને ખપાવી દે, જાણ્યા પછી સમભાવે નિકાલ કરીને. પ્રકૃતિને જુએ, શું શું કોની જોડે, ચંદુભાઈ બીજાં જોડે શું કરે છે ? એ પોતે જુએ. લઢતો હોય તો લઢતાં ય જુએ.

**પ્રશ્નકર્તા :** પછી દાદા, એ ખપાવવાની કેવી રીતે ?

**દાદાશ્રી :** પ્રકૃતિને જોયા કરે એનું નામ જ ખપાવવાનું. એટલે વહેવારમાં ખપાવવું એટલે સમભાવથી ખપાવવું. મનને ઊંચું-નીચું થવા દે નહીં. કષાયોને મંદ કરીને બેસી રહેવું ને ખપાવ્યા કરવું એ ખપાવ્યા કહેવાય. આ છેલ્લું ખપાવે છે. આ તો નિવેડો જ આવી ગયો, જોયા કર્યું એ. ભગવાન મહાવીર એક પુદ્ગલને જ જોયા કરતાં હતાં. પુદ્ગલ કઈ બાજુ ફરે છે, ભમ્યા કરે છે ક્યાં ? એને જ જોયા કરતાં હતાં. એટલે અમે કહીએ છીએ કે, તમારી પ્રકૃતિને જુઓ, નિહાળો !!!

ગમે તેવાં મનુષ્યને, તીર્થંકરોને ય પ્રકૃતિ હોય. તે નિવેડો કર્યા વગર છૂટકો જ નથી.

**પ્રશ્નકર્તા :** સિદ્ધદશા થયા પછી, ત્યાં પ્રકૃતિ ના હોય ?

**દાદાશ્રી :** ત્યાં ના મળે. નિર્વાણ થયે પ્રકૃતિ ગઈ. નિર્વાણ એટલે શું ? પ્રકૃતિને જોઈ ને જાણી પછી પ્રકૃતિ રહી નહીં. પછી સિદ્ધદશા ઉત્પન્ન થઈ, ત્યાં આગળ નિર્વાણ કહેવાય. બીજા લોકો આ નિર્વાણ શબ્દ ગમે ત્યાં વાપરે છે. એ નિર્વાણ શબ્દનો અર્થ છે એનો ઘાત કરે છે. નિર્વાણ જે પામ્યા છે ને,

એ લોકોનાં મોંઢેથી નીકળેલો શબ્દ છે અને એ લોકો જ સમજ્યા છે અને બીજાં લોકો બોલે ખરાં, પણ સમજ્યા તો એ જ લોકો કે નિર્વાણ એટલે શું ?!

**પ્રશ્નકર્તા :** ત્યાં સુધી ભરત ક્ષેત્રમાં એક અવતાર વધારે કરવો પડે એવું થાય ને ?

**દાદાશ્રી :** એવું બધું વિચારવાનું નહીં. આ બધા વિચારોમાં પડવાનું નહીં. એથી આગળ જઈને પ્રકૃતિને નિહાળો, પ્રકૃતિ શું કરે છે તે જુઓ, એને નિહાળો.

ખરો પુરુષાર્થ તો, પોતે પુરુષ થયા પછી પ્રકૃતિને જોયા કરે એ ખરો પુરુષાર્થ. પ્રકૃતિને નિહાળ્યા જ કરે, બસ. એક અવતારમાં મોક્ષે જાય, આવું નિહાળવાનું જો આવડી ગયું તો.

## એ છે છેલ્લામાં છેલ્લી સ્વરૂપભક્તિ !

**પ્રશ્નકર્તા :** પોતાની પ્રકૃતિ હવે ગમે નહીં, પ્રકૃતિ દેખાય અને હવે એ પ્રકૃતિ એવી થઈ છે કે જે ગણનારો હતો, તે જ હવે ભૂલી જાય છે.

**દાદાશ્રી :** પહેલાં પ્રકૃતિ દેખાતી હતી ?

**પ્રશ્નકર્તા :** બિલકુલ નહીં, દાદા.

**દાદાશ્રી :** કેવો આત્મા પ્રાપ્ત થયો છે ! ઓહોહો, જે પ્રકૃતિને નિહાળે. પ્રકૃતિને નિહાળે, પોતે પ્રકૃતિરૂપે રહીને ફરેલો તે જ પોતાની પ્રકૃતિને નિહાળે છે. હવે શું ? જે જ્ઞાતા હતી તે જ જ્ઞેય થઈ ગઈ. દ્રષ્ટા હતી તે દૃશ્ય થઈ ગઈ.

ચંદુભાઈ જે કરે એ પ્રકૃતિને નિહાળવી એ સ્વરૂપ ભક્તિ. પ્રકૃતિને નિહાળવી. એમાં કરવાનું શું હોય તે ? જે નિહાળે છે, એને પ્રકૃતિ રિસ્પોન્સિબલ નથી, નિહાળતા નથી તેને રિસ્પોન્સિબલ છે.

**પ્રશ્નકર્તા :** આપણે વિધિઓ બોલીએ છીએ, નમસ્કાર વિધિ બોલીએ, ચરણ વિધિ બોલીએ, એ સ્વની ભક્તિ કહેવાય કે આપણે પ્રકૃતિને જોવી એ ?

**દાદાશ્રી :** ના, ના. આ વિધિઓ બોલે છે તે તો ચંદુભાઈ બોલે છે. ચંદુભાઈ છૂટવા સારુ બોલે છે, પણ તેને તમે જાણો કે ચંદુભાઈ શું બોલ્યા અને શું કાચું પડ્યું, એ તમે. ચંદુભાઈનું શું કાચું પડ્યું, એ ભૂલ ક્યાં થઈ એ બધું જે જાણે છે, એ તમે. તમે ને ચંદુભાઈ બે જોડે જ હો, પણ બેઉનો ધંધો જુદો હોય.

**પ્રશ્નકર્તા :** એ તો જુદો જ છે.

**દાદાશ્રી :** હા બસ, બસ. એક ધંધો કરી નાખો એટલે માર પડે. પ્રકૃતિને નિહાળવી એને સ્વરૂપ ભક્તિ, સ્વરમણતા જે કહો તે. સ્વરૂપ ભક્તિ એટલે ભક્તિ કરવાનો કશો વાંધો નથી. રમણતા એનું નામ ભક્તિ. અત્યારે પુદ્ગલ રમણતા છે. હેય, કેરીઓ દેખીને મહીં ગલગલિયા થયા કરે. એ રમણતા જુઓને, કેવી મજા આવે છે ! પણ ચિત્ત ચોંટી જાય ત્યાં આગળ. અને દાદા યાદ રહ્યા કરે ને તે આત્મરમણતા કહેવાય. જ્ઞાની પુરુષ એ પોતાનો આત્મા છે. એટલે મૂળ આત્મા તો હજુ પકડતાં જ વાર લાગે એને પણ જ્ઞાની પુરુષની રમણતા કરીએને, આમ આંખો સામે દેખાય હરતાં-ફરતાં, પછી બીજું વધારે શું જોઈએ ! એથી વધારે શું જોઈએ ?

પ્રકૃતિને નિહાળવી એ સ્વરમણતા. એટલે પ્રકૃતિમાં મહીં શું શું આવ્યું ? ત્યારે કહે, મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર, ઈન્દ્રિયો એ બધું પ્રકૃતિમાં આવી ગયું. અને ચંદુભાઈને કહે, 'ચંદુભાઈ, તમારામાં અક્કલ નથી, કોન્ટ્રાક્ટનો ધંધો બરોબર કરતાં નથી.' અને જો મોઢું દિવેલવાળું થઈ ગયું અને તેને એ પોતે નિહાળે તો બસ થઈ ગયું. તમને પોતાને ખબર પડે કે મોઢું દિવેલ પીધા જેવું થાય એનો વાંધો નથી, એ લોકોને વાંધો છે દિવેલ પીધા જેવું થઈ જાય તો. તમારે વાંધો નથી પણ તે નિહાળો એને.

**પ્રશ્નકર્તા :** પહેલાં તમે એક વાક્ય કહેલું કે તું વિકલ્પ કરીશ નહીં, પણ જો વિકલ્પ થાય, તો વિકલ્પ અને વિકલ્પી બેઉને જોજે. એટલે છૂટો થઈ જઈશ.

**દાદાશ્રી :** જોજે, બરોબર છે. એ સ્વરમણતા !

## પ્રકૃતિને નિહાળી રહ્યા, તે થયા પરમાત્મા !

'પ્રકૃતિ' પરાધીન છે, આત્માધીન નથી. 'પ્રકૃતિ'ને ઓળખે તે પરમાત્મા થાય. 'પુરુષ'ને ઓળખે તો 'પ્રકૃતિ' ઓળખાય. જ્ઞાની થયા પછી પુરુષ થાય. પુરુષ થયો એટલે પુરુષાર્થ શરૂ થયો અને પુરુષનો પુરુષાર્થ શું હોય ? ત્યારે કહે કે પ્રકૃતિ છે, એને નિહાળ્યા જ કરે.

પ્રકૃતિને નિહાળે તે પુરુષ. પ્રકૃતિને નિહાળી રહ્યો તે પરમાત્મા. ત્યારે પ્રકૃતિમાં શું શું નિહાળવાનું ? ત્યારે કહે, મન શું વિચાર કરી રહ્યું છે તે નિહાળે, બુદ્ધિ શા શા નિર્ણય કરે છે તે ય નિહાળે, અહંકાર ક્યાં ક્યાં ગાંડપણ કરે છે તે ય નિહાળે. ક્યાં અથડાય છે તે ય નિહાળે. કારણ કે અહંકાર આંધળો છે. ધૃતરાષ્ટ્ર જેવો છે, એ તો બુદ્ધિની આંખે ચાલે છે. મૂઆ, એને બુદ્ધિ સિવાય તો કોઈ સંઘરે નહીં. આ તો બુદ્ધિ છે એટલે રોફ પડે છે આ બધો. મોટા પ્રેસિડન્ટ બનીને બેઠાં છે, બુદ્ધિ છે એ વડોપ્રધાન બને છે. એટલે આ અહંકારને, આ બધાને નિહાળે, એનું નામ શુદ્ધાત્મા. ખાલી નિહાળવાનું છે એને.

**પ્રશ્નકર્તા :** કોઈ માણસ ચોરી કરતો હોય, ત્યારે એને ખબર હોય કે આ ખોટું છે. હવે ચોરી કરે છે એ પણ પરિણામ છે, એટલે નિર્જરા થાય છે. મનમાં ભાવ કરે છે કે આ ખોટું છે એ પણ નિર્જરા છે ?

**દાદાશ્રી :** સંસારી લોકોને, જેને આત્મા પ્રાપ્ત નથી કર્યો તેને ભાવમાં પુરુષાર્થ. અને આપણે અહીંયા તો ભાવનો પુરુષાર્થ નહીં, આપણે ભાવ ઊડાડી મેલેલો છે. એટલે શુદ્ધ ઉપયોગ એ જ પુરુષાર્થ આપણો.

**પ્રશ્નકર્તા :** એ જ આપણો પુરુષાર્થ. એટલે આ જ્ઞાતા-દ્રષ્ટા રહીએ જેટલો વખત એ પુરુષાર્થ !

**દાદાશ્રી :** અગર તો બીજાનામાં શુદ્ધાત્મા જુઓ અગર આજ્ઞા પાળો તો પુરુષાર્થ. મારી જે પાંચ આજ્ઞા છેને, એ પાળો તો તે ઘડીએ પુરુષાર્થ હોય જ. એટલે પાંચ આજ્ઞામાં રહેને, એ શુદ્ધ ઉપયોગ જ છે. નહીં તો પ્રકૃતિને નિહાળવી. હમણે છે તે ચંદુભાઈ, કોઈની કચકચ કરતાં હોય, તે

ઘડીએ એ પોતે ચંદુભાઈને જુએ કે ઓહોહો, આ કહેવું પડે ! અત્યારે એવા ને એવા જ છો તમે, ફેરફાર થયો જ નથી. એવું જુએ તો આ શુદ્ધ ઉપયોગ કહેવાય !

**પ્રશ્નકર્તા :** 'પ્રકૃતિને નિહાળે તે પુરુષ અને પ્રકૃતિને નિહાળી રહ્યો તે પરમાત્મા' એ વિશેષ સમજાવો.

**દાદાશ્રી :** એટલે ચંદુભાઈની પ્રકૃતિ, ચંદુભાઈ શું કરી રહ્યા છે, એ બધું નિહાળે એ પુરુષ કહેવાય અને નિહાળી રહ્યો એટલે પરમાત્મા.

**પ્રશ્નકર્તા :** પુરુષ અને પરમાત્મામાં શું ફરક ?

**દાદાશ્રી :** પુરુષ છે તે, એ હજુ પરમાત્મા થઈ રહ્યો છે. અને પરમાત્માને કશું ક્રિયા રહી નહીં પછી, પોતે જ્ઞાતા-દ્રષ્ટા, પરમાનંદી અને તમારે ફાઈલોનો નિકાલ કરવાનો રહ્યો, બસ.

એટલે પુરુષ હજુ જોવાનો અભ્યાસ કરે કે આ પ્રકૃતિ કરે છે, આ એ પોતે નથી કરતો. એ બધું આ પ્રકૃતિ કરે છે, એ પુરુષ કહેવાય. સામો ગાળો બોલે ત્યારે મનમાં એમ થાય, 'ઓહોહો ! આ તો એ કર્તા નથી. આ તો પ્રકૃતિ કરે છે.' ત્યારે એ પુરુષ થયો કહેવાય. પણ હજુ સ્થિરતા નથી આવી પુરુષ તરીકેની એટલે હાલી જાય. બાકી, પુરુષ જ છે. હવે આ નિહાળવાનું કામ એને રહ્યું નહીં, તરત જ આમ સાંભળતાની સાથે જ પ્રકૃતિ દેખાય એ પરમાત્મા થયો.

ભૂલ કાઢે છે માટે એ પ્રકૃતિ નિહાળતો નથી. પછી એને ખબર પડે છે કે આ ભૂલ થઈ. ભૂલ છે નહીં આ જગતમાં કોઈની અને જે ભૂલ થાય છે એ પ્રકૃતિની ભૂલ છે. અને પ્રકૃતિની ભૂલને આપણે 'એને' ભૂલવાળો કહીએ છીએ એ ભયંકર ગુનો છે. એટલે અમે શું કહ્યું ? એટલે પ્રકૃતિ જોડે પ્રકૃતિ લઢતી હોય એને જુઓ !

**પ્રશ્નકર્તા :** એ નિહાળ્યા કરે.

**દાદાશ્રી :** તો વાંધો નથી. પણ બીજી પ્રકૃતિ લઢતી હોય, એને

આપણાથી દુઃખ થતું હોય તો તે આપણી ભૂલ છે. કારણ કે પેલો પ્રકૃતિને જાણતો નથી. એ તો 'હું જ છું' એવું જાણે છે. એટલે એને તો કશું કહેવાય જ નહીં. કોઈને દુઃખ ના થાય એવું જ જોઈએ અને ફેરફારે ય કશો થવાનો નથી, તમે કકળાટ માંડો કે ના માંડો. અનંત અવતારથી કકળાટ જ માંડ્યા છે. બીજું કશું કર્યું ય નથી અને પોતે એવું માને છે કે આનાથી કંઈ ફેરફાર થશે. કશું ફેરફાર જ ના થાય.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, પ્રકૃતિની સામે આપણે જે પ્રતિક્રમણ કરીએ, એનાથી થોડો ફેરફાર તો થઈ શકે ખરો ને ?

**દાદાશ્રી :** એ ફેરફાર કરવાનું એને આપણે જ્ઞાન આપ્યું. એ જ્ઞાન જ્યારે પરિણામ પામે ત્યારે ફેરફાર થશે.

## આમ ઓગળે પોતાપણું !

**પ્રશ્નકર્તા :** પોતાપણું પ્રકૃતિ ગુણે ઉત્પન્ન થાય ?

**દાદાશ્રી :** પ્રકૃતિ ગુણોથી જ પોતાપણું ઉત્પન્ન થયું છે. પણ પોતાપણું એ જે થયું છે એ નાશ થવું જોઈએ. એટલે પોતાપણું તો જવું જ પડશે ધીમે ધીમે.

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાનમાં રહેવાથી એ ધીમે ધીમે જાયને, દાદા ?

**દાદાશ્રી :** પોતાપણાને નિહાળે ત્યારે પોતાપણું ધીમે ધીમે ઓછું થાય. એની બહુ ઉતાવળ કરવા જેવી નથી. એ પોતાપણું જવું એટલે તો જેવી તેવી વાત નથી. પોતાપણું ગયું એટલે ભગવાન થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** પોતાપણામાં શું શું નિહાળવાનું ?

**દાદાશ્રી :** આખી પ્રકૃતિ જ નિહાળવાની. આખી પ્રકૃતિ પોતાપણું જ છે. ત્યાં જ માનતો હતો ને 'હું છું આ.' 'જે' પ્રાકૃતભાગથી મુક્ત છે, એવું 'જેને' 'જ્ઞાન' છે એ 'જ્ઞાની'.

## ખૂલ્યું પ્રકૃતિનું વિજ્ઞાન આરપાર !

આ બધી શોધખોળો નવી છે ને અક્રમ વિજ્ઞાનની છે.

**પ્રશ્નકર્તા :** દાદા, આપની પાસે આત્માનું સાયન્સ તો પૂરેપૂરું નીકળ્યું છે, બીજી બાજુ પ્રકૃતિનું સાયન્સે ય આરપાર ઠેઠ સુધીનું છે.

**દાદાશ્રી :** હા, ખરી વાત છે.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિનું વિજ્ઞાન ક્યાંય બહાર નથી પડ્યું, દાદા. કોઈ જ નથી વર્ણવી શક્યું.

**દાદાશ્રી :** શી રીતે પણ ? એ જાણવું જ મુશ્કેલ છે.

**પ્રશ્નકર્તા :** કોઈ શાસ્ત્રમાંય પ્રકૃતિનું જ્ઞાન નથી, દાદા.

**દાદાશ્રી :** શાસ્ત્રને બોલનારા કોણ ? પ્રકૃતિમાં રહેનારા. પ્રકૃતિમાં રહીને, પ્રકૃતિને જાણનારા. પણ પ્રકૃતિ આખી જોઈ શકે નહીં. કેવળજ્ઞાનીઓ આ બધું બોલ્યા નથી. કેવળજ્ઞાનીઓ તો અમુક જ બોલ્યા.

**પ્રશ્નકર્તા :** એમને તો પછી રહ્યું જ નહીંને, દાદા. આત્મા સિવાય પ્રકૃતિનું કશું જ નહીં. એટલે એ વર્ણન જ બંધ રહેલું છે.

**દાદાશ્રી :** હા, બહાર પડ્યું નથી. ઓપન નથી થયું.

**પ્રશ્નકર્તા :** એટલે દાદાની વાણીમાં બધા લોકોને ક્રિયાકારી થઈ જાય છે કે બધું ખુલ્લેખુલ્લું છે. એક બાજુ આત્માનું ખુલ્લેખુલ્લું છે અને પ્રકૃતિનુંય ખુલ્લેખુલ્લું છે. એટલે ક્યાંય ગૂંચવાડો ના થાય. અને છેલ્લે હું, બાવો ને મંગળદાસ એ તો હદ કરી નાખી.

**દાદાશ્રી :** હદ કરી નાખી એ તો ! મને પોતાને લાગે કે આ હદ કરી કહેવાય !!

❖❖❖❖❖

# [૨.૧]

# દ્રવ્યકર્મ

## ત્રિકર્મથી બંધાયા જીવો !

**પ્રશ્નકર્તા :** એક વસ્તુ પર અમારે સત્સંગ થતો'તો કે દ્રવ્યકર્મ એટલે શું ? ભાવકર્મ, દ્રવ્યકર્મ, નોકર્મની આપણે જે વાત કરીએ છીએ. તે જરા સમજાવો ને અમને ! દ્રવ્યકર્મ કોને કહેવાય ? ભાવકર્મ કોને કહેવાય ? નોકર્મ કોને કહેવાય ?

**દાદાશ્રી :** હા, સમજાવીએ, હમણે સમજાવીએ.

દ્રવ્યકર્મ, ભાવકર્મ ને નોકર્મ. ચોથા પ્રકારનું કર્મ હોતું નથી. આ ત્રણ જ કર્મને લઈને આખા જગતના જીવો બંધાયેલા છે. આમાં આ ત્રણ જ ગાંઠો છે, તેથી કરીને આ જીવો એ જીવાત્મા તરીકે રહ્યા છે. આ ત્રણ ગાંઠો તૂટી જાય તો પરમાત્મા થાય.

હવે ત્રણ જણને ઓળખવાનાં. જેમ આપણે ત્રણ માણસની ઓળખાણ પાડીએ પછી ભૂલાય નહીં તેવું આ કર્મ ત્રણ પ્રકારના. દ્રવ્યકર્મ, ભાવકર્મ અને નોકર્મ. બીજા કોઈ કર્મ હોતાં નથી. બધા કર્મો આ ત્રણમાં સમાવેશ થઈ જાય છે. એને ઓળખી લેવાના.

કેટલાંક લોકોની શું સમજ છે ? આ જે ભાવકર્મ કરીએ છીએ, એનાં ફળ આ બધા દ્રવ્યકર્મ આવશે. ખાવાનો ભાવ કર્યો એ ભાવકર્મ

અને જમ્યા એ દ્રવ્યકર્મ કહે છે. ખરી રીતે એવું નથી.

## દ્રવ્યકર્મ વહેંચાયા આઠ પ્રકારમાં....

આખી જીંદગી જે બધા કર્મો કર્યા, એનું સરવૈયું આઠ ભાગમાં વહેંચાઈ જાય છે. એ બધાં દ્રવ્યકર્મ કહેવાય. એટલે આ ભવમાં દ્રવ્યકર્મમાં ઊંધા ચશ્મા ને દેહ બે મલે છે. જ્ઞાનાવરણ, દર્શનાવરણીય, મોહનીય, અંતરાય એ ચાર પાટારૂપે અને નામ, ગોત્ર, આયુષ્ય ને વેદનીય છે તે બોડી(શરીર) રૂપે, એ આઠ પ્રકારના દ્રવ્યકર્મ. એ આઠે આઠ કર્મો 'એ' જન્મ્યો ત્યારથી હોય જ.

**પ્રશ્નકર્તા :** તો આ દ્રવ્યકર્મ આવ્યું ક્યાંથી ?

**દાદાશ્રી :** એ પહેલાના કર્મોનો હિસાબ, સરવૈયું છે. ગત જન્મનું સરવૈયું એટલે સિલ્લક લઈને આવ્યો છે. એમાં દ્રવ્યકર્મ આવ્યા. હવે દ્રવ્યકર્મ તો મફતમાં મળેલા છે. પુરુષાર્થ કરવો પડ્યો નથી.

આ દરેક કર્મ નિરંતર સમયે સમયે બંધાય છે, એના આઠ ભાગ પાડ્યા. પણ કર્મ બંધાય છે, એમાં તો આઠેય કર્મ હોય. તે પછી વિભાજન કરે. તે અમુક કર્મો હોય, તેનાથી દેહ બંધાઈ જાય. અમુક કર્મથી છે તે એને કડવો-મીઠો સ્વાદ આવે. અમુક કર્મથી એ લોકપૂજ્ય ગણાય, લોકનિંદ્ય ગણાય એ બધું. અને અમુક કર્મ એનાં જન્મ-મરણ, કોઈ વહેલો મરી જાય, કોઈ મોડો મરે. ચાર કર્મ એ અને ચાર કર્મ એ આંખે પાટા બાંધવાનાં. જ્ઞાન અવરાયું માટે જ્ઞાનાવરણીય, દર્શન અવરાયું, સૂઝ નથી પડતી માટે દર્શનાવરણ. એટલે ઊંધું જ દેખાય. 'તમને' જેવાં ચશ્મા હોય એવું દેખાય ને ?! એને દ્રવ્યકર્મ કહે છે. મૂળ વસ્તુને પછી આગળ જતાં આવરણ ઊભાં થાય, તેનાં બધાં બહુ જાતના ઊંધા ચાલ્યા કરે.

હવે દ્રવ્યકર્મની ઓળખાણ પાડું. તે આપણે એક માણસ છે ને, તે એને આગળની સૂઝ નથી પડતી એટલે આંધળો કુટાયા કરે છે, એ દર્શનાવરણકર્મ. જાણવામાં ફેર પડે છે એ જ્ઞાનાવરણકર્મ. પછી મોહ એ ય દ્રવ્યકર્મ છે. પછી વિઘ્નકર્મ, અંતરાયકર્મ એ દ્રવ્યકર્મ. પછી આ બોડી

છે ને, એ દ્રવ્યકર્મનો ભાગ છે. આ બોડી છે તો નામ-રૂપ હોય ને ? આ બોડી છે તો શાતા ને અશાતા વેદનીય હોય ને ? આ બોડી છે તો ઉચ્ચ ગોત્ર ને નીચ ગોત્ર હોય ને ? અને આ બોડી છે તો મરણ છે ને ?! એટલે આઠેય પ્રકારના કર્મો શરીર છે તો બધા ઉત્પન્ન થાય. માટે આ બોડી છે ને, એ દ્રવ્યકર્મ છે.

## ચશ્માથી ખડી થઈ ભ્રાંતિ !

આત્મા અને દેહ બે જુદા જ છે, છતાં એક કોણ દેખાડે છે ? ત્યારે કહે, ચશ્મા ઊંધા છે એ દ્રવ્યકર્મ. એટલે દરેક જીવ ચશ્મા લઈને આવવાના. સૌ-સૌના ચશ્મા. કોઈને આવું દેખાય, કોઈને આવું દેખાય. એ બધા દ્રવ્યકર્મ. અને ઊંધા ચશ્મા છે તેથી આ ઊંધું ચાલે છે. જો ફરીવાર કદી અવતાર બદલાય ને ત્યારે ચશ્મા બદલાય. પણ જેવું જાણે છે એ પ્રમાણે ચશ્મા બદલાતા જાય.

એટલે દ્રવ્યકર્મ તો મૂળ વસ્તુ છે. સંસાર ઊભો થવાનું મુખ્ય કારણ દ્રવ્યકર્મ. દ્રવ્યકર્મનો જેવો પાટો એવું દેખાય. 'પોતાને' પોતાનું દર્શન ઊડી ગયું. પાટો બંધાય, ચશ્મા આવી જાય અને ચશ્મા થકી જોવું પડે. જેવું દેખાય એવું ખરું.

એટલે દ્રવ્યકર્મ એવું છે ને કે બધું ઊંધું જ દેખાડે. જેમ ઊંધી પૂતળીનો માણસ હોય તેને ઊંધું દેખાય એવી રીતે આ દ્રવ્યકર્મ લીલું, પીળું જાત જાતનું દેખાડે અને તેથી આ સંસારમાં ભ્રાંતિ ઉત્પન્ન થઈ છે. જેમ છે એમ યથાર્થ ન દેખવા દે અને ભ્રાંતિ ઉત્પન્ન કરાવડાવે એ ચશ્મા, એ દ્રવ્યકર્મ. એ દ્રવ્યકર્મથી શરૂઆત થઈ આ જગતની. એ ચશ્માને લીધે ભાવ પાછાં એના ફેરફાર એવા થવા માંડ્યા. એટલે એ ભાવકર્મ. પછી ઇચ્છાઓ બધી જાત જાતની ઊભી થઈ.

## ચશ્માને કારણે દેખાય બધું ઊંધું !

દ્રવ્યકર્મ એટલે એકને ડુંગળી બહુ ભાવે છે અને એકને ડુંગળી જોતાં કંટાળો આવે. એ દૃષ્ટિરોગ છે. એટલે આ ચશ્મા ખોટા છે. તે કો'કને પીળું

દેખાય બધું, કોઈને લીલું દેખાય. લીલાવાળો કહે, પીળું નથી, લીલું છે. એટલે આપણે સમજીએ કે આ બહાર છે નહીં, પણ 'આને' આવું દેખાય છે. એટલે આપણે 'હા' કહી દો, નહીં તો વઢવાડ થશે હમણે. આપણે સમજીએ કે એ બિચારો કહે છે, પોતાની શક્તિથી નહીં, પોતાના સાધનથી નહીં પણ પોતાનાં અવલંબનથી કહે છે. જે અવલંબન પ્રાપ્ત થયાં, જે ચશ્મા ઘાલ્યાં ને, એટલે આ એ દ્રવ્યકર્મ તે આ ચશ્મારૂપી થયું છે. 'એને' બધું આ ઊંધું જ દેખાય કે આ મારા સસરા આવ્યા. ખરી રીતે એવું છે નહીં. સસરા આત્માને દેખાય ? આત્માને આત્મા દેખાય. પણ એવાં ચશ્મા કે છે આત્મા પણ સસરા જ દેખાય. આ મારા જમાઈ આવ્યા. લે ! છે આત્મા ને આ સસરો દેખાય છે તે દ્રવ્યકર્મ. સસરો હોતો હશે કોઈ દા'ડો કંઈ ? અને હોય તે કેટલો ટાઈમ ? અમુક ટાઈમ પૂરતો, પચ્ચીસ વર્ષ અને ડાઈવોર્સ ના લે ત્યાં સુધી. ડાઈવોર્સ લે તો પછી બીજે દા'ડે સસરો કોણ કહે ? આ મારા ફાધર થાય, આ મધર થાય એ બધું દેખાડે છે એ બધું દ્રવ્યકર્મ.

દ્રવ્યકર્મ એટલે શું કે આ ચશ્મા ઊંધા આવ્યા એટલે 'આપણે' એ 'જે' છીએ એ જાણતા નથીને, તે ઊંધા ચશ્માને આધારે નથી જાણતા. ઊંધું જ્ઞાન, ઊંધું દર્શન.

લીલા ચશ્માં પહેરીને આવ્યા હોય તો લીલું દેખાય. માટે ભ્રાંતિવાળાને જગત ભ્રાંતિવાળું દેખાય. આનો નિવેડો ક્યારે આવે તે ? કોઈ પણ વસ્તુનો નિવેડો લાવવો પડે કે ના લાવવો પડે ?

એટલે જે દ્રવ્યકર્મ બંધાય છે ને, એથી 'દૃષ્ટિ' જે ઊંધી થવાથી બધું આ ચાલે છે, ઊંધા-છત્તા ભાવ દેખાય છે. ભગવાનને ભીખ માગવાનો ભાવ આવતો હશે ? ના સમજીએ કે કંઈક ઊંધું-છત્તું થયું છે ? પૈણવાના ભાવ આવે, રાંડવાનાં ભાવ આવે એ સારું લાગે ?

દ્રવ્યકર્મ એટલે શું ? આંખથી ઓછું દેખાય, વધારે દેખાય, ચશ્મા લાવવા પડે. આ મને કાન છે, છતાંય મારે કેમ બહેરું રહેવું પડે છે ? મને કેમ સંભળાતું નથી ? ત્યારે કહે, આ દ્રવ્યકર્મ બગડી ગયેલા છે.

ભાવકર્મ બગાડેલા તેથી આ દ્રવ્યકર્મ બગડ્યા. એનું આ ફળ છે.

## આઠ કર્મ છે શું ?

એટલે આઠ દ્રવ્યકર્મ છે. આ અનંત જ્ઞાન છે બધું. આવરણ આવી ગયું છે તે જ્ઞાનાવરણ છે. દર્શન પાર વગરનું છે અને આવરણ આવી ગયું છે. એ દર્શનાવરણ છે અને દર્શનાવરણ અને જ્ઞાનાવરણને લઈને મોહનીય ઉત્પન્ન થયું. અને તેને લઈને વિઘ્ન ઉત્પન્ન થયાં છે તે વિઘ્નકર્મ. અંતરાય એટલે 'તમારે' જોઈતી વસ્તુ ભેગી ના થાય. ભટક ભટક કરો તો ય કોઈ ઠેકાણું પડે નહીં. નહીં તો આમ વિચારતાંની સાથે બધી વસ્તુ સામે આવીને પડે, તેનું નામ અંતરાયકર્મ તૂટ્યા કહેવાય. પછી ઘડીમાં બહુ તાપ પડે તો અકળામણ થાય. ટાઢ પડે તો ટાઢ વાય એ વેદનીય. પછી નામ-રૂપ, નામ ધરાવ્યું છે ને આ ચંદુ. તે નામ-રૂપ કે હું આવો છું, તેવો છું, જૈન છું ને ફલાણું છું ને પછી ગોત્ર. બહુ સારો માણસ છે ને ખરાબ માણસ છે ને એ બધાં ગોત્ર. પછી આયુષ્ય, અહીં જન્મ્યો માટે મરવાનો છે.

દાઢ દુઃખતી હોય તે ય દ્રવ્યકર્મ. ભણતર-બણતર, બુદ્ધિ એ બધું આમાં દ્રવ્યકર્મમાં આવી ગયું. પણ એ બધું સ્થાવર છે. પછી આમાંથી ભાવકર્મ ઉત્પન્ન થાય છે. દ્રવ્યકર્મ તો ખોરાક શું ખાઈશું તે બધું ય મહીં છે.

**પ્રશ્નકર્તા :** લખેલું છે ?

**દાદાશ્રી :** લખેલું નહીં, મહીં છે જ. ઉપવાસેય છે. તે સસરાના ગામમાંય ભૂખે મરશે, ઉપવાસ કરવાનો હશે તે. હવે આ સાયન્સ ડૉક્ટરો શી રીતે જાણે ? કોઈ શાસ્ત્રમાં ના મળે. આ તો અક્રમ વિજ્ઞાનનો ભેદ છે.

## દ્રવ્યકર્મ એટલે સંચિત કર્મ !

**પ્રશ્નકર્તા :** તો દ્રવ્યકર્મ એ બધું પ્રારબ્ધ જેવું થઈ ગયું ને, મારે ક્યાં જન્મ લેવો, શું નામ લેવું, એ તો બધું ?

**દાદાશ્રી :** ના. દ્રવ્યકર્મને સંચિત કર્મ કહે છે, સંચિત કર્મ જે સિલ્લક છે તેમાંથી એક-એક ઉદયમાં આવે, ફળ આપવાને માટે સન્મુખ થાય ત્યારે પ્રારબ્ધ કર્મ થાય. એ ફળ ચાખવામાં સમતા રહી કે વિષમતા રહી, તે નવો હિસાબ પાછો બાંધ્યો. ફળ ચાખવામાં સમતા રહી તો કશું જ તમને હરકત નહીં આવે.

**પ્રશ્નકર્તા :** દ્રવ્યકર્મ અને ઉદયકર્મમાં શું ફેર ?

**દાદાશ્રી :** દ્રવ્યકર્મ ફળ આપવા તૈયાર થાય ત્યારે તે ઉદયકર્મ કહેવાય. દ્રવ્યકર્મ ઉદયકર્મની મારફત ખલાસ થઈ જવાનું. ફળ આપવા તૈયાર ન થયું ત્યારે દ્રવ્યકર્મ.

**પ્રશ્નકર્તા :** દ્રવ્યકર્મ સારું લાવવું હોય તો શું કરવું ?

**દાદાશ્રી :** ફળ ચાખવામાં સમતા રાખવાની. ફળ ચાખવામાં એટલે આપણે સમભાવે નિકાલ કરવાનું કહ્યુંને બધું. કઢી મોળી હોય કે ખારી હોય, પણ સમભાવે નિકાલ કરી નાખ.

દ્રવ્યકર્મ એટલે માણસ શાથી ઊંધું કરે છે આવું ? ત્યારે કહે છે દર્શનમાં, જ્ઞાનમાં ઊંધા પાટા થયા છે, એટલે છે તે આ ઊંધું કરે છે ને જો પાટા ચોખ્ખા કરી નાખો તો કશું નહીં કરે. તે આ અમે પાટા ચોખ્ખા કરી આપીએ તમને, જ્ઞાન આપીને, દર્શન આપીને.

આ જ્ઞાન મલ્યા પછી દ્રવ્યકર્મ અમુક અમુક ખલાસ થઈ જાય. જે ઊંધા ચશ્મા. બીજાં તો ભોગવવાનાં હોય ચાર કર્મ. નામ, વેદનીય, ગોત્ર ને આયુષ્ય ને એ બધું.

❖ ❖ ❖ ❖ ❖

## [૨.૨]

# જ્ઞાનાવરણકર્મ

### દ્રવ્યકર્મનું દૃષ્ટાંત !

**પ્રશ્નકર્તા :** દરેક કર્મને ડિટેલમાં સમજાવો. દ્રવ્યકર્મ દૃષ્ટાંત સહિત સમજાવો.

**દાદાશ્રી :** મીણબત્તી જોયેલી, મીણબત્તી ?

**પ્રશ્નકર્તા :** હા જી, મીણબત્તી જોયેલી.

**દાદાશ્રી :** મીણબત્તીમાં શું શું વસ્તુ હોય છે, મહીં ?

**પ્રશ્નકર્તા :** મીણ હોય છે, વાટ હોય છે.

**દાદાશ્રી :** આ બધું સાધન હોય છે અને પછી સળગાવે છે, ત્યારે આખી મીણબત્તી કહેવાય. પ્રકાશ આપશે. એવી આ પ્રકાશ આપતી મીણબત્તી છે. આ મીણબત્તી છે આખી, તે દ્રવ્યકર્મ છે આ બધાં. નિરંતર ઓગળ્યા જ કરે અને નવું દ્રવ્યકર્મ ઊભું થાય. આ મીણબત્તી જેમ જલ્યા કરે, સળગ્યા કરે તેમ આ ઓગળ્યા જ કરે નિરંતર.

તે આ દ્રવ્યકર્મમાં, આ મીણબત્તીમાં શું શું વસ્તુઓ છે તે કહું. પાછું પેલી મીણબત્તીમાં તમે એમ સમજ્યા કે દોરો છે ને એ છે, આમાં છે તે જ્ઞાનાવરણકર્મ છે.

## જ્ઞાન પ્રગટવા ન દે તે જ્ઞાનાવરણકર્મ !

આંખે પાટા બાંધીને કોઈ માણસને મોકલીએ, તો એ માણસને કેવું કેવું દેખાય ? શું દેખાય ?

**પ્રશ્નકર્તા :** કંઈ દેખાય નહીં.

**દાદાશ્રી :** એ આત્માને (વ્યવહાર આત્માને) આવાં પાટા બંધાય છે. જેવાં જેવાં કર્મ તમે કર્યા તેવાં પાટા બંધાય છે. તે લીલા પાટા દેખાય છે.

એ જ્ઞાનાવરણીય કર્મ એટલે જેનાથી આપણને આગળ છે તે જ્ઞાનમાં આવતું નથી વસ્તુ. આપણે આ જ્ઞાન જે છે આપણી પાસે તે તેને (વસ્તુને) આવરણ રૂપે છે, પ્રકાશ થવા દેતું નથી. છે છતાં પ્રગટ થવા દેતું નથી એટલે પડદો છે જ્ઞાન ઉપર, હવે પડદો ખસે એટલે આપણી પાસે માલ તો છે. બહારથી લાવવા જવાનું નથી. તે જ્ઞાનાવરણકર્મ એક છે.

**પ્રશ્નકર્તા :** જે અમને હોય છે તે જ્ઞાનાવરણ ?

**દાદાશ્રી :** તમને એકલાને નહીં, આખા જગતને એ જ છે ને !! જ્ઞાનાવરણ એટલે આંખે પાટા બાંધેલા છે ને એ જુએ છે કે આ મકાન પીળું કેમ દેખાય છે ? અલ્યા, મકાન સફેદ છે. તારા પાટા જ તને દેખાડે છે, એમાં અમે શું કરીએ ? એટલે જ્ઞાનનું આવરણ છે તારું.

## જ્ઞાનાવરણ નડે આમ !

**પ્રશ્નકર્તા :** આત્માની બાબતમાં જ્ઞાનાવરણકર્મ શું છે ?

**દાદાશ્રી :** હું શુદ્ધાત્મા છું, હવે 'શુદ્ધાત્મા' એ જ વિજ્ઞાન છે અને એની ઉપર આવરણ આવ્યું છે. એટલે આપણને અજવાળું આવતું નથી, એટલે જ્ઞાન આપણને ખબર પડતું નથી. એ આવરણ ખસે તો જ્ઞાન ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનાવરણ જે હોય છે, એ એક્ઝેક્ટ કેવી રીતનું હોય છે એ દાખલો આપીને સમજાવો.

**દાદાશ્રી :** હવે કેટલીક ચીજો, બે-ચાર દૂધિયાં પડ્યાં છે, હવે તમે તો શું જાણો કે બધા દૂધિયાં છે, પણ એમાં કઈ કડવી ને કઈ મીઠી શી રીતે જાણો તમે ?

**પ્રશ્નકર્તા :** ચાખીએ તો જ ખબર પડે.

**દાદાશ્રી :** ચાખીએ ત્યારે... એ તો બુદ્ધિ થઈ પછી. એમ ને એમ જાણો ત્યારે. એ જ્ઞાનાવરણ નડે છે, જ્ઞાનનું આવરણ છે. એવું આપણે, આવરણ ખસે છેને ચાખીએ તો ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એનું નામ જ્ઞાનાવરણ ખસ્યું. જાણકારી ખબર નથી પડતી, એનું નામ જ્ઞાનાવરણ. કડવું હોય તો સોડે-સુંઘે. સોડીને જ્ઞાન થાય એ ઈન્દ્રિય જ્ઞાન થયું કહેવાય ને પેલું ડિરેક્ટ જ્ઞાન. જ્ઞાન ડિરેક્ટ હોવું જોઈએ.

જ્ઞાનાવરણના પાટાથી તો અનુભવમાં જ ના આવે સાચી વસ્તુ કે સાચું સુખ શું છે ! 'હું કોણ છું ?' એનું ભાન જ ના થાય, એ બધું જ્ઞાનાવરણ, એ જ અજ્ઞાન. આ બધું અજ્ઞાનમાં રહે છે આખું જગત. એટલે પછી જ્ઞાન મલે એને આગળ ત્યારે જ્ઞાનાવરણથી મુક્ત થાય.

## અવળી સમજણે ચાલ્યું આ તો...

**પ્રશ્નકર્તા :** કોઈ જગ્યાએ એક પ્રવચનમાં સાંભળેલું કે જમતી વખતે આપણે બોલીએ તો જ્ઞાનાવરણીય કર્મ બંધાય એવું ખરું ?

**દાદાશ્રી :** આખો દહાડો જ્ઞાનાવરણ જ બંધાય છે ને ! કંઈ બોલવાથી એકલાથી જ નહીં, આખો દહાડો કર્મ જ બંધાય છે. જ્ઞાનાવરણ એકલું જ નહીં, આ તો બધા ભયંકર મોહનીયકર્મ બંધાય છે આ.

## ધર્મસ્થાને ઊલ્ટાં વધ્યાં આવરણો !

ધર્મનું વ્યાખ્યાન સાંભળવા જાય, તે વખતે જ્ઞાનાવરણના કર્મ બંધાય. જો આવી વાત કોઈ માને ખરું ? બધા સામા થાય ને ? મારો આ દાદાને !! દાદો જ નકામો છે. અલ્યા, દાદાની વાત સમજોને ! મારે કંઈ આવાં શબ્દો નથી નીકળે એવાં. વાત તો સમજો ! વ્યાખ્યાનમાં બાપજી બોલ્યા કરે, પેલો સાંભળ્યા કરે. આ કાને સાંભળે ને આ કાને કાઢી નાખે. જરાય પાંસરો થયો નથી. પચ્ચીસ વરસ સુધી ધર્મસ્થાને ગયો પણ હતો તેનાં કરતાં વધારે બગડ્યો, લબાડ થયો. કોઈ પાંસરા થયેલા એવાં બહુ જૂજ માણસો હશે ! હજારે બે-પાંચ માણસો મહીં નીકળે.

**પ્રશ્નકર્તા :** પણ ત્યાં કેવી રીતે જ્ઞાનાવરણીય કર્મ બંધાય ?

**દાદાશ્રી :** જ્યાં જ્ઞાન આપતાં હોય ને ત્યાં છે તે પ્રમાદ સેવો તો જ્ઞાનાવરણ ને દર્શનાવરણ બેઉ બંધાય. એ કંઈ ભાજી-મૂળાની દુકાન ન હોય આ ! ભાજી-મૂળાની દુકાને પ્રમાદ સેવો તો ચાલે.

**પ્રશ્નકર્તા :** આ ધર્મનું વ્યાખ્યાન સાંભળવા જાય તો એમાં બંધ પડે?

**દાદાશ્રી :** હા, બધું ઊંધું જ થયું, તેથી જ આ ઊંધું થયું બધું અને પાછો ત્યાંથી નીચે ઊતરીને પછી 'શેઠ, ખંખેરી શું કામ નાખ્યું ? લઈ જવું'તુંને ઘેર !' મૂઆ, આ જ્ઞાનાવરણીય ને દર્શનાવરણીય વધ્યા. કયા અવતારમાં ભોગવશો ? જરાક તો સમજો ભગવાનની વાત તો સમજો. એકાદ અક્ષર સમજોને !

## એ જ મોટું જ્ઞાનાવરણ !

સામો મોટી ઉંમરનો હોય તો ય કહેશે 'તમે સમજતા નથી, તમારામાં અક્કલ નથી.' આમની અક્કલ માપવા નીકળ્યા ! એવું બોલાતું હશે ? પછી ઝઘડાં જ થાય ને ! પણ એવું ના બોલવું જોઈએ, સામાને દુઃખ થાય એવું કે 'તમારામાં અક્કલ નથી.' સામાન્ય માણસ તો અણસમજણના માર્યો આવું બોલીને જવાબદારી સ્વીકારે. પણ સમજવાળા

હોય, એ તો પોતે આવી જવાબદારી લે નહીં ને ! પેલો અવળું બોલે પણ પોતે સવળું બોલે. સામો તો અણસમજણથી ગમે તે પૂછે, પણ પોતાથી અવળું ના બોલાય. જવાબદાર છે પોતે.

'તમે સમજતા નથી' એવું ય ના બોલાય. આપણે તો એમ કહેવાય કે, 'ભઈ, વિચારો તો ખરાં ! તમે જરા વિચાર તો કરો.' બાકી કોઈને 'સમજતા જ નથી' કહીએ, તો પછી આ બધા ડફોળ જ છે ? આવું બોલે છે કે નથી બોલતાં લોકો ?

**પ્રશ્નકર્તા :** બોલે છે, આ બુદ્ધિવાળા એમ જ બોલે છે કે 'આને સમજ નથી.'

**દાદાશ્રી :** હા, એવું બોલે સામાને 'તમે ના સમજો' એવું કહેવું એ મોટામાં મોટું જ્ઞાનાવરણકર્મ છે. 'તમે ના સમજો' એવું ના કહેવાય પણ 'તમને સમજણ પાડીશ' એવું કહેવું. 'તમે ના સમજો' કહે તો સામાના કાળજે ઘા વાગે !

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાની મળે તો ય જ્ઞાનાવરણકર્મ ના તૂટે એવું બને કે ?

**દાદાશ્રી :** તૂટી જાય. એ પોતે વાંકો હોય તો ના તૂટે.

**પ્રશ્નકર્તા :** એનું સજ્જડ જ્ઞાનાવરણકર્મ હોય એ, તો ભેગો થાય તો ય પત્તો ના ખાય ને ?

**દાદાશ્રી :** એ એનું વાંકું હોય તો બધું વાંકું થાય. ધણી વાંકો ના હોય તો કશું ના થાય.

## ફેર, અજ્ઞાન ને જ્ઞાનાવરણમાં !

**પ્રશ્નકર્તા :** જ્ઞાનનું આવરણ કેવી રીતે ખસે ?

**દાદાશ્રી :** તમે 'હું ચંદુભાઈ છું, આમનો ધણી છું, હું ડૉક્ટર છું.'

એવું કહેતા'તાને, તે જ જ્ઞાનાવરણ. આ જ્ઞાન મળ્યા પછી તેટલું જ્ઞાનાવરણ તૂટ્યું. હવે આજ્ઞા પાળશો તેમ આગળનું તૂટતું જશે. હવે ઈગોઈઝમ ના કૂદે. પોતાને સ્વવશ રહેવાય એટલું જ્ઞાનાવરણ તૂટ્યું. પણ સમાધિ તો જેટલી આજ્ઞા પાળે તેટલી રહે.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાન અને જ્ઞાનાવરણીય કર્મ એ બેમાં ફેર શો ?

**દાદાશ્રી :** જ્ઞાનાવરણ એ તો આવરણ છે અને અજ્ઞાન તો પોતાનું ભાન જ નથી. જ્ઞાનાવરણ તો વત્તું-ઓછું ય થાય. પણ પેલું અજ્ઞાન એ તો અજ્ઞાન જ રહે. આ તમને અજ્ઞાન તો કાઢ્યું પણ આ જ્ઞાનાવરણીય આખું ના નીકળી જાય. આ અજ્ઞાન તોડ્યું આપણે. પછી જ્ઞાનાવરણીય અમુક ભાગ તૂટી ગયો. પણ બીજો જે રહ્યો તે તો ધીમે ધીમે ખલાસ થાય. એટલે પહેલું અજ્ઞાન જાય પછી જ્ઞાનાવરણીય ધીમે ધીમે આવરણ પૂરું થઈ ગયું કે પૂર્ણિમા, પૂનમનો ચાંદ. ત્યાં સુધી બીજનો ચાંદ ઊગે.

❖ ❖ ❖ ❖ ❖

# [૨.૩]

# દર્શનાવરણકર્મ

## આમ બંધાયા એ બન્ને !

આ મીણબત્તીમાં શું શું વસ્તુ છે ? તે બતાવું તમને. એક જ્ઞાનાવરણકર્મ, બીજું દર્શનાવરણકર્મ છે. દર્શનાવરણકર્મ આખી શ્રધ્ધા જ થયેલી છે, દર્શન જ થયું છે. દર્શન ઊંધું થયું છે. છો તમે આ સનાતન અને દર્શનમાં જીવાત્મા છો એટલે મરી જઈશ એવો ભો પેઠો. દર્શન ફેર થઈ ગયું. તે દર્શનનું આવરણ છે, તેને લઈને તો આ આંખથી આપણે જોઈએ છીએ.

**પ્રશ્નકર્તા :** દર્શનાવરણનો દાખલો આપોને !

**દાદાશ્રી :** એવું છેને, આ કપડું મોઢા પર ઢાંક્યું તો તમને દાદા દેખાય છે ?

**પ્રશ્નકર્તા :** નથી દેખાતા હવે.

**દાદાશ્રી :** એ દર્શનાવરણ કહેવાય. આંખો છે છતાં આવરણ આવ્યું. એ આવરણ ખસી જાય તો દેખાય. એનું નામ દર્શનાવરણ ગયું કહેવાય.

દર્શનનું આવરણ થયું. હવે આંખનેય પાછું ચક્ષુ આવરણ આવે ત્યારે મોતીયા આવે, બીજું આવે. જાત જાતના આવરણો. એ માલૂમ પડે એવાં આવરણ હોતા નથી, પણ દર્શનાવરણ તો હોય છે જ.

બાકી બીજું જોવાની બધી અનંત શક્તિ છે મહીં દર્શનની પણ આવરણ છે તો શું કરે ? એ આંખથી જેટલું દેખાય એટલું જુએ છે બિચારો. બીજું કંઈ દેખાતું નથી એટલે આંખથી દેખાય છે એ કબૂલ કરે. પેલો બુદ્ધિથી જેટલું સમજાય એટલું આ જ્ઞાનને સમજે છે. બાકી મહીં પાર વગરનું જ્ઞાન છે પણ જે સત્તા છે આપણી પાસે, સામાન, તેને આધારે કંઈક કહીએ છીએ.

**પ્રશ્નકર્તા :** દાદા, આ જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કઈ રીતે બંધાયા હશે એ દાખલો આપીને સમજાવોને !

**દાદાશ્રી :** એટલે એ એની જાતે માને કે હું બાબો છું, એ છે તે જ્ઞાનાવરણકર્મ બંધાયું.

ગયા અવતારે આપણે શુદ્ધાત્મા શીખવાડ્યું હોય ને તો ય આ અવતારમાં ફરી પાછું જ્ઞાનાવરણ ઊભું થાય લોકોની સંગથી, પણ આપણું જ્ઞાન એવું છે કે એને જ્ઞાનાવરણ બંધાય ખરું પણ પછી જ્યારે સમજણો થાયને ત્યારે છૂટી જાય એની મેળે. એમ ને એમ થોડુંક નિમિત્ત મળેને કશુંક તો બધું છૂટી જાય. પણ જ્ઞાનાવરણ તો આપણા લોકો જે અજ્ઞાન આપે છે એ જ કહેવું પડે ને ! પાછું 'ચંદુ' નામ પાડે. 'ચંદુ' આપણે કહેવું પડેને ! 'હું ચંદુ છું', પાછો દેખાડે કે આ તારો પપ્પો થાય, આ તારી મમ્મી થાય. પાછો પપ્પાને 'પપ્પો' કહેવો પડે. છે બધા આત્મા અને આપણે જાણીએ કે આ પપ્પો આવ્યો. એટલે આ જ્ઞાનાવરણ-દર્શનાવરણ બધા એમાં બંધાય છે. 'હું ચંદુ છું' એ પહેલું શ્રદ્ધા બેસે એટલે દર્શનાવરણ થાય. પછી જ્ઞાનમાં બેસે, અનુભવમાં બેસે ત્યારે જ્ઞાનાવરણ થાય. પછી આ બેઠું એટલે અંતરાય પડવા માંડે બધી જાતનાં અને પછી મોહ ઉત્પન્ન થાય. મોહનીય ઉત્પન્ન થાય. મોહનીય બધાંય, ચોગરદમ વેપાર ચાલુ થઈ ગયા આ.

તે આ મારા સસરા આવ્યા,મારા મામા આવ્યા, મારા કાકા આવ્યા, એ બધું દેખાડે છે કોણ ? ત્યારે કહે, ઊંધા પાટા છે એટલે. ઊંધું દર્શન છે, મિથ્યાત્વ દર્શન છે. મિથ્યાત્વ દર્શન એટલે ઊંધો પાટો

અને તે જ દ્રવ્યકર્મ.

અને આવરણ તો જ્ઞાન-આવરણ, દર્શન-આવરણ. બસ, બીજા કોઈ આવરણ હોતાં નથી. આવરણ એટલે આંખે પાટા બાંધવા અને પછી સ્ટેશને જવું. એ સારું કે પાટા બાંધ્યા વગર જવું સારું ?

**પ્રશ્નકર્તા :** બાંધ્યા વગર જવું એ વધારે સારું.

**દાદાશ્રી :** આ બધા પાટા બાંધીને ફરે છે અને વેપાર માંડ્યો છે પાટા બાંધીને અને પછી આ અથડાયા કરે છે નહીં દેખાવાથી. ત્યારે કહે, આંખે તો દેખાય છે? મૂઆ, એ દેખવાનું નહીં. અથડાયો તે નહીં દેખવાથી. કોઈ પણ અથડામણ થાય છે એ નહીં દેખવાથી, નહીં જાણવાથી.

**પ્રશ્નકર્તા :** એટલે એને તમે દર્શન આવરણ કીધું ને ?

**દાદાશ્રી :** દર્શન ને જ્ઞાન-આવરણ. દર્શન-આવરણ સૂઝ પડે નહીં. ઘણાં લોકો કહે છે ને, સૂઝ પડતી નથી.

**પ્રશ્નકર્તા :** હા, હા, બરોબર.

**દાદાશ્રી :** એ દર્શનનું આવરણ અને એ આવરણ ખસી જાય થોડીવાર તપ કરીને. ત્યારે કહેશે, મને સૂઝ પડી.

## સૂઝ એ દર્શન !

મહીં સૂઝ પડવી-ના પડવી એ દર્શનાવરણકર્મ કહેવાય. કેટલાંક ગૂંચાયા જ કરે. તે એક બેનને કહ્યું હોય કે દાળ-ભાત-કઢી-પૂરીઓ-દૂધપાક એ બધું કરી નાખ. ભજીયા-બજીયા બધું દોઢ કલાકમાં તૈયાર કરી નાખે અને બીજી બેન ત્રણ કલાક સુધી ગૂંચાયા કરે. એ કેમ ગૂંચાયા કરે છે ? સૂઝ પડતી નથી. જો કોઈ ખોટું ના લગાડશો, હં !

**પ્રશ્નકર્તા :** સૂઝ પડવી એ દ્રવ્યકર્મ કહ્યું આપે ?

**દાદાશ્રી :** સૂઝ પડવી એ ય દ્રવ્યકર્મ છે અને ના પડવી એ ય દ્રવ્યકર્મ છે. કારણ કે જો તમે પેલા ના ગમતા મહેમાન આવ્યા એના

ઉપર સહમત થતા હોત, બહુ સારું થયું, તો છે તે તમને સૂઝ વધારે પડત. પેલું તમે કહ્યું કે 'અત્યારે કંઈથી મૂઆ', તે સૂઝ ઓછી થઈ જાય. એટલે આપણે આપણી મેળે પોતે પાટા બાંધ્યા. બીજો કોઈ પાટો બાંધનારો નથી. તમારા પોતાના પાટાથી જ તમે ભટકાવ છો.

**પ્રશ્નકર્તા :** સમજ અને સૂઝમાં ફેર ?

**દાદાશ્રી :** સમજને સૂઝ કહે છે. સમજ એ દર્શન છે, એ આગળ વધતું વધતું ઠેઠ કેવળદર્શન સુધી જાય.

## અંતે થાય દર્શન નિરાવરણ !

**પ્રશ્નકર્તા :** સૂઝ અને દર્શન એક જ છે ?

**દાદાશ્રી :** એક ખરાં, પણ લોક દર્શનને બહુ નીચલી ભાષામાં લઈ જાય છે. દર્શન તો બહુ ઊંચી વસ્તુ છે. વીતરાગોએ સૂઝને દર્શન કહ્યું છે. અગિયારમા માઈલથી રખડતા આગળ ચાલ્યા તો ત્યાંનું દર્શન થયું. જેમ જેમ આગળ ચાલે તેમ તેમ તેનું 'ડેવલપમેન્ટ' વધતું જાય, તેમ તેમ તેનું દર્શન ઊંચું વધતું જાય અને એક દહાડો મહીં લાઈટ થઈ જાય કે 'હું આ ન હોય, પણ હું આત્મા છું' કે દર્શન નિરાવરણ થઈ જાય !

**પ્રશ્નકર્તા :** સૂઝ આવે ક્યાંથી ?

**દાદાશ્રી :** એ આવરણ ખૂલતું જાય છે તેમ તેમ સૂઝ પડતી જાય છે, આગળ આગળ. આમ જેમ જેમ પ્રવાહમાં વહેતો આવે છે, તેમ તેમ આવરણ ખૂલતું જાય છે, તેમ તેમ છે તે સૂઝ પડતી જાય છે. નિરંતર સૂઝ વધે જ.

**પ્રશ્નકર્તા :** આ જે સૂઝ છે તે આત્મા પ્રેરિત હશે ? આત્મા પ્રેરિત સૂઝ હોવી જોઈએને, તો જ થાય ને ?

**દાદાશ્રી :** એ આત્મા પ્રેરિત સૂઝ નહીં. એ આત્માનો એક ભાગ છે કે જે આવરાયેલો છે ને તે આવરણમાંથી મહીંથી નીકળેલું, ઉદય થયેલો

ભાગ છે સૂઝ નામનો ! અને એ જ છે તે દર્શનાવરણ તરીકે ગણાય છે ને એમાંથી સૂઝ વધતા વધતા, એ છેવટે સર્વદર્શી થાય.

## જ્ઞાનવિધિથી ઊડે દર્શનાવરણીય !

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય જીવનમાં કેવી રીતે હશે ?

**દાદાશ્રી :** આ ભઈ છે તે કેમ ગૂંચાયા કરે છે, આત્મા છે છતાંય ? સૂઝ ના પડે ને ? સમજણ પડે નહીં બધી વાત એટલે ગૂંચાય છે બિચારો. ત્યારે એ દર્શનાવરણીય કર્મ કહેવાય. નથી બોલતા ઘણાં માણસો કે મને સૂઝ નથી પડતી કશી. એ દર્શનાવરણીય કર્મનું ફળ છે. સૂઝે ય નથી પડતી. ઘણાં માણસ કહે છે. આ મારો તો ધંધો આવો થઈ ગયો, કશી સૂઝ પડતી નથી એ દર્શનાવરણીય કર્મ છે અને સૂઝ પડતી હોય પણ જાણકારી નથી કે મારે ધંધો ચલાવવો કેવી રીતે ? તે જ્ઞાનાવરણીય કર્મ.

સૂઝ પડી, સમજણ પડી 'કંઈક છે' એવું આપણને કે 'હું શુદ્ધાત્મા છું' એ સૂઝ પડી પણ હવે 'શું છે' એ જાણકારી નથી એ જ્ઞાનાવરણીય કર્મ. એ માટે આ ભેગા થયા કરીએ છીએ. હવે આ જ્ઞાનાવરણીય કર્મ તોડવા માટે ફરીએ છીએ. પેલાં દર્શનાવરણીય કર્મ તૂટી ગયાં. દર્શનાવરણીય જ પહેલું તૂટે પછી જ્ઞાનાવરણ ધીમે ધીમે તૂટે.

**પ્રશ્નકર્તા :** 'હું ચંદુભાઈ છું' એ જ્ઞાનાવરણકર્મ કહેવાય ?

**દાદાશ્રી :** ના, જ્ઞાનાવરણ જુદી વસ્તુ છે. 'હું ચંદુભાઈ છું' એ જ દર્શનાવરણ. એ રોંગ બિલિફ, એ જ દર્શનાવરણ.

**પ્રશ્નકર્તા :** અને જ્ઞાનાવરણ ?

**દાદાશ્રી :** એ રોંગ જ્ઞાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** રોંગ જ્ઞાન અને રોંગ બિલિફનો કર્તા અહંકારને ? ચંદુભાઈ જ ને ? એ જ આખું આવરણને ?

**દાદાશ્રી :** હા, એ જ આવરણ.

**પ્રશ્નકર્તા :** એ ક્યારે તૂટે ?

**દાદાશ્રી :** એ તો આપણે જ્ઞાન આપીએ એટલે છૂટી જ જાયને ! દર્શનાવરણ તો છૂટી જાય. પછી એમાં એના ભાવકો રહે. એનાં ભાવકો રહે તે કરાવડાવે. તે ઘડીએ આપણે છૂટા રહેવું પડે.

દર્શનાવરણ એટલે જે કોઝિઝ ઉત્પન્ન કરે છે તે. અણસમજણથી કોઝિઝ ઉત્પન્ન કરે છે. 'હું ચંદુભાઈ છું.' એ રોંગ બિલિફ એ જ દર્શનાવરણ.

**પ્રશ્નકર્તા :** આપ જે જ્ઞાનવિધિ કરાવો છે ને, તેમાં દર્શનાવરણીય તૂટે તો આપણને દર્શન થાય !

**દાદાશ્રી :** આપણે જ્ઞાન આપીએ ત્યારે એને 'કંઈક છે' એવું ભાન થાય છે, એ દર્શનાવરણ ગયું. પછી 'શું છે' એ ડિસાઈડ થયું, અનુભવમાં આવતું જાય એ જ્ઞાનાવરણ ગયું. દર્શનાવરણ તો તૂટી ગયેલું જ છે ને ! આખુંય તૂટી ગયું. તે અમે આપીએ છીએ કેવળદર્શન આ. તે ક્ષાયક દર્શન છે. દર્શનાવરણ તૂટી જાય ત્યારે ક્ષાયક દર્શન કહેવાય.

**પ્રશ્નકર્તા :** એવી જ રીતે દર્શનાવરણ ને મિથ્યાદર્શનમાં ફેર શો ?

**દાદાશ્રી :** મિથ્યાદર્શને ય ઊડી ગયું ને દર્શનાવરણેય ઊડી ગયું. જ્ઞાનાવરણીય નથી ઊડી ગયું.

❖ ❖ ❖ ❖ ❖

# [૨.૪]
# મોહનીયકર્મ

## પોતાપણું માનવું એ મોહનીયકર્મ !

કેટલા ગુણ બતાડ્યા આ મીણબત્તીમાં ?

**પ્રશ્નકર્તા :** બે ગુણો બતાડ્યા.

**દાદાશ્રી :** અને દ્રવ્યકર્મ કેવા કહેવાય છે કે આ મોહથી જે દેખાય છે દ્રવ્યકર્મ છે એ ચશ્માં છે, મોહરૂપી ચશ્મા. 'આ મારાં વાઈફ આયા' કહેશે અને અમે એમના ધણી. ઓહોહો ! મોટા ધણી થઈને આયા !!

મોહનીય એટલે જ્યાં પોતે નથી ત્યાં પોતાપણું માનવું અને તેનાં જે રિલેશન એ પોતાના માનવા. આ જે આપણું જ નથી, એને પોતાનું માનીએ, પણ આનાં જે છોકરાં તે મારા છોકરાં અને આના જમઈ તે ય મારા જમઈ. મૂઆ, આ ક્યાં સુધી જમરા માથે બેસાડીશ ?! એટલે જ ભવના બીજ, ઘનઘાતી કર્મો, મોહનીય !

## મોહનીયકર્મથી ભૂલ્યો જાતને !

મોહનીય એટલે શું કે એક નગીનદાસ આખા ગામમાં શેઠ તરીકે હોય અને રાત્રે સૂતી વખતે આટલો દારૂ પીતાં હોય, જમતાં પહેલાં અને પછી જમીને સૂઈ જતાં હોય નિયમસર લેતાં હોય તો એનું ય આવરણ

તો આવે જ, પણ એ આવરણ ખબર ના પડે. હવે એક દહાડો મિત્ર આવ્યો. ત્યારે બે-ત્રણ પેગ વધારે પી લીધા. તો એ નગીનદાસ રહે ખરાં ? આવો ડાહ્યો માણસ, આપણે ત્યાં જઈએ તો કહે, 'હું હિન્દુસ્તાનનો પ્રેસિડન્ટ.' આપણે ના સમજીએ કે આ શેની અસર છે એને ?

અલ્યા મૂઆ, તમે ડાહ્યા માણસ, આ શું બોલી રહ્યા છો તમે ! એટલે દારૂ પીધો તેનો અમલ થયો. પોતાનો અમલ ઊડી ગયો. પોતાની સત્તા ઊડી ગઈ. અને કોની સત્તા ? અમલ કોનો છે ? એટલે પછી એ શેઠ શું કહે કે 'હું તો પ્રેસિડેન્ટ ઑફ ઈન્ડિયા છું' એ મોહ કહેવાય. જે પોતે છે નહીં અને તે પોતાની જાતને માને. એટલે બીજી રીતે બોલવું એ બધો મોહ કહેવાય. હું આમનો ધણી થઉં, હું આનો બાપો થઉં, હું આમનો દીકરો થઉં એ બધો મોહ !

એ ક્યાં સુધી, ત્યારે કહે, આ મહીં દારૂ ચઢ્યો છે ત્યાં સુધી. અને સાયકોલોજીકલ ઈફેક્ટ જે કોઈ કહેને કે તું તો ધણી થઉં, ધણી થઉં, ધણી થઉં, તો એ એને ધણી છું એવું રહ્યાં કરે. એટલે આ મોહ !

એ મોહ છે તે, 'હું કોણ છું' એ આવરણ આવી જાય અને પછી બીજી રીતે હું આનો ધણી થઉં, આનો મામો થઉં, આનો કાકો થાઉં એવી રીતે એ જ્ઞાનાવરણ થઈ ગયું કહેવાય. પહેલું દર્શનાવરણ થાય, એટલે શ્રદ્ધા ફરી જાય બધી આપણી. 'હું શુદ્ધાત્મા છું' એ શ્રદ્ધા ઊડી જાય અને આ 'ચંદુભાઈ છું' એ સાચું. પછી જ્ઞાનાવરણ થાય. અનુભવમાં પણ એ આવી જાય. પછી મોહથી પહેલી શરૂઆત થાય. શરૂઆત મોહનીય, પછી નવું દર્શનાવરણ, પછી નવું જ્ઞાનાવરણ આવ્યા કરે.

દારૂનો અમલને લઈને બોલે છે. એવી ભ્રાંતિ એને ઉત્પન્ન થઈ. તેથી પોતાનું સ્વરૂપ ભૂલ્યો. એવી રીતે પછી આપણને આ લૌકિક લોકોએ જ્યાં સુખ માન્યું છે, એવું આપણે પણ એ સંજ્ઞાથી સુખ માન્યું કે આમાં જ સુખ છે. જ્ઞાનીની સંજ્ઞાથી સુખ માન્યું હોત તો નિવેડો આવે. પણ લોકોએ જ્યાં માન્યું ત્યાં સુખ ખોળવા આપણે ગયા. એનાથી મોહનીય આવરણ આવ્યું. પછી આપણે ખોરાક લીધો અને ખોરાક લીધો તેનો દારૂ

થયો. અને તેથી આ આખો દહાડો આ મારા સસરા થાય, આ કાકા થાય, મામો થાય, ફૂઓ થાય એવું બોલ બોલ કરે. ખરેખર છે ? કોઈ સસરો બન્યો કાયમનો ? ક્યાં સુધીનો સસરો એ ? અત્યારે તો વહુ ડાયવોર્સ ના લે ત્યાં સુધીનો સસરો. એટલે આવું ઑલ ધીઝ રિલેટીવઝ આર ટેમ્પરરી એડજસ્ટમેન્ટ એન્ડ યુ આર પરમેનન્ટ. અને ટેમ્પરરીમાં એડજસ્ટમેન્ટની પ્રાપ્તિ માટે તમે ગયા, એટલે તમે પણ ટેમ્પરરી થઈ ગયા.

અને પછી ડૉક્ટરને કહો, સાહેબ, મને બચાવજો. અલ્યા મૂઆ, સાહેબની બેન મરી ગઈ એ તને શું બચાવવાનો છે તે ! ડૉક્ટર સાહેબની બેન નહીં મરી જતી હોય ? પણ છતાં આ કાલાવાલા કરે, 'સાહેબ, મને બચાવજો.' એનું શું કારણ ? એને ભય પેસી ગયો છે હવે કે હું મરી જઈશ. જેમ પેલા નગીનદાસ શેઠ કહે છે ને 'હું પ્રેસિડન્ટ છું', એવું આ થયું છે. એનું નામ મોહ. બીજો અમલ પારકો, પોતાનો અમલ નથી. આત્માનો અમલ ઊડી ગયો અને આ પરવસ્તુનો અમલ થયો. એટલે પરસત્તામાં પેઠો. અને પરસત્તાને પોતાની સત્તા માનવા લાગ્યો પાછો કે હું જ કરું છું આ. એ ચાલુ થયું તોફાન પછી.

## મૂળ કારણ છે મોહ !

અને મોહનીય તો 'હું ચંદુભાઈ' એ જ મોહ, બીજો કયો મોહ ?! એ હોય તો બધા ય મોહ ઊભા થાય. નહીં તો એ ના હોય તો કોઈ મોહ ઊભો થાય નહીં. મૂળ કારણ હું ચંદુભાઈ તે જ મોહ. હવે એ મોહ તોડવા જાય, તે લાખ અવતારેય શી રીતે છૂટે ? 'હું ચંદુભાઈ છું' એ મોહ છૂટે નહીં. જે મોહનું મૂળિયું પછી મોહનું ઝાડ તો રહ્યા જ કરે ને ! જો તમારે મૂળિયું ઊડી ગયું તો બધું સૂકાવા માંડ્યું ને ઝટ ! પાછો કહેશે, 'હું બાપજી છું.' આત્મા જાણ્યો નથી તો ય બોલે છે. એનું કારણ કે આ પાટા બાંધેલા છે. એટલે પોતે આત્મા છે છતાં બોલે છે જુદું.

**પ્રશ્નકર્તા :** આત્મા ઉપર પડળ આવી ગયા છે.

**દાદાશ્રી :** પડળ આવ્યાં છે, પાટા, ચશ્મા. કાળા ચશ્મા પહેરે ત્યારે કાળું દેખાય, પીળા પહેરે તો પીળું દેખાય. જેવા ચશ્મા પહેરે એવું દેખાય.

આ જ્ઞાનાવરણ ને દર્શનાવરણ બે જ છે. મૂળ કારણ આનું મોહ છે. આ 'હું ચંદુભાઈ છું' એ મોહ.

**પ્રશ્નકર્તા :** એવાં ત્રણ શબ્દો છે - મોહ, મહામોહ અને વ્યામોહ.

**દાદાશ્રી :** વ્યામોહ એટલે વિશેષ મોહ એટલે મૂર્છિત થઈ ગયો. પછી એને ભાન ના હોય. વ્યામોહમાં ભાન ના હોય, મોહમાં ભાન હોય.

**પ્રશ્નકર્તા :** અને ત્રીજું મહામોહ.

**દાદાશ્રી :** મહામોહમાંય ભાન હોય એને.

## મૂર્છિત કરે તે મોહ !

પણ મોહનીયકર્મ એટલે બીજું શું કે મોહ કરવા જેવી ચીજ નથી છતાં આપણને એના તરફ આકર્ષણ થાય છે, એ ચશ્મા એવા ખરાબ હોવાથી. દ્રવ્યકર્મ ચશ્મારૂપી છે. જેને જેવાં ચશ્મા એનું સ્વરૂપ એવું.

હવે જ્ઞાનાવરણ-દર્શનાવરણ બે દ્રવ્યકર્મ, આ બેને લઈને મોહનીય ઉત્પન્ન થયું, દેખાતું બંધ થઈ ગયું, અનુભવમાં આવતું બંધ થયું એટલે મોહ. તેમાં ને તેમાં સારું દેખાયું ત્યાં આગળ ચોંટી પડ્યો. જેમ ફૂંદા છે ને, પેલી લાઈટને ચોંટી પડે છે, એમ આ ચોંટી પડે જેમાં ને તેમાં. એ મોહનીયકર્મ તે ત્રીજું દ્રવ્યકર્મ. એને આ કશું વસ્તુ દેખે તો એની પર કેમ એકદમ ખેંચાઈ જાય છે ? એ મોહનીયકર્મ છે માટે.

બજારમાં આવ્યો તો ટેટા લીધા વગર રહે નહીં. ના આવ્યો હોત તો કશું ના લેત. ના જુએ તો કશું ય નહીં. જોતાંની સાથે જ મોહ ઉત્પન્ન થઈ જાય એ મોહનીયકર્મ. બેભાન થઈ જાય, પોતાની જાત-બાત ભૂલી જાય. મારે શું સગવડ છે કે આ જ દેવું થઈ ગયું છે કે નહીં તે ય ભૂલી જાય. આ મૂર્છિત થાય એ દ્રવ્યકર્મથી. દ્રવ્યકર્મ ખલાસ થઈ જાય, તો મૂર્છા ના થાય.

આ જ્ઞાનાવરણ અને દર્શનાવરણ, આ બે આવરણથી આ માણસ

કેવા કેવા ટેકરાંઓ ચડશે ને કેવા કેવા ખાડામાં પડશે એ મોહનીય. આ બેનું પરિણામ છે મોહનીય. તેથી મોહને, નહીં તો બિચારાને મોહ તે હોતો હશે ! આંધળા માણસને અવળું દેખાય, એમાં એનો શો દોષ !

એ વિનાશી સુખો છે ને આ તો અવિનાશી સુખ. મોહ કેટલા પ્રકારના ? અનેક પ્રકારનાને ? અને તેમાં 'હું અનંત સુખધામ છું' એવું કહે છે. એટલે મારે બીજા મોહની જરૂર છે નહીં. આ તો ફસાયો છે, એમાંથી નીકળી જવાનું છે હવે. તેથી આપણે બોલીએ છીએ કે 'મોહનીય અનેક પ્રકારની હોવાથી તેની સામે હું અનંત સુખનું ધામ છું.'

## ભરેલાં ભારે મોહનીયકર્મ !

**પ્રશ્નકર્તા :** તો આ જે આઠ કર્મો છે, એમાં સૌથી કઠિનમાં કઠિન કર્મ કયું નડે છે ?

**દાદાશ્રી :** મોહનીયકર્મ. બીજું શું ?

**પ્રશ્નકર્તા :** મોહનીયકર્મમાંથી મુક્ત થવું છે, છતાં આપણા પરિબળો જ એવાં છે કે એ મોહદશામાંથી જરાપણ મુક્ત નથી થઈ શકતા.

**દાદાશ્રી :** મોહનીયથી કોઈ છૂટી જ ના શકે ને ! જ્ઞાનીપુરુષની કૃપા થયા સિવાય મોહનીય છૂટે નહીં. પછી આમ પડે, ગમે ત્યાં પડે, દરિયામાં પડે કે ગમે તે કરે, પણ કૃપા સિવાય મોહનીય ના છૂટે. મોહનીય એકલી જ કૃપાથી છૂટે. બીજું બધું જાતે થોડું ઘણું છોડાય પણ મોહનીય ના છૂટે. મોહનીય એટલે મૂર્છા, બેભાન થઈ ગયેલો. એને તો જ્ઞાની પુરુષ ભાનમાં લાવે ત્યારે જ ને ! જ્ઞાની વગર તો કશું કામ જ ના થાય.

## એ છે અનંત કર્મોમાં અફસર રૂપે !

તેથી શ્રીમદ્ રાજચંદ્રે કહ્યું ને,

''કર્મ અનંત પ્રકારના, તેમાં મુખ્યે આઠ,
તેમાં મુખ્યે મોહનીય, હણાય તે કહું પાઠ.''

કર્મ અનંત પ્રકારના હોય છે. એની ગોઠવણી કરી એના ભાગ પાડી દીધા અને આઠમાં જેનો સમાવેશ થાય એટલો કરીને પણ છેવટે આઠ પડ્યા. આઠથી ઓછાં ન થાય એવું લાગ્યું એટલે આઠ રહેવા દીધા. ઓછામાં ઓછા ભાગ કરી દીધા એ.

તેમાં મુખ્ય આ બધાનો અફસર કોણ ? રાજા કોણ ? ત્યારે કહે, મોહનીય. જેના આધારે ઊભું થયું છે. આઠ કર્મો ઊભા થયા કોના આધારે ? મૂળ શું ? ત્યારે કહે, મોહ. હવે એ મોહ, એ મૂળ ઊડી જાય એનો પાઠ કહું તને, કહે છે. મોહનીય હણાય એ પાઠ કહું. મૂળિયું છે એમાં, એ જો મૂળિયું ઊડી જાય તો બધું ઊડી જાય.

''કર્મ મોહનીય ભેદ બે, દર્શન ચારિત્ર નામ.
હણે બોધ વીતરાગતા, અચૂક ઉપાય આમ.'' - શ્રીમદ્ રાજચંદ્ર

મોહનીયકર્મના બે ભેદ છે. એક દર્શન મોહનીય ને બીજું ચારિત્ર મોહનીય. દર્શન મોહનીય જ્ઞાને કરીને જાય ક્રમિકમાં, એ બોધે કરીને જાય અને અક્રમમાં ભેદવિજ્ઞાને કરીને જાય. દર્શન મોહનીય ગયું, હવે રહ્યું શું ? ત્યારે કહે, ચારિત્ર મોહનીય. ચારિત્ર મોહનીય ડિસ્ચાર્જ મોહ, પરિણામી મોહ. કોઝિઝ મોહ અને પરિણામી મોહ. કોઝિઝ મોહ ગયો હોય, હવે એ મોહ તમને ના ગમતો હોય તો પરિણામ આવ્યા વગર છૂટકો ના રહે. પેલાનું રિએક્શન છે એટલે ચારિત્ર મોહ. હવે કોઝિઝ મોહને બોધ હણે ક્રમિક માર્ગમાં અને અહીં ભેદવિજ્ઞાન હણે અને ચારિત્ર મોહને વીતરાગતા હણે. પેલામાં કોઈ ગાળો ભાંડે તો એની ઉપર રાગ-દ્વેષ ના કરે, એ ચારિત્ર મોહનીય એમનું હણે અને આપણે અહીં આગળ આર્તધ્યાન-રૌદ્રધ્યાન બંધ થઈ જાય એટલે વીતરાગતા જ ઉત્પન્ન થાય. પાંચ આજ્ઞા પાળે અને સમભાવે નિકાલ કરી નાખે.

આ જ્ઞાન મળ્યા પછી મોહ તો આખો ઊડી જ ગયો છે તમારો. મોહ નામેય રહ્યો નથી. ફક્ત રહ્યો કેટલો ? વર્તનમોહ. વર્તન આમ કો'કને એમ દેખાય આને કેટલો બધો મોહ છે તે ! વર્તન બધું તમારું મોહવાળું હોય. વર્તનમોહ કહેવાય એને. એ તો વર્તનમોહ તો મનેય હોય. હું આ બધું ખાવા

ના બેસું ? કઢી ના લઉં વધારે ભાવે તો ? એ વર્તન મોહ એ ખરો મોહ નથી. એ નિકાલી મોહ છે. જતો, એને ઘેર જાય છે. આપણને કહીને જાય છે કે આ હું જઉં છું હવે. અને ખરો મોહ તો પેલો કે જે બીજ પડે. એનાથી બધું આ જગત ચાલી રહ્યું છે. એ મોહ એક કલાકમાં ઊડી જાય છે આખો. સર્વાંશ નાશ થાય છે મોહ. મોહ નાશ થાય ત્યારે જ આ બધું જાય ને ? એ મોહે ય દ્રવ્યકર્મ છે. આપણે બધું ઊડાડી મેલ્યું, હડહડાટ.

આખું જૈનધર્મનું, તમામ ધર્મોનું તત્ત્વ આપ્યું છે બધું અને તે પાછું ક્રિયાકારી, એની મેળે કામ કર્યા કરે અને મોક્ષે એની મેળે લઈ જાય. મોક્ષે લઈ જાય ત્યાં સુધી છોડે નહીં, એવું આ તો છે.

## ભેદ, દર્શનાવરણ ને દર્શન મોહનીય તણો !

આત્મા પ્રાપ્ત થયો એટલે મોહનીયકર્મ ઊડી ગયું. મોહનીય ક્યાં સુધી ? 'હું ચંદુભાઈ છું' ત્યાં સુધી. પછી 'હું શુદ્ધાત્મા છું' એટલે મોહનીય નહીં. શુદ્ધાત્મા પણ લક્ષરૂપે હોવું જોઈએ. એ મોઢે બોલવાથી કશું દહાડો વળે નહીં. અને મોહનીય ઊડ્યું, મોહનીય એ જ અંતરાયનું કારણ છે. કારણ કે મોહનીયનું ફળ છે અંતરાય. પણ ભગવાને જુદા પાડ્યા છે. મોહનીય ને અંતરાય ઓળખવા માટે. એટલે બે ઊડ્યા, મોહનીય શેનું ફળ છે ? ત્યારે કહે, દર્શનાવરણનું ફળ છે. હવે દર્શનાવરણ ઊડ્યું, કે પછી આ ચારેય ઊડી જાય. આપણું દર્શનાવરણ ખલાસ થયેલું છે.

**પ્રશ્નકર્તા :** દર્શનાવરણ જુદું પાડ્યું ને દર્શનમોહનીય જુદી પાડી.

**દાદાશ્રી :** હા, મોહ એટલે શું ? અદર્શન. અદર્શન જે છે એ દેખાતું નથી અને આ દર્શન, જે છે એ દેખાય છે. એનું નામ દર્શનાવરણ ખલાસ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** દર્શનાવરણીય અને દર્શનમોહનીય, આ બેનો શું ભેદ છે?

**દાદાશ્રી :** એ આવરણ, એ તો ઢાંકેલી વસ્તુ છે. એ દર્શન ઢાંકેલું છે આખુંય. જ્ઞાન ઢાંકેલું છે. જેટલાં પ્રમાણમાં ખુલ્લું થયું છે, એટલા પ્રમાણમાં ખુલ્લું થયું છે, બીજું બધું ઢાંકેલું જ છે.

અને મોહનીય એ ઢાંક્યું છે. એટલે જે ભાવ થવો જોઈએ, તે નથી થતો. મોહભાવ થાય છે, સંમોહન થાય. પેલું ઢાંક્યાને લીધે, પોતાના સ્વરૂપનું ભાન થાય નહીં એટલે સંમોહન થાય. એટલે એ મોહનીયકર્મ ને મોહનીય છે તે અંતરાય પાડે. એ પોતે આત્માથી છૂટો પડ્યો, અંતરો પડ્યો, ત્યારથી બધા અંતરાય જ કહોને ! પોતાના સ્વરૂપના અંતરાય પડ્યા ત્યારથી બધા અંતરાય જ પડ પડ કર્યા કરે.

હવે પેલું દર્શન મોહનીય એ તો સ્થૂલ વસ્તુ છે. દર્શન મોહનીયને મિથ્યાત્વ કહેવાય છે. મોહનીય, અંતરાય, જ્ઞાનાવરણ ને દર્શનાવરણ - એ ચારની પ્રબળતા, એનું નામ મિથ્યાત્વ. મિથ્યાત્વથી આગળ વધે એટલે ત્રણ પિસીસ થઈ જાય. સમકિત પ્રાપ્ત થાય નહીં, તે પહેલાં આગળ વધ્યાનું ફળ, ત્રણ પિસીસ થઈ જાય. મિથ્યાત્વ મોહ થાય, મિશ્રમોહ થાય અને સમ્યક્ત્વ મોહ થાય. આ મોહનીયના ત્રણ ટુકડા થાય છે. હવે મિથ્યાત્વ મોહ વખતે મંદ પડે. ત્યારે મિશ્ર મોહનીયમાં આવે. આ ય ખરું ને તે ય ખરું. મોક્ષે જવાનો રસ્તો, આ બધા ભગવાનના મંદિરો-બંદિરો બધો જે માર્ગ છે ને, તે ય ખરું ને આ સંસારનું ય ખરું. શાસ્ત્રોય ખરાં ને આપણું ઘર, બૈરી-છોકરાં, ધંધો ય ખરું. બન્ને જગ્યાએ મોહના પરિણામ. ત્યાં જાય ત્યારે ત્યાંય મોહમાં હોય. અહીં આવે ત્યારે અહીંયા મોહમાં હોય. એક બાજુ મોહમાં હોય તો મિથ્યાત્વ મોહ કહેવાય. પેલા બન્નેવ મોહ હોય. મંદિરમાં જાય તો ત્યાં એટલો વખત આનંદમાં હોય, ઉપાશ્રયમાં જાય તો ત્યાં એટલી વાણી સાંભળવાની મળે તે ઘડીએ ઊઠવાનું મન ના થાય અને ધંધામાં જાય તો ત્યાં મોહ ઉત્પન્ન થાય. મિશ્ર મોહનીય એ દર્શન મોહનીય. એ મિથ્યાત્વ મોહનીય ને મિશ્ર મોહનીય જાય ત્યાર પછી એને સમકિત થાય. ક્રોધ-માન-માયા-લોભ ચારેય જાય ત્યારે એને સમકિત થાય. ઉપશમ સમકિત અને પછી ઉપશમ સમકિત એટલે અર્ધ પુદ્ગલ પરાવર્તન કાળ સુધી ભટક ભટક કરે. ત્યાર પછી ઘણાં વખત પછી ક્ષયોપક્ષમમાં પેસી જાય. એ ઉપશમ થયેલું તે ક્ષયોપક્ષમનું ક્ષાયક થતાં થતાં તો અર્ધપુદ્ગલ પરાવર્તન એટલે તો બહુ કાળ ભટકામણ થઈ જાય. ક્ષાયક ક્યારે થાય કે સમ્યક્ત્વ મોહનીય જાય ત્યારે. સમ્યક્ત્વ મોહનીયને તો હિન્દુસ્તાનમાં એક

પણ માણસ એવો નથી કે જેને સમ્યક્ત્વ મોહનીય હોય. એ હોય તો તો બહુ સરસ કામ નીકળી જાત. સમ્યક્ત્વ મોહનીય એટલે બીજી કોઈ ચીજ એને સાંભરે નહીં. આત્મા કેવો હશે ? આત્મા શું હશે ? કેમ કરીને જણાય ? કેમ કરીને મલે ? આત્માને જાણવા માટેનો જ બધો મોહ. એવાં કોણ છે અહીં આગળ ? આખો દહાડો ય, કોઈ બીજું પરિણામ જ નહીં. નિરંતર તેમાં ને તેમાં જ. આત્મા કેવો હશે ને કેવો નહીં ? એને કેવી રીતે જણાય ? ને બધું એના જ ઘાટમાં ને ઘાટમાં રહે એવાં કેટલાં માણસો હશે ? આ લોકોને તો કલાક નથી રહેતું, તો આ તો નિરંતર રહેવાનું છે, નિરંતર.

અને જેને આત્મા 'આ' છે એવું નક્કી થયું અને શંકા ઉત્પન્ન થઈ નહીં, એટલે સમ્યક્ત્વ મોહ ઊડી ગયો, એને ક્ષાયક સમકિત થયું.

એટલે આપણે આ સમ્યક્ત્વ મોહ ઊડી જાય છે. આત્મા આ છે એ નક્કી થાય છે નિઃશંક ભાવે, શંકા જરાય નથી રહેતી. આ દાદાજી કહે છે, તે જ આત્મા છે ને આપણો આત્મા પ્રગટ થઈ ગયો. પછી શંકાને કોઈ સ્થાન રહેતું નથી. નહીં તો આ જગતમાં કોઈને સંદેહ ગયેલો નહીં.

આ તો સંદેહ ગયો, શંકા ગઈ, બધું ગયું. અને આત્મા હાજર થઈ ગયો પછી બીજું શું જોઈએ ? પ્રગટ ચૈતન્ય હાજર થયું. આપણે યાદ ના કરીએ તો એની મેળે આવે. પછી શું જોઈએ ? જે દહાડે જ્ઞાન મલે છે તે પહેલી રાત એ આનંદ હજુ સાંભરે ને ? ત્યાં પેલું ડિસ્ચાર્જ તરત નથી નીકળતા ને ? પછી ડિસ્ચાર્જનો ઉદય આવ્યો, કે ડિસ્ચાર્જ ભેગું થયું પછી તે ગૂંચાયા કરે પાછો. એટલે એ પદ તો જોયું છે ને ? એટલે પહેલા કલાકમાં છે ને, જીતેન્દ્રિય જીન થઈ ગયો. પછીના કલાકમાં છે તે જીતમોહ જીન થાય છે. એ મોહ ક્ષય ના થાય જ્યાં સુધી આ જીતમોહ જીન, પછી ક્ષીણમોહ જીન.

જ્યાં રોકડું છે, જ્યાં પોતે જ હાજર થઈ ગયો, આત્મા હાજર થઈ ગયો, આ જગતમાં કોઈ એવી ચીજ નથી કે એ નિરંતર હાજર રહે.

તીર્થંકરોએ બરોબર પુરાવા આપ્યા છે ને ? તમારા અનુભવમાં

આવે છે હું કહું છું એ પ્રમાણે ? જ્ઞાનાવરણ, દર્શનાવરણ કેવું પધ્ધતસર, સીડીબંધ કહ્યું છે. આનું કારણ શું ? બધાનું મૂળ કારણ, આઠેય કર્મનું મૂળ કારણ દર્શનાવરણ. તે આ મૂળ કારણ પહેલું છેદાય છે. એટલે દર્શનાવરણ તમારું આખું છૂટી ગયું.

**પ્રશ્નકર્તા :** દર્શન મોહનીય પહેલું તૂટ્યું કે દર્શનાવરણ પહેલા તૂટ્યું?

**દાદાશ્રી :** એ મોહ ને એ આવરણ, બેઉ સાથે જ તૂટે. એટલે આઘુંપાછું નહીં, બન્ને સાથે ફ્રેક્ચર, એટ એ ટાઈમ બધું જ ફ્રેક્ચર, એક કલાકમાં.

દર્શનાવરણ બધું તૂટી ગયેલું હોય, પણ હવે શું થાય ? બીજા પેલા કર્મો આવે છે ને, તે ગૂંચવે એને. આ દર્શનનો લાભ ના લેવા દે. નહીં તો મારી પેઠ તમેય જોઈને બોલો પણ એ લાભ ના લેવા દે, બધાં ગૂંચવે તે.

**પ્રશ્નકર્તા :** આ માલ બહુ ભરેલો લાગે છે હજી.

**દાદાશ્રી :** ભરેલો ને તે, એ શેના જેવું કે કોઈને જ્ઞાન આપ્યું હોય પછી એને કહ્યું હોય, તું જ્ઞાનમાં રહેજે. ત્યારે કહે, હા, કાલે જ્ઞાનમાં રહીશ. અને પછી બહારથી હજાર માણસોને કંઈનું કંઈ પૂછવા મોકલીએ તો પછી કેટલો જ્ઞાનમાં રહે ? આ બધાને મોકલ મોકલ કરીએ જાઓ, આમ પૂછી આવો, તેમ પૂછી આવો, ફલાણું પૂછી આવો પછી કેટલો વખત રહે ? એવું આ સંયોગો તમને ગૂંચવે બધાં અને અમને સંયોગો બહુ હોય નહીં અને અમારા સંયોગો બધા જ્ઞેય સ્વરૂપે હોય. તે તમારે ય જ્ઞેય સ્વરૂપે છે, પણ તમને જ્ઞેય રહેવા જ ના દે ને, આ બધાં આવે વારાફરતી એટલે. કારણ કે અક્રમ છેને ! ક્રમિક હોય તો તો દેખાય નહીં. ક્રમિક એટલે બધો માલ ખપાવેલો હોય. એ કરોડો-કરોડો અવતારે માલ ખપે નહીં, આનું ઠેકાણું પડે નહીં. ક્યારે માલ ખપે અહીં આગળ ? ક્યારે આ લોકો ઘર છોડે ને ત્યાં આગળ દીક્ષા લે ને ક્યારે મેળ પડે ? ‘ના, ના બાપજી,

મારું કામ નહીં. મારાથી ઘર છોડાય એવી પરિસ્થિતિ નથી.' એટલે શું થયું ? એ બોલ્યો ને તેની સાથે દિક્ષા અંતરાય બાંધ્યો. જ્ઞાનાતંરાય, દર્શનાવરણ વધ્યું. એટલે આ બધું જોખમ છે.

આ તો અક્રમ જ્ઞાનની બલિહારી છે કે કંઈક ઉદય આવ્યો છે. આવી અજાયબી સાંભળેલી જ ના હોયને ! એક અંશ દર્શનાવરણ ઘટવું બહુ મુશ્કેલ છે. આ કાળમાં ઊલટું વધ્યા જ કરતું હોય, ત્યાં ઘટવાનું હોય ક્યાંથી ? બે ટકા ઘટે ને ચાલીસ ટકા ઉત્પન્ન થાય.

## અક્રમમાં ચાર્જકર્મ કેટલું ?

**પ્રશ્નકર્તા :** એટલે દ્રવ્યકર્મ બંધાવવાનું મોટામાં મોટું કારણ મોહનીય?

**દાદાશ્રી :** મોહનીય, બીજું શું ? દ્રવ્યકર્મ બાંધનારો એ મોહ તમારો ઊડી ગયો. હવે તમને મોહ કયો રહ્યો ? ડિસ્ચાર્જ મોહ. સાડીઓ પહેરો, મનમાં નથી ભાવ હવે. આ બધો ડિસ્ચાર્જ મોહ રહ્યો અને જગત આખાને નવો મોહ બંધાયા કરે, રૂટ કોઝ. તમારું રૂટ કોઝ તોડી નાખ્યું. હવે તમારે ડિસ્ચાર્જ મોહ રહ્યો, ચાર્જ મોહ ઊડી ગયો. ક્રમિક માર્ગમાં ચાર્જ મોહ અને ડિસ્ચાર્જ મોહ, બંનેવ સાથે ચાલે.

**પ્રશ્નકર્તા :** એટલે અમને હવે નવું દ્રવ્યકર્મ ઊભું ના થાય ?

**દાદાશ્રી :** થાય તે પણ કેટલું ? અમારી આજ્ઞા પાળો એટલું, બીજું નહીં. એક-બે અવતાર થાય અને તે પુણ્યના. આ બધી મુશ્કેલી ના હોય. આજ્ઞા પાળવાથી તો જબરજસ્ત, ઊંચામાં ઊંચું પુણ્ય બંધાય. તે સીમંધર સ્વામી પાસે જ બેસી રહેવાનું મળે !!!

❖ ❖ ❖ ❖ ❖

## [૨.૫]

# અંતરાયકર્મ

### છે છતાં ન ભોગવાય, એ અંતરાય !

ચોથું અંતરાય છે. અંતરાય એટલે શું કે તમારી પાસે હોવા છતાં તમારે વાપરવામાં વાંધા ઉઠાવે. હા, એટલે એ બધી ચીજ પાસે છે છતાં પણ એ આપણાથી એનો લાભ લઈ શકાય નહીં. હમણાં જમવા બેઠાં હોય અને થાળી મૂકી હોય, જમવાની તૈયારી હોય, થાળીમાં હાથ નાખવા જાવ છો, ત્યારે કમિશ્નર આવ્યાં. 'ચંદુભાઈ ઊઠી જાવ, ઊઠી જાવ હમણાં એક મિનિટમાં. તમે ઊઠી જાવ જલ્દી.' તમે કહો કે 'જરા જમીને ઊઠું તો ?' 'ના, ના, એક મિનિટે ય નહીં. ઊભા થાવ.' એટલે એ અંતરાયકર્મ કહેવાય. થાળી હતી છતાંય જમાયું નહીં. એવી રીતે મહીં જ્ઞાન છે, દર્શન છે, શક્તિ છે, નિર્ભયતા છે, બધાં ગુણો છે છતાં ભોગવાતાં નથી અંતરાય બાંધ્યા છે, એવી દીવાલો બાંધી છે, આપણે જાણી-જોઈને બાંધી છે અને હવે કહે છે, હું ફસાયો. એવા અંતરાયકર્મ છે.

### આમ પાડ્યા અંતરાયો !

**પ્રશ્નકર્તા :** અંતરાયકર્મ શું છે, એ મારે વધારે સમજવું છે.

**દાદાશ્રી :** અંતરાયકર્મ તો એવું છે ને, તમે કહો, મારી સત્સંગમાં આવવાની કંઈ ઇચ્છા નથી. એટલે ત્યાં અંતરાય પડ્યા અને તમે કહો

કે મારી ઈચ્છા છે, તો અંતરાય છૂટ્યા. પોતે જ પાડેલા છે અંતરાય. અંતરાય એટલે આંતરો.

અંતરાયકર્મ એટલે શું ? તમારો છોકરો કોઈ બ્રાહ્મણોને જમાડતો હોય, તો તમે એને કહો કે આમાં શું કાઢવાનું છે ? આ લોકોને શું કરવા જમાડે છે ?! એના કરતાં આ દાદાના મહાત્માઓને જમાડને ! આ તમે પેણે પુણ્ય બાંધ્યું, પણ અહીં મોટો અંતરાય બાંધ્યો કે તમારી થાળીમાં જમવા બેસશો તોય જમાશે નહીં ! હાથમાં આવેલું એ પણ જતું રહેશે. આ અંતરાય ! તમે જેટલા અંતરાય પાડ્યા છે, એટલા જ અંતરાય તમારા.

લોકોને જે પ્રાપ્ત થતું હોય, તેમાં તમે આંતરો પાડો બુદ્ધિથી, આ આમાં શું આપવા જેવું છે ? કો'ક આપતો હોય તો આપણાથી ના બોલાય. બોલવું એ બુદ્ધિનું ડહાપણ છે ને, મારી નાખે આપણને. કો'ક આપતો હોય એમાં તમે શું કરવા બોલો છો ?! મેં બુદ્ધિથી આવું જ કરેલું બધું. એના અંતરાય જ પડતા હતા બધાં.

છતી ચીજે ખાવા ના દે, ભોગવટો છે છતાં ભોગવવા ના દે, એ બધા અંતરાય. એવાં બહુ અંતરાય છે. લાભાંતરાય, ભોગ અંતરાય, ઉપભોગ અંતરાય, દાનાંતરાય, વીર્યાંતરાય, આ બધા બહુ જાતના અંતરાય પડ્યા છે માણસને. પોતે પરમાત્મા હોવા છતાંય આ જ જાનવર જેવા દુ:ખ વેઠી રહ્યો છે. છે પરમાત્મા, એમાં બે મત નહીં. મારી દૃષ્ટિ તો બધા દેખાયને પરમાત્મા. છે પરમાત્મા પણ હવે શું થાય ? જે જકડાયો છે, જે ફસાયો છે, જે બંધનમાં આવી પડ્યો છે એટલાં માટે હું આ જ્ઞાન આપું છું, મુક્તિ થાય એને.

આ અંતરાય બધા પોતાના જ પાડેલા હોય છે, આગલા ભવના. ગયા અવતારે આપણે કેરીઓ હોયને, 'આમાં શું ખાવા જેવું છે ? આ કોઈ ખાવા જેવી ચીજ ન્હોય ! આમ છે, તેમ છે.' એવું બધું કર્યું હોય એટલે તે અવતારમાં તો ઠીક છે પણ આ અવતારમાં મલે નહીં આપણને ! ભેગી થાય નહીં અને આ અવતારમાં લોકોના કહેવાથી આપણને એને

માટે ખ્યાલ આવ્યો કે કેરી બહુ સારામાં સારી વસ્તુ, વિટામીનવાળી છે. પછી આપણે ખોળીએ પણ મલે નહીં, ભેગી ના થાય. કારણ કે તરછોડ મારી હતી. એટલે અંતરાય કરેલા હોય છે.

## અંતરાય પાડતાં જ કરો પ્રતિક્રમણ !

હવે કો'ક માણસ બ્રાહ્મણને સો રૂપિયાનું કાપડ આપતો હોય દાન તરીકે અને તમે કહો કે 'ભઈ, એ પાછો ત્યાં વેચી ખાશે.' એ તમે અંતરાય પાડ્યો. પેલો પેલાને આપતો હતો, તેમાં તમારું આંતરો પાડ્યો એટલે તમને એનું ફળ તમારે અંતરાયકર્મ ભોગવવું પડે. આને અંતરાય કહેવામાં આવે છે કે ભઈ, કો'કનું કરતો હોય, તમે શું કરવા એમાં અંતરાય પાડો છો ? પેલો બુદ્ધિ વાપરે કે આવું બધું ખોટે રસ્તે જાય છે. તે તારે જોવાની જરૂર નથી. આલનાર પેલો ને લેનાર પેલો.

છોકરો કપડાં બે વખત પહેરતો હોય, એને આપણે કહીએ કે 'શું નકામું પૈસા બગાડું છું. કપડાં બધાં ધૂળધાણી કરી નાખું છું, બગાડું છું' એ કહ્યું તેમાં અંતરાય પડ્યો બધો. આપણને નહીં મલે. આંતરો કોઈનામાં પાડશો નહીં.

**પ્રશ્નકર્તા :** પણ કેટલીક એવી ફરજો આવી પડે તો ત્યારે તો થોડો અંતરાય કરવો પડે ને ! કુટુંબની અંદર વડીલ હોય, એટલે ફરજિયાત કોઈ વખત બોલવું પડે.

**દાદાશ્રી :** એનું પણ ફળ તો અવશ્ય મલે. નહીં તો પછી આપણે એને ધોઈ નાખવું જોઈએ. કર્મ કરો પણ ધોઈ નાખવું જોઈએ. ધોવાનું હથિયાર હોય છે જ. ઘરવાળાને ના કરવું પડે બધું ?! પણ આ જ્ઞાન લીધું એટલે પ્રતિક્રમણનું હથિયાર આપેલું છે ને ! એ હથિયારવાળા એ ધોઈ નાખે ઝટ.

આપણે જરૂરીયાતવાળી વસ્તુ મળતી ય નથી અને આપણું ધારેલું થતું નથી એ બધાં અંતરાય કર્મો.

પછી અંતરાય એટલે વધારેમાં વધારે ભણ્યા હોય પણ એ જ્યાં જાય ત્યાં નોકરીનું ઠેકાણું પડે નહીં અને અંતરાય તૂટી ગયા હોય તેને અહીંથી બહાર ગયો કે તરત આમ અરજી કરતાંની સાથે નોકરી મળી જાય.

અંતરાયકર્મ શું કામ કરતું હશે ? ઘણાં માણસ સાધનવાળા હોય છે. અને એને ત્યાં આપણને જમવા બોલાવ્યા હોય, એમની ઘેર જમવા ગયા હોય ને આપણી જોડે જમવા બેઠાં હોય ને, તો આપણને શ્રીખંડ-પૂરી મૂકે. એ મૂઓ રોટલો લઈને બેસે. તો આપણે ના જાણીએ કે કશુંક અંતરાય છે આનાં ? રોટલો ને દહીં લઈને બેઠો હોય. આ મજૂરો ખાય એવું લઈને બેઠો છું ને અમને આવું ખવડાવું છું ? કશુંક અંતરાય હશે ને ? શું અંતરાય ? ડૉક્ટરે કહ્યું હોય, તું ખઈશ તો મરી જઈશ, મૂઆ. અંતરાય બિચારાને ! ખાવામાં અંતરાય, પીવામાં અંતરાય, બધી જાતના અંતરાય ને અત્યારે તો. એવું નથી બનતું ? એવું જોવામાં આવેલું ? આ શ્રીખંડ બધું ય છે પણ ખાવા ના દે, પેલું અંતરાય પાડ્યા તેથી છતી ચીજે ખાવા ના દે. ભોગવટો છે છતાં ભોગવવા ના દે એ બધા અંતરાય. એવાં બહુ અંતરાય છે.

## આવરણ ને અંતરાય !

**પ્રશ્નકર્તા :** એવાં બે શબ્દો આવ્યા, આવરણ અને અંતરાય. તો આવરણ એટલે ફિઝિકલ અને અંતરાય એટલે મેન્ટલ ?

**દાદાશ્રી :** આવરણ સૂક્ષ્મ વસ્તુ છે, અંતરાય એટલું બધુ સૂક્ષ્મ નથી. હમણે કોઈ ગરીબ આવ્યો હોય અને કોઈ પાંચ રૂપિયાનું કંઈ અનાજ આપતા હોય ને એવું બીજું કંઈ આપતા હોય તો તમે કહો કે અલ્યા, આને શું કરવા આપો છો તે ? એ તમે એવું કહો એટલે તમને અંતરાયકર્મ બંધાયું. એ તમે જાણતા હો કે આ ખોટે રસ્તે જાય છે આ લોકો, પછી એ અનાજ વેચી કરીને દારૂ પીએ એવું જાણતા હોયને છતાં ય તમે આવું કહો તો પણ તમને તો અંતરાય બંધાયું. એ આપતો હોય તો તેમાં શું કરવા આંતરો પાડ્યો ? આ બુદ્ધિની ડખલ છે ને ? તે અંતરાયકર્મ ના

પાડવું. બહુ જાતના અંતરાય બાંધે છે લોકો.

## ખાવાના પડે અંતરાય આનાથી !

એક માણસ તો એની વાઈફને કહે છે, તે દહાડે કંટ્રોલ (રેશનીંગ) હતો. ચોખા-બોખા ઓછા મળે કંટ્રોલમાં. વાઈફ છે તે આટલો બધો થાળીમાં ભાત લે. હવે પેલી બિચારી શરીરે હોય તો, ભાત ખાવા દે ને બિચારીને ! એને ભાખરી ઓછી ભાવતી હોય. પેલો ધણી રોજ કચ કચ કરે. તે એક દહાડો બઈ મને કહે છે, 'રોજ હું ખઉં છું ને, જંપીને ખાવા નહીં દેતા'. 'અલ્યા, મૂઆ કઈ જાતના છો ? આ તો અંતરાયકર્મ કહેવાય. આ ભાત તમને નહીં મલે. શું કરવા આમ કરો છો, જંપીને બેસોને નિરાંતે !' એને સમજણ નહીં ને એ જાણે કે આ તો આમ કરીએ એટલે સારું થઈ જશે. માનો કે વખતે થાય, બીજે દહાડે ઓછું ખાય પણ આંતરો તમારો પડશે ને!

**પ્રશ્નકર્તા :** પણ આ તો આવું ખબર નથી, એટલે આવાં આંતરા બહુ પાડીએ છીએ. આજે પહેલી વખત જાણ્યું.

**દાદાશ્રી :** એ તમને ખબર નથી એવું નહીં, આ બધાયને, કોઈને ખબર નથી. આ બધા શાસ્ત્રોમાં શબ્દો લખ્યા છે ને, એનો ખરો અર્થ જ્ઞાની પુરુષ એકલા જ જાણે, બીજા બધા વાતો કરે એટલી ! મારે અંતરાયકર્મ છે, મારે અંતરાયકર્મ છે પણ અલ્યા, શું અંતરાય તે ? વોટ ઈઝ ઈટ ? તમે જાણતા નહીં, એ તો મોટી મોટી બડી બડી વાતો છે ખાલી. શાસ્ત્રોના મોટા મોટા શબ્દો આવે, પણ આપણે કહીએ કે આ શું ? ફોડ પાડી આપો, નાનો છોકરો સમજે એવું. ત્યારે કહે, ના, એ ના આવડે. પોતે સમજે તો ફોડ પાડી આપે ! અને હું તો છોકરાને કહું કે અલ્યા, એય આટલું આપતા શું કામ આંતરું છું, તને નહીં મળે. એ અંતરાયકર્મ ! એનું નામ વિઘ્નકર્મ. વિઘ્ન ઊભું કર્યું એટલે વિઘ્ન આપણને આવે. એને વિઘ્નકર્મ કહેવાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે એવા સંજોગો, આ દાખલા તરીકે ડાયાબીટીસ

હોય અને છતાં આટલો બધો ભાત લીધો હોય, તો આપણે જ્ઞાતા-દ્રષ્ટા થઈને જોયા કરવું ?

**દાદાશ્રી :** તો બીજું શું કરવાના હતા ?! અને નહીં તો ય શું થાય ? એ ગમે તે કરતી હોય, આખું આ ઘીનો પાટીયો ઢોળીને ખાતી હોય, તો આપણે શું થાય ?! એ તો આપણી હાજરીમાં ખાય એટલે આપણને દુઃખ થાય છે ને ! હાજરીમાંય ગેરહાજર માનવી આપણી જાતને. હું છું નહીં આ, હું છું નહીં એવું માનવું. આપણે ના હોઈએ તો એવું જ કરે ને ! એ તો આપણે છીએ તેનું ઝેર છે ને, એ ઝેર ઊડાડી દઈએ. દીઠાનું ઝેર આ તો !

**પ્રશ્નકર્તા :** આ ફોડ જે આજે પડ્યો, તો ઘણાંના સોલ્યુશન નીકળી જશે આમાં. બધાં અંતરાય જ કર્યા કરીએ છીએ.

આપણને એમ દેખાતું હોય કે આનાથી એનું અહિત થાય છે, તો પછી એ વસ્તુ માટે તો આપણે સામાને 'ના' કહેવી જોઈએ ને !

**દાદાશ્રી :** ખાવા-પીવામાં અહિત થાય છે તે ?

**પ્રશ્નકર્તા :** ખાવા-પીવામાં, અમુક વસ્તુ ખાવાથી.....

**દાદાશ્રી :** આપણે ના કહેવાની જરૂર નહીં. આપણે એને આ વિગત સમજાવવાની જરૂર કે 'ભઈ આમ કરવાથી શરીરને આમ નુકશાન થાય, આમ થાય, તેમ થાય.' આ હેંડ, નહીં ખાવાનું, એવું પોલીસ એક્શન નહીં લેવાની. વિગતથી સમજાવીને કહેવું કે આનું ફળ આવું આવે. આમાં શું કાઢીશ ફાયદો ?

**પ્રશ્નકર્તા :** આવાં સંજોગો બધાં બહુ ઊભા થાય, ડગલે ને પગલે બને.

**દાદાશ્રી :** એ જ કહ્યું ને આ. આ સામાન્ય જ્ઞાન બહાર હોય નહીં. એટલે જ હું કહું છું ને, બધાં કંઈક વાતચીત કરો તો આ સામાન્ય જ્ઞાન નીકળે. તમે અંતરાય કહ્યું, તેના ઉપર વાત નીકળી ! એટલે સારું, પૂછો

કંઈક વાતચીત કરો.

**પ્રશ્નકર્તા :** હવે આ જે અંતરાય છે, તેની અંદર કેટલાંક છે તે પોઝિટિવ અંતરાય હોય ને કેટલાંક નેગિટિવ હોય, જમવા માટે એણે પ્રમાણસર લીધું, આપણે કહીએ કે તું જરા વધારે લે, એને આગ્રહ કરીને દબાણ કરીને, વધારે ખવડાવીએ તો એ અંતરાય ખરો ?

**દાદાશ્રી :** તો અંતરાય તૂટ્યો. જમવામાંથી ઉઠાડી મેલ્યો તો અંતરાય બાંધ્યો. હું કહું લોકોને, 'ભીખારીને કંઈ આપવા જેવું નથી.' એટલે મારાથી અપાય જ નહીં પછી. આપવું હોય તોય ના અપાય. આંતર્યું એનું નામ અંતરાય. ખાતાં ખાતાં કોઈને ઉઠાડી મેલ્યો, ઉઠ, તમે બીજી નાતના અહીં કેમ આવ્યા છો ! મોટો અંતરાય, જબરજસ્ત ! બીજી નાતના હોય ને, તે પહેલાં લોકો ઉઠાડી મેલતા હતા, મેં જોયેલા બધાં. આ લોકોએ કંઈ અંતરાય પાડવાના બાકી રાખ્યા છે ?! અને જો દુઃખી થયા છે, દુઃખી થયા છે ?! અંતરાય, આંતરો પાડે પોતે જાણી-જોઈને.

## અક્કલના અહંકારથી પડે અંતરાય !

**પ્રશ્નકર્તા :** આપણા ખેતરમાં તૈયાર થયેલા પાકને કોઈ ઢોર અંદર પેસીને ખઈ જતું હોય ને આપણે તેને હાંકી કાઢીએ તો તેને અંતરાય કર્યો કહેવાય ?

**દાદાશ્રી :** આપણા ખેતરમાં કોઈ ઢોર પેસી ગયું હોય તો એને હંકારી કાઢવામાં અંતરાયકર્મ ના કહેવાય. એ ના જતું હોય તો પગમાં બે લાકડી મારવી, અને પણ એને કાઢી મેલવું. પેટ ઉપર ના મારવું. પેટ ઉપર કે માથા ઉપર ના મારવું. જો પાકની જરૂર હોય તો, ના જરૂર હોય તો માનભેર રાખવું પણ અંતરાયકર્મ નહીં બંધાય. અંતરાયકર્મ એ જુદી વસ્તુ છે. એટલે ભડકવાની જરૂર નથી.

અંતરાય એટલે શું ? ત્યારે કહે છે, કે આ દાન આપતા'તા ભઈ, તો હું કહું કે જરા સામો અધિકારી છે કે નહીં તે તો જુઓ. એમ ને એમ આપશો તો બંધનમાં પડશો. હવે પેલાને બિચારાને મલવાનું થયું છે, એ

દુ:ખી છે, એને કંઈક મલે છે, આ આપે છે, એમાં હું અક્કલ વાપરું મારી.

**પ્રશ્નકર્તા :** અંતરાય કરે છે.

**દાદાશ્રી :** ના, એ અંતરાય કરતો હોય તો મૂઓ ચેતી જાય. પણ એ અક્કલ વાપરે છે કે જો હું એને સમજણ પાડું છું, હું અક્કલવાળો છું ને આ બેઅક્કલ છે. એટલે અક્કલનો એને અહંકાર છે. એથી અંતરાયકર્મ પડે છે. એટલે એને જે આ લાભ થવાનો હોય ને, તો લાભમાં અંતરાય પડશે. અને પછી અહીં કહે છે, હું કંઈ પણ ધંધો કરું પણ ચાલતો જ નથી, લાભ જ નહીં મળતો. અલ્યા મૂઆ, અંતરાયકર્મ કરીને આવ્યો, શાનો લાભ મલે ત્યારે !

જ્યાં ગયો ત્યાં અંતરાય, જ્યાં ગયો ત્યાં અંતરાય. એવા અંતરાય કર્યા હશે કે નહીં લોકોએ ? જ્યાં ગયો ત્યાં અક્કલનો આ ઈસ્કોતરોને ! પેલો આપતો હોય, તેમાં આ વચ્ચે પડે છે. અલ્યા મૂઆ, તારે એ જોવાની શી જરૂર ? એ આપે છે, એમાં આપણે હાથ ના ઘાલીએ. પણ પેલો અક્કલવાળો પેલાને સલાહ આપે, તારામાં અક્કલ નથી, આવું અપાતું હશે ? એ અંતરાય પાડ્યા. તેના અંતરાયો બધાં લોકોને. કારણ કે આત્મા છે. ભલે પ્રકૃતિમય છે. પ્રકૃતિ ભલે રહી. પણ જેણે અંતરાય નહીં કર્યાને, તેને જે ઈચ્છા થાય તે ચીજ સામી આવે.

અને આ તો પોતે ધીરેલું વસ્તુ હોય, એ દસ હજાર ધીરેલા હોય, તે ઈચ્છા થાય ત્યારે પાછા આવે. એટલે ધીરેલા ય પાછાં આવે આપણે ઘેર. જ્યારે ઈચ્છા થાય ને, કે હવે આ બધું બંધ કરી દેવું છે. તો રૂપિયા પાછાં આપવા માંડે, અંતરાય ના પાડ્યા હોય તેને.

અને અંતરાય પાડ્યા હોયને, એને ત્યાં છે તે ઉઘરાણી બાર મહિના સુધી કર કર કરે. ત્યાં જઈને પહોંચે ત્યારે, 'ક્યાં ગયા શેઠ ?' હમણે જ બહાર નીકળ્યા, કહેશે. 'કેટલા વાગે ભેગા થશે ?' ત્યારે કહે, 'સાડા ત્રણ વાગ્યા પછી, ચાર-સાડા ચાર વાગે નીકળે છે, સાડા ત્રણ વાગે આવો.' તે આપણે ઘેર આવીએ ને આખો દહાડો ધ્યાન એનું રહ્યાં કરે બિચારાનું. ખાતી વખતે ય એનું ધ્યાન રહ્યા કરે. જે સાધના કરી એ સાધના ચાલુ

જ હોય ને ?! આ સાધના કરી છે, તે ધ્યાન એનું રહ્યા કરે. સ્ત્રીઓને આ ધ્યાન ના રહે. એ તો ઉઘરાણી કરીને પછી આવી ને કશુંય નહીં. અને આ તો અક્કલવાળાને ? ઈમોશનલ. પેલી મોશનવાળી આ પછી અહીં આગળ છે તે પાછો સાડા ત્રણ વાગે વહેલો વહેલો નીકળે. 'હવે સાડા ત્રણ થવા આવ્યા છે, હવે દસ મિનિટમાં હું ત્યાં પહોંચી જઈશ.' એટલે એ એની જાગૃતિમાં હોય. અને બઈએ પેલાને કહ્યું હોય કે પેલાં આવ્યા'તા. ત્યારે કહે, સારું છોને આવ્યા, કશો વાંધો નહીં. તે પેલા છે તે કહે છે, આજ તો મારે બહુ ઉતાવળ છે ને તે આવું કહ્યું, તે એમને કહેજે, ફરી આવે કાલે. અને એ સવા ત્રણે નીકળી ગયો હોય. અને આ શેઠ પછી જો અકળાયા કરે. આને મેં ક્યાં ધીર્યા, આને મેં ક્યાં ધીર્યા!! ત્યારે કહે છે કે 'ભઈ, એનો દોષ છે ?' ત્યારે કહે, 'ના બા. તે અંતરાય પાડ્યા છે ને, એનો આ દોષ છે. તેં લોકોનામાં અંતરાય પાડ્યા છે તેનો આ દોષ, એનો દોષ નથી. તારા અંતરાય પૂરા થશે, ત્યારે એ પાંસરા થઈ જશે.'

એટલે આપણે ઈચ્છાપૂર્વકનું ખાવા-પીવાનું બધું, મહીં આત્મા છે, જે ઈચ્છા થાય તે સામી આવે. તેને બદલે જો પ્રયત્ન કરે છે તો ય રાગે પડતું નથી. અને ઉપરથી કો'ક દહાડો પેલો ઝઘડો કરે તે જુદો. 'શું ધક્કા ખા ખા કરો છો રોજ રોજ, આ પૈસા કંઈ જતા રહેવાનાં છે ?' તે પેલો અકળાય. પછી કહે, 'હવે આવું બોલે છે ઉપરથી. આલ્યા ને ઉપરથી !' આ તારો જ દોષ છે. એનો દોષ નથી. એ જે કહે છે તે, આ તારો પડઘો છે. આ પ્રોજેક્ટ તે કર્યું છે, તે જ છે આ પ્રોજેક્ટ. એવું તમને કંઈ અનુભવ થયેલો કોઈ કશો ?

## પોતે બ્રહ્માંડનો માલિક છતાં...

આ તો બધાં અંતરાય છે નહીં તો તમે આખા બ્રહ્માંડના માલિક છો. ત્યારે કહે છે, કેમ અનુભવ નથી ? બધા અંતરાય છૂટી ગયા તો તમે માલિક તો છો જ. અંતરાય કોણે ઊભા કર્યા ? ભગવાન મહાવીરે ? ત્યારે કહે, ના, તેં જ જાતે. 'યુ આર હોલ એન્ડ સોલ રીસ્પોન્સીબલ ફોર યોર લાઈફ.' પોતે ને પોતે ઊભા કર્યા છે. જરા ઝીણવટથી ના ચાલીએ તો પછી આપણું ગાડું કેમ નભે ? અહીં આગળ અંતરાય કહે

છે, કે ઝીણવટનો હિસાબ ગોઠવી દો. આ ભઈને જાડું નહીં ફાવે, કહેશે. હા, મૂઆ અનંત શક્તિનો તારે આવો ડખો વિચારવાની જરૂર જ ક્યાં રહી તે ? જે રીતે ચાલે તે ઈઝીલી (સરળતાથી) જોયા કરને છાનોમાનો ! 'હું શું કરીશ' કહેશે. ત્યાં આગળ ભાડું ખૂટી પડે તો લોજમાં શી રીતે જઈશ ? અલ્યા, મૂઆ મેરચક્કર ! આવું ના બોલાય. બધું તૈયાર જ છે આગળ. આ બોલવું એ જ એના અંતરાય. અને એ એને પછી ફળ ના આપે ? પોતે જ અંતરાય પાડનારો છે.

અમે અક્ષરેય બોલતા નથી. અમારે અંતરાય હોતાય નથી. નિર્અંતરાય પદમાં છીએ અમે. બધી વસ્તુઓ અમે જ્યાં બેઠા હોય ત્યાં હાજર થાય છે. તેમાં એ વસ્તુનો વિચાર કર્યો નથી અમે, છતાંય હાજર થાય છે. તમને કેમ નથી એવું થતું ? ત્યારે કહે, અંતરાય પાડયા છે. આ મને ખબર નહીં, આ મને આમ ના થાય. ત્યારે પેલી વસ્તુ શું કહે છે ? 'તને ના ખબર હોય, ડફોળ એમ ને એમ બેસી રહે. મારું અપમાન શું કરવા કરે છે ?' વસ્તુ જે છે ને આ બધી, તે મિશ્રચેતન છે. આ લાકડુંય છે તે મિશ્રચેતનનું બનેલું છે. તે આ પુદ્ગલમાં આવે. આ છે તે પરમાણુ ન્હોય. આ તો પુદ્ગલ છે. એનેય જો કદી તમે દ્વેષ કરશો તો એનું ફળ તમને આવશે. આ ફર્નીચર મને પસંદ ના પડયું. ત્યારે ફર્નીચર કહેશે, 'તારે ને મારે અંતરાય'. ફરી એ ફર્નીચર ના આવે, એવો નિયમ છે. આ લોકોએ જ અંતરાય પાડ્યા છે.

આ પોતાના ઊભા કરેલા અંતરાય છે બધેય. દરેક શબ્દે શબ્દે અંતરાય પાડે છે. બિલકુલ નેગેટિવ બોલે તેના અંતરાય પડે ને પોઝિટિવના અંતરાય ના પડે.

## અંતરાય, દવા કરવામાં કે વિચારવામાં ?

**પ્રશ્નકર્તા :** હવે કોઈ રોગ થાય, પછી એ રોગને માટેની જો દવા કરીએ, તો એ જે દવા કરીએ છીએ, તે આ ઉદયકર્મ જે આવ્યું છે એ જ ખપાવવાનું છે, તેની અંદર આ દવા કરવાથી અંતરાય કરીએ છીએ આપણે ?

**દાદાશ્રી :** ના, ના. દવાના વિચાર કરીએ છીએ એ અંતરાય. દવા પીવાય છે એ અંતરાય નહીં.

**પ્રશ્નકર્તા :** તો રોગ મટવાનો હોય તો એ દવા એની ભેગી થાય ?

**દાદાશ્રી :** ના, એ તો ના ય મટે, વધે ય ખરો. હા, પણ એ તો જે દવા પીધી એ જ પરમાણુ અંદર છે તેથી અને ના પીધી એ વિચાર કર્યા, આમ કરીએ ને તેમ કરીએ એ અંતરાય ! ડૉક્ટર નહીં સારો, વૈદ્ય સારો, ફલાણો સારો, વિચાર કર્યા તે બધા અંતરાય.

**પ્રશ્નકર્તા :** તો આવા વખતે કંઈ પુરુષાર્થ કરવો જ નહીં, જોયા કરવું ?

**દાદાશ્રી :** પુરુષાર્થ કોને કહેવાય છે ? જોયા કરવું એ જ પુરુષાર્થ. જ્ઞાતા-દ્રષ્ટા રહીએ એ જ પુરુષાર્થ.

**પ્રશ્નકર્તા :** પણ ડૉક્ટર પાસે જવું, બતાવવું, આ તે બધું કરવું નહીં ?

**દાદાશ્રી :** એ શું બને છે એને જુઓ. એ જવું, બતાવવું, તેને અંતરાય કહેવાય નહીં. 'ચંદુભાઈ' જતાં હોય ને, 'કેમ તમને ખાસ લાગે છે, જવું છે ?' ત્યારે કહે, 'હા' તો આપણે કહીએ, જાવ ત્યારે.' કશું અંતરાય નહીં પાડવાના. તમારા હાથમાં સત્તા જ ક્યાં છે કે ડૉક્ટર પાસે ના જઈએ તો ચાલે. એવું તેવું એ કેમ બોલાય ?! ડૉક્ટર પાસે જનારા જુદા, તમે જુદા કે એમ ને એમ જ ?

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, જ્ઞાતા-દ્રષ્ટાના પુરુષાર્થમાં હોઈએ, જે થાય છે તે જ કરેક્ટ છે એવું જો જોયા કરીએ, તો જે થવાનું છે તેને, પ્રકૃતિને ફૂલ સ્કોપ મલી જાય, એને જે કરવાનું હોય તે થાય.

**દાદાશ્રી :** પ્રકૃતિને આડું અંતરાય નહીં કરવાના. આમ કરવું કે આ ના કરવું, એ બોલ્યા કે ત્યાં અંતરાય પાડ્યા ! એ અહંકાર કર્યો કહેવાય ! શું પ્રકૃતિ કરે છે એ જુઓને ! મહાવીર એક જ પુદ્‌ગલને જોયા કરતા હતા, એ એમની પ્રકૃતિને જોયા કરતા હતા. અંબાલાલભાઈ શાલ પહેરીને બેઠાં

હોય, તે બધું મને અહીં બેઠા દેખાય અને વાતો કરતા હોય તે ય દેખાય મને, તે ઘડીએ હાથ કેમ થાય છે તે ય દેખાય. ચેનચાળા બધું દેખાય.

## દાદાની બહેરાશનું રહસ્ય !

પેલા ડૉક્ટર વળી પાછાં કાનમાં મશીન મૂકવાનું કહેતા'તા. અમને કહે છે, 'દાદા, કંઈક રિપેર કરાવો.' મેં કહ્યું 'ના, ના, ભઈ, નથી કરાવવું.' ત્યારે કહે, 'એ સેવા અમને મલે ને !' ડૉક્ટર સારા માણસ, ભાવના એવી કે સેવા કરવાની. ડૉક્ટરને તો લાભ થાય. કારણ કે જ્ઞાની પુરુષની દવા કરી એટલે એમનો પૂરો લાભ થઈ જાય, એમની ભાવના પૂરી હોય એટલે. ત્યારે મેં કહ્યું 'પણ મારું નુકસાન તમે જોતાં નથી.' ત્યારે કહે, 'તમારે શું નુકસાન ?' ત્યારે મેં કહ્યું, 'મારે કર્મનું ફળ છે આ, આ કર્મ ખપાવવાના છે. એટલે અત્યારે અમે એને પૂરેપૂરું ખપાવી દઈએ. બીજો ઉપાય ના કરીએ અમે. ઉપાય અમારે ત્યાં ના હોય.'

એટલે એ જો મૂકાવીએ તો અમારા અંતરાયકર્મ પૂરાં શી રીતે થાય ? અંતરાયને ખસેડ્યા કહેવાય. ત્યારે કહે છે કે 'શું અંતરાય દાદાએ કર્યા હશે ?' ત્યારે કહે, 'દાદાએ એવા અંતરાય કર્યા છે કે આ ભાઈ બોલ્યા, આ બોલ્યા, હંઅ છીટ છીટ છીટ છીટ છીટ!' એટલે સાચી વાતેય સાંભળી નહીં, ત્યારે બહેરાપણું આવે. સાચી વાત હોય તમારી તોય ના સાંભળું ત્યારે કેટલીક બધી અક્કલ તે ! સાચી વાત કહે તો ય સાંભળે નહીં. હવે એ તો પછી બહેરાપણું ના આવે તો બીજું શું આવે તે ? એટલે હું ડૉક્ટરને સમજણ પાડું છું, ત્યારે ડૉક્ટરો કહે છે, હા. મેં કહ્યું, આ ભોગવી લેવું પડે હવે. સાચી વાત કો'ક માણસ કહેતો હોય તે ય સાંભળે નહીં, બસ અને અક્કલમાં ને અક્કલમાં જ રહેવાનું ? બસ, બસ, સમજી ગયો, સમજી ગયો, સમજી ગયો. પેલાને પૂરું બોલવા ય ના દે બિચારાને ! એવું નથી બનતું કોઈ જગ્યાએ ? તમારે એવું કોઈ વખત બન્યું નથી ?

**પ્રશ્નકર્તા :** બને.

**દાદાશ્રી :** એટલે સાચી વાતે ય સાંભળી નથી લોકોની. તેનાં

અંતરાય પડ્યા. એટલે ભગવાને શું કહ્યું કે સાચી વાતો તો સાંભળો. એવો આટલો બધો અહંકાર શું કરો છો તે ?

તે એમાંથી બહેરા થવાય. જે વિષયનો સદુપયોગ ના થયો, એ વિષય ઉપર ઘા પડ્યા વગર રહે નહીં. હા, આંખનો સદુપયોગ ના થયો હોય તો ચશ્મા મંગાવડાવે.

**પ્રશ્નકર્તા :** ખરા અંતરાયો જો પડતા હોય વધારે તો ઘણી ફેરે એવું લાગે છે કે આ શરીરના પડે છે. આ શરીરના બધા અંતરાયો છે એ વધારે લાગે.

**દાદાશ્રી :** હા, વધારે. શરીરના જ તો, બીજા કોના ? મનના તો બહુ ના હોય.

## ભોગ-ઉપભોગના અંતરાયો !

**પ્રશ્નકર્તા :** ભોગ અંતરાય, ઉપભોગ-અંતરાય, એ બધું સમજાવો.

**દાદાશ્રી :** ભોગના અંતરાય પડ્યા હોય, ઉપભોગના અંતરાય પડ્યા હોય. ભોગ કોને કહેતાં હશે આ તીર્થંકર ભગવાન ? અને ઉપભોગ કોને કહેતાં હશે ? એકવાર ભોગવાઈ, બીજી વખત ન ભોગવાય. જેમ આ કેરી ખઈ લીધી એટલે એક વખત ભોગવાઈ માટે એ ભોગ કહેવાય. હોજરીમાંથી ફરી કાઢી, ફરી ના ખવાય. ફરી સ્વાદ ના આવે ?

**પ્રશ્નકર્તા :** ના આવે.

**દાદાશ્રી :** એમ ? એ ભોગ અને ઉપભોગ એટલે શું ? આ ખમીશ ફરી પહેરાય, આ ચશ્મા ફરી પહેરાય, આ દેહ બીજે દા'ડે કામ લાગે, આંખ્યો બીજે દહાડે કામ લાગે એટલે ઉપભોગ. ફરી ફરી ભોગમાં લઈ શકાય, એનું નામ ઉપભોગ કહેવાય.

અને આ કપડાં છે, એ રોજ પહેરીએ એટલે ઉપભોગ કહેવાય. સ્ત્રી, પુરુષ બધા એ ઉપભોગ કહેવાય. ફરી ફરી વપરાય એ ઉપભોગ કહેવાય.

**પ્રશ્નકર્તા :** બરાબર કહો છો આપ, જાણે તીર્થંકર બોલી રહ્યા છે. એટલું ઝીણવટથી ડિમાર્કેશન કર્યું છે.

## લાભાંતરાય !

**પ્રશ્નકર્તા :** હવે લાભાંતરાય શું છે ?

**દાદાશ્રી :** જ્ઞાનાંતરાય એનાથી બધાય અંતરાય પડી જાય. લાભાંતરાય એટલે કોઈને કંઈ પણ પ્રકારનો લાભ થતો હોય, તે એને આપણે આંતરીએ, તો એ આપણને લાભાંતરાય પડે અને કોઈ કપડાં સારા પહેરતો હોય અને આપણે કહીએ કે એય, પૈસા નકામા પાણી ના કરીશ કહીએ, એ ઉપભોગ અંતરાય અને જલેબી-લાડવા ને એ બધું ખાતો હોય, ત્યારે મૂઆ, આવું રોજ રોજ શું ખાવાનું, આ તે કંઈ ! ભીખ માંગવાનું છે કે શું ? એ ભોગ અંતરાય પાડ્યા. આ જાત જાતના અંતરાય પાડીને તો આ જગત ઊભું થયું છે ને પછી કહેશે, ભગવાન આલતો નથી. અલ્યા મૂઆ, તારા જ અંતરાય પાડેલા, તે ભગવાન શું કરવા વચ્ચે હાથ ઘાલે તે !

## દાનાંતરાય, વીર્યાંતરાય !

**પ્રશ્નકર્તા :** અનંતવીર્ય એટલે શું ? અનંતવીર્ય કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** હા. એ જ અનંતવીર્યની દશા. આ અમારું આત્મવીર્ય આખો દહાડો દેખતાં નથી ? તીર્થંકરોને આથી અમુક પ્રકારનું વધી ગયેલું હોય, બસ એટલું. આનું નામ વીર્ય કહેવાય. બીજું કશું વીર્ય-બીર્ય હોતું નથી, આત્મવીર્ય. અનંત લાભ લબ્ધિ થાય.

અનંતભોગ, અનંત ઉપભોગ, અનંતવીર્ય, અને અનંતદાન. આ બધું હોય. હવે અનંતભોગ એટલે શું ? તો કહે, એ તો કોઈ ભોગ ભોગવે જ નહીં. ત્યારે કહે, એ ખાતા હોય બે-ત્રણ ચીજ અને સો ચીજ હાજર થાય ટેબલ ઉપર. જે કાળમાં કેરી આપણે સાંભળી ના હોય, તે કાળમાં કેરી એમના ટેબલ ઉપર હોય, બધું હાજર થાય. એની મેળે, વગર પ્રયત્ને,

વિચાર કર્યા વગર. એને શું કહેવાય ? અનંત ભોગ.

**પ્રશ્નકર્તા :** સ્વલબ્ધિનો ઉપયોગ કરે.

**દાદાશ્રી :** સ્વલબ્ધિનો ઉપયોગ કરે એ જ્ઞાની નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે પોતાના આત્માના ગુણોમાં રમમાણ થાય. આત્મા ના ગુણોમાં નિરંતર રમી રહેલો હોય એ અનંતવીર્ય ગણાય ? અનંત ઉપયોગ કહેવાય ?

**દાદાશ્રી :** એ તો જ્ઞાની ય રહી શકે. અનંતવીર્ય આવું ના હોય. અનંતવીર્ય તો આમ હાથ મૂકે તો ય કંઈનું કંઈ થઈ જાય. અનંતવીર્ય !

અનંતદાન, જોને અમે રોજ મોક્ષનું દાન આપી એ જ છીએ ને ! કેટલાં લોકો મોક્ષ પામે છે. મોક્ષ પામ્યા પછી ખસતાં નથી, નહીં ?

પછી અનંતદાન લબ્ધિ ! એમની ઈચ્છા થાય, પૂર્વકર્મ હોય એમના, તો અબજો રૂપિયા દાન આપી દે અને પૂર્વકર્મ ના હોય તે, ચાર આના જ આપે. પહેલાંનો જે હિસાબ છે ને તે તારી ચોપડી પ્રમાણે આપવાનું, તને છૂટ બધી, અનંતદાનની છૂટ. તમે નોબલ હોય તે ગયા અવતારે છે તે લાખ-લાખ રૂપિયા આપવાનું, બધાને આપવાનું નક્કી કર્યાં હોય. પેલાં નોબલ ના હોય તે કહેશે, આઠ-આઠ આના જ આપજો ને બધાને. તે કોઈ આઠ આના આપે, પેલાં લાખે ય આપે. બેઉની શક્તિ એક સરખી જ છે. પણ સ્વભાવ છોડે નહીં ને ?

**પ્રશ્નકર્તા :** એને ત્યાં ય સ્વભાવ છોડે નહીં?

**દાદાશ્રી :** હા. ભોગમાં ય સ્વભાવ ના છોડે. ભોગમાં ય કહે છે, આપણે કારેલાં ખાવા નથી. પેલો કહે છે કે મારે કારેલા જ ખાવા છે. હા, સ્વભાવ. પણ પછી એની ઈચ્છા પ્રમાણે બધું થાય. ઈચ્છા પ્રમાણે ભોગ, ઈચ્છા પ્રમાણે ઉપભોગ, ઈચ્છા પ્રમાણે દાન.

પછી લાભ, ઈચ્છા પ્રમાણે લાભ થાય તે કોને ? તે હવે બીજું એમણે

કંઈ ઊંધી રકમ ભેગી કરી ના હોય. કોના લાભ માટે બધું કરે ? કે આટલું આ લોકોનું કામ થઈ જાય. તે એને લાભ અંતરાય તૂટે. જ્યારે બીજા કોઈએ લોકોને અલાભ થાય એવી ભાવના હોય તો એને લાભાંતરાય હોય. કોઈને લાભાલાભેય હોય. ઘડીમાં અલાભ થાય ને ઘડીકમાં લાભ થાય. લાભ થાય ને અલાભ થાય. પણ લાભનો અંતરાય જતો રહે. તો એ અનંતલાભને પામે.

એટલે ભગવાન શું કહે છે કે જ્યારે અંતરાય તૂટે, ત્યારે અનંતલાભ થયું. અનંત ભોગ, અનંત ઉપભોગ, અનંત વીર્ય પ્રગટ થાય. નહીં તો આ વીર્ય અંતરાય શેનાં આધારે છે કે 'હું કરું છું પણ થતું નથી.' તે શાથી કે વીર્ય અંતરાય છે ! એટલે આ અંતરાય પાડ્યા છે, જેમાં ને તેમાં અંતરાય પાડ્યા છે. હવે એને સમજણ હોત તો અંતરાય ના પાડત. પણ હવે કોણ સમજણ પાડે ?

પછી અનંત વીર્ય ! અનંત શક્તિ, પાર વગરની શક્તિ! આમ અડાડે એટલે કામ કાઢી નાખે, સામાનું કામ કાઢી નાખે. આ સારા માણસોને, એ કે આ લોક સારાં ? કયા સારાં ?

**પ્રશ્નકર્તા :** તીર્થંકરો.

**દાદાશ્રી :** એ લોકોએ અનુભવમાં જોયું બધું આ. જોઈને બોલેલા. પછી લખાયેલું. અનંત અવતારથી આ રસ્તો જ ચાલુ આવેલો છે. એ તમને ગમ્યો રસ્તો આ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા, ગમ્યો જ છે ને !

**દાદાશ્રી :** ના પણ કેવી વાત, સમજણપૂર્વક !

## તૂટે શેનાથી અંતરાયકર્મ ?

**પ્રશ્નકર્તા :** એટલે પુણ્યાનુબંધી પુણ્યથી બધા અંતરાયો જે પડતા હતા, તે બધા ખસી જાય.

લાભાંતરાય, દાનાંતરાય એવા બધાં જે અંતરાયો પડતા. જમવાની રસોઈ તૈયાર થઈ હોયને છતાં ય ખવાય નહીં.

**દાદાશ્રી :** ના, એ પુણ્ય જેટલું હોયને, એટલું જ ફળ આપે. કંઈ ખસી જાય નહીં. એનામાં ખસેડવાનો ગુણ નથી, એનામાં ફળ આપવાનો ગુણ છે.

અંતરાયકર્મનો નાશ કઈ રીતે થઈ જાય ? અંતરાયકર્મ જે છે તે કર્મ તોડવાથી, એના વિરોધી સ્વભાવથી એ બધાં ચાલ્યા જાય. અંતરાયકર્મ જેનાથી ઉત્પન્ન થયા છે, તે દશા આપણી ન થાય, એટલે ચાલ્યા જાય.

અંતરાય આવાં જ પાડ પાડ કર્યા છે. અંતરાય એટલે પોતાના ધાર્યા પ્રમાણે સફળ ના થાય. નહીં તો ધારેલું એટલે ઈચ્છા થતાની સાથે જ હાજર થાય એવું છે. ત્યારે કહે, કંઈ પણ પુરુષાર્થ ના કરવો પડે ? ત્યારે કહે, ના, ઈચ્છારૂપી પુરુષાર્થ કે ઈચ્છા થવી જોઈએ. અમારે ઘણો ખરો ભાગ એઈટી પરસેન્ટ અમારી ઈચ્છા થતાની સાથે જ તરત બધું હાજર હોય અમારે. તે ઈચ્છા ના થાય તો ય આયા કરે બધી વસ્તુઓ.

એટલે હું તમને શું કહું છું, અંતરાય બધા તૂટ્યાનો રસ્તો કરી આપ્યો છે મેં તમને. આ બધી આજ્ઞા આપી છે ને, તે બધા અંતરાય તૂટી જાય. તે સમભાવે નિકાલ કરો.

**પ્રશ્નકર્તા :** તમે કીધું કે અમારે એઈટી પરસેન્ટ આ પ્રમાણે થાય, બાકીના વીસ ટકાનું શું ?

**દાદાશ્રી :** એ વીસ ટકાની અમને પડેલી ના હોય. ઈચ્છા થાયને જો કદી ભેગું ના થાય તો મોડું ભેગું થાય. મોડું એટલે બે-ત્રણ દહાડા પછી થાય. પણ એનો ઉકેલ આવી જાય અમારો. અને પેલું જે તરત ભેગું થાય, આમ ઈચ્છા થતાંની સાથે કે હવે જવું છે, તે પહેલાં કો'કની ગાડી આવીને ઊભી રહી હોય. અમારે ગાડી ના હોય, કશું યે ના હોય.

**પ્રશ્નકર્તા :** ના, એટલે મારે એ જાણવું હતું કે સેન્ટ પરસેન્ટ કેમ નહીં? તમે એઈટી પરસેન્ટ કેમ કીધું ?

**દાદાશ્રી :** સેન્ટ પરસેન્ટ નહીં, એટલું અમેય પણ અંતરાય પાડેલા,

થોડા મોળા. નહીં તો અમારેય છે તે કશું ના હોત, પણ કંઈક વીસ ટકાનું નથી એટલું બધું, પણ છે થોડું. પણ એના કરતા અમે વીસ કહીએ તો સારું લાગે, એ પાછળથી મનમાં એમ ના થાય કે ભૂલ થઈ ગઈ. એનાં કરતાં પાંચ-દસ ટકા પહેલેથી વધારે ભર્યા હોય તો વાંધો તો નહીં, એંસી ટકા ઓછા છે કંઈ આ કાળમાં ? એંસી ટકા માર્ક આવે. એટલે તમે નહીં જોયેલું બધું ? અમારી બધી જરૂરિયાત, બધી સામી આવે ને ?

**પ્રશ્નકર્તા :** હા, સામી આવે. દોડતી આવે.

**દાદાશ્રી :** બધા સામા પડે. અમારે જરૂર નહીં આમાં કોઈની !

## અંતરાયકર્મની કરી પૂજા, બાંધે જ્ઞાનાંતરાય !!!

**પ્રશ્નકર્તા :** આ ધર્મમાં એક એવી પધ્ધતિ ચાલી છે, કંઈક સંસાર બરોબર ના ચાલતો હોય તો અંતરાયકર્મની પૂજા ભણાવી દે.

**દાદાશ્રી :** અંતરાયકર્મ શું એ જ સમજતા નથી. શી રીતે પડે છે તેય સમજતા નથી. અંતરાય પાડતો જાય ને વળી વિધિ બોલતો જાય, મૂઓ. ભાન જ નથી ત્યાં આગળ! હવે વિધિ બોલવાથી ફાયદો શો થયો? એ જ્ઞાનાંતરાય બાંધ્યો.

**પ્રશ્નકર્તા :** વિધિ કરવાથી જ્ઞાનાઁતરાય કેવી રીતે પડે ?

**દાદાશ્રી :** હા, પણ જ્યાં જ્ઞાનની વિધિ કરવાની ત્યાં અજ્ઞાનની વિધિ કરે છે, એટલે જ્ઞાનાંતરાય પડ્યો.

આ કૃપાળુદેવે કહ્યું કે અભિનિવેષ (સીટ ડાઉન થવું) ના કરશો. એ બધે જ અભિનિવેષ જ થઈ રહ્યા છે અને ત્યાં આગળ છે તે જડ દશા અને એ ના કરશો. આત્મા સંબંધમાં જડ દશા અને પેલું જ્ઞાન કયું ? શુષ્કજ્ઞાન. એ કૃપાળુદેવે ચેતવ્યા, એ જ બધું ચાલે છે. હવે બોલો, એ છે તે કૃપાળુદેવના વિરુદ્ધ થઈને કરે છે. માટે કૃપાળુદેવની આજ્ઞા ઓળંગી એનો જે દોષ થયો એ તો કોણ છોડશે હવે ? ભલે અજ્ઞાનથી થાય, અણસમજણથી થયું. એમને સમજણ નથી એટલે કરે છે. અણસમજણથી દેવતામાં હાથ મૂકે તો ?

**પ્રશ્નકર્તા :** દાઝે.

**દાદાશ્રી :** એટલે આ તો બધું સમજીને કરો. નહીં તો કરો નહીં, એ કહે છે. તમને કોણે ઊંચે બાંધ્યા'તા, તે આમ કરો છો ? ખઈ-પીને મોજ કરોને નિરાંતે. અને વાત કરો તો સમજીને કરો.

## આયુષ્યના અંતરાય !

એક ફક્ત મરી જવામાં લોકો અંતરાય ઓછા પાડે છે.

**પ્રશ્નકર્તા :** મરી જવામાં ?

**દાદાશ્રી :** હા, કો'ક જાય એવો હોય, તો એ જાય તો સારું, એવું ના બોલે. એ અંતરાય નહીં પાડતો. અને કેટલાક માણસ તો બચે તો સારું, તે એ પોતે અંતરાયની વિરુદ્ધ ચાલે એ. એટલે પોતે બચશે. આ તો ન્યાય છે. જગત એટલે ન્યાય સ્વરૂપ છે આ. તારા જ એક્શન ને તારી જ વાત, તારી સમજણ ને તારે એનાથી ચાલશે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, જગત ન્યાય સ્વરૂપ છે એ વાત બરોબર બેસી છે પણ આવા દૃષ્ટાંતોથી વધારે એનો ફોડ પડે છે.

**દાદાશ્રી :** ફોડ પડે. વિગત સમજેને તો ફોડ પડી જાય.

**પ્રશ્નકર્તા :** દાદા, ઘણી વખત એવું બને છે કે માણસ બહુ રિબાતો હોય, તો કોઈ એમ કહે કે ભઈ, મારી અગિયારસનું પુણ્ય હું એને આપું છું ને જો એનો છૂટકારો થાય તો ! એવું ગામડામાં કહે છે. તો એ શું કહેવાય ?

**દાદાશ્રી :** હા, તે નિમિત્ત છે. નૈમિત્તિક બને ખરું , ન પણ બને. સાયન્ટિફિક લૉ નથી એવો કે આમ થાય તો થાય.

જુઓને, આ કાળમાં ઘણાંખરાં મહાન પુરુષો નાની ઉંમરમાં જતા રહ્યાં છે. એ આયુષ્યના અંતરાય કેટલા બધા પાડ્યા હશે !

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે પાડેલા ?

**દાદાશ્રી :** એ એનો વિરોધી પ્રકાર સમજી જાવને ! ઘણા બધા જે મહાન પુરુષો હતા ને, તે ઘણાં ખરાં આવી રીતે. તીર્થંકરોને આવું ના હોય. ભગવાન મહાવીરને બોંતેર વર્ષનું આયુષ્ય હતું. બોંતેર વર્ષે તો આયુષ્ય ફૂલ (પૂરું) ગણાય. બોંતેર વર્ષેની ઉપરના બધા ફૂલ ગણાય, આ કાળમાં !

શુભ આયુષ્ય નહીં, અશુભ આયુષ્ય. તે આયુષ્યકર્મ તૂટી જાય. શુભ આયુષ્ય હોય તો ભોગવી લે.

કૃષ્ણ ભગવાન સાડી નવસો વર્ષ જીવ્યા હતા. સાડી નવસો વર્ષ તોય પચાસ ખૂટયાં હતા. આયુષ્ય પૂરું ના થયું. પેલું બાણ વાગ્યું ને ! આયુષ્ય એક્ઝેક્ટલી પૂરું ના થયું પણ તોય નવસો પચાસ એટલે એ પુરું જ કહેવાય ! એકાવન સો વર્ષ ઉપર હજાર વર્ષનું આયુષ્ય હતું. ભગવાન મહાવીરના વખતથી સો વર્ષનું આયુષ્ય. પહેલાં વધારે હતું, હવે આયુષ્યને એ બધું ઘટતું જાય ને !

## ધર્મમાં અંતરાય !

હંડ્રેડ પરસેન્ટ દર્શન છે આપણું. એટલે ત્રણસોને સાઈઠ ડિગ્રીનું દર્શન છે આપણું અને અત્યારે આ બધાં ધર્મો એક-બીજાના વિરાધક છે. એક ધર્મવાળા એ તમને શું કહેશે, હેય માતાજીમાં જશો તો મિથ્યાત્વી થઈ જશો. મહાદેવજીમાં જવાય નહીં, મિથ્યાત્વી થઈ જશો. અલ્યા મૂઆ, અંતરાય પાડો છો. દર્શનમાં અંતરાય પાડો છો. દર્શન-જ્ઞાન બેઉમાં અંતરાય, તમારાથી આવું ના બોલાય. તમને ના જવું હોય તો ના જશો. અને આમનાથી એવું ન બોલાય કે દેરામાં પેઠા, એના કરતાં હાથી નીચે મરી જાવ. એ બધાં અંતરાય પાડે છે. આપને સમજાયું આમાં વાત આ સમજવા જેવી ઝીણી વાતો છે.

મોક્ષે જતાં અંતરાય કોણ કરે છે ? મત. મતને લઈને અજ્ઞાને ય સમજાતું નથી, જ્ઞાનની વાત તો જવા દો.

આને ધર્મલાભ પ્રાપ્ત થતો નથી, એટલે ધર્મનો અંતરાય છે. તમારી લાભની ઈચ્છા હોય ધર્મલાભની, પણ પ્રાપ્ત જ ના થાય એ અંતરાય છે તમારો ઉઘાડો.

**પ્રશ્નકર્તા :** એ તો પહેલાનો અંતરાય બંધાયેલો આવ્યો ને !

**દાદાશ્રી :** ના, પણ જૂનો છે તો છૂટે ને નવો બાંધે. જ્યાં સુધી જ્ઞાન ના હોયને ત્યાં સુધી બાંધ્યા જ કરે નિયમસર. ઘઉં ઊગ્યા હોય ને ઘઉંના દાણા પડે તો પાછા બીજા ઊગ્યા કરે.

## સાચા જ્ઞાન પ્રત્યે દુર્લક્ષ તેય પાડે અંતરાય !

**પ્રશ્નકર્તા :** લેણું ના હોય તો એનાથી જ્ઞાન ના લઈ શકાય એ વાત સાચી ?

**દાદાશ્રી :** એ લેણું નહીં, પણ અંતરાય હોય છે. લેણાનો સવાલ નથી, લેણ-દેણ તો ઘરના માણસોમાં હોય, આ તો બધા અંતરાય. એટલે જ્ઞાન માટે સાચાને સાચો રસ્તો ના કહો તો અંતરાય પડી જાય. આ બધા અંતરાય પાડવાના સાધન છે બધાં. અગર તો સાચા જ્ઞાન પ્રત્યે દુર્લક્ષ એ બધું અંતરાય.

**પ્રશ્નકર્તા :** પણ એ તો કેવી રીતે જાણે કે સાચું છે કે કેવું છે એમ ?

**દાદાશ્રી :** ના ય ખબર પડે.

**પ્રશ્નકર્તા :** સાચું લગાડવા માટે આપણે શું કરવું ?

**દાદાશ્રી :** બીજા લોકોને લાગતું નથી એનું ? એ તો એવું છે ને, મારા પાડોશમાં રહેતો હોય, તે એને આ સત્ય ના લાગે. એ એનાં અંતરાયકર્મ છે. એના ભાગ્યમાં નથી, એટલે એને અવળું દેખાશે.

**પ્રશ્નકર્તા :** એટલે આ બધા અંતરાયો અજાણતામાં પડેલા ?

**દાદાશ્રી :** કેટલાંક અજાણતાથી, કેટલાંક જાણીને, અહંકાર કરીને,

અહંકાર ને બુદ્ધિના ગાંડપણથી કરેલા.

## મઅંતરાયો, મૂંઝવે આમ !

આ આમને પૂછયું હોત તો કહેત તમને, દેખાડત કે, આ રહ્યા મુક્ત પુરુષ, અહીં આગળ ! પૂછયું ય નહીં તમે કોઈ દહાડો ?

**પ્રશ્નકર્તા :** નહીં, નહીં. વાત તો ઘણી વખત થઈ છે.

**દાદાશ્રી :** પણ તરત માન્યામાં ન આવેને ! અત્યારે એવું છે ને, આવું હોય નહીં, અત્યારે હોતું હશે આવું ? મોક્ષનો માર્ગ ક્યાંથી મળે ? અત્યારે તો આ ધર્મ મળે તો ય બહુ સારું. એટલે આ મોક્ષનો માર્ગ છે, એવું માન્યામાં ના આવે. પણ આપણે એમને પૂછીએ, તમે મોક્ષસુખ અનુભવો છો ? ત્યારે એ કહે, હા. ત્યારે આપણને એમના પર ખાતરી હોય તો અવાય અને તે ય અંતરાય તૂટયા હોય તો. અંતરાય હોયને તો અહીં બેઠાં હોયને, ત્યાં ત્યારે હોરુ 'કાકા, ઊઠો ઊઠો.' ઊઠાડે તે તમે કહો કે, 'આ થોડુંક, બે મિનિટ પછી આવું ?' ત્યારે કહે, 'ના, બે મિનિટે ય નહીં. એટલે અંતરાય છોડે કે ? આ બધાં અંતરાય નડે છે.

**પ્રશ્નકર્તા :** અંતરાય તોડવા માટે શું કરવું ?

**દાદાશ્રી :** હવે ઉપાય પૂછયા ? પણ હવે હું સામો છું. હવે ઉપાય શેના ? તમારે જે માંગવું એ માગોને, છાનામાના. માંગતાં ભૂલો, જે જોઈએ તે માંગોને ! તમારે નિર્વિકલ્પ સમાધિ જોઈતી હોય, મુક્તિ જોઈતી હોય, દિવ્યચક્ષુ, જે જોઈતું હોય તે માંગો ને ! તમે માંગો અને હું આપું. એમાં ખરેખર હું આપનાર નથી. હું તો મહીં નિમિત્ત છું. માલ તમારો ને તમારો આપવાનો, કુંચી તો મારી પાસે છે ફક્ત. એટલે માંગી લો, હવે જે છે તે. હમણે ના માંગવું હોય તો બે મહિના પછી માંગજો. ફરી આપીશું પાછાં. પછી અહીં આવવાનું છે પાછું ત્યારે ?

**પ્રશ્નકર્તા :** ના, ના, આ તો પછી કાલે બાકી શું કામ રાખીએ ?

**દાદાશ્રી :** એ તો એવું છે ને, હજુ અંતરાય હોય તો મન મહીંથી

એમ કહે, 'થાય છે, આપણે શું ઉતાવળ છે ?' મન એવું કહે મહીં. હજુ અંતરાય પડ્યા હોય ત્યારે શું થાય ?

સત્સંગમાં, 'દાદા'ના પરમ સત્સંગમાં જવાનું મન થયા કરે, તે અંતરાય તૂટવાની શરૂઆત થઈ કહેવાય અને ત્યાં જતાં હરકત-રૂકાવટ ના આવે તે અંતરાય તૂટ્યા કહેવાય. પણ એ અંતરાય તૂટી જશે. દાદા ભગવાનનું નામ દેશો ને તો અંતરાય તૂટી જશે. 'દાદા ભગવાનને નમસ્કાર કરું છું' બોલશોને તો તૂટી જશે, એટલે બોલજો.

એ બધું કૃપાથી થાય. હા, કૃપાથી શું ના થાય ? શબ્દોની શું કિંમત ? લોકોના અંતરાય પડ્યા છે. રોકડો મોક્ષ છે તો ય ભેગા થતા નથી એ ય અજાયબી છે ને !

**પ્રશ્નકર્તા :** બાજુમાં હોય તો ય ના થાય ને ?

**દાદાશ્રી :** એ જ અંતરાય છે ને, બધાં. વરસ દહાડાથી મંડ્યા'તા ? વરસ-બે વરસથી પાછળ પડ્યા હશે, નહીં ?

**પ્રશ્નકર્તા :** પણ મેં આપને કહ્યું'તું ખરું કે આવીશ. પણ પાછો જોગ ના બેઠો.

**દાદાશ્રી :** ના, એટલે એ જ અંતરાયને, બીજા લોકોને અંતરાય ઓછાં હોય ને તમારે લોકોને વધારે હોય. કારણ કે બીજા લોકો વાઈઝ હોય છે અને આ એકલા વાઈઝ નથી, ઓવરવાઈઝ હોય છે. તમે ઓવરવાઈઝ થયેલાં કોઈ દહાડો ? બધાં વાંધાં-વચકાં હઉ પાડે. કારણ કે ઓવરવાઈઝ થયેલો ને ? સીધો માણસ વાંધો-વચકો ના પાડે.

અક્રમ માર્ગ તો અક્કરમીનો માર્ગ છે એમ એક સાધુ બોલ્યા'તા.

**પ્રશ્નકર્તા :** આ તો પાપ બાંધ્યું ને ?

**દાદાશ્રી :** ના, પાપ હોય તો ફળ ભોગવવું પડે. આ તો અંતરાય પાડયા. અંતરાયનો પાર ના આવે. બેજવાબદારીપૂર્વકનું એક વાક્યે ય ના બોલાય. એટલે શું થાય ? સાચી વાતના અંતરાય પડે અને ખોટી વાત

પ્રગટ થાય અગર તો કો'ક જ્ઞાન પામતો હોય તેમાં છે તે એને મેળ ખાવા ના દે, તો અંતરાય પડે એ જ્ઞાનાંતરાય, દર્શનાંતરાય કહેવાય.

એ અહીં સત્સંગમાં આવતો હોય અને મતાર્થને લીધે એવું બોલે કે દાદા ભગવાનના સત્સંગમાં જવા જેવું નથી. એ ફરી એનાથી અવાય નહીં પછી. જો નવ-નવ વર્ષથી હજુ આવવાનો વિચાર કરે છે તો ય અવાતું નથી. કારણ કે અંતરાય પાડ પાડ કરેલા હોય અને તમને પેલા સાહેબે પૂછયું કે હું આવું? ત્યારે તમે કહ્યું કે હા, તો એ આવ્યા ને તરત!

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** અંતરાય પાડેલા નહીં. એટલે અંતરાય ના પાડીએ તો કશું ય નહીં. અંતરાય પાડયા તો વીસ વર્ષ સુધી ના અવાય.

## મોક્ષમાર્ગે અંતરાય આમ !

**પ્રશ્નકર્તા :** આ અંતરાય વિશે જરા ફોડ પાડો કે ઘણાં દાદા પાસે આવે છે પણ એને જે પેલો, ધારો કે કોઈ સંતનું કરતો હોય, તે એને એમ લાગે કે આપણને આ મલી ગયેલું છે કે બીજા કોઈનું કરતો હોય, તો કહે, આપણને મલી ગયું છે, એટલે એ શું ખોટું છે ? આ સાચું મલવા સામું આવ્યું તો ય નથી લઈ શકતો.

**દાદાશ્રી :** એવું છે ને, ગમે એ મલી ગયું હોય પણ મન ખુલ્લું રાખ્યું હોય, ઓપન કે ભઈ, મોક્ષનો માર્ગ મળી આવે તો તો આપણે એ પકડવો છે. પણ એ ઓપન ના કર્યો હોય અને બસ, આથી બીજું કંઈ આપણને જરૂર નહીં, એ અંતરાય. પોતે જ દીવાલ કરી અને એ દીવાલ પોતાને જ નડે હવે. પછી તોડવો હોય તો એ જાતે અમને કહે કે મારે અંતરાય છે ને તોડવો છે અને એ તોડવાનું નક્કી કરે તો અમે કૃપા કરીએ ને એ તૂટી જાય. પણ પોતાના જ પાડેલા અંતરાય છે આ, બીજા કોઈના નથી.

**પ્રશ્નકર્તા :** કેટલાંકને તો એવી સમજણે નથી હોતી કે આ મારા અંતરાય છે !

**દાદાશ્રી :** સમજણ જ નથી હોતી કે આ હું અંતરાય કરું છું કે શું કરું છું !

**પ્રશ્નકર્તા :** એને તો એમ લાગે કે 'મેં કર્યું' એ બરાબર જ છે.

**દાદાશ્રી :** બરાબર જ છે એવું માને ને !

**પ્રશ્નકર્તા :** એવું હોય કે હું કરું છું એ બરાબર જ છે, તો ત્યાં બીજો કોઈ ઉપાય ખરો ?

**દાદાશ્રી :** એની મેળે ઉપાય... એ ક્રોધ-માન-માયા-લોભ કૈડે એટલે એની મેળે જ ઉપાય થાય ને ! એ કૈડે એટલે પાછું કંઈ સારું કશું કરવું તો પડશે જ. કહેશે, આવું ચાલે નહીં. આ બધાને, કોઈને બોલાવવા જવું નહીં પડ્યું. એની મેળે જ, એ કૈડ જ મોકલી આપે છે. એ નિરંતર શક્કરીયું ભરહાડમાં બફાતું હોય એમ બફાયા કરે. અંતરદાહ તો નિરંતર બળતો જ હોય. એ અમેરિકામાં હોય કે ગમે ત્યાં પણ અંતરદાહ તો નિરંતર બળતો જ હોય. સાધુ હોય, આચાર્ય હોય, બધાને અંતરદાહ તો બળતો જ હોય. કારણ કે 'હું સાધુ છું, આચાર્ય છું.' એવું એને થયું કે બસ, બળ્યું, આ શરૂ થઈ ગયું. જે નથી તે જ આરોપ કરીને ચાલે છે. અનંત અવતારથી આ ભટકે છે. પોતે અનામી અને નામ ધારણ કરીને રોફ મારે છે.

**પ્રશ્નકર્તા :** અહીંયા ધારો કે પામી ના શકે, અંતરાય પાડેલા હોય, તો એ લોકોને શ્રદ્ધા બેસાડવા શું કરવું ?

**દાદાશ્રી :** શ્રદ્ધા બેસાડવા તો એક ફેરો એને પટાવીને અહીં મારી પાસે તેડી લાવવાં. હું કાઢી આપું રસ્તો. આ કૂતરાને ય આમ આમ કરીએ તો ઘણી વાર આપણે ધારીએ ત્યાં આવે. એવું એને જરા પટાવી કરીને તેડી લાવીએ તો આવે અને પછી હું એને વાત કરુંને તો એના મનમાં મહીં ફોડ પડી જાય. કારણ કે અમારી વાત વીતરાગી હોય, આગ્રહી ના હોય કે આમ કર. આ રિલેટીવ બધું આગ્રહવાળું હોય.

આ અમે વાત ના કરીએને, તો બેન વાતે ય ના કરે. ઠેઠ સુધી

બેસી રહે. ગૂંચોવાળા છે ને ? હવે એમની ઈચ્છા નથી ગૂંચોની, પણ મહીં અંતરાયકર્મ એવા છે કે નરી ગૂંચો જ ઊભી થા થા કરે. એટલે પછી અમારે વાત કરવી હતી. મેં કહ્યું, આ બેન આવ્યા ને બિચારા, નકામો જશે ફેરો. એટલે એની મહીં એમનો આત્મા છે ને, તેમની જોડે સીધો તાર કર્યો, તે બેનને જરા વાત પ્રાપ્ત થાય એવું કંઈક કરો. મહીં ભગવાન જોડે ગોઠવણી કરીને મશીનરી ફેરવી ત્યારે આટલી વાતચીત થાય. નહીં તો આ વાતચીત કરે કોઈ દા'ડો ય ? મહીં ગૂંચો પાર વગરની છે ! હવે, એમનો દોષ નથી. એમાં અંતરાયકર્મ ગૂંચવે. તમને સમજાય એ વાત ?

નહીં તો અહીં તો ચોખ્ખો થઈ જાય માણસ આવતાંની પેઠ, પેઠો કે ચોખ્ખો થઈ જાય. અહીં આગળ આ માયાના પરમાણુ જ નહીં ને ! એટલે માયા અહીંથી છેટી ઊભી રહે. અહીંયા જ્ઞાની પુરુષની પાસે માયાથી અવાય નહીં. ગૂંચો તમને સમજ પડીને, બેન ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** બોલતા ય જરા મોઢું ફાટે ને જબાન ફાટેને, ઈચ્છા થાય મનમાં કે લાય, વાતચીત કરીએ પણ તો ય ના કરવા દે. હા, એનું નામ અંતરાયકર્મ કહેવાય. અંતરાયકર્મ, સમજ પડીને બેન ? આ અંતરાયકર્મ બધા બહુ છે જાત જાતનાં.

## કરુણાભાવ જગકલ્યાણનો !

**પ્રશ્નકર્તા :** આ વિજ્ઞાન બુદ્ધિને ગાંઠતું નથી એટલે જ બધા નથી આવતાં અહીં એવું હશે ?

**દાદાશ્રી :** આપણે બહુ લોકોને લાવીને શું કામ છે ? આ ભાવના છે ને, આ એક જાતની કરુણા હોય છે. તે કરુણા આપણને હોય છે. એ જ આપણને બહુ જરૂર છે, બસ. બીજું બન્યું કે નહીં તે જોવાનું નહીં આપણે. કરુણા રાખવી એ આપણી ફરજ, બન્યું કે નહીં એ આપણા હાથમાં નથી. વ્યવસ્થિતના તાબામાં છે. કરુણા રાખવી એ તમારી ફરજ

છે અને અહીં લોક તો હજુ આવશે, બધા જ આવશે !

અક્રમ વિજ્ઞાન હોતું નથી કોઈ કાળે. આ તો લાખો લોકોનું કલ્યાણ થવા માટે આવ્યું છે આ. કેટલાંય લોકો કામ કાઢી જશે અને તે ય બધાનું નિષ્પક્ષપાતીપણે, જૈનો, વૈષ્ણવો, સ્વામીનારાયણ બધાંય.

## જ્ઞાનીના અંતરાય ભારે !

આ શાકભાજી સવારનાં લેવાં જાય છે, તો કોઈને સડેલી, કોઈને તાજી મળી જાય છે ને ! કારણ કે શાકભાજીના અંતરાય ના હોય. હમણે ઘઉં લેવા ગયો હોય તો અંતરાયવાળું હોય અને હીરાને એ બધું જવું હોય તો ય લેવા શી રીતે જાય ? રૂપિયા હાથમાં આવ્યા સિવાય લેવા શી રીતે જાય ? નર્યા પાર વગરનાં અંતરાય. એવું છે ને, આ વસ્તુમાં અંતરાય બહુ હોય. આ તો અહીં દસ જણ આવે તો બહુ થઈ ગયું કહેવાય. આ અંતરાય બધા બહુ પાર વગરના અંતરાય હોય. અહીં તો આ તો ઊંચામાં ઊંચી વસ્તુ, અહીં આગળ બધાંને એવું પુણ્ય ક્યાંથી હોય? હમણે શાકભાજી માટે ટોળેટોળા હોય માર્કેટમાં, ટોળેટોળાં નથી હોતાં ? અને ઝવેરીની દુકાને કેટલા હોય ?

**પ્રશ્નકર્તા :** ઓછાં.

**દાદાશ્રી :** અંતરાયકર્મ હોય બહુ. હિન્દુસ્તાનમાં અબજોપતિ કેટલાં ? અને ગરીબો ? નર્યું ગરીબ જ છે ને ? એવી રીતે 'આ' વસ્તુ બધા માટે ના હોય. આપણે કહી છૂટીએ એટલું જ. આપણે આપણી ભાવના દર્શાવી જોવી કે ભઈ, આવું છે.

આ પ્રાપ્ત થવાનાં એટલા બધા અંતરાય હોય છે ! બહુ અંતરાય હોય જબરજસ્ત! માણસને આ અંતરાય તૂટે નહીં. માણસોના લક્ષ્મીનાં અંતરાય તૂટે, લાભાંતરાય તૂટે, દાનાંતરાય તૂટે પણ આ જ્ઞાનાંતરાય અને દર્શનાંતરાય ના તૂટે. બે અંતરાય તૂટવા બહુ મુશ્કેલી.

તેથી તો એ અહીં આવે નહીંને, આવે તો મેળ પડે ને ! એટલે

જોખમવાળું છે. અને જે સાચા હશે તે પામી જવાના છે. જે સાચા ગ્રાહકો છે એ તો ગમે ત્યાંથી આવીને ઊભાં રહેશે. એટલે આની ઉતાવળ કરવી નહીં. આનાં ટોળાં ના હોય.

પેલો અહીંયા પગથીયા ઉતરી જતો'તો, એનું શું કારણ ? હું બધાને કહું ય ખરો કે મૂઓ, પેલો ભઈ પગથીયા ચઢે છે અહીં આવવા માટે. પંપ મારી મારીને ચઢ્યો હોય પણ હમણે ઉતરી જશે, એમે ય કહું. મુક્તિનો માર્ગ આવો કો'ક વખત નીકળે, ત્યારે અંતરાય હોય જાત જાતનાં. આ જે બને છે એ બધું કરેક્ટ જ છે. કેવું છે ? જુઓને, ભાઈ ઊઠીને ગયાં. રોકડું આપવાનું કહ્યું તો ઊઠીને ગયા અને કરેક્ટ છે ને પણ ! ઈનકરેક્ટ નથી ને ! અમને તરત જ સમજાઈ જાય કે આ કરેક્ટનેસ આવી. આ અંતરાયકર્મ ઊભાં થયાં. મને પહેલાં તો એમ લાગ્યું કે, આ અંતરાયકર્મ ક્યાં આવ્યું ? એટલે એ બેઠાં હોય ત્યાં સુધી તો આપણે જ્ઞાન અપાય નહીં ને ! એ કહે કે મારે આમ આવું જોઈએ છે, છૂટવું છે તો અપાય. બંધાવાના કામીને મોક્ષનું જ્ઞાન ના અપાય ને ?

**પ્રશ્નકર્તા :** સમર્પિત ભાવ આવવો જોઈએ ને !

**દાદાશ્રી :** એટલે આનું નામ અંતરાયકર્મ. આ જ્ઞાની પુરુષનો ભેટો ના થાય. જેને કોટિ જન્મોની પુણ્યૈ જાગે રે, ત્યારે દાદાનાં દર્શન થાય. હવે બોલો, તૈયાર મોક્ષનો કોળીયો, ચેતવે ય બધાં. પેલા કોળીયા તો મળશે ફરીવાર કે ન મળશે પણ આ મોક્ષનો કોળીયો, ફરી જ્ઞાની પુરુષ ના દેખાય !

**પ્રશ્નકર્તા :** અનંત અવતારે નથી મળતા !

**દાદાશ્રી :** એ તો હજારો વર્ષે, લાખો વર્ષે અક્રમ જ્ઞાન તો હોતું જ નથી ! દૃઢ વિશ્વાસી છે. અમારો અક્ષર કહ્યો તે પ્રમાણે મહીં થઈ જાય તૈયાર. અને તમે કહો કે, આ દાદા તો રોજ કહે છે જ ને, આવું ને આવું જ કહે છે ! અને ઘરનાં દાદાને ?! તો ખોટ ખાય.

કેટલાંકને પરોક્ષના અંતરાય તૂટ્યા હોય છે ને કેટલાંકને પ્રત્યક્ષના

અંતરાય તૂટ્યા હોય. પરોક્ષના અંતરાય તૂટેલા હોય, તેને પ્રત્યક્ષના અંતરાય જ હોય કાયમને માટે, એટલે પરોક્ષ જ મળે. પ્રત્યક્ષના અંતરાય તો બહુ મોટા પડેલા હોય. તે મેં જોયું, મોટા મોટા અંતરાયો પડેલા છે. મહેનત એની નકામી જાય, આપણી મહેનત નકામી જાય. તમે કાગળ લખી લખીને થાકો.

**પ્રશ્નકર્તા :** આપને મળવામાં પણ આટલો બધો વચ્ચે અંતરાય કેમ આવ્યો ? કારણ કે હું તો ઘણાં વખતથી આપને જાણું છું.

**દાદાશ્રી :** દરેકને અંતરાય હોય. જાણકારને અંતરાય હોય. અજાણ્યાને અંતરાય ના હોય. જાણકારને અંતરાય હોય. 'આવાં છે, તેવાં છે' એક ફેરો બોલોને, કે તરત અંતરાય પડે પાછાં. કો'કના કહેવાથી બોલીએ તો ય અંતરાય પડે. જાણકારનો અંતરાય. અજાણ્યાનો અંતરાય નહીં. એમને ને અમારે જાણકારી નહીં એટલે અંતરાય જ નહીં ને ! તે છે કશી ભાંજગડ ?

સાચી વાત હોય કે ના ય હોય. પણ પાંચ ટીકા કરનારા હોય ત્યાં પોતે ય ટીકા કરવા લાગે. એમ નહીં કે એક ધ્યેય, નિયમ. એ કંઈ નહીં. આમે ય હેંડે ને આમે ય હેંડે ! એટલે પછી એ બધા અંતરાયો પાર વગરના પડ્યા હોય.

જેને નિશ્ચય છે ત્યાં અંતરાય તૂટી જાય. એ તૂટ્યા ઘણે દહાડે. એક માણસ તો મને કહે કે છ વરસથી મળવું છે પણ આજ ભેગા થયા છો. ત્યારે કેટલા અંતરાયો ? બોલો ! અને ફોરેનવાળા એક જ ફેરે યાદ કરે ને ભેગાં થાય. અંતરાય નહીં ને દોઢ ડહાપણ નહીં ને ? વાઈઝની કિંમત કે ઓવરવાઈઝની ?

**પ્રશ્નકર્તા :** વાઈઝની કિંમત વધારે. ઓવરવાઈઝ તો બગાડે પોતાનું ! જે દિવસે જ્ઞાન આપ્યું ને, તે દિવસે પ્રત્યક્ષ જ્ઞાની મળ્યા એવું મને થયું.

**દાદાશ્રી :** પ્રત્યક્ષ જ્ઞાની, પણ ભગવાન મલ્યા. પ્રત્યક્ષ પરમાત્મા જ મળ્યા. જેને કૃપાળુદેવે કહ્યું છે ને, દેહધારીરૂપે પરમાત્મા.

## પ્રતિક્રમણ, અંતરાય તણાં...

**પ્રશ્નકર્તા :** મારા તો બહુ અંતરાય છે. વાંચવાની ચોપડી લઉં તો ઊંઘ આવે.

**દાદાશ્રી :** અંતરાયકર્મ બધાં લઈને આવ્યા હોયને, પણ તેનું આપણે રોજ પ્રતિક્રમણ કરવું કે હે ભગવાન ! આવાં અંતરાયકર્મ મારા દૂર કરો. મારી ઈચ્છા નથી હવે. પહેલા કંઈ ભૂલ કરી હશે, તે અંતરાય આવ્યા. પણ હવે ભૂલ નથી કરવી. એમ કરીને રોજ ભગવાનની(ને) પ્રાર્થના કરવી.

## પડે આમ અંતરાય જ્ઞાન-દર્શન તણા !

**પ્રશ્નકર્તા :** દર્શનાંતરાય ને જ્ઞાનાતંરાય શેનાથી પડે છે ?

**દાદાશ્રી :** દરેક બાબતમાં આડું બોલે છે ને, આ સાધુઓ-મહારાજો વ્યાખ્યાનમાં જે સમજણ આપે છે બધા, ત્યાં આગળ વ્યાખ્યાનમાં પોતે સમજતો કશું ના હોય ને આડું બહુ બોલે, એ જ દર્શનાંતરાય ને જ્ઞાનાંતરાય પાડવાનો રસ્તો. એવું ના બોલાય. એ ગમે તેવા આચાર્ય હોય, મહારાજ હોય, એમને જેવી સમજણ પડે તેવું બોલતાં હોય પણ એમનું આડું ના બોલાય. દર્શનાંતરાય ને જ્ઞાનાંતરાય પાડનારું જ એ છે ને ! ત્યાં તો બહુ ઓછું પડે પ્રમાણમાં, પણ અહીં તો બહુ જ મોટું પડી જાય. કેટલીય ચોરાશીઓ ફરે એવું તો અહીં પડી જાય.

જે જ્ઞાની પુરુષ મોક્ષદાતા છે, મોક્ષનું દાન આપવા આવ્યા છે. જ્ઞાન- ધ્યાન નહીં, મોક્ષનું દાન, તો પછી એવું જ્ઞાન આપનારા ને લેનાર ભેગાં થઈ જાય પછી રહે કશું અંતરાય ? કોઈ જાતનો અંતરાય રહે ખરો ?

અંતરાયકર્મ તૂટે તો તે ઘડીએ વાર નથી લાગતી. આત્મા ને મોક્ષને કેટલું દૂર છે ? કશું જ દૂર નથી. એ અંતરાય પડેલા એટલું જ દૂર છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનાંતરાય, દર્શનાંતરાય તૂટે કેવી રીતે ?

**દાદાશ્રી :** એ અંતરાયો જ્ઞાની પુરુષ તોડી આપે. અજ્ઞાનતા તો

જ્ઞાની પુરુષ કાઢી આપે, અંતરાયે જ્ઞાની પુરુષ કાઢી આપે. પણ અમુક અંતરાય ના તૂટે. જે જ્ઞાનીનાં ય ગજા બહારનાં અંતરાય. જેમાં વિનય ધર્મ ખંડિત થતો હોય તે. વિનય ધર્મ તો મોક્ષમાર્ગમાં મુખ્ય વસ્તુ છે. પરમ વિનય ! જ્ઞાની પુરુષ માટે એક અવળો વિચાર, એક કલ્પના અવળી ના આવવી જોઈએ. એક અવળી કલ્પના શું કરી નાખે ? પોતાની મા માટે કલ્પના નથી આવતી, તો જ્ઞાની પુરુષને માટે તો ? એનાં કરતાં ઓછું ટચમાં રહેવું સારું. ટચમાં ના રહે તો વિચાર જ ના આવે ને ?

## વર્તનના અંતરાય !

**પ્રશ્નકર્તા :** દર્શનમાં ઘણું આવી જાય છે, પણ વર્તનમાં નથી આવતું.

**દાદાશ્રી :** દર્શનમાં આવી જાય. કેટલાંકને દર્શનમાં વધારે આવી જાય પણ વર્તનમાં આવવાના અંતરાય ભારે છે. બાકી દર્શન બહુ ઊંચું છે. સમજવામાં બાકી નહીં રાખ્યું.

**પ્રશ્નકર્તા :** તો એ મનોબળની કચાશ છે કે ખાલી અંતરાય જ છે ?

**દાદાશ્રી :** એ અંતરાય ભારે પાડ્યા છે. દર્શનથી ગૂંચ ઉકલી ગઈ છે.

## અંતરાય તૂટે તો પ્રાપ્તિ જ્ઞાનની !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, જ્ઞાનની પ્રતીતિ માટે અંતરાયો ઘણી વાર બહુ જરૂરી હોય છે. અંતરાય હોય તો જ આપણી પરીક્ષા થઈ શકે.

**દાદાશ્રી :** હા, આપણી પરીક્ષા થાયને બધી કે આપણો શો હિસાબ છે, આપણે ક્યાં ક્યાં ગોદો માર્યો છે. આ ગોદા માર્યાનું ફળ છે ને ! અંતરાયો પાડ્યા, તેનું ફળ આવ્યું છે ! જ્ઞાનપ્રાપ્તિના અંતરાય પડે, એટલે જ્ઞાન મલે નહીં ને !

બાકી ઉપકારક તો શી રીતે થાય ?! જ્ઞાન મેળવવાની જરૂર છે, આપણે જમવું હોય, એ જમવાની જરૂર છે, તો જમવામાં આંતરા પાડીને

આપણે શું ? અને ભૂખ લાગે છે ને આપણને ? એટલે અંતરાય ના આવે તો જ એ પ્રાપ્તિ થાય.

## ન તોડાય મૂર્તિ કે ફોટા !

આ આપણું પુસ્તક ફ્રી ઑફ કોસ્ટ લે અને પછી તે વેચી ખાય અગર કોઈ એવો ક્રોધી હોય તે બૈરીને કહેશે, શાના પુસ્તકો છે આ દાદાના ! તને ના કહ્યું છે ને ! લઈને સળગાવી મેલે, બને એવું. એ જ્ઞાનાંતરાય એટલો બધો મોટો પડ્યો કે હજારો અવતાર થશે તોય ઠેકાણું નહીં પડે. અને જ્ઞાન અંતરાય પડે તે ભેગું દર્શન અંતરાય પડ્યા વગર રહે જ નહીં. એટલે આ બેઉ જોડે જ હોય. જ્ઞાન અંતરાય સાથે, બધાં આઠેય પડે છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન અંતરાયની સાથે ?

**દાદાશ્રી :** હા, અંતરાયકર્મ એક જ પડે છે અને જ્ઞાન અંતરાયની સાથે બધાં પડે છે. એટલે પુસ્તક વેચી દે, બાળી મેલે, ક્રોધે ભરાઈને શું થાય, એને સમજણ નહીં બિચારાને ! એને ખબર નહીં ને ! કોઈનો ફોટો બળાય નહીં. ફોટો બાળવો એ માણસને માર્યા બરોબર છે. હં, કેટલાક માણસો ગુસ્સે ભરાઈ અને ફોટા સળગાવે છે. ના સળગાવાય, એ સ્થાપના છે.

સ્થાપના નામ સહિત હોય. ભલેને જીવતું નથી, એમાં દ્રવ્ય-ભાવ નથી, પણ નામ સ્થાપના તો છે ને ! ભગવાનની મૂર્તિનેય કંઈ ના કરાય. તે લોક કહે, મુસલમાનોને કેમ કશું નહીં થતું ! એને ય ફળ તો મલ્યા વગર રહે નહીં ને ! કોઈ દહાડો મૂર્તિ કશું ના કરે, શાસન દેવો કરે, પણ લોકોનું મન દુખાવ્યું તે ફળ મલે. તમે મુસલમાનોની મસ્જિદ બાળી મૂકો, એમાં કેટલા મુસલમાનોનું મન દુખાય, તેનું ફળ તમને અવશ્ય મલે. કોઈને દુઃખ આપીને તમે સુખી ક્યારેય પણ નહીં થાવ. માટે બને એટલું સુખ આપો. ના બને તો દુઃખ તો અપાય જ નહીં અને દુઃખ અણસમજણથી અપાય છે. લોકો મનમાં શું જાણે છે કે હું આપતો નથી, બધાંય મને એવું કહે છે. આપણે એવું ખોટું કરવું નહીં, કશું કોઈને દુઃખ નહીં આપવું. મેં કહ્યું, અલ્યા, શું સમજુ પણ તું ? મૂઆ, આખો દહાડો દુઃખ જ આપ્યા

કરું છું તું ! તું સમજ્યો શું તે આ ! એ તો એની ભાષાની વાત કરે છે, એની લેંગ્વેજમાં. મારી લેંગ્વેજ તું સાંભળ. આખો દહાડો તું દુઃખ જ આપ્યા કરું છું. સર્ટિફાઈડ લેંગ્વેજ જ્ઞાનીની છે. એથી આગળનું જાણવાનું વિચારવાનું ના રહે. એ તો જાણવું જ પડશે ને જ્યારે ત્યારે !

## નિશ્ચયથી તૂટે ધાગા અંતરાયના !

આ 'જ્ઞાન' મળી જાયને, તેને તો બધા અંતરાય તૂટી જાય. અહીં આગળ હું તમને શું કહું છું કે બધા અંતરાય તૂટવાનો રસ્તો કરી આપ્યો છે. મેં તમને આ જ્ઞાન આપ્યું છે ને જોડે જોડે આ બધી આજ્ઞા આપી છે ને, તે બધાં અંતરાય તૂટી જાય એવા છે.

**પ્રશ્નકર્તા :** દાદા, સત્સંગમાં આવવું જ છે, એ જ્યારે નિશ્ચય થાય છે ને, ત્યારે બધી જ અનુકૂળતાઓ થઈ જાય છે.

**દાદાશ્રી :** નિશ્ચય બધા જ અંતરાય તોડીને ધાગા કાઢી નાખે. નિશ્ચયની જ જરૂર છે. નિશ્ચય નથી કરતો ત્યાં સુધી અંતરાય-બંતરાય ડોકિયા કરે છે. હમણે રોડ ઉપર બહુ ટ્રાફીક હોય, પણ પેલા વડાપ્રધાન આવે, તો ટ્રાફિક ખસી જશે બધું. એમ ને એમ ખસી જાય એક કલાકમાં, કોઈ ઊભું જ ના રહે ! એવું છે આ તો ! અને આ તો કંઈ વડાપ્રધાનનું પદ છે ?! આ તો પરમાત્માનું પદ છે !!! આ જ્ઞાન લીધાં પછી તમને જે પદ આપેલું છે એ પરમાત્માનું પદ છે. એ ભલે તમે તેની મહીં તન્મયાકાર ન રહી શક્યા હો, તે તમારી હજુ એડજસ્ટ થવાની એ કચાશ છે. બાકી એ પરમાત્મા પદ છે !

'અંતર છૂટે ત્યાં ખૂલે છે અંતર આંખડી રે લોલ.'

અંતર આંખડી આપણી જે ખૂલી છે ને, જે દિવ્યચક્ષુ, આ અંતર છૂટે એટલે દિવ્યચક્ષુ ખૂલે એમ દા'ડે દા'ડે. અંતર એટલે જ્ઞાનાંતરાય, બીજા અંતરાય બધું તૂટતું જાય તેમ તેમ દિવ્યચક્ષુ ખુલતા જાય. આ અંતરાય પડયો છે ને, તે આ બધાં કર્મને લઈને પડ્યો છે ને ?

એ અંતરાય જેમ જેમ છૂટે, એમ બધું ખુલતું જાય. આ અંતરાયને લઈને છેટું છે. નહીં તો આત્મા ને તમે છેટા નથી. ફક્ત અંતરાયકર્મ જ વાંધો કરે. હવે બધું પ્રાપ્તિ થઈ ગઈ. પ્રાપ્ત થયો છતાં ય કેમ આપણા ધાર્યા પ્રમાણે નથી લાભ આપતો ? ત્યારે કહે, અંતરાયકર્મ. એ જેમ જેમ છૂટતું જાય, તેમ તેમ ઉકેલ આવતો જાય.

## સત્સંગના અંતરાય !

**પ્રશ્નકર્તા :** દાદાનો સત્સંગ ચાલતો હોય અને છતાંય અંતરાય પડતો હોય ને ના આવી શકાતું હોય, એ કેવી રીતે પડે અંતરાય ?

**દાદાશ્રી :** ના આવી શકાતું હોય એ અંતરાય નહીં. એ અંતરાયનું ફળ છે. ના આવી શકાય, તે પહેલાં પાડેલા અંતરાયનું ફળ છે. એ તો ભોગવે જ છૂટકો ને !

**પ્રશ્નકર્તા :** એ અંતરાય કેવી રીતે પડેલા ?

**દાદાશ્રી :** આપણે જ પાડેલા. રોજ રોજ જઈને શું કાઢવાનું છે ?! હવે મહીં બે દહાડા ના ગયા તોય શું ? આ બધો અંતરાય પડ્યો !

**પ્રશ્નકર્તા :** દાદાના સત્સંગમાં જો કોઈ આવતા હોય એને કોઈ એમ કહે કે તમે દરરોજ શું કરવા ત્યાં જાવ છો, એક ને એક વાત સાંભળવા માટે. તો પછી એને અંતરાય પડે ને ?

**દાદાશ્રી :** હા, તો પેલો અંતરાય પાડે છે. આ આંતર્યું, એનું નામ અંતરાય. સીધી જ વાત કરો ને આપણે, નાનો છોકરો સમજે એવી ! આંતર્યું એનું નામ અંતરાય. તમે જેટલા આંતરા પાડ્યા છે એટલા જ આંતરા તમારા.

## પરમાત્મ ઐશ્વર્ય અટક્યું જે ઈચ્છાથી !

**પ્રશ્નકર્તા :** આપણને જે વસ્તુની બહુ જ ઈચ્છા હોય, એ વસ્તુ ભેગી ના થાય. પછી એનું દુઃખ રહે.

**દાદાશ્રી :** ઘણી ઈચ્છા હોયને એ વસ્તુ ભેગી થવાની તો ખરી જ, પણ બહુ જ ઈચ્છા થાય, એટલે મોડી થાય એ. અને ઇચ્છા ઓછી થઈ જાય ત્યારે જલ્દી ભેગી થાય. ઈચ્છા અંતરાય કરે ઉલટું.

**પ્રશ્નકર્તા :** જેની આપણને ઈચ્છા હોય એ વસ્તુ આપણને ભેગી જ ના થાય?

**દાદાશ્રી :** ભેગી થાય. પણ ઈચ્છા ઓછી થાય ત્યારે ભેગી થાય. ઈચ્છાવાળી ચીજ ભેગી તો થવાની જ. ઈચ્છા કરવાથી જ અંતરાય છે. જેમ જેમ ઈચ્છા ઘટતી જાય તેમ તેમ અંતરાય તૂટતા જાય. ત્યારે પછી બધી જ વસ્તુઓ પ્રાપ્ત થાય. જે થવાનું હોય તેની પહેલાં ઈચ્છા ઊભી થાય. અંતરાય તૂટે એટલે પોતાની ઈચ્છા પ્રમાણે ભેગું થાય. અમને એકેય અંતરાય કેમ નથી ? કારણ કે અમને સંપૂર્ણ નિરીચ્છક દશા છે.

મનુષ્ય તો પરમાત્મા જ છે. અનંત ઐશ્વર્ય પ્રગટ થાય તેમ છે. ઈચ્છા કરી કે મનુષ્ય થઈ ગયો ! નહીં તો 'પોતે' જે ચાહે તે મેળવી શકે તેમ છે. પણ અંતરાયને લીધે નથી મેળવી શકતો. ભગવત્ શક્તિ એમાં જેટલાં અંતરાય થાય એટલી શક્તિ અંતરાય, આવરાય. નહીં તો ભગવત્ શક્તિ એટલે જે બધી ઈચ્છાઓ કરે, એ હરેક ચીજ સામે આવે. તેમાં આ જેટલાં અંતરાય પાડે, એટલી શક્તિ આવરાય.

અમને ઈચ્છા જેવી વસ્તુ જ ના હોય. ઈચ્છા બે પ્રકારની, એક ડિસ્ચાર્જ ઈચ્છા અને એક ચાર્જ ઈચ્છા. એટલે નવો હિસાબ બંધાય. ડિસ્ચાર્જ એટલે, હમણે ભૂખ લાગી હોય ને તો માણસ આમ જુએ એટલે આપણે જાણીએ કે આ ભાઈને ઈચ્છા થાય છે. પણ આ ડિસ્ચાર્જ ઈચ્છા કહેવાય. એટલે અમને એવી કંઈ ડિસ્ચાર્જ ઈચ્છા થઈ હોય તો એ વસ્તુ અમારી ઉપર આવીને પડે. અમારે પ્રયત્ન ના કરવો પડે. અંતરાય એટલાં બધાં તૂટી ગયેલાં કે હરેક વસ્તુ આવીને પડે. હરેક વસ્તુ ઈચ્છા થતાંની સાથે જ આવીને પડે. નિર્અંતરાયકર્મ કહેવાય.

## અનિશ્ચયથી અંતરાય, નિશ્ચયથી નિરંતરાય !

મોક્ષમાર્ગમાં તો અંતરાય આવે એટલે પોતાની શક્તિઓ વધારે

પ્રગટ થતી જાય. માટે એમાં અંતરાય આવે તો ય આપણે આપણો નિશ્ચય દૃઢ રાખવો કે કોઈની તાકાત નથી કે મને અટકાવી શકે, એવો ભાવ રાખવાનો છે. મોઢે બોલવાનું નથી, બોલવું એ તો અહંકાર છે. અંતરાય અહંકારને લીધે પડે છે, 'હું છું કંઈક.'

**પ્રશ્નકર્તા :** અંતરાય પોતાની મેળે તૂટે કે પુરુષાર્થથી તૂટે ?

**દાદાશ્રી :** અંતરાય એટલે અનિશ્ચય. માણસનો પુરુષાર્થ ક્યાં ગયો ? પુરુષાર્થ ધર્મ ખુલ્લો છે.

**પ્રશ્નકર્તા :** એ નિશ્ચય એ પુરુષાર્થને ?

**દાદાશ્રી :** હા, નિશ્ચય કે મારે આમ કરવું જ છે.

**પ્રશ્નકર્તા :** પણ નિશ્ચય કંઈ બધાનાં ફળતાં નથી હોતા.

**દાદાશ્રી :** એ ફળે કે ના ફળે, એ આપણે નહીં જોવાનું, આપણે નિશ્ચય કરવો ! પછી નિશ્ચય નહીં કરો તો કોઈ કામ જ નહીં થાય. પોતાનો અનિશ્ચય એ જ અંતરાય. નિશ્ચય કરે એટલે અંતરાય તૂટી જાય. આત્માનો નિશ્ચય થાય એટલે બધા અંતરાયો તૂટી જ જાય છેને !

## ફેર, નિશ્ચય ને ઈચ્છામાં !

**પ્રશ્નકર્તા :** આપે આપ્તવાણીમાં એવું કહ્યું છે કે વીલ પાવરથી અંતરાય તૂટે અને બીજી બાજુ આપણે જાણીએ છીએ કે ઈચ્છા કરવાથી તો અંતરાય પડે છે.

**દાદાશ્રી :** ઈચ્છા કરવાની નહીં. નિશ્ચય કરવાનો કહ્યો છે. નિશ્ચય કર્યો એટલે ગમે તેવો અંતરાય તૂટી જ જાય.

**પ્રશ્નકર્તા :** આપણે કોઈ વસ્તુની સતત ઈચ્છા રાખીએ, નિશ્ચય કરીએ કે આ વસ્તુ મારે મેળવવી છે, તો પછી આ ઈચ્છાથી અંતરાય પડે, તો એવું ના થાય ?

**દાદાશ્રી :** નિશ્ચય જોઈએ, ઈચ્છાનો સવાલ ક્યાં આવ્યો ?

**પ્રશ્નકર્તા :** એ નિશ્ચય અને ઈચ્છામાં શું ફેર એ જરા સમજાવો ને !

**દાદાશ્રી :** બહુ ફેર. ઈચ્છા એટલે તો પોતાની ગમતી વસ્તુ અને નિશ્ચય તો એક્ઝેક્ટનેસ છે. અનિચ્છા એ ના ગમતી વસ્તુ, ઈચ્છા એ ગમતી વસ્તુ. અને નિશ્ચયને ને એને કશું લેવા-દેવા નથી. નિશ્ચય તો નિર્ધાર કર્યો આપણે.

**પ્રશ્નકર્તા :** નિશ્ચય અને ઈચ્છાના દાખલા સાથે સમજાવો ને !

**દાદાશ્રી :** એમાં શાના દાખલા તે ? મનગમતી વસ્તુ, આપણે કેળા લેવા જવું હોય તો ઈચ્છા કરવી પડે. કોઈ કાર્ય કરવું હોય તો નિશ્ચય કરવો પડે. અનૂઈચ્છાવાળી ચીજ લેવાં જતાં કેટલો સ્પીડી ચાલે એ માણસ ?

**પ્રશ્નકર્તા :** બેસી જ જાય.

**દાદાશ્રી :** અને ઈચ્છાવાળી ?

**પ્રશ્નકર્તા :** દોડે.

**દાદાશ્રી :** અને નિશ્ચય એ બેથી પર હોય.

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, આપ જે કહો છો કે પાંચ આજ્ઞા પાળવાનો નિશ્ચય કરવો જોઈએ.

**દાદાશ્રી :** બસ, નિશ્ચય કરવો જોઈએ. એટલે એની મેળે પળાઈ જ જશે. નિશ્ચય તમારો જોઈએ. એને ઢીલું મૂકો તો પછી ઢીલું. તમે કહો કે ભઈ, દાદા પાસે અમારે જવું છે. ત્યારે કહે, ગમે તેટલાં અંતરાય હશે એ તૂટી જશે, નિશ્ચય કર્યો તો અને 'વ્યવસ્થિત છે ને' કહેશે તો પછી બગડી જાય.

**પ્રશ્નકર્તા :** હા, એવું અનુભવ્યું છે.

**દાદાશ્રી :** વ્યવસ્થિત આવું ના કહેવાય. વ્યવસ્થિત હોય તો પછી

બંધ આંખે મોટરો ચલાવો ને બધી ! તો ખરું. આ રોડ ઉપર બંધ આંખે મોટરો ચલાવે તો શું વાંધો આવે ? વ્યવસ્થિત છે ને ?

**પ્રશ્નકર્તા :** તો ઍક્સિડન્ટ થાય.

**દાદાશ્રી :** ત્યારે આમાં, આ ઍક્સિડન્ટ ના થાય ? વ્યવસ્થિત ક્યારે કહેવાનું કે ખુલ્લી આંખે ગાડી ચલાવવાની અને પછી અથડાય, એનું કંઈ નુકસાન થાય ત્યારે વ્યવસ્થિત કહેવાનું. વાત તો સમજવી પડશે ને ! આમ ને આમ ચાલતું હશે ?

**પ્રશ્નકર્તા :** આ તો દરેક વસ્તુમાં આવી શકે કે નિશ્ચયબળ હોય તો અંતરાય તૂટી જ જાય.

**દાદાશ્રી :** હંઅ, નિશ્ચયબળ મોક્ષે લઈ જાય. અને અનિશ્ચય તેનાથી જ આ બધું અટક્યું છે.

**પ્રશ્નકર્તા :** અનિશ્ચય અને અનિર્ણય, બે એક જ ને ?

**દાદાશ્રી :** એક જ. પણ અનિશ્ચયનું જોર વધારે છે.

**પ્રશ્નકર્તા :** એટલે ટુ બી ઓર નોટ ટુ બી, એનાં જેવું છે. દ્વિધા જ ઉત્પન્ન થાય.

**દાદાશ્રી :** દ્વિધા ઉત્પન્ન થાય તો કશું ભલીવાર જ ના હોય એમાં. એ તો નિશ્ચય કે મારે જવું જ છે સવારમાં, તો એ ચાલ્યો જાણોને !

**પ્રશ્નકર્તા :** એટલે એવો નિશ્ચય કર્યો તો અહંકાર કર્યો ના કહેવાય ?

**દાદાશ્રી :** અહંકાર રહ્યો જ નહીં, પછી કરવાનો ક્યાં રહ્યો ? અને જે હશે તે ડિસ્ચાર્જ અહંકાર છે. એટલે અહંકાર સિલ્લકમાં જ નહીં તો પછી એ વપરાય ક્યાંથી ?

**પ્રશ્નકર્તા :** નિશ્ચય એ ફરજિયાત ?

**દાદાશ્રી :** ના, ફરજિયાત નથી. ફરજિયાત તો જુદું બધું. નિશ્ચય

એટલે તો આપણો ધ્યેય છે, ધ્યેય તરફ લઈ જનારી વસ્તુ.

## જમવાનો અંતરાય પડ્યો કદિ ?

**પ્રશ્નકર્તા :** કોઈ સત્સંગ કરવાનો નિશ્ચય કરીને નીકળે અને સત્સંગ ના થાય દાદાનો, તો એ વ્યક્તિને કેવો લાભ થાય ? સત્સંગ થયો હોય એવો લાભ કે એનાથી ઓછો કે વધારે ?

**દાદાશ્રી :** ખાલી ભાવ ફળ મળે. કોઈ આપણને કહે, લ્યો, જમો. તો પણ ફળ મળે.

**પ્રશ્નકર્તા :** સામાન્ય રીતે, માણસ નિશ્ચય કરીને નીકળે તો એનો એ અંતરાય કોઈ હોતો જ નથી.

**દાદાશ્રી :** બનતાં સુધી હોય નહીં. હા, કો'ક વખતે બને. એ કંઈ કાયમનું હોતું નથી. આપણો નિશ્ચય હોય તો કોઈ રોકનાર જ નથી. અદબદ રાખવાની જરૂર નથી. લપસણું આવ્યું હોય માઈલ સુધી અને લપસી પડીશ તો ? તો પછી એનો ઉપાય નથી. ન જ લપસુ, કેમ લપસાય ? તો એવી રીતે વ્યવસ્થા કરશે પગ, મન-બન બધાં સીધા રહેશે. અને આપણે કહીએ, 'લપસી પડાય' તો મન-બન બધાં ઢીલાં થઈ જાય કે 'કેમનું જવું ?' 'કેમ લપસાય ?' કહીએ, એવો નિશ્ચય કર્યો કે બધું ચોખ્ખું ! તેમ છતાંય પછી લપસી પડે તો વ્યવસ્થિત !

**પ્રશ્નકર્તા :** એટલે નિશ્ચયની અંદર અંતરાય તોડવાની શક્તિ ખરી ?

**દાદાશ્રી :** બધાં અંતરાય તોડી નાખે. કોઈ અંતરાય રહેવા ના દે.

**પ્રશ્નકર્તા :** ત્યારે અંતરાય જે નડે છે તે નિશ્ચયની ખામી?

**દાદાશ્રી :** નિશ્ચયની જ ખામી છે.

**પ્રશ્નકર્તા :** એટલે પોતાની જ ખામી ને અંતરાયનો વાંક કાઢે.

**દાદાશ્રી :** બીજું કોઈ નહીં, પોતે ઊભાં કરેલાં અંતરાય. પોતે

ઊભાં કરેલાં નિશ્ચયથી ઊડી જાય. કેમ જમવામાં અંતરાય નહીં પડતો કોઈ દહાડો? ચામાં અંતરાય નહીં પાડવા દેતો ? જાણી-જોઈને પાડેલા છે આ બધાં. અજાણ્યે પડતાં હોય અંતરાય તો ચામાં, બધામાં પડે. કશું પડતાં નથી. બહુ પાકાં લોક છે ને ! એ પાકાઈએ જ એમને માર્યા. કાચો હોત તો સારો.

**પ્રશ્નકર્તા :** પાકાં હોતાં નથી. પોતાની જાતને પાકાં માને છે.

**દાદાશ્રી :** માની લીધું છે. માની બેઠો છે પોતાની જાતને સ્વતંત્ર.

## જ્ઞાનીને નિર્‌અંતરાય પદ !

શાસ્ત્રમાં ખોળવા જાયને તો ય જડે નહીં, અંતરાયનો સાચો અર્થ. અનુભવીઓએ એ બધું નહીં લખેલું. મૂળ આત્માને અંતરાય જ ના હોય. જે જે જરૂરિયાત હોય એ બધી ત્યાં ઘેર બેઠાં હાજર થાય. અંતરાય હોય જ નહીં ને ! ને અંતરાય છે તે 'આપણે' ઊભા કરેલાં છે અક્કલથી, બુદ્ધિથી. એ બુદ્ધિનું પ્રદર્શન છે.

એક જણ પૂછતો હતો, 'દાદા, તમારા સંયોગ કેવા ને અમારા સંયોગ તો... તમે તો અહીંથી ઊતરો તે જાણે કે ત્યાં આગળ ખુરશીવાળો તૈયાર હોય છે. એ કશું કોઈ જાતની હરકત નથી પડતી. 'નો' (નહીં) અંતરાય. અમારે ખાવાની ઈચ્છા જો કોઈ દહાડો મગજમાં આવી હોય, જો કે ઇચ્છા હોય નહીં બનતાં સુધી, પણ જો ઇચ્છા હોય તો અંતરાય પડે નહીં. લોકો તો શું જમશે એવી આશા રાખીને બેસી રહ્યા હોય ! પછી અંતરાય હોય નહીં ને ! ત્યારે કહે, 'મૂળ આત્માને તો અંતરાય હોય જ નહીં ને ! જે ઈચ્છે એવું તરત થઈ જાય બધું. ત્યારે કહે, 'અંતરાય શું થયા ?' દર્શનાવરણ ને જ્ઞાનાવરણથી ઊભા થયા. તે અંતરાય, મોહથી આ ચારમાં વહેંચાઈ ગયા. એટલે 'પોતે' આત્મા તરીકે પરમાત્મા છે. જે ચીજ વિચારમાં આવે તે બધી જ ચીજ પ્રાપ્ત થાય એવી છે. પણ પ્રાપ્ત થતી નથી તો પછી શા આંતરા પાડ્યા ? ત્યારે કહે, મોહને લઈને આંતરા પડી જાય. બેભાનપણાને લીધે એ અંતરાયકર્મ, વિઘ્નકર્મ.

## તેમ તેમ આત્મવીર્ય પ્રગટે !

આત્મશક્તિઓને આત્મવીર્ય કહેવાય. આત્મવીર્ય ઓછું હોય તો તેનામાં નબળાઈ ઉત્પન્ન થાય, ક્રોધ-માન-માયા-લોભ ઉત્પન્ન થાય. અહંકારને લઈને આત્મવીર્ય તૂટી જાય. તે જેમ જેમ અહંકાર ઓગળે તેમ તેમ આત્મવીર્ય ઉત્પન્ન થતું જાય. જ્યારે જ્યારે આત્મવીર્ય ઘટતું લાગે ત્યારે પાંચ-પચીસ વખત મોટેથી બોલવું કે, 'હું અનંત શક્તિવાળો છું.' એટલે શક્તિ ઉત્પન્ન થાય. મોક્ષે જતાં અનંત અંતરાયો છે. તેથી મોક્ષે જવા માટે સામી અનંત શક્તિ છે.

આ અવળી શક્તિથી સંસાર ઊભો થઈ ગયો. હવે સવળી શક્તિ એટલી બધી છે કે જે બધાં જ વિઘ્નો તોડી આપે. તેથી જ તો આપણે પેલું વાક્ય બોલાવીએ છીએ. 'મોક્ષે જતાં વિઘ્નો અનેક પ્રકારનાં હોવાથી તેની સામે હું અનંત શક્તિવાળો છું.' જ્ઞાતા-દ્રષ્ટા રહેવાથી તમામ વિઘ્નોનો નાશ થઈ જાય. બાકી મોક્ષ તો આ રહ્યો, તમારી પાસે જ પડ્યો છે. મોક્ષ કંઈ છેટો છે ! અંતરાય પડ્યા છે વચ્ચે.

**પ્રશ્નકર્તા :** 'આત્મા' અનંત શક્તિવાળો છે. એની ઉપર અંતરાયો કયા આધારે પડી ગયેલાં છે ?

**દાદાશ્રી :** 'આપણે' જ અંતરાયના ઊભાં કરનારા, આપણે જ પાડનાર. બીજા કોઈની ડખલ નથી.

**પ્રશ્નકર્તા :** પણ કઇ રોંગ પ્રોસીજરથી આત્માની અનંત શક્તિ ઉપર અંતરાય પડી ગયા ?

**દાદાશ્રી :** આ બધી રોંગ બિલિફોથી. એક જ જાતની કઈ રોંગ બિલિફ છે ? 'હું જાડો છું' તે ય રોંગ બિલિફ, 'હું પાતળો છું' તે ય રોંગ બિલીફ, 'હું ઊંચો છું, કાળો છું, ગોરો છું' બધી કેટલી જાતની ! જેટલા શબ્દો છે એટલી રોંગ બિલિફો છે. હા ! એટલી રોંગ બિલિફો. એ જ્યારે ઓળંગે ત્યારે રાઈટ બિલિફ ઊભી થાય.

આત્માની ચૈતન્યશક્તિ શેનાથી આવરાય છે ? આ જોઈએ છે ને તે જોઈએ છે. લોકોને જોઈતું હતું, તે તેમનું જોઈને 'આપણે' ય શીખ્યા એ જ્ઞાન. આના વગર ચાલે નહીં. મેથીની ભાજી વગર ના ચાલે. એમ કરતાં કરતાં ફસામણ થઈ ગઈ ! આત્મા અનંત શક્તિવાળો છે. તેની પર પથરા નાખ નાખ કર્યા !

એવું છે ને, આ ગટર વહેતી હોય, તેમાં પાણી જવાની શક્તિ તો પુષ્કળ છે. ગટરે ય સરસ, પણ કોઈએ એક પથ્થરો નાખ્યો મહીં વચ્ચે. એટલે આપણે જાણીએ કે આ સ્પીડમાં વહેતું કેમ નથી ? એ અંતરાય પડ્યા કહેવાય. એવા બે જગ્યાએ નાખે તો વધારે પાણી અટકે. ત્રણ જગ્યાએ નાખે તો વધારે અટકે. બહુ નાખે તો આખું ય અટકી જાય. અને જ્ઞાની પુરુષો તો પોતે નિર્અંતરાય પદમાં રહેતા હોય. કોઈ અંતરાય જ નહીં. તે એમની પાસે બેસવાથી બધા અંતરાય તૂટી જાય, ખાલી બેસવાથી જ. એમની જોડે ગપ્પા મારીએ તો ય !

❖ ❖ ❖ ❖ ❖

[૨.૬]

# વેદનીયકર્મ

## શાતા-અશાતા વેદનીય !

કેટલાં થયા ?

**પ્રશ્નકર્તા :** ચાર.

**દાદાશ્રી :** દ્રવ્યકર્મરૂપી મીણબત્તીમાં ચાર આવરણો દરેક જીવમાં હોય, એકાદ જીવમાં નહીં. બધાય જીવ માત્રમાં.

અને પાંચમું વેદનીય. તે આપણી ઈચ્છા ના હોય ને, તોય એકદમ ઠંડી આવી, તે આ ધ્રુજે પણ ઠંડી ભોગવવી પડે. અને કોઈકે આપણી ઉપર દેવતા નાખ્યો તો વેદનીય ભોગવવી પડે ને, દઝાઈ મરીએ એટલે ! તે આ દવાખાનામાં વેદનીય ભોગવે છે. જોયેલી તમે લોકોની ?

**પ્રશ્નકર્તા :** હા, હા.

**દાદાશ્રી :** કેટલી ? એક જ પ્રકારની હોય છે કે અનેક પ્રકારની હોય છે ?

**પ્રશ્નકર્તા :** ઘણાં પ્રકારની હોય છે.

**દાદાશ્રી :** ઘણાં પ્રકારની અને કેટલીક જગ્યાએ કેટલાંક લોકો

શાતા વેદનીય ભોગવે છે. પેલી દુઃખ આપે એ અશાતા વેદનીય કહેવાય. કોઈ જાતનું શરીરમાં દુઃખ થાય નહીં, કેરીનો રસ ખાય-પીવે પછી સૂઈ ગયા. શેઠ શેમાં છે ? ત્યારે કહે, શાતા વેદનીયમાં છે. હજુ રસ વાયડો નથી પડ્યો એટલે શાતા વેદનીયમાં મૂઆ છે શેઠ તો. જ્યારે વાયડો પડશે કે તરત શેઠ શું બોલે, 'અહીં આગળ એ વાયુ થઈ ગયું.' પણ ત્યાં સુધી શાતા વેદનીય જે ભોગવે, હિસાબમાં લખાવીને આવ્યો છે. એટલે શાતા વેદનીય ને અશાતા વેદનીય, બે જાતની વેદનીય લાવે છે. કેટલાક ફેરો થોડો વખત શાતા રહે. પછી વળી અશાતા આવે. આમ શાતા-અશાતા આખો દહાડો ચાલુ જ રહે. કો'ક ગાળ ભાંડે તો અશાતા વેદનીય, કો'ક ફૂલ-હાર ચઢાવે તો પછી શાતા વેદનીય. દેહ મલ્યો એટલે ગરમી પડવા માંડી તે સહન થાય નહીં, પંખા ચાલુ કરે કે શાતા વેદનીય અને ઠંડીમાં પંખા ચાલુ કરે તો ટાઢ પડવા માંડી, તે સહન થાય નહીં એ અશાતા વેદનીય. અશાતા વેદનીય સમજ્યા ને ? ઘડીકમાં ચેન ના પડે એવું થઈ જાય, વેદનીય !

દાંત દુખ્યો કે દાઢ દુઃખી કે અશાતા વેદનીય થઈ ગઈ. 'કેમ આજ મોઢાં પર આમ લાગે છે ?' ત્યારે કહે, 'દાઢ દુઃખે છે આ.' એ કોઈ પણ ઉપાય કરે કે જેથી કરીને દુઃખાવો મટે. છેવટે કશો ઉપાય ના જડે તો લવીંગનો અર્ક મૂકીને બહેરું કરી નાખે. બહેરું કરે એટલે મહીં વેદના થાય, પણ 'આપણ'ને માલમ ના પડે, નહીં તો વેદના સહન ના થાય ને !

એક તો આ શરીરને જેટલી વેદના ભોગવવાની, એ વેદના 'તમારી', એ દ્રવ્યકર્મ છે. વેદના એ સુખની વેદના હો કે દુઃખની વેદના હો, કડવાંની હો કે મીઠાની, પણ એ બધું આ દ્રવ્યકર્મમાંથી ઉત્પન્ન થાય છે.

## બે દુઃખનું ઈન્ટરવલ એ જ સુખ !

**પ્રશ્નકર્તા :** હા, એ વેદનીય જે કીધું, એ જરા વિવરણ જોઈએ છે.

**દાદાશ્રી :** જગત આખું બે પ્રકારનાં વેદનીયમાં વર્તે. ઘડીમાં શાતા ને ઘડીમાં અશાતા. થાળીમાં બધું નોર્મલ આવ્યું હોય તો શાતા રહે, પણ

જો શાક જરા તીખું આવે કે અશાતા ઉત્પન્ન થઈ જાય.

**પ્રશ્નકર્તા :** શાતાનેય વેદનીય કીધી ?

**દાદાશ્રી :** શાતાને વેદનીય જ કહેવાયને ! આ લોકો જેને સુખ કહે છે અને જેને દુઃખ કહે છે, એને વેદનીય કહ્યું છે ભગવાને. ખાલી અસર જ છે. વેદના છે એક પ્રકારની.

**પ્રશ્નકર્તા :** અમે એવું માનીએ છીએ કે દુઃખ ઓછું થાય એટલે સુખ. આપ કહો છો સુખ વેદના છે એટલે ખબર નથી પડતી.

**દાદાશ્રી :** દુઃખ ઓછું થાય એ સુખ નહીં. બે દુઃખના ઈન્ટરવલને આપણા લોક સુખ કહે છે. બે દુઃખની વચ્ચે, આ દુઃખનો છેડો આયી રહ્યો ને આ બીજું દુઃખ શરૂ થયું નથી ત્યાં સુધી એને સુખ કહેવાય. લખી લેજો આ શબ્દો. આ ઈન્ટરવલ શેમાં પડે ? નાટકમાં. એટલે ખરેખર સુખ નથી, આ વેદના છે.

**પ્રશ્નકર્તા :** તો ખરેખર સુખ કોને કહેવાય ?

**દાદાશ્રી :** ખરું સુખ તો આનંદ, આત્માનો આનંદ થાય એ.

વેદના શાથી કહે છે કારણ કે જે જે વસ્તુથી સુખ થાય તેનું એબ્નોર્મલ થાય ત્યારે એ દુઃખરૂપ થઈ પડે. અત્યારે દૂધપાક જમવામાં મજા આવતી હોય, પણ પેટમાં વધારે રેડે તો ?

**પ્રશ્નકર્તા :** હા, તો દુઃખ થઈ જાય છે.

**દાદાશ્રી :** એટલે એબ્નોર્મલ થાય એ બધું વેદનીય કહેવાય અને જે એબ્નોર્મલ કશું ના થાય એ બધું સુખ કહેવાય. એટલે સનાતન સુખ આત્માનું ક્યારેય પણ જાય નહીં, કોઈ પણ સંજોગોમાં જાય નહીં. પરમાનંદ નિરંતર રહે. સ્વાભાવિક સુખ તમે ચાખ્યું હશે, કોઈ અવતારમાં ય ? એને ચાખવું ના જોઈએ ?

**પ્રશ્નકર્તા :** પણ જ્ઞાનીઓ અશાતાનેય દુઃખ માનતા નથી.

**દાદાશ્રી :** અશાતાને દુઃખ માને જ નહીં ને ! શાતાને સુખ માને નહીં એટલે અશાતાને દુઃખ માને નહીં. પણ શાતામાં સુખ માન્યું જેણે, તેણે અશાતામાં દુઃખ ના માનવું હોય તોય માનવું પડે, ફરજિયાત છે. પણ પેલાં જ્ઞાની તો શાતામાં સુખ જ છોડી દે છે.

વેદનીયકર્મ અંદર શાતા આપે, અશાતા ય આપે. એટલે આ કર્મો જ બધું કરે છે. 'આપણે' કશું કરવાનું હોતું નથી.

## વેદવું નહિ, જાણવું !

**પ્રશ્નકર્તા :** દાદા, આ જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય ને અંતરાય એ ચિંતવન કરી કરીને, એ વહેલા ખપાવી શકાય એવું છે ને ? જ્યારે શાતા-અશાતા વેદનીય અને એ પેલા નામ-ગોત્ર-આયુષ્ય એ બધાને તો ભોગવે જ છૂટકો ?

**દાદાશ્રી :** ભોગવે છૂટકો એવું નહીં, એમાં ય જો કદી જ્ઞાન સજ્જડ હોયને તો ભોગવે નહીં. તીર્થંકરો ભોગવે નહીં કોઈ દહાડોય. એમને શાતા-અશાતા વેદનીય હોય, એ ભોગવે નહીં, એ જાણે એટલું જ.

પણ આ જ્ઞાન કેવું છે ? 'તમે' શું કહો, 'એનો કંઈ હિસાબ નહીં.' કારણ કે તમે જાણ્યું એટલું જ. પણ તમે કહો, 'મને આ સહન નથી થતું' તો દુઃખ પડ્યું. કેટલાંક નાના દુઃખો તમે જાણીને જ કાઢી નાખો છો, એનાં ભોક્તા થતાં જ નથી. અને જેટલા દુઃખને તમે કહો કે 'આ મારે દુઃખ આવ્યું છે', તો એની મેળે જ, તમે બોલતાંની સાથે જ આવ્યું. તમે કહો કે 'મેં જાણ્યું.' 'જાણ્યું' કહેતાંની સાથે જ હલકું થઈ જાય. પછી ખાલી જાણ્યા જ કરે.

## બિલિફવેદના છે, જ્ઞાનવેદના નહીં !

**પ્રશ્નકર્તા :** હવે મારું માથું દુઃખે છે, એ વખતે એને કોણ જાણે છે અને માથાની વેદના વેદન કોણ કરે છે ?

**દાદાશ્રી :** એ અહંકાર વેદન કરે છે. વેદે તે અહંકાર વેદે છે. માથું

તમારું તે તમારો અહંકાર વેદે છે. અને રસ-પૂરી ખાય છે તે ય અહંકાર વેદે છે. બન્ને શાતા ને અશાતા અહંકાર વેદે છે.

**પ્રશ્નકર્તા :** આત્મા નથી વેદતો ?

**દાદાશ્રી :** આત્માને સ્પર્શ જ થતો નથી આ.

**પ્રશ્નકર્તા :** પણ વેદના તે આપણે અનુભવીએ છીએ.

**દાદાશ્રી :** એ અનુભવ, અહંકારનો અનુભવ છે ને ! આ બિલિફવેદના છે, આ જ્ઞાનવેદના નથી. નહિતર જ્ઞાનવેદના હોય તો રાતે ઊંઘ જ ના આવે. આખી રાતો ને રાતો ય, કેટલાંય દહાડાં સુધી ઊંઘ જ ના આવે. આ તો બિલિફવેદના છે એટલે ઊંઘ આવી જાય પછી. રોંગ બિલિફ જ છે ખાલી. તે અહંકાર ઈગોઈઝમ વેદે છે.

**પ્રશ્નકર્તા :** વેદના કયા આધારે હોય છે ?

**દાદાશ્રી :** આપણે લોકોને વેદના આપીએ છીએને તેનું જ ફળ છે એ. કોઈને પણ વેદના આપીએ એ વેદના આપણી ઉપર આવવાની છે, એ અવશ્ય માની લેજો. વેદના આપતા પહેલાં એ ભગવાને ખોળી કાઢ્યું કે આ બહુ જ ઊંધો રસ્તો છે. પછી ચોખ્ખા થઈ ગયા.

## દાદાનું અંતર નિરીક્ષણ !

અમે સવારે ન્હાતા'તા. આ પાણી રેડતો'તો બરડા ઉપર. તે ખંજવાળ આવતી હોય અને ત્યાં ગરમ પાણી વધુ પડતું રેડવામાં આવે, તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** સારું લાગે.

**દાદાશ્રી :** સારું લાગે. એટલે પછી મેં જોયું. મેં કહ્યું, આ શું રહ્યું પાછું ? ત્યારે કહે છે આ શરીરને પાણી ગરમ રેડે છે તે આ જગ્યાએ ખંજવાળના પરમાણું ભરેલાં છે, વાયાના (વાયુના). તે વાત (વાયુ) હોય છેને, તે 'વાત' જરા જોર કરે ત્યારે આ ખંજવાળ આવે. આપણા લોક

કહે કે, વા છે એક જાતનો. આ કૂતરાં આખો દહાડો આમ કર્યા કરે ને એવું થાય ત્યારે. ત્યારે શરીર તો આપણા બધાના એક જ જાતનાને. તે રેડે ત્યારે સારું લાગે, મીઠું લાગે. ત્યારે મેં કહ્યું, આ ગુનો તો નહીં હોય. આ મીઠું કોને લાગે છે, તપાસ કરી. ત્યારે મીઠું અહંકારને લાગતું'તું. કોને લાગતું'તું ?

**પ્રશ્નકર્તા :** અહંકારને લાગતું'તું.

**દાદાશ્રી :** હા. અને 'હું' જાણતો'તો કે 'અહંકાર'ને આવું લાગે છે. તો શાથી આ મીઠું લાગ્યું ? એની શોધ કરી કે આનું રૂટકોઝ ક્યારે પેઠેલું ? તે માણસને ઘણો ફેર આમ ખૂબ ટાઢ વાયને ત્યારે એને મહીં કંપારી થઈ જાય છે. જેને કંપારી કહીએ છીએને તે વખતે વા મહીં પેસે છે. તે આ વા નીકળે છે પાકીને. એટલે ટાઢથી કંપારી ભોગવે છે, તે ઘડીએ અહંકાર પાછો ભોગવે છે અને તેના ફળરૂપે આ અહંકાર સુખ માણે છે. માટે આ ગુનો નથી. મારું શું કહેવાનું છે ? અને આત્મા પછી બેઉ બાબતમાં જાણકાર છે, એ ભોગવતો જ નથી. અજ્ઞાની ભોગવે. આ મને ટેસ્ટ પડ્યો, હું જ ચંદુભાઈ છું ને ! એટલે એ ભોગવે કે ના ભોગવે ? એ કર્મ બાંધે. એ કર્મ બાંધે અને આ કર્મ છોડે. તમે કોઈ દહાડો ગરમ પાણી રેડેલું નહીં ?

**પ્રશ્નકર્તા :** ન્હાતી વખતે, ન્હાયા કરીએ એટલું જ. ન્હાતી વખતે ચિત્ત ક્યાંય ફરતું હોય એટલે ખબર ના પડે.

**દાદાશ્રી :** ઓહોહો ! બહાર ફરવા ગયું હોય ! અમારું અત્યારેય મહીં ક્ષણે ક્ષણે હાજર. બધું પૃથક્કરણ મહીં થયા કરે. અને તો જ આપી શકાયને ! પોતાના અનુભવની દવા હોવી જોઈએને ! મને જે માફક આવી તે અનુભવની દવા તમને માફક આવે, નહીં તો આવે નહીંને !

## ભગવાન મહાવીરને ય અશાતા વેદનીય !

ભગવાન મહાવીરને શાતા વેદનીય ને અશાતા વેદનીય હોય. અહીં કાનમાં બરું ઘાલ્યું. તે ખીલો તો નહોતો માર્યો પણ બરું ઘાલ્યું હતું. તે

એમને કેટલી બધી અશાતા વેદનીય આપતું હશે ? ભગવાન વેદક ખરાં.

**પ્રશ્નકર્તા :** ભગવાન વેદક કે ભગવાનનું શરીર વેદક, દાદા ?

**દાદાશ્રી :** ભગવાનેય વેદક. પણ તે આ જે ડૉક્ટરો જેને શરીર કહે છે ને, જેટલો ભાગ ડૉક્ટરો જોઈ શકે છે ને, ફિઝિકલ બોડી એટલે એનાય એના જવાબદાર ખરાં, ભગવાન. એની વેદના થાય.

**પ્રશ્નકર્તા :** હા, એ વેદના થાય છે, એની એમને ખબર પડે પણ એમને પોતાને વેદના થાય એમ તો નહીં કહી શકાયને આપણાથી ?

**દાદાશ્રી :** અસર થાય. પણ તે ઘડીએ તપ હોય એમને જબરજસ્ત. માનસિક વેદના ના હોય એમને. વાણીની વેદના ના હોય એમને.

**પ્રશ્નકર્તા :** આ પેલી શરીરની જે વેદના અને આ માનસિક વેદનામાં ફેર કેવી રીતે ?

**દાદાશ્રી :** માનસિક વેદના, જ્ઞાનથી ઊડી જાય એવી વસ્તુ છે અને શરીરની વેદના જ્ઞાનથી ઊડે એવી નથી. દાઢ દુઃખતી હોય તો પહોંચે ઠેઠ સુધી.

**પ્રશ્નકર્તા :** તો માનસિક વેદના એ કઈ જાતની વેદના ?

**દાદાશ્રી :** આ આખું જગત માનસિક દુઃખમાં જ છે ને ! આ લોકોને શારિરીક વેદના છે જ નહીં. લોકોને માનસિક વેદના જ છે. અને શારિરીક વેદના તો દાઢ દુઃખતી હોય તો ભગવાનને ય ખબર પડે પણ તે તપ કરે એ. મહીં હૃદય લાલ લાલ થઈ જાય તે ય દેખાય પોતાને.

**પ્રશ્નકર્તા :** પણ શરીર તો કષ્ટ ભોગવે ને ?

**દાદાશ્રી :** શરીર ભોગવે પણ ભોક્તા જ ત્યાં આગળ છે. ત્યાં આગળ અહંકાર ભોગવે. એટલે આ એનેય એ પોતે જાણે. તે શાતા વેદનીયમાં એ રસ લે નહીં. એટલે અશાતામાં રસ હોય નહીં એમને. એ તો એમના જ્ઞાનમાં જ રહે. આ વેદ એટલે વેદવું, દુઃખ ભોગવવું

અને જાણવું. વેદ એટલે ટુ નો, જાણવું. એ દુઃખ ભોગવવાથી એ જાણવાં સુધી વેદનો અર્થ છે. જેટલી જેટલી ગ્રેડીએશન હોય એટલાં ગ્રેડીએશન.

તે ઘડીએ તપ હોય એમનું, જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપ પણ તે ય કેવળજ્ઞાન થતાં સુધી. કેવળજ્ઞાન થયા પછી તો કશું ય ના હોય. એબ્સોલ્યુટ થઈ ગયું. એબ્સોલ્યુટને કશું અડે જ નહીં. મહાવીર ભગવાનને જ્યાં સુધી કેવળજ્ઞાન ના થયું ત્યાં સુધી વેદના પડેલી.

**પ્રશ્નકર્તા :** પણ કેવળજ્ઞાન થયા પછી પણ એમણે વેદના ને કષ્ટો ઘણાં સહ્યા એમ કહે છે ને !

**દાદાશ્રી :** એ બધાંય કષ્ટો શરીરને થયા, શરીરને શાતા-અશાતા હોય પણ એમને અડે નહીં. એમને તપ કરવું ય પડે નહીં. જ્ઞાન- દર્શન-ચારિત્ર સહેજે રહે.

અત્યારે માનસિક દુઃખો તમને હઉ મટી ગયા છે અને દૈહિક દુઃખ તો તમને અડે. દાઢ દુઃખતી હોય કે માથું દુઃખતું હોય, તમને અસુખ થયા વગર રહે નહીં. કારણ કે ફિઝિકલ બોડી છે. કેવળજ્ઞાન ના થાય ત્યાં સુધી એબ્સોલ્યુટ થાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** ભોગવલી કર્મ છે તે તીર્થંકરને છોડતાં નથી, તે કેવાં કર્મ છે ?

**દાદાશ્રી :** કોઈનેય ના છોડે.

**પ્રશ્નકર્તા :** તીર્થંકર ગોત્ર બાંધે ને સાથે ભોગવલી કર્મે ય બાંધે ?

**દાદાશ્રી :** હા, એ તો ચાલે જ નહીં ને ! કાં તો શાતા, કાં તો અશાતા. તીર્થંકરને ય શાતા અને અશાતા, બન્ને હોય. ઉદયમાં બન્ને હોય. ભોગવટામાં ફેર હોય. લોકોને એમ લાગે કે સાહેબને દુઃખ છે. લોકો મને જુએ, દાદાને તાવ આવ્યો છે. પણ ઉદયનું હું જાણતો હોઉં, ભોગવટો હું જાણતો હોઉં. એટલે શાતા-અશાતા તો તીર્થંકરને ય ઉદયમાં હોય.

**પ્રશ્નકર્તા :** શાતા ને અશાતા વેદે ક્યાં સુધી ?

**દાદાશ્રી :** કેવળજ્ઞાન થાય ત્યાં સુધી. કેવળજ્ઞાન થયા પછી શાતા-અશાતા વેદનીય અસર ના કરે, બિલકુલેય. શરીરને શાતા-અશાતા વેદનીય તો ખરી. ટાઢ હોય તો ય દેહને ટાઢ તો લાગેને, પણ પોતે વેદે નહીં. કેટલીક બાબતોમાં તો અમે નથી વેદતાં.

## દાદા વેદનીયના ઉદય વખતે...

તેથી અમને ડૉક્ટરે કહ્યું'તું ને જે આ ફ્રેકચર થયું ત્યારે બધા ડૉક્ટર ભેગા થયા. ડૉક્ટર કહે છે, તે આટલું ફ્રેકચર થયું, એ માણસના મોંઢા ઉપર હાસ્ય કેમ દેખાય છે આ ? ત્યારે બીજા (મહાત્મા) ડૉક્ટરોએ કહ્યું, એ જ્ઞાની પુરુષ છે, એવું ના બોલશો. જ્ઞાની પુરુષ છે તો હાસ્ય દેખાય છે ! નહીં તો આનું મોઢું ઢીલું હોય, કાં તો રડતો હોય, કાં તો રડવા જેવો દેખાતો હોય. આ તો હાસ્ય જુઓ ! પચાસ-સો માણસો તો આજુબાજુ ફર્યા કરે છે. એટલે મને પૂછયું, 'આ શું છે ? આટલું બધું તમે સહન કરી શકો છો ?' મેં કહ્યું, 'સહન કરવાનું અમારે હોય નહીં.'

વેદનીય બન્ને હોય, એકલી શાતા વેદનીયવાળું કોઇ રહેલું નહીં. પણ અમને વેદનીય વેદરૂપે હોય, જાણવારૂપે હોય. છતાં અમે દુઃખ જોયું નથી, કોઇ સેકન્ડે ય. ગમે ત્યારે દેહ છૂટવાનો થઇ ગયો હોય કે ગમે તે થયું હોય પણ અમે અશાતા વેદનીય બહુ જોઇ નથી ! વેદરૂપે રહેલા. તે જાણીએ ખરાં કે આમ થઇ રહ્યું છે હવે. જો કે બહુ અશાતા વેદનીય આવતી ય નથી કુદરતી રીતે. બહુ ત્યારે દાંતની કોઇ વખત અશાતા વેદનીય આવી જાય.

**પ્રશ્નકર્તા :** ઉધરસ-ખાંસી આવે.

**દાદાશ્રી :** ઉધરસને તો હું ઊપકારી માનું છું કે, સારું થયું. રાતે જગાડે છે ને ! આપણે રાતે જાગવું એવી આપણી ઇચ્છા. જાગૃત રહેવું જેમ બને તેમ એ ઇચ્છા. તે ઊલ્ટું જગાડે. એટલે મેં એને ગુણકારી માનેલી. જે ગુણકારી માનીએને એનું દુઃખ લાગે જ નહીંને ! હા, દાઢ દુઃખે એ બને

અને હમણે ત્રણ દહાડા ત્યાં ગયો'તો કચ્છમાં. ત્યાં લીવરનો દુઃખાવો શરુ થયો. તે અશાતા વેદનીય ઉત્પન્ન થયેલી પણ વેદનીય 'હું' જાણ્યા કરું, બસ એટલું જ.

**પ્રશ્નકર્તા :** દુઃખ ન થાય ?

**દાદાશ્રી :** દુઃખ થાય પણ 'આત્મા'ને કશું ના થાય. એટલે 'અમે' 'આત્મસ્વભાવ'માં હોઈએ ત્યાં સુધી કશું અસર નહીં. દુઃખ તો થાય, ત્રણ દહાડા થયું'તું, રાતે ઊંઘ્યો ન હતો ત્રણ દહાડા. મહીં જાગે, ઘડીવાર ઊંઘી જાય. 'દાદા' બેસી રહ્યા છે એવું 'અમે' જાણ્યા કરીએ.

વેદનીય તો તીર્થંકરોને હોય તો પછી બીજા કોને ના હોય ? પણ એમને અશાતા ઓછી હોય. અમારે જોને આ મહિનો એવો આવ્યો, તે દાદાને એક્સિડન્ટનો જેવો ટાઈમ થયો, પછી જે આ છે તે એ આવ્યું જાણે દીવો ઓલવાઈ જવાનો થાય એવું થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** એવું કંઈ થવાનું નથી, દાદા.

**દાદાશ્રી :** ના, એમ નહીં. હીરાબા ગયાં તો આ ના જવાનું થાય ? એ તો વેદનીય કયું આવ્યું ?

**પ્રશ્નકર્તા :** અશાતા વેદનીય.

**દાદાશ્રી :** લોકો સમજે કે અમને અશાતા વેદનીય છે. પણ વેદનીય અમને અડે નહીં, તીર્થંકરોને ય અડે નહીં. અમને તો હીરાબાની પાછળ ખેદ નથી, અમને અસરે ય ના હોયને ! કોઈ લોકોને એમ લાગે કે અમને વેદનીય આવ્યું, અશાતા વેદનીય અમને તો એક મિનિટ, એક સેકન્ડ કોઈ અડીય નથી આ ત્રીસ વર્ષથી ! અને એ જ વિજ્ઞાન મેં તમને આપ્યું છે અને તમે કાચા પડો તો તમારું. સમજણથી કાચા પડાય જ નહીંને કોઈ દહાડો ? એક મિનિટેય નહીં ? ત્યારે ખરો !

## તારા ભોગવટાને 'તું' જાણ !

એ તો નક્કી જ હોય કે આટલી આ ભાઈને અશાતા થશે ને

આટલી જ શાતા થવાની, એ ડિસાઈડેડ હોય. તે અશાતા કર્યા વગર રહે નહીં, મૂઆ. આમથી તેમ આળોટે, આમથી તેમ આળોટે પણ અશાતા કરે.

**પ્રશ્નકર્તા :** દાદા, એ તો જ્ઞાન ના થયું હોય ત્યારે ને ? તમોએ જ્ઞાન આપ્યા પછી તો ઊડી ગયું ને બધું ?

**દાદાશ્રી :** હા, એ તો બધું ઊડી ગયું, આ તો વાત કરીએ છીએ.

તે રડતો હોય, ચિઢાતો હોય, એ આમ કરતો હોય, પણ જો આત્મા તરીકે હું જુદો છું, એવું ભાન હોયને તો બસ થઈ ગયું. 'હું' 'ચંદુ' ન્હોય. કોઈ પણ પ્રકારે 'હું' 'ચંદુ' ન્હોય. એટલે વેદના શાતા હોય, શાતામાં તો 'હું' 'ચંદુ' છું એવું જ રહે છે લોકોને, પણ 'એ' 'ચંદુ' નથી એવું ખાતરી ક્યારે થાય ? અશાતા થાય ત્યારે. એટલે ખરેખર 'ચંદુ' નથી એ વાત ચોક્કસ.

**પ્રશ્નકર્તા :** એટલે પછી પેલી સ્થિતિ રહેતી જ નથી.

**દાદાશ્રી :** પછી ભાંજગડ જ ના રહે ને !

## નિરાલંબને નથી અડતી વેદનીય !

જેમ આત્માનો અનુભવ વધતો જાય એટલે પછી વેદનીયને પણ જાણે. આ કડવું છે, આ મીઠું છે. વેદ એટલે શું ? કડવાની વેદનીય એને ન થાય. એટલે શું કે કડવું કડવું લાગે પણ તે અશાતા ના લાગે. મીઠું મીઠું લાગે પણ શાતા ન લાગે. કડવાને કડવું જાણે અને મીઠાને મીઠું જાણે બસ, એનું નામ વેદ.

**પ્રશ્નકર્તા :** હા, એ તો પણ સ્વરૂપમાં લીનતા થાય ત્યારેને ? એકદમ નિરંતર ઉપયોગ સ્વરૂપમાં રહે, ત્યારે થાયને તો ? હવે સંપૂર્ણ સુખ સ્વભાવનું આલંબન ન હોય. ત્યાં સુધી શાતા-અશાતામાં એ થોડો-ઘણો ભોગવટો રહેવાનો જ ને ?

**દાદાશ્રી :** 'હું શુદ્ધાત્મા છું' એ શબ્દાવલંબન છે. ત્યાંથી 'એને' પ્રતીતિ, લક્ષ અને અનુભવની શરૂઆત થઈ જાય. તે ત્યાંથી વધતી વધતી વધતી વધતી વધતી વધતી સંપૂર્ણ નિરાલંબ થતાં સુધી એ જાય. ત્યાં સુધીનો આત્માનુભવ છે, તે એમાં ફેર નથી. વેદનીય વેદવામાં ફેર છે. આના અનુભવમાં ફેર નથી.

'હું શુદ્ધાત્મા જ છું' એ જ પ્રતીતિ. પણ વેદનીયમાં ફેર પડે છે ત્યાં. જેમ જેમ મહીં અવલંબન ઓછાં થતાં જાય, નિરાલંબ થશેને એટલે પછી અડશે નહીં. જ્યાં સુધી અવલંબન છે, ત્યાં સુધી વેદનીય અડે છે !

❖ ❖ ❖ ❖ ❖

# [૨.૭]

# નામકર્મ

## ચિત્રગુપ્ત નહીં, પણ નામકર્મનું ગુપ્ત ચિત્ર !

હવે છઠ્ઠું કહું છું. પછી 'હું ચંદુ, હું ચંદુ' એ નામ, આ નામ એ નામકર્મ છે. નામ ચંદુભાઈ, હું ઈન્જીનિયર, હું ગોરો, હું કાળો, હું શામળો, હું બાડો, હું જાડો, હું પાતળો. હું આ છું, તે છું, એ બધું નામકર્મ.

હવે દ્રવ્યકર્મ એક જ પણ એના આઠ ભાગ. તે આ નામરૂપકર્મ. એટલે રૂપ- રંગ દેખાય, જે આમ ડિઝાઈન-બિઝાઈન બધું દેખાય એ નામકર્મ. પછી નામ રૂપ એનું નામ ને આ સ્વરૂપ બધું, આ જે દેહનો આકાર છે તે.

**પ્રશ્નકર્તા :** એટલે હિન્દુઓમાં ચિત્રગુપ્તનો ચોપડો કહેવાય છે કે એની પાસે બધો ચોપડો હોય ?

**દાદાશ્રી :** ના, પણ એ તો ચિત્ર ગુપ્ત જ છે ને બધાંય !

**પ્રશ્નકર્તા :** બધું ગુપ્ત ચિતરેલું છે.

**દાદાશ્રી :** વ્યક્તિ નથી. એ તો આ જે શરીર ઘડે છે ને, તે કોણ છે ? ચિતારો છે, નામકર્મ રૂપી ચિતારો એ. એવું આ એક જાતનો હિસાબ.

નામકર્મ રૂપી ચિતારો. તે ઘાટ ઘડે ને તે પ્રમાણે શરીર થાય. બીજા કોઈને ઘડવાં ના આવવું પડે, એની મેળે. આ જગતમાં કોઈને કશું કરવું પડે એવું નથી. જગત શેનાંથી ચાલે છે ? ત્યારે કહે, સ્વભાવથી ચાલે છે.

કેટલાંકે કલ્પનાઓ કરી કે બ્રહ્મા ઘડે છે બધું આ. કોઈ બાપોય ઘડવા જતું નથી. એની મેળે, હંઅ... ચીતરામણ થઈ જ જાય છે. ભાવમાંથી ચીતરામણ. નામકર્મ છે ને, એ ચીતરામણ જ કર્યા કરે છે. રૂપ-બુપ બધું નામકર્મ કર્યા કરે.

એટલે હવે એ નામ કર્મો પછી બહુ કર્મો છે. આવો દેહ, આવાં હાડકાં, આવું માથું, આવી આંખો, આવી આમ પર્સનાલિટી, બધાં બહુ જાતના છે. એ બધુંય છે તે આ મીણબત્તીમાં છે. બધું ભેગું કરીને એને નામકર્મ કહ્યું, નામ દ્રવ્યકર્મ !

## દેહ મળ્યો એ ય નામકર્મથી !

**પ્રશ્નકર્તા :** હા, પણ એટલે એમાં કંઈ પૂર્વ સંચિત હોય છે બધું ?

**દાદાશ્રી :** હા, પૂર્વ સંચિત. નામકર્મ એ સેટલ થઈ ગયેલું. નામકર્મ એટલે ચિતારાકર્મ કહેવાય. એટલે ડિઝાઈન-બિઝાઈન બધુંય એનું. બીજા કોઈ કર્મનું આ નહીં. કપાળ આટલું મોટું, આમ કાન આવડાં મોટા, નાક મોટું, અંગ-ઉપાંગ બધા, બધી ડિઝાઈન એના હાથમાં. એટલે ડિઝાઈનર કહેવાય એને નામકર્મને. તમને સમજ પડીને, નામકર્મ શું કરતું હશે ? આ બધાનાં નાક જુદાં જુદાં હોય છે કે એક જ જાતનાં હોય છે ?

**પ્રશ્નકર્તા :** જુદાં જુદાં.

**દાદાશ્રી :** તો બીબામાંથી કાઢેલાં ન્હોય આ ? બાપનાં જેવું જ નાક હોય છે ? જો બાપના જેવું હોય તો બધાંનું બીબામાંથી કાઢેલું હશે પણ એવું નથી. એ નામકર્મ છે તે બીબું ઘડે છે, જુદાં જુદાં નામકર્મ ને જુદાં જુદાં બીબાં. જો એક જાતનાં માણસો હોય ને, તો તો કોણ કોને ઘેર પેસી જાય ને કોણ કોને ઘેર પેસી જાય, કંઈ ઠેકાણું જ ના રહે. એક જાતના

નથી ને ? પોતાના મા-બાપ પોતાને તરત જડી જાયને ? વાઈફ જડી જાય, હસબંડ તરત જડે ને ?

આ મોઢું-બોઢું બધું, આ શરીર જ દ્રવ્યકર્મ છે. ત્યારે બીજું શું છે ? આ નામકર્મ એ બધું દ્રવ્યકર્મ કહેવાય. નામ-રૂપ એ બધા દ્રવ્યકર્મ કહેવાય. પછી આ યશનામકર્મ, અપયશ નામકર્મ, આદેય નામકર્મ, બધાંય દ્રવ્યકર્મ અને કોઈ જશ મલે, અપજશ મલે એ નોકર્મ નહીં. કોઈ માન મલે, અપમાન મલે એ નોકર્મ નહીં. એ બધાં દ્રવ્યકર્મ છે.

આપઘાત કરે છે ને, એ ય નામકર્મ. પોતે આપઘાત કરે છે ને, તે ય નામકર્મના આધારે કરે છે.

કેટલી પદ્ધતસર વાત છે, નહીં ? આઘાત નામકર્મ, પરાઘાત નામકર્મ. બીજા કોને કોને મારશે તે હિસાબ લઈને આવેલો છે, પોતાની જાતનું આપઘાત કરશે તે ય. આ બધાં આવાં નામકર્મો બધી બહુ વસ્તુઓ લઈને આવ્યો છે.

અને તે નામકર્મમાં તો બધાં બહુ પ્રકાર. આ દેહનું નામ પાડ્યું એ ય નામકર્મ. આ દેહ ઊંચો હોય તોય નામકર્મ, નીચો હોય તોય નામકર્મ. નીચો હોય ત્યારે શું કહે ? અઢી હથ્થો મૂઓ છે. ઊંચો હોય ત્યારે કહે, બહોત ઊંચા, બહોત બેવકૂફ. એટલે આમ ઊંચો હોય તો બેવકૂફ કહે. નીચો હોય તો અઢી હથ્થો કહે. ત્યારે મૂઆ, રહેવું ક્યાં મારે તે ? ત્યારે કહે, કમ ટુ ધી નોર્મલ. નોર્મલ હોય તો અમે બોલીશું નહીં. સાડા પાંચ ફૂટની હાઈટ હોય તો અમારે વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** પણ અઢી હથ્થાનું લક્ષણ ?

**દાદાશ્રી :** અઢી હથ્થાનું લક્ષણ એ લોકો શું કહે કે અઢી હથ્થા, અઢી દોઢું પોણા ચાર ફૂટ ઊંચો છે. વખતે ચાર ફૂટ પણ અઢી હથ્થો અમે એને કહીએ છીએ પણ બીજું શું ? ત્યારે કહે, દોઢ ફૂટ જમીનમાં, ભોંયમાં છે.

**પ્રશ્નકર્તા :** એટલે એની હાઈટ એણે એ રીતે પૂરી કરી.

**દાદાશ્રી :** એટલે મૂઓ બધાને છેતરીને ઓટીમાં ઘાલી દે એવો હોય. અઢી હથ્થો તેથી લોકોએ વગોવેલો ને ! આ અઢી હથ્થો મૂઓ છે, ત્યાં જઈશ નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે પેલાને મૂરખ કીધો અને આને લુચ્ચો કીધો.

**દાદાશ્રી :** એ પેલો મૂરખ થયો, માટે આ લુચ્ચો થયો.

**પ્રશ્નકર્તા :** હા, એમ પાછું રિલેટિવિટી.

**દાદાશ્રી :** હા, રિલેટિવિટી ખરીને ! એબોવ નોર્મલ થાય તો નીચો થતો જાય ને બિલો નોર્મલ ઊંચો થતો જાય. અઢી હથ્થો બહુ પેક હોય. અઢી હથ્થાથી ગભરાતા'તા લોકો પહેલાં. અત્યારે તો આ કાળ સારો છે. બિચારાં અઢી હથ્થા હોતાં જ નથી ને ! હેય, બધા ઊંચા ઊંચા ઊંચા ઊલટાં સાડા પાંચ ફૂટની ઉપર પોણા છ ને એવાં, તે બધાં હાઈટવાળા. ત્યારે જરા બેવકૂફ છે, પણ કહેવાની જરૂર નહીં. કારણ કે આ સારું. બેવકૂફ સારું. ચોક્કસ માણસ હોય તો મકાન ને બધું ચોક્કસ કર્યું હોય. ત્યાં મોક્ષ ફરી જાય નહીં એવું ચોક્કસ કર્યું હોય. આ બેવકૂફો છોડી દે. જો રસ્તો મલી જાય તો વાર ના લાગે !

પછી આ પગના આંગળા છે ને, તે કેટલાંકને તો આમ ઘેટાં-બકરાં જેવા હોય, જાનવરો જેવાં હોય. એવું બધું હોય. આમ અંગ-ઉપાંગ બધા સરખા ના હોય. કેટલાંકને તો આ ચોંટી ગયેલાં હોય. અલ્યા મૂઆ, કેમ ચોંટી ગયા ? આપણા ઈન્ડીયનોની કાનની બુટીઓ છૂટી હોય અને તે મોક્ષે જવાનાં છે. એને માટે બુટીઓ છૂટી હોય. મોક્ષે જવાના ના હોય ને હૃદયમાર્ગી હોય, તો ય બુટીઓ છૂટી હોય. તમારી હાલે છે એવી જોઈએ. ફોરેનવાળા મોટો મિનિસ્ટર હોય તો ય એ આમ ચોંટેલી.

**પ્રશ્નકર્તા :** પણ દાદાજી, કો'કનાં કાન મોટાં હોય છે, હાથ મોટાં હોય, એવું ય હોય છે ને ?

**દાદાશ્રી :** એ કાન મોટાં એટલે શું કે જેને એ મોટાં કાન છે તે

સાધુ હોય તો સાધુપણામાં જબરજસ્ત આકાંક્ષાવાળો અને સંસારમાં હોય તો સંસારમાં આકાંક્ષા. પણ તેનાં માટે આવડાં આવડાં મોટાં કાન હોય મૂઆના અને આપણાં તીર્થંકરોનાં આવડાં આવડાં મોટાં કાન હોય. એવાં માણસ જ ક્યાંથી લાવે ? અત્યારે તો આવડાં આવડાં નાનાં.

મહત્વાકાંક્ષા પૂરી કરવા માટે તો એનું ફાઉન્ડેશન કરતો હોય. હંઅ... બહુ જબરો હોય. જે લાઈનમાં હોય તે લાઈનમાં મહત્વાકાંક્ષી. ધર્મમાં હોય તો ધર્મમાં મહત્વાકાંક્ષી અને સંસારમાં હોય તો સંસારમાં મહત્વાકાંક્ષી.

**પ્રશ્નકર્તા :** એ સમજાવોને. ફાઉન્ડેશન કેવી રીતે મજબૂત કરે ?

**દાદાશ્રી :** હા, પણ ધર્મમાં હોય તો ધર્મમાં કરે ને પેલામાં સંસારમાં સંસારનું કરે. ધર્મમાં હોય તો હેય, એ સવારના પહોરમાં તો પાંચ-સાત સાધુઓના દર્શન કરી આવે, ફલાણું કરી આવે, પાંચ-દસ જગ્યાએ દેરાસરમાં દર્શન કરી આવે, આમ કરી આવે, તેમ કરી આવે બીજું બધું, બધી રીતે બહુ જબરો હોય એ તો. ફાઉન્ડેશન બધાં મજબૂત કરે, પછી ચણાયા કરે દહાડે અને છેવટે કરે એ તૈયાર.

બીજાં કેટલાંકના કાન મોટાં હોય છે ને, એ બધા વ્યવહારમાં ચોક્કસ બહુ. મોજશોખ કરવો ને આનંદ કરવો ને મજા કરવી ને એટલા માટે પૈસા ભેગા કરવા, સંસારનાં સુખ ભોગવવા. આ બધી કેટલી જાતની મહીં ઈચ્છાઓ હોય !

આ કાળમાં કાન અને નાક જોવા જેવા નથી. કાને ય આવડાં આવડાં ચોંટાડેલા હોય ને નાકેય આવડા આવડાં ચોંટાડેલા હોય. ડાહ્યા થાય, અહીં આગળ વળે એટલે આપણે જાણીએ બહુ સારું, બા.

**પ્રશ્નકર્તા :** કોઈનું મોઢું જોઈને આપ બધો એનો પૂરેપૂરો સ્ટડી કરે તો ખબર પડી જાય ?

**દાદાશ્રી :** ના, આપણે ક્યાં જોવા ફરીએ આ બધું. આ કાળનાં લોકોનાં મોઢાં જોવા જેવા છે નહીં.

અંગ-ઉપાંગ બધા બહુ આમ એક્ઝેક્ટ ફીટનેસ લાવે એવું. ગપ્પું ના હોય. ગપ્પું હોતું હશે ? આ કેવી વીતરાગોની વાત છે આ ! ડહાપણવાળી વાત !!

પછી આ શરીર છે નામરૂપ તે ય દ્રવ્યકર્મ પણ આનો વાંધો નથી શરીરનો. પેલું ઊડી જવું જોઈએ. જે ઊંધું દેખાય છે ને, તેના આધારે આ બધું ઊભું થાય છે એટલે રૂટ કોઝ ઊડી જવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** આ ભ્રાંતિની શરૂઆત નામકર્મથી થાય છે, દાદા ?

**દાદાશ્રી :** નામકર્મથી ભ્રાંતિની શરૂઆત થાય છે. નામ પડે ત્યારથી ભ્રાંતિની શરૂઆત થઈ ગઈ. કંઈ પણ નામ પડ્યું કે લીલ, ગુલાબ ત્યારથી ભ્રાંતિની શરૂઆત થઈ ગઈ.

## મહાવીર ભગવાનનું કેવું નામકર્મ !!!

**પ્રશ્નકર્તા :** બહુ સ્ટ્રોંગલી એવું કહે છે કે સારું ગોત્ર મળવું, સારી કીર્તિ મળવી, સારું શરીર મળવું. વેદનીય પણ પૂર્વજન્મના કર્મો હોય તો જ મળે છે. પૂર્વજન્મના નામકર્મ હોય તો જ મળે છે, એ વિના મળતું નથી.

**દાદાશ્રી :** ના મળે. નામ, ગોત્ર, આ લક્ષણ સારાં મહીં હોય તો. છપ્પન પ્રકારનાં લક્ષણ તે બધા પ્રકારનાં લક્ષણ સારાં છે. અને તીર્થંકરની તો વાત જ નહીં. તીર્થંકર નામકર્મ વધારાનું. તીર્થંકર નામકર્મ અને ગોત્રકર્મ બેઉમાં આવે.

મહાવીરને કેવું નામકર્મ હશે ! હવે બહુ દેખાવડા. જોતાં જ આપણું દિલ ઠરી જાય. ખાલી જોવાથી જ દિલ ઠરી જાય. કંઈ હીરાનાં હતાં ? હીરાની જોડે દિલ ઠરતું નથી. આવડો મોટો હીરો દેખીએ તો થોડીવાર જોવાનું મન થાય ને પછી કશુંય નહીં. આ તો મન આપણું તૂટે જ નહીં કોઈ દહાડોય. જો જો જ કરવાનું મન થાય. એની લાવણ્યતા એટલી બધી, સુંદરતા ! તીર્થંકર એમ ને એમ થતાં હશે કંઈ ? આખી દુનિયાનું નૂર

આવેલું હોય, એક માણસમાં ! અને અત્યારે તો બધા નૂરવાળા જોને, કેટલાં જ્યાં ને ત્યાં ફરે છે ને, નહીં ? ના કહે છે ને ?

બે ગુણ, એક નામકર્મ સારું હોવું જોઈએ ને ભાવ સારાં હોવા જોઈએ. એટલે આપણે જાણીએ કે અસલ ખાનદાન છે. હા, બે ભેગાં થાય તે ખાનદાની ઓળખાય. નામકર્મ વગરનો બધો ભાવ એ નકામું છે. નામકર્મ તો ભગવાને ય વખાણ્યું છે. એની પાસે ક્યારે નામકર્મ હોય ? કેવી ઊંચી જાતનાં કર્મ બાંધતો હોય ત્યારે એ નામકર્મ ઉત્પન્ન થાય.

## આદેય-અનાદેય નામકર્મ !

એટલે નામકર્મ, એ તો બધી બહુ જાતો છે એની. આદેય નામકર્મ. આદેય નામકર્મ હોય એટલે આ સાહેબ જાય અને ઘરમાં આવતાં પહેલાં તો ઘરના બધાં માણસ કહે, 'અરે ! પધારો પધારો પધારો પધારો.' હજુ તો ઘરમાં પેઠાં ય નથી અને પગથીયા ચઢે છે ત્યાર પહેલાં તો 'પધારો પધારો' ઘરના બધાંય કહે. અલ્યા, શું છે તે એવું ? ત્યારે કહે, આદેય નામકર્મ લઈને આવ્યા છે. એ અમારી પાસે આય સામાન ખરો. એનાં સામું અનાદેય નામકર્મ હોય પાછું, અનાદેય નામકર્મ. એટલે શેઠ હોય, એમનો સાળો આવેને, હવે ત્રણ મહિને આવ્યો હોય બિચારો, તો ય પગથિયા ચઢે તો કોઈ એમ બોલે નહીં કે 'આવો' એવું. પેલો એની મેળે ઘરમાં પેસે. પચાસ વર્ષની ઉંમર, કહેવું તો જોઈએ ને, 'ભઈ આવો ?' પચ્ચીસ વર્ષનો હોય તોય કહેવું પડે, 'ભઈ આવો.' એમ બોલે નહીં, ભઈ ત્યાં સીધા જાય. ત્યારે કહે છે, આ આની પાછળ આ શેઠનો રોગ છે ? ત્યારે કહે, ના, બા. તારો જ અનાદેય રોગ. એ શેઠ વાંકો નથી. આમને કેમ આદેય કર્યા ? શેઠને સ્વાર્થી કહો કે ગમે તે કહો, પણ મૂળ રોગ તારો છે આ અનાદેય. એટલે એ દ્રવ્યકર્મમાં જે છે આપણું કુળ-જાતિ, બીજું બધું આમાં આવી ગયું.

અમને જ્યાં જઈએ ત્યાં આદેય. અમે કોઈ પણ જગ્યાએ નાનપણમાં આદેય નામકર્મ વગર નહીં રહ્યા. કારણ કે પહેલેથી નિસ્પૃહ, કંઈ જોઈએ નહીં, પરોપકારી. બધી રીતે ગુણો એવાને એટલે. આ અવતારનાં

ગુણો નહીં, પહેલાનાં અવતારનાં ગુણોનું પેલું આ આદેય નામકર્મ છપાઇ ગયેલું.

આદેય નામકર્મ, એ જ્યાં જાય ત્યાં લોકો એને 'આવો પધારો, આવો પધારો, આવો પધારો' કહે. અજાણી જગ્યાએ જાય ત્યાં ય 'આવો પધારો'કહે.

અમે જંગલમાં ગયા હોઈએ તો અમારા જોડેવાળા તો બધા સજ્જડ થઈ જાય. આ શું કહેવાય, આ માણસ તમારા માટે અહીં ગાદી લઈ આવ્યો ? ગમે તેવી ફાટેલી-બાટેલી પણ જ્યાં કશું જ ના હોય, પાંદડું મલે એવું ના હોય. મેં કહ્યું, એ જ આદેય નામકર્મ. જ્યાં જુઓ ત્યાં સત્તા હોય બધી આગળ.

જો કે મને ના બોલાવે તો વાંધો નહીં. પણ બીજા અમારા પાટીદારોને તો તાવ ચડી જાય. પેસે જ નહીંને, મૂઆ.

**પ્રશ્નકર્તા :** પણ બધાને એવું. સૌને 'આવો' કહે તે તો ગમે ને !

**દાદાશ્રી :** એ તો આવ નહીં, આદર નહીં, ત્યાં પછી અમને તો ફરજીયાત લોકોને 'આવો આવો' કહેવું પડે. કારણ કે આદેયમાન કહેવાઈએ. આદેયમાન એટલે શું કે અમે ગમે ત્યાં જઈએ, આ ઈન્દિરા ગાંધીને ત્યાં જઈએ તો બહાર બેસાડ્યા હોય અને મહીં એની આગળ દેખે એટલે કહેશે, 'આવો પધારો, પધારો, પધારો' દેખતાંની સાથે જ. પેલું નામ સાંભળે ત્યારે મનમાં એમ થાય કે 'પધારો'. પછી તો 'આવો પધારો, આવો પધારો.' એટલા ઊંચા-નીચા થઇ જાય. અને પછી એમનાં છે તે કુંટુંબના કોઈ આવે, પેલા પારસી, તો બોલાવે નહીં. બે વર્ષે-ત્રણ વર્ષે આવ્યો હોય. આ મહીં પેઠો તો બોલાવે નહીં. તે અનાદેય નામકર્મ લઈને આવ્યો છે. તો આપણે કહીએ કે હેં, આ શેઠ આવે છે. તો ય પેલા ના બોલાવે.

આ તો કર્મના ચાળા જોવાની મઝા આવે. કર્મ શું શું ચાળા પાડે છે, એ શું કહેવાય ? એ બધા જાત જાતના કર્મ હોય.

## યશ-અપયશ નામકર્મ !

પછી નામકર્મમાં જોડે યશનામકર્મ હોય. યશનામકર્મ એટલે કો'ક ગમે એટલાં ધક્કા ખાય અને પછી આપણને કહેશે, 'હું એના એટલા બધા ધક્કા ખાઉં છું તોય મને અપજશ આપે છે.' અલ્યા મૂઆ, તું લઈને આવ્યો છું અપજશ એટલે અપજશ આપેને ! તું ગમે એટલા ધક્કા ખાઈશ તો ય અપજશ જ મળશે, અક્કરમી. તને જશ નહીં મળે અને જશનામકર્મ લઈને આવ્યો હશે ને, તો કશુંય ના કર્યું હોય તો ય જશ મળ્યા કરે. એટલે આ લઈને જે આવ્યા છો, એ મળેને !

**પ્રશ્નકર્તા :** બીજા સંતોની જેમ આપની પાસે પણ કેટલાંય ચમત્કારોના બનાવો મેં જોયેલાં છે. અમુક મને પોતાને પણ અનુભવમાં આવેલા છે. આપને ક્યારેય પણ જોયા ના હોય, છતાં આપના ફોટાંથી પણ ઘણાંને એવાં ચમત્કારોનો અનુભવ થયો હોય છે. તો એ શું છે આપની પાસે ?

**દાદાશ્રી :** મારી પાસે ચમત્કાર છે જ નહીં. હું તો જાદુગર નથી. હું તો આ ચમત્કાર કરતો નથી.

**પ્રશ્નકર્તા :** તો એ કઈ રીતે બને છે ?

**દાદાશ્રી :** આ તો જ્ઞાનીપુરુષ એટલે અમારું યશનામકર્મ બહુ ઊંચું હોય, એટલે ખાલી હાથ અડે, તે પેલાનું કામ થઈ જાય ને કહેશે, દાદાએ આ કરી નાખ્યું. મેં કર્યું ય ના હોય. ખાલી હાથ અડે ને કામ થઈ જાય.

અને અપયશ નામકર્મ એટલે શું ? તમે કામ કરો તો ય અપજશ મલે, અને હું કશું જ ના કરું તો ય જશ મલ્યા કરે. તે હું કશું કરતો નથી. વગર કામના જશ આપ્યા કરે છે એ યશનામકર્મ છે એ એક જાતનું અને એને લોક ચમત્કાર માને છે. ચમત્કાર જેવી વસ્તુ આ દુનિયામાં છે જ નહીં, એની હન્ડ્રેડ પરસેન્ટ ગેરેન્ટી આપું છું.

**પ્રશ્નકર્તા :** આપ આવું કહો છો એ જ મોટો ચમત્કાર છે. બીજા બધા તો પોતાને માથે લઈ લે કે હા અમે....

**દાદાશ્રી :** એ બીજા બધાને કંઈક સ્વાર્થ રહેલો છે, કંઈનો કંઈ સ્વાર્થ રહેલો છે. હું તો પ્યૉર જે છે એ ફેક્ટ વસ્તુ કહેવા આવ્યો છું. હું જે ‘છે’ એને ‘નથી’ એવું નહીં કહું. જે ‘નથી’ એને ‘છે’ એવું ક્યારેય પણ હું મોઢેથી નહીં બોલું.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ સંત પુરુષો હોય અને એને એવી સિદ્ધિ હોય કો’કને એમ કે એમની કૃપાથી સારું કરી આપે સામાને, તો એ અહંકારે કરીને?

**દાદાશ્રી :** ના, એ તો એવું છે ને કે હંમેશાં સંત પુરુષોને યશરેખા હોય. તે યશ એટલો મોટો હોય, સહુ સહુના ગજા પ્રમાણે આ યશ કામ કર્યા કરે છે. કોઈનામાં અપયશ હોય અને કોઈનામાં યશ હોય. તે યશ એટલું બધું કામ કરે છે, તે હાથ અડાડે ને કામ થઈ જાય પેલાને. એને યશનામકર્મ કહે છે. બીજું તો માણસ કશું કરી શકે એવું નથી, આ જ્ઞાનીઓથી કશું થતું નથી ને !

**પ્રશ્નકર્તા :** ના, પણ ઘણાં એવાં હોય છે સંતપુરુષો, તે પોતાની કૃપાથી બીજાનો રોગ હોય તે મટાડી દે છે.

**દાદાશ્રી :** એ કૃપા એ જ યશનામકર્મ. એ જેને છે ને તેને છે, બીજાને ના હોય.

**પ્રશ્નકર્તા :** જેને ઉપલબ્ધ થયું હોય તેને જ હોય.

**દાદાશ્રી :** હા. અમને એવું તેવું કશું ના હોય. અમને તો ફક્ત એટલું જ કે બધી પ્રકારનો યશ છે જ. માટે તું તારી મેળે બોલ્યા કરજે નામ. તારું થઈ જાશે કામ. એટલે થઈ જાય કામ. અમારે એમાં લેવા-દેવા નથી અને યશનામકર્મ પૂરેપૂરું છે. કશું ના કર્યું હોય તો ય યશ અહીં આવીને ઊભા રહે. મારે જોઈતો ના હોય યશ તો ય પણ યશ તો આવી જાય. કારણ કે નામકર્મ બહુ ઊંચું લાવેલો છે. આદેય નામકર્મ, યશનામકર્મ બધી જાતના નામકર્મ ઊંચા લઈને આવ્યો છું.

એટલે આપણાં લોકો કહે છે, દાદા, તમે તો બહુ જાતનાં ચમત્કાર

કરો છો. અમારું આમ થઈ ગયું ને તમે એ કર્યા પછી અમારું આ થઈ ગયું ને ! મેં કહ્યું, અલ્યા ભઈ, જો ચમત્કાર હું કરતો હોઉં, તો મને જ છે તે આ શ્વાસ ચઢે છે તે ના મટાડી દઉં ?

તે એક ફેરો અમારા ભાદરણ ગામે ગયો'તો, તે એક કાકા બ્યાંસી વર્ષના, તે બહુ સારા ભક્તિ ભાવવાળા, તે મને દેખે કે ઉલ્લાસમાં જ આવી જાય, બ્યાસી વર્ષેય. પછી હું ગામમાં આવ્યો છું એવું જાણ્યું એટલે એમને મનમાં થયું કે ઘરમાં બેસી રહું ને, તો મને એમનું મોઢું દેખતા વાર લાગે. એટલે રસ્તા વચ્ચે બેસી રહ્યા. પોળમાં પેસતાં જ દર્શન થાય ને ! એટલા બધા ભાવવાળા તે પછી ગયો તે ચોંટી પડ્યા પગને, 'દાદા ભગવાન, દાદા ભગવાન !' એટલે મેં આમ કર્યું, આમ. ધબ્બો માર્યો એટલે પછી શું થઈ ગયું કે 'કંઈક વા વાયાથી નળિયું ખસ્યું અને તે દેખીને કૂતરું ભસ્યું.' પણ એમને શું થયું કે બીજે દહાડે બાર વર્ષથી દર્દ હતું તે મટી ગયું ત્યાં આગળ. એટલે આખા ગામને કહી વળ્યા કે દાદાએ મારું બાર વર્ષનું દર્દ મટાડી દીધું, એક જ ધબ્બો મારતાંની સાથે જ. એટલે ગામના લોક મારે ત્યાં આવવા માંડ્યા. અને તે ખાસ જે દબાણ કરી શકે એ વહેલા આવ્યા. મને કહે છે, મારું આટલું કરી આલો જ. મેં કહ્યું, તમે સમજો તો ખરાં. મારે જુલાબ અટકે છે ને, તે ફાકી લઉં છું ત્યારે ઊતરે છે. માટે આ તો પેલું....

**પ્રશ્નકર્તા :** કાગનું બેસવું અને ડાળનું પડવું....

**દાદાશ્રી :** હા, હા, બસ. તે આ અમે એક ધબ્બો માર્યો તે એનું બનવાનું, એ બની ગયું. યશનામકર્મ એટલે જશ મળે. કશું કરે નહીં તોય એમને જશ મળે. અને અપયશ નામકર્મ કેટલાંક લોકોને હોય, તે તમારું સો ફેરા કામ કરે તો ય તમે કહો કે 'ના, એ કશું કરે નહીં મારું.' એવું બને કે ના બને ?

સર્વસ્વ દુઃખો તમારા મને સોંપી જાવ. પછી યાદ ના કરો તો તમારી પાસે નહીં આવે, તેની ગેરેન્ટી હું આપું છું. તમે યાદ કરો તો એ પાછું આવશે. કારણ કે યશનામકર્મ લઈને આવ્યો છું. તે હાથ અડાડે, એનું કામ થઈ જાય. એટલે ઉકેલ આવી જાય બધાનો. યશનામકર્મ ના હોય

તો બિચારાને મૂંઝામણ થાય લોકોને.

**પ્રશ્નકર્તા :** યશનામકર્મ તો ઘણું લાવ્યા છો.

**દાદાશ્રી :** હું ય જોઉં છું ને અને તે છે તો આ લોકોને શાંતિ રહે, નહીં તો શી રીતે રહે આવાં દુષમકાળમાં, દુઃખ મુખ્ય કાળ !

એટલે એક ફેરો આ જ્ઞાન થતાં પહેલાં એક માણસ મને કહેવા આવ્યો કે, તમારા લીધે મારું આ બધું કામ પતી ગયું. ત્યારે મેં કહ્યું, ભઈ, હું જાણતો નથી. શું કામ પતી ગયું ? ત્યારે મને કહે, 'એ તો તમે એવું જ બોલો. આ તમે હતા તો થયું આ. તમે જ કર્યું કહે છે આ.' 'ભઈ, મેં કર્યું નથી, હું જાણતો નથી આમાં.' ત્યારે કહે છે કે આ મારી છોડીનું બેસે એવું ન્હોતું, તે તમે જ ફૂંક મારીને બેસાડી દીધું આ. તમે લાગવગ લગાવી, કહે છે. ત્યારે મને વિચાર આવ્યો કે આ કોઈ પણ માણસે કામ કરેલું હશે, તે એને આ પોટલી આપવાની તેને બદલે અહીં આપવા આવ્યો છે. આ ભૂલ થયેલી છે આ માણસની. આ જશનું પોટલું જેણે કામ કર્યું, તેને આપવાને બદલે અહીં આપવા આવ્યો છે એ. મેં એને કહ્યું, 'ભાઈ, આ મારી પોટલી નથી. આ બીજા કોઈએ કામ કર્યું છે તે તું ત્યાં આપી આવ.' ત્યારે કહે છે, હું તો આ મૂકીને ચાલ્યો, તમે જ કર્યું છે અને જે કરનારો માણસ મને બીજે દહાડે મલ્યો, ત્યારે એ કહે છે, મેં આનું આટલું આટલું કર્યું તોય અપજશ આપે છે. એ પોટલી મારી પાસેથી લઈ લીધી. આ આવું તોફાન ચાલ્યા કરે છે.

એટલે મારે નાનપણથી આ કશુંય ના કર્યું હોય તો લોક આવીને મને પધરાવી જાય એટલે ગમ્મે તેમ પોટલું નાખી જ જાય. નાખીને જતો રહે, એનું શું થાય હવે ? એટલે હું સમજી ગયો, યશનામકર્મ છે આ.

**પ્રશ્નકર્તા :** પછી એ પોટલાનું તમે શું કરો ?

**દાદાશ્રી :** કશું નહીં, અમે એને આમ વિધિ કરીને એને પાછું સોંપી દઈએ. કારણ કે એ અમે રાખીએ નહીં. અને અમે કર્યું હોય તો ય અમે ના રાખીએ ને ! કારણ કે અમે કર્તા જ નહીં, નિમિત્ત છીએ ખાલી.

નિમિત્ત, હાથ અડ્યો માટે કંઈ 'હું' હાથેય નહીં ને પગેય નથી. આ તારો કર્મનો ઉદય આવ્યો છે ને મારો હાથ અડ્યો. તારું મટવાનું ને મારો હાથ અડ્યો. કારણ કે જશ મને મલવાનો એટલો જ કે દાદાએ મટાડ્યું આ. એ બધો જશ મલે, ત્યારે મને કહે છે, તમે કરો છો. મેં કહ્યું, આ બધું હું કશું કરતો નથી. યશનામકર્મ છે એ મેં ખુલ્લું કર્યું આ. અત્યાર સુધી લોકો ખુલ્લું કરતા ન્હોતાં કે 'અમારું યશનામકર્મથી છે.' એવું નથી કહેતા લોકો. તે ઘડીએ લોકો કહે કે, તમે મારું મટાડ્યું. તે ઘડીએ એમને ટેસ્ટ પડે છે એટલે એ ટેસ્ટ છોડતા નથી. ત્યારે આ ટેસ્ટ ના છોડે ત્યારે પેલો મોક્ષ રહી જાય. અહીં રસ્તામાં જ મુકામ કર્યો, પેલું રહી જાય ને, ધ્યેય ?

**પ્રશ્નકર્તા :** રિલેટીવના કંઈક પ્રોબ્લેમ હોય તો આપની પાસે વિધિઓ કરાવી જાય છે ને એ ફળે છે પણ.

**દાદાશ્રી :** હા. એ હું નિમિત્ત છું. તે આ વિધિઓ કરી જાય ને અને જેના થકી આ કાર્ય થાય એવું છે એ દેવોને હું ઓળખું છું. જે નિમિત્તો છે, એમને ફોનથી ખબર આપી દઉં કે ભઈ, આનું આ દુઃખ છે તે મટાડી દો, બસ. મારે ઘેર કશું ચોપડો નહીં અને દલાલી ય નહીં. પણ મને એમ અંદરથી સંકેત થયેલો'તો કે આ તમે જ્ઞાન આપશો. પણ આ કાળમાં તો બહુ દુઃખ હોય લોકોને, એ દુઃખમાં પાછું આ જ્ઞાન ઊડી જશે બધાને. તે આ સંકેતનાં આધારે આ મારું યશનામકર્મ ખીલ્યું હશે અને તે આધારે હું કરું છું. બાકી જ્ઞાની કોઈ દહાડો આવું કરે નહીં. જ્ઞાની આવો ડખો ના કરે, 'તારે જો મોક્ષે જવું હોય તો સીધી વાત કર, બીજી સંસારી વાત ના કરીશ.' એવું જ કહે. આ અત્યારે એવું કહું તો બીજે દહાડે જતો રહે બિચારો. પેલો ય કહે છે, 'નોકરી નથી અને વળી પાછાં તમે આવું કહો છો. લે આ હેંડ્યા, અમારે ઘેર.' એટલે હું કહું, તને વિધિ કરી આપું. પેલું જ્ઞાન સાચવી રાખજે.

એક ભાઈને કેન્સર મટી ગયું. ના મટે એવુંય નહીં. મટીય જાય પણ મટે એવું સ્યૉરીટી નહીં. આ શું, એનો હિસાબ મારી જોડે અને મારું યશનામકર્મ, નહીં તો વળી આ તે કેન્સર તે મટતાં હશે ?! કેન્સર એનું

નામ જ કેન્સલ. હવે એ પાંચ ટકા બચે એ વાત જુદી છે.

એટલે અમે કહીએ છીએને, અમારું આ યશનામકર્મ છે. એ નામકર્મવાળું ભારે, તેથી આ છે તે લોકોને મટી જાયને બધું. ચમત્કાર થાય છેને, તે યશનામકર્મ ભારે !

## યશ-અપયશ શેના આધારે ?

**પ્રશ્નકર્તા :** જશકર્મ કોને મળે ને અપજશકર્મ કોને મળે, એવી જાતનું કંઇ કર્યું હોય ?

**દાદાશ્રી :** હા. એ જશકર્મ કોને મળે કે જેને 'મારું' કરવાની ઈચ્છા નથી, આ બધાનું કેમ કરીને સારું થઇ જાય. કેમ કરીને બધાને લાભ થાય, એવું બધું લોકોના માટે જ જીવન જીવવાનું હોય ને ત્યારે જશનામકર્મ આવે અને પોતાના માટે જીવન જીવે એને અપજશનામકર્મ. કામ કરે તોય જશ ના મલે. એટલે જગત તો ઘણું ખરું પોતાના માટે જ જીવતા હશે ને ? એ તો કો'ક જ પારકાં માટે જીવેને !

અમને જશનામકર્મ શાથી મળ્યું ? તે બધાને અમે સંતોષ કરીએ. તેનું જ આ જશનામકર્મને મોટું, જબરજસ્ત જશનામકર્મ છે. હોય નહીં ને ! બહુ ઝીણવટથી જોવાની વસ્તુ. જેને ત્યાં ઉતર્યા હોય ને અમેરિકામાં, એક ચાર આનાએ મારે લીધે નુકસાન ન થાય એ જોયા કરું. એ બીજા નુકસાન કરતાં હોય તો કહું, હું ટકોર મારું.

**પ્રશ્નકર્તા :** યશનામકર્મ હોય છે તે અને પુણ્ય વચ્ચે તાત્ત્વિક તફાવત શું છે ?

**દાદાશ્રી :** બહુ ફેર છે. પુણ્ય તો ગમે એટલું તો ય એને જશ ના મળે. યશનામકર્મ તો, અમે કો'કને ત્યાં અમેરિકામાં ઘેર ઘેર નાહીએ-ધોઈએ બધું પણ એ સહેજે એનો બે આની બગાડ થાય નહીં એ અમારા લક્ષમાં હોય. ત્યાં આગળ અટકીએ અમે. એ ધણી હોય કે ના હોય. અમે પોતે જ આ માલિક છીએ એવી રીતે વર્તીએ બધે ય અને

સહેજેય તમને દુઃખ થયું એ મને દુઃખ થયા બરોબર એ. એ એનું ફળ યશનામકર્મ છે.

તમને દુઃખ ના હોય એ નિરંતર અમારા ખ્યાલમાં હોય. એવું ગયા અવતારમાં બધું હોય, તેનું આ બધું યશનામકર્મ. એમાં કંઈ પુણ્યૈ કરવી ના પડે. પુણ્ય તો મહેનત કરવી પડે.

**પ્રશ્નકર્તા :** પણ પુણ્યૈમાં એમ કીધું છે ને, સામાને સુખ થાય ત્યારે પુણ્ય બંધાય.

**દાદાશ્રી :** સામાને સુખ થાય અગર સુખ ના થાય પણ ભાવ કર્યો હોય એ સુખનો કે આમને મારે સુખ આપવું જ છે. એ ભાવ કર્યો ત્યારથી જ પુણ્યની શરૂઆત થાય. પછી એ ક્રિયા થતાં સુધી બધું એનું પુણ્ય બંધાય.

**પ્રશ્નકર્તા :** હા, તો યશનામકર્મનું પણ કારણ એ જ કીધું કે સામાને દુઃખ ના હો.

**દાદાશ્રી :** ના, એ નહીં, સામાને દુઃખ થાય કે ન થાય એ તો થોડો ઘણો યશ તો મળે. પણ બીજા અપયશ લાવ્યો હોયને પાછો. કો'કને ત્યાં નહાવા જતાં હોય ને મહીં કંઈ બગડતું હોય ત્યારે 'આપણે શું ? આપણું શું ?' કહેશે એ. જ્યારે મારી દૃષ્ટિમાં 'આપણે શું' શબ્દ ન હોય. તમે તો બધા 'આપણે શું'વાળા. અમારી દૃષ્ટિમાં 'આપણે શું' એ નહીં. એક-બે આના ય સામાને નુકસાન થાય તો મારાથી એ વસ્તુ જોવાય નહીં. 'મારે શું ?' એવું ના હોય. મારું જ બધું. ત્યારે જશ આપે, નહીં તો ના આપે લોકો. નહીં તો અપજશ તો આપે. તારું કામ કરુંને તો ય કહેશે, 'જવા દો ને ! અમથું મારું બગાડે છે. દાદા બહેકાવે એવા છે.' એવી તો આ દુનિયા. લોકો મને કહે છે ને, મને જશ જ નહીં આપતા. મેં કહ્યું, 'શાના તને આપે મૂઆ તે ?' મોટા જશવાળા આવ્યા ! જશવાળા તો કેટલી કાળજીવાળા હોય ! જશ એમ ને એમ મળે છે કંઈ ? તીર્થંકરો બધા જશવાળા, બહુ જશવાળા એ. કારણ કે સામાને દુઃખ થાય એ પોતાને દુઃખ થાય છે એવું બધું ભાનપૂર્વકનું જીવન. ને તું તો એવું કહું છું કે એના

કર્મ ભોગવે છે એ તો, નહીં ? પેલા કહેતો હતો ને ?

**પ્રશ્નકર્તા :** એવું જ ચાલતું હતું.

**દાદાશ્રી :** પણ કાયદો એવો છે કે અપજશ મળવાનો હોય, તેને જશ મળે નહીં. એક જણે પૂછયું કે 'જશ કેમ મળે ?' ત્યારે મેં કહ્યું કે 'આખો દહાડો ય કોનું સારું થાય, કોનું સારું થાય, બધાંનું સારું થવાનાં ભાવમાં જાય.' એ ભાવના શું હતી કે આ જગતમાં કોઈનું કંઈક કામ કરો, ઘસઈ છૂટો, ઑબ્લાઈઝ કરો, ફલાણું કરો. છેવટે કશું રૂપિયા ના હોય તો પગ છે ને, ધક્કો ના ખવાય ? પગ છે, બીજું છે, બુદ્ધિ હોય તો બુદ્ધિથી લાવ હું તને લખી આલું, કહીએ. એ ભાવનાનું ફળ છે. એટલે યશનામકર્મ બંધાય અને બૂરું કરવાની ભાવના હોય ને તો કામ કરું તોય અપજશ મળશે. પછી કહેશે, મેં કામ કર્યું, તો ય મને અપજશ આપે છે. મૂઆ, તારો અપજશ લઈને આવ્યો છે એટલે આ અપજશ મળશે. તારે કામ કરવાનું, અપજશ લેવાના. સમજવા જેવી વાત છે ને આ ! કેટલી પધ્ધતસરની વાત છે ને ! એટલે એની મીણબત્તીમાં અપજશ નામનું કર્મ છે.

## જગતકલ્યાણની ભાવનાથી ઊંચું કર્મ !

એટલે નામકર્મ તો બહુ મોટી ચીજ છે. એવાં જાત જાતના નામકર્મ છે. કર્મો એવાં કેટલાં પ્રકારના હોય છે કે જે કર્મોથી ઉચ્ચ નામકર્મ બંધાય અને જે કર્મોથી નીચ નામકર્મ બંધાય.

**પ્રશ્નકર્તા :** એ ઉચ્ચ નામકર્મોના કયા કર્મો કહેવાય ?

**દાદાશ્રી :** જગતનું કલ્યાણ કરવાનું એવા તેવા બધા ઊંચા વિચારો હોયને, પોતાના દુશ્મનનું ય કલ્યાણ કરવાની ભાવના હોય, એવું તેવું બધું હોય ત્યારે ઉચ્ચ નામકર્મ થાય છે.

જગત કલ્યાણની ભાવના ઘણાં કાળથી, ઘણાં અવતારથી ભાવેલી હોય, તો યશનામકર્મ બહુ મોટું હોય. જગત કલ્યાણની ભાવનામાંથી જ યશનામકર્મ ઉત્પન્ન થાય છે. જેટલા પ્રમાણમાં એને જગતનું, લોકોનું સુખ

થાય એવી ઈચ્છા હોયને તેનાંથી યશનામકર્મ બંધાય છે અને જગતને ગોદા મારે ત્યારે અપયશનામકર્મ થાય.

## એ હતું દાદાનું નામકર્મ !

અમારે પગે ફ્રેક્ચર થયું, તે મેં શોધખોળ કરી કે આ વેદનીયકર્મ છે કે શું છે ? વેદનીયકર્મ હોય તો તે દહાડાથી રડવું આવે ને ઉપાધિ થાય ને ? પછી મેં શોધખોળ કરી ત્યારે સમજાયું કે આ નામકર્મમાં ભૂલ છે.

નામકર્મમાં શું શું આવ્યું કે શરીરના અંગ-ઉપાંગ, હાઈટ-બાઈટ, બહુ ઊંચા નહીં, બહુ નીચા નહીં, નોર્માલિટી. નામકર્મમાં અંગ-ઉપાંગ બધા સરખા હોયને, તેમાં આટલી ખોડ લાવી રાખી છે. વેદનીય ન્હોય આ. તે મેં શોધખોળ કરેલી. તે મેં કહ્યું નહોતુંને તમને ? આ નામકર્મ છે. લોકો સમજે કે આ તો વેદના નથી આવી ને કશું થયું નથી ને આ શું થયું ? આ નામકર્મમાં કંઈ ભૂલ થયેલી છે. હવે કયા કર્મનો મારો હિસાબ છે એવું ખોળી કાઢવું પડેને ? એવી શી ભૂલ રહી ગઈ હોય તે આ હિસાબ આવ્યો ?

ડૉક્ટરના કહ્યા પ્રમાણે ત્યાં આગળ લાચાર થઈ જાય. આમાં તો કશું બનેલું જ નહીંને ! બધા જ ડૉક્ટરો અમને હસતાં જ જુએ. અને ડૉક્ટરએ છે તે બીજા ડૉક્ટરોને મોકલ્યા કે જાઓ, જોઈ આવો ખુલ્લો આત્મા. તે તમને સમજાયું આ વેદનીયકર્મ નથી, નામકર્મ છે અને ગોત્રકર્મ ન હોય. ગોત્રકર્મમાં ભૂલ હોયને તો કેટલાંક મહાત્માઓને દર્શન કરવામાં મન પાછું પડી જાય, લોકપૂજ્યતા ઓછી થાય. ઉલટી લોકપૂજ્યતા વધી.

❖ ❖ ❖ ❖ ❖

# [૨.૮]
# ગોત્રકર્મ

## લોકપૂજ્ય, લોકનિંદ્ય ગોત્ર !

કેટલાં થયાં ?

**પ્રશ્નકર્તા :** ૭.

**દાદાશ્રી :** હવે સાતમું ગોત્રકર્મ, એ ય મીણબત્તીમાં લઈને આવ્યો છે.

અહીં બધાં આવે છે, તે મને જે' જે' કરીને બેસેને ? અહીં મારે કંઈ કહેવા જવું પડે છે ? એ કોણ કરાવડાવે છે ? ગોત્રકર્મ કરાવડાવે છે. આ ઉચ્ચ ગોત્ર હોય છે. બીજો કોઈ આવ્યો તો, 'તું કેમ આવ્યો છે ? જતો રહે તું અહીંથી.' ત્યાં નીચ ગોત્ર છે. ગોત્રકર્મ એ દ્રવ્યકર્મ કહેવાય.

હવે ઊંચ ગોત્ર એ લોકપૂજ્ય હોય. લોકો વખાણ કરે એવું ગોત્ર હોય. અને નીચ ગોત્ર એટલે શું ? લોક નિંદા કરે એની. એ ગોત્રની નિંદા કરે, આપણા લોકો નથી કહેતાં કે મૂઆ, હલકાં લોકોની જોડે ઊભા રહેશો નહીં. અને બીજું, સારા કુટુંબમાં જન્મ્યો હોય તો એનો એને અહંકાર હોય, ખરાબ કુટુંબમાં જન્મેલો હોય તો એના મનમાં એમ થયા કરે કે આપણે હલકાં છીએ. એ બધા દ્રવ્યકર્મ છે.

હવે બાકી આ શરીરમાં ગોત્રકર્મ છે. આ રણછોડ હરગોંવિદના

છોકરાના છોકરા કહે છે. એટલે લોક જાણે કે ઓહોહો ! લોકપૂજ્ય. લોક જાણે કે આ કિંમતી માણસ આવ્યા. એ લોકપૂજ્ય કહે. હવે લોકપૂજ્ય ગોત્ર અહીં હોતા જ નથી. લોકપૂજ્ય ગોત્ર તો કોનું નામ કહેવાય, કે સંસાર વ્યવહારમાં મોટા ગણાય. એ છે તે દ્રવ્યકર્મ બધાં. આ શરીર બંધાયું તે દ્રવ્યકર્મ.

હવે ગોત્રનો અર્થ રહ્યો નથી અત્યારે તો. તોય લોકો કહે છે, અમે આ ગોત્રના, આ ગોત્રના. ઉચ્ચ ગોત્રનો અર્થ ભગવાને શું કર્યો છે અને લોકો પોતાની ભાષામાં લઈ ગયા. ઉચ્ચ ગોત્રનો અર્થ લોકપૂજ્ય કહેવાય. એ તમારામાં ય હોય છે, થોડા અંશે. તમારા સગા-વહાલા પણ એ બધું થોડા અંશે હોય. સંપૂર્ણ લોકપૂજ્ય તો જ્ઞાની પુરુષ હોય, તીર્થંકર હોય. એ સિવાય કોઈ સંપૂર્ણ લોકપૂજ્ય ના હોય. અને જ્ઞાની પુરુષ ને તીર્થંકર એ જતાં હોયને તો લોક પાછળ નમસ્કાર કર્યા કરે.

પછી બીજું ગોત્રકર્મમાં પ્રખ્યાત હોય કે પછી એ વગોવાઈ ગયેલો હોય. કો'ક આ સાહેબની એવી વાત કરતો હોયને, તો બીજો કહે, ના, એય અમથો દોષ બેસે. આવું ના બોલાય. એવું પાછળ કહે. લોકપૂજ્યની પાછળ શું બોલે લોકો ? ના, બોલશો. ના બોલશો, ખોટું દેખાય, ખોટું કહેવાય. એવાં લોકપૂજ્ય થાવ. લોકો નિંદામાંથી બંધ થઈ જાય. અને આપણું જ્ઞાન છે તો થવાય એવું છે. નહીંતર ના થવાય. આ જ્ઞાન જ એવું છે. તમને લાગે છે, આ જ્ઞાનથી પહોંચી વળાય ?

બે-પાંચ માણસ અવળું બોલતા હોય, એ તો એના રાગ-દ્વેષના પરિણામ છે. નિંદ્ય તો બધાય લોક કહેશે, 'જવા દોને !' એ લોકનિંદ્ય ! સારા કર્મ કરે તો ય કહેશે, 'જવા દો ને, નામ જ જવા દો.' લોકનિંદ્ય કહેવાય. લોકોની નિંદામાં આવે, બિચારાં. કંઈ સારું કામ કરવા જાય તો ય એ નિંદામાં આવી જાય. 'મૂઆ, એણે જ બગાડ્યું હશે, બીજો કોઈ બગાડે એવો નથી' કહેશે. 'અલ્યા મૂઆ, એણે નથી કર્યું.' તો ય કહે, 'ના.' એને જ માથે.

એટલે લોકપૂજ્ય અને બીજા લોકનિંદ્ય, અહીં અમદાવાદમાં કોઈ

લોકનિંદ્ય માણસ નહીં હોય ? કોઈ નિંદા કરવી પડે એવા માણસો નહીં હોય ?

**પ્રશ્નકર્તા :** હશે તો ખરાં.

**દાદાશ્રી :** કેટલાં, પાંચ-દસ ટકા ?

**પ્રશ્નકર્તા :** વધારે હશે.

**દાદાશ્રી :** બાર ટકા ? બાકી લોક નવરા નથી નિંદા કરવા માટે. પણ એ દારૂ પીતો હોય, માંસાહાર કરતો હોય, જુગાર ખેલતો હોય, બધું કરતો હોય, તો લોક નિંદા કરે કે ના કરે ? એને લોકનિંદ્ય પુરુષ કહેવાય.

## ગોત્રનો અહંકાર થતાં જ ભાવકર્મ ચાર્જ !

ઊંચું ગોત્ર, નીચું ગોત્ર એ બધાં દ્રવ્યકર્મ. એટલે આ એને ફ્રી ઓફ કોસ્ટ મળ્યું, દ્રવ્યકર્મના આધારે. ઉચ્ચ ગોત્રને કારણે આ પાછો પછી આમ ટાઈટ થાય ને એને પાછો ઈગોઈઝમ ચઢી જાય અને પેલાને છે તે નીચા ગોત્રથી ઈન્ફિરિયારીટી પેસી જાય. પેલાને ઈન્ફિરિયારીટી કરવાની જરૂર નથી, આને ઈગોઈઝમ કરવાની જરૂર નથી. પણ આ બન્નેય પાછાં એ ભાવકર્મ કહેવાય.

અત્યાર સુધી બોલ્યા હતા ને, અમે કેવા કુળવાન, અમે લોકપૂજ્ય ! ત્યારે મહીં કેટલાંક તો અમે ભઈ હલકી નાતના, એ લોકનિંદ્ય માણસ, એ આપણે ન્હોય. આ બધા દેહાધ્યાસ, આ તો કશુંય આપણું નહીં. એટલે પૂર્વના ફાંકા-બાંકા ઉતારી દો અને જો હલકો હોય તો એની હલકાશે છોડી દે તું. ઈન્ફિરિયારિટી કોમ્પ્લેક્સ છોડી દે અને સુપિરિયારિટી બેઉ છોડી દે. આ તારી ન્હોય આ. હવે એ ગોત્રકર્મ લઈને આવ્યા છે એટલે 'એને' આ એમાંથી ભાવકર્મ ઉત્પન્ન થાય.

આ દાદા લોકપૂજ્ય ગણાય. ત્યારે એ ઉચ્ચ ગોત્ર બાંધીને લાવેલા. તે પણ અહીં ખપાવી દેવા પડશે. એ ય કંઈ જોડે આવવાના નથી. જશ-અપજશ ય જોડે આવવાનું નહીં અને પૂજ્યતા ને લોકપૂજ્યતામાં જો રખડી

મર્યો, તો ફરી મોક્ષ ના થાય, કોઈ દહાડોય.

લોકપૂજ્ય એટલે શું કે અમે જતાં હોયને તો પાછળથી લોક આમ જે' જે' કરે. ઓઢીને સૂઈ ગયા હોયને, તો ય લોકો આમ આમ કરીને દર્શન કરીને જાય. ત્યારે કહે, ભઈ, કોણે નોંધ કરી ? ત્યારે કહે, એ જોવાની નથી જરૂર. આ તો લોકપૂજ્ય છે ! ત્યારે એ લોકપૂજ્યપણું લઈને આવેલો છું કે અજાણ્યા માણસોને ય ગાડીમાં જો ચાર કલાક સત્સંગ થઈ ગયો કે પૂજ્યતા ઉત્પન્ન થઈ જાય. એ લોકપૂજ્યપણું કહેવાય. આ ઊંચું ગોત્રકર્મ કહેવાય. કો'ક વખત જગતમાં લોકપૂજ્ય હોય. જગતમાં લોકપૂજ્ય ના હોય, બીજું બધું હોય. કો'ક વખત હોય અને જો ભેગા થઈ ગયાં તો કામ નીકળી ગયું આપણું.

પેલા મોટા પ્રધાનની લોકપૂજ્યતા નહીં અગર પોલીસવાળો દેખાય તો કહેશે, 'સાહેબ, આવો આવો.' તે કંઈથી બોલે છે એ ? ગયા પછી કહે 'જવા દો, જવા દો અહીંથી.' ભયના માર્યા પૂજે છે લોકો. કોના હારુ ? કો'ક દહાડો મુશ્કેલી મૂકાઈએ, એના કરતાં આપણે જે' જે' કરોને ! એક પ્રકારનો ભય જ છે ને ?

## લોકનિંદ્ય નહિ તે લોકપૂજ્ય આ કાળમાં !

અત્યારે આ વિચિત્ર કાળ છે, એટલે લોકપૂજ્ય નહીં ને લોકનિંદ્ય નહીં, એને લોકપૂજ્ય ભગવાને એક્સેપ્ટ કર્યું છે. એટલે નિંદ્ય ના હોવો જોઈએ. નિંદ્યમાં આવ્યો કે એ ખલાસ થઈ ગયો.

એટલે આ કાળમાં અમે સ્વતંત્ર મત વાપર્યો છે અમારો. જે લોકનિંદ્ય નથી, તે આ કાળમાં લોકપૂજ્ય છે. તીર્થંકરોએ જે લોકપૂજ્ય કહ્યા, તે અમુક કાળના આધારે કહ્યા છે. અમે આ કાળમાં શું કહીએ છીએ કે, જે લોકનિંદ્ય નથી, તેને લોકપૂજ્ય અમે કહીએ છીએ. એની જવાબદારી અમે અમારે માથે લઈએ છીએ. માટે લોકનિંદ્ય ના થશો. ભલે લોકપૂજ્ય ન થવાય, નહીં થવાય, બહુ અઘરું પડશે એ તો પણ નિંદ્ય ન થવાય તો ઉત્તમ વાત છે. લોકનિંદ્ય ના હોવું જોઈએ.

તો ભલે લોકપૂજ્યતા નથી તમને, પણ આ કાળ એવો છે તે પરીક્ષા આવી કઠણ લેવાય છે. માટે આટલા માર્ક તમને ઉમેરવામાં આવશે. અને તે ભગવાન પણ તમને ઉમેરશે, હું કહું છું એટલે. કારણ કે હું નિષ્પક્ષપાતી બોલું છું. મને આમાં કંઈ પક્ષપાત નથી. પણ જો તમારા છે તે લોકનિંદ્ય કાર્ય બંધ થઈ જશે, તો તમે લોકપૂજ્યમાં ગયા. ભલે પૂજતા નહીં, તોય લોકપૂજ્યમાં આયા. કારણ કે પરીક્ષા કઠણ છે એટલે. તેથી આ મેં વચ્ચેનું પદ કહ્યું.

અને આ કાળમાં લોકપૂજ્ય ઓછા હોય છે. એટલે બીજી શ્રેણી બતાવી કે તે લોકનિંદ્ય નહીં થાય તેને એમ લોકપૂજ્યમાં ગણીશું. ભૂલો થઈ હોય તો નવેસરથી ફરી પાઠ ગણીએ, તો આજે લોકનિંદ્યમાં ના આવીએ એવું કાર્ય ના થાય આપણાથી તો ઘણું સારું કહેવાય ને ?

અને લોકપૂજ્ય આપણાં જે લોકમાં દેખાય છે ને, તે સારી રીતે ચાલતા નથી એ લોકપૂજ્ય ના ગણાય, પણ લોકનિંદ્ય નહીં એવું કહેવાય એ. લોકપૂજ્ય કહેવા જાય તો આ બધા કહેશે કે અમે લોકપૂજ્ય છીએ, અમે લોકપૂજ્ય છીએ. બધાં વળગી પડે. લોકપૂજ્ય તો હિન્દુસ્તાનમાં બે કે પાંચ માણસ હોય. લોકપૂજ્ય હોતાં હશે ? બીજાં એવાં ક્વૉલીટીનાં છે કે લોકનિંદ્ય છે. ત્રીજાં લોકનિંદ્ય નહીં એવાં માણસો વધુ છે પણ પૂજ્ય તો નહીં. પૂજ્ય તો બૈરી પૂજતી નથી, ઘરનું કોઈ છોકરું ગાંઠતું નથી તો બહારનાં કોણ પૂજે ? શિષ્ય ગાંઠતા નથી, તો બહારનું કોણ પૂજે ?

એ તને ગમ્યું એ ત્રીજું વાક્ય ? આ શોધખોળ છે, દાદાની. નહીં તો અત્યારે તો લોકનિંદ્ય તો ઠેર ઠેર હોય જ ને ! કંઈ ને કંઈ નિંદા થતી જ હોય આજ. તમે સમજ્યા બધું ? નવું શાસ્ત્ર નીકળ્યું એ.

**પ્રશ્નકર્તા :** નેગેટિવ નથી, પોઝિટિવ છે સીધું.

**દાદાશ્રી :** એ પોઝિટિવમાં છે એટલે લોકપૂજ્ય જ છે. આમ પોઝિટિવ હોય ને બધા. આ બધા આપણા શેઠિયાઓ બધા પોઝિટિવવાળા. એટલે એ નિંદ્ય ના હોય. વ્યસનોથી નિંદ્ય થયેલા હોય, પછી સંગ ખરાબ

હોય. લોકોને બીવડાવે છે તે વિકારી માણસ તરીકે....

**પ્રશ્નકર્તા :** ઓળખાતા હોય.

**દાદાશ્રી :** હા, એ લોકપૂજ્ય ના ગણાય. એટલે મોરલ બાઈન્ડીંગ હોવું જોઈએ. એટલે એ લોકપૂજ્ય. અત્યારે અમે લોકપૂજ્યનો અર્થ મોટો કર્યો, નહીં તો તો લોકપૂજ્ય અત્યારે ગણાય નહીં ને, માણસ હોય નહીં એવો ! એટલે સહેલું કર્યું. જે લોકનિંદ્ય નથી ગણાતા એ ય લોકપૂજ્ય છે અત્યારે.

## દર્શનથી જ બંધાયું તીર્થંકર ગોત્ર !

**પ્રશ્નકર્તા :** અત્યારે કયા કર્મો એવાં છે કે જેથી કરીને આ નામકર્મ કહેવાય કે આ ગોત્રકર્મ કહેવાય ?

**દાદાશ્રી :** આપણે અહીંયા દાન આપીએ એ બધું આ સત્કર્મ કરે છે ને ? એ બધું નામકર્મમાં જાય. અને ભાવથી લોકોનું કલ્યાણ કરવાનું હોય તો ગોત્રકર્મ કહેવાય.

શ્રેણિક રાજાને મહાવીર ભગવાનનાં ફક્ત દર્શન કરવાથી એમને તીર્થંકર ગોત્ર બંધાય છે અને એ જ ભગવાન મહાવીર પાસે આવીને અનંત અવતારી થયેલાં એવાં ય જીવો છે ! કારણ કે ભગવાનનાં દર્શન કરતાં જે મશીન અવળું ફર્યું, તે અનંત અવતાર થયા !

એ શ્રેણિક રાજા, પદ્મનાભ નામનાં આવતી ચોવીશીમાં પહેલાં તીર્થંકર થશે ! ખાલી ભગવાનનાં દર્શનથી જ ! હવે તે ઘડીએ દર્શન તો બધાં બહુ લોક કરે છે ને ! પણ ના, શ્રેણિક રાજાને પૂર્વે કોઈ ગુરુ મહારાજે એમને જે દૃષ્ટિ આપી હતી ને, એ દૃષ્ટિ અને આ દર્શન બે ભેગું થયું તે તરત જ તીર્થંકર ગોત્ર બંધાયું !

❖ ❖ ❖ ❖ ❖

# [૨.૯]

# આયુષ્યકર્મ

## દેહમાં બાંધી રાખે તે આયુષ્યકર્મ !

એ મીણબત્તીમાં કેટલામું થયું ?

**પ્રશ્નકર્તા :** સાતમું.

**દાદાશ્રી :** હવે એક આઠમું રહ્યું. મીણબત્તી ખલાસ થવાની છે એવું નક્કી એવું તમે જાણો ?! સળગાવ્યા પછી તમે જાણો ને આ ખલાસ થઈ જશે !

**પ્રશ્નકર્તા :** હા, ખલાસ થવાની જ એ તો.

**દાદાશ્રી :** શી રીતે તમે જાણો ખલાસ થઈ જશે ?

**પ્રશ્નકર્તા :** આ ધીરે ધીરે આ ઓછી થતી જાય છે.

**દાદાશ્રી :** ધીરે ધીરે ઓછી થતી જાય છે માટે આ ખલાસ થશે. એવી રીતે આ આયુષ્ય પણ જવાનીમાં જે હતું, તે ધીમે ધીમે હેં કરચલીઓ પડતું પડતું પડતું આ ખલાસ થવા માટે જઈ રહ્યું છે. એ આયુષ્યકર્મ છે.

હવે દ્રવ્યકર્મ શું કહેવાય ? આ શરીરમાં આયુષ્યકર્મ જે છે એ દ્રવ્યકર્મ કહેવાય. આ બધાં કર્મને અમુક કાળ સુધી ખસવાં જ ના દે. આ

બધાં કર્મ ભોગવે જ છૂટકો થાય. એ આયુષ્યકર્મ. આમ ને આમ દેહમાં અમુક વર્ષ સુધી બાંધી રાખે. તે છૂટવું હોય તો ય ના છૂટવા દે. એક જાતની જેલ છે. એ ય આપણને બાંધી રાખે, આમાંથી છૂટવાનું નહીં. ટાઈમ થશે એટલે છૂટીશ, એનું નામ આયુષ્યકર્મ. કેવળજ્ઞાન થયું હોય તો ય છોડે નહીં.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાન થાય, ત્યારે અમુક વખત પછી દેહ રહી શકે ખરો ?

**દાદાશ્રી :** સારી રીતે રહે. ક્યાં જાય ? આયુષ્યકર્મ પૂરું થાય ત્યારે છૂટે. ભગવાન મહાવીરને લગભગ બેંતાલીસ વર્ષની ઉંમરે કેવળ જ્ઞાન થયું હતું. બોંતેર વર્ષ સુધી જીવ્યા. એટલે એ ત્રીસ વર્ષ પોતાનું આયુષ્યકર્મ પૂરું કરવા માટે. છૂટકો જ નહીંને ! એ છોડે જ નહીં ને ! એ બંધન છે એક જાતનું. આ તો આપણે આયુષ્ય શાને માટે વધારેની ભાવના રાખીએ ? લોકોનાં, જગત કલ્યાણનાં માટે. તમારે બધાને સંસારી સુખના માટે નથી, લોકોનું કલ્યાણ થાય, આપણું કલ્યાણ થાય એવું !

## દેહ મરે, 'પોતે' નહિ !

આયુષ્યકર્મ શું કામ કરતું હશે ? 'આપણે' 'આત્મા' તરીકે અમર છીએ. છતાં ય પણ આ 'હું ચંદુભાઈ છું' એવું ભાન છે, મૂર્ચ્છિતભાવ છે, એટલે 'હું મરી જઈશ' એવો ભાવ લાગે છે. પોતાનું સ્વરૂપ મરે એવું નથી, અમર છે પણ એ ભાન નથી, એટલે આ મરે એવાં સ્વરૂપમાં 'હું છું' એવું માને છે. જગત આખુંય એમ માને છે ને એ પોતે ય માને છે અને બાવા-બાવલીય માને છે ને એમનાં આચાર્યોય માને છે એવું કે હું મરી જઈશ, હું મરી જઈશ. અલ્યા મૂઆ, તું શી રીતે મરીશ, ચક્કર ? દેહ મરશે, મૂઆ. જેની નનામી કાઢશે એ મરશે, તું શી રીતે મરે ? ત્યારે કહે, 'ના, હું મરી જવાનો. ડૉક્ટર સાહેબ, મને બચાવજો.' મૂઆ, ડૉક્ટરની બેન મરી ગઈ ને ડૉક્ટરના બાપા હઉ મરી ગયા છે. ડૉક્ટર સાહેબ શી રીતે બચાવવાના છે ? ડૉક્ટરની બેન નહીં મરી ગયેલાં ? એટલે એ છે તે આયુષ્યકર્મ.

## પુણ્યના આધારે લાંબું-ટૂંકું આયુષ્ય !

કોઈ પચાસ વર્ષે મરી જાય, કોઈ ત્રીસ વર્ષે મરી જાય ને કોઈ નેવું વર્ષનો ય થાય. એ આયુષ્યના આધારે. આયુષ્ય ટૂંકું હોય, લાંબુ હોય એ દ્રવ્યકર્મ બધાં.

એ કેટલી પ્રકારના પુણ્ય હોય ત્યારે આયુષ્યકર્મ વધારે હોય એને, નહીં તો આયુષ્યકર્મ ટૂંકું હોય. તે આપણા લોક શું કહે ? અહીં જેમની જરૂર છે તેની ત્યાં ય જરૂર, આવું બધું બોલે મૂઆ.

એ આયુષ્ય સ્થિતિ. તે આયુષ્ય પુણ્યશાળીનું લાંબું હોય. જરા ઓછું પુણ્ય હોય તો આયુષ્ય તૂટી જાય વચ્ચે રસ્તામાં. હવે કો'ક માણસ પાપી બહુ હોય અને લાંબું હોય તો આપણે જાણીએ કે ઓહોહો ! પાપી માણસ ને પાછું લાંબું આયુષ્ય !! આપણે પૂછીએ ભગવાનને કે પાપીનું આયુષ્ય કેટલું સારું ગણાય ? ત્યારે કહે, જેટલો ઓછો જીવે એટલું સારું. કારણ કે એવાં સંજોગોમાં છે પાપના, એ સંજોગો બદલાય એના ઓછો જીવે તો. એ ઓછો જીવે નહીંને ! આ તો લેવલ કાઢવા માટે આપણને કહે છે. સો વર્ષે ય પૂરાં કરે અને એટલા બધાં પાપના દડિયા ભેગા કરે, કેટલે ઊંડે જાય, એ તો એ જ જાણે. અને પુણ્યશાળી માણસ છે તે વધું જીવે એ ઘણું સારું.

## કર્મના તાબામાં વીલ પાવર !

**પ્રશ્નકર્તા :** તે દાદા, વીલપાવર કામ કરે આ આયુષ્યમાં ?

**દાદાશ્રી :** ના, વીલપાવર એ કર્મને એડજસ્ટિંગ હોય. વીલપાવરનાં તાબામાં નથી આ કર્મ. કર્મનાં તાબામાં વીલપાવર છે. એટલે બધાં લોકો કહે છે, મારો વીલપાવર છે. અરે, પણ કર્મનાં તાબામાં છે તારો વીલપાવર. એટલે આપણાં હાથમાં સત્તા નહીં. એક અવતારની સત્તા ગઈ, બીજા અવતારમાં ફેરવી શકે.

## મૃત્યુ એ કર્મોનું સરવૈયું !

**પ્રશ્નકર્તા :** મૃત્યુનું સ્થળ અને સમય એ બધું નિશ્ચિત હોય ?

**દાદાશ્રી :** નિશ્ચિત વગર તો થાય નહીં. મુખ્ય સમય નિશ્ચિત અને એ સમયે જે સ્થાન પ્રાપ્ત થાય તે સ્થાનને..

**પ્રશ્નકર્તા :** આ નક્કી કોણ કરે ?

**દાદાશ્રી :** નક્કી કરનાર, કોઈના હાથમાં જ નથી આ. આ પરિણામ છે. પરિણામમાં નક્કી કરવાનું હોય નહીં. રિઝલ્ટમાં નક્કી કરવાનું હોય ?

**પ્રશ્નકર્તા :** એટલે આપણા આગલાં કર્મો હોય એ પ્રમાણે નક્કી થઈને આવે છે ?

**દાદાશ્રી :** આપણે જે કર્મો છે ને, એનું સરવૈયું નીકળે છે.

**પ્રશ્નકર્તા :** શરીરનાં દ્રવ્યકર્મો કેટલાં ભોગવવાના બાકી રહ્યા, તે જાણી શકાય ખરાં ?

**દાદાશ્રી :** આ જેટલા કાળા વાળ જતા રહ્યાં, એ ફરી આવવાના નહીં હવે. એ બધાં ભોગવાઈ ગયા. હવે આ ધોળા છે તે બાકી રહ્યાં છે, તે ભોગવાઈ જશે એટલે જતાં રહેશે. આ દાંત ધીમે ધીમે ભોગવાઈ ગયા, આંખો ભોગવાઈ જાય છે, કાન ભોગવાઈ જાય છે. બધું ભોગવાઈ જાય છે. શરીર ભોગવે ધીમે ધીમે, ચામડી લટકતી થશે એમ કરતું કરતું આ મીણબત્તી ખલાસ થઈ જશે.

## આયુષ્ય શ્વાસોશ્વાસને આધીન !

એ બધું આયુષ્ય છે તે વર્ષો ઉપર નથી. આયુષ્ય શ્વાસોશ્વાસ ઉપર છે. આ તો વરસો કેલક્યુલેશનથી માંડેલું છે આ લોકોએ કે સામાન્ય માણસને આટલાં શ્વાસોશ્વાસ હોય, એનાં ઉપરથી કેલક્યુલેશન માંડીને આ વરસો કાઢેલાં છે. એ શ્વાસોશ્વાસ તમે જેવાં દુરુપયોગ કરો, જો ચોરી કરો તો શ્વાસ વધારે વપરાઈ જાય ને કુચારિત્રમાં બહુ જ આયુષ્ય વપરાઈ જાય. અહીં છે તો શ્વાસોશ્વાસ ઓછાં વપરાય ને, તો અહીં વધુ ટાઈમ જીવે એ.

**પ્રશ્નકર્તા :** આયુષ્યનો બંધ તો જીવ બાંધીને જ જન્મે છે ને ? તો

આયુષ્ય આવું થઈ જાય તો પૂર્વબંધનો સિદ્ધાંત ઊડી જાય છે ?

**દાદાશ્રી :** નહીં, આયુષ્યનો એટલે વર્ષોનો બંધ નથી, આટલાં શ્વાસોશ્વાસનો નિયમ છે. આ ગણતરીબાજોએ શું શોધખોળ કરી ? આટલા કરોડ, આટલા અબજ શ્વાસોશ્વાસ છે એ એનું આયુષ્ય અને એના ઉપરથી દરરોજ એક તંદુરસ્ત માણસના આટલા શ્વાસોશ્વાસ વપરાય. તંદુરસ્ત માણસના, એબોવ નોર્મલ નહીં, બિલો નોર્મલ નહીં એવા માણસના આટલા શ્વાસોશ્વાસ વપરાય છે તે હિસાબે આ વર્ષો કાઢીને મૂકેલા. તે શ્વાસોશ્વાસરૂપી આયુષ્ય એ નક્કી જ છે. એ શ્વાસોશ્વાસ ફ્રેક્ચર કરવા એનાં હાથમાં છે. વર્ષો આઘાપાછાં થાય. એ શ્વાસોશ્વાસ વધારે વપરાઈ જાય એવાં કર્મ કરવાથી, વર્ષો ઓછાં થતાં જાય. અને શ્વાસોશ્વાસ ઓછાં વપરાય એવાં કર્મ કરવાથી વધારે વર્ષો જીવી શકે.

**પ્રશ્નકર્તા :** આ આયુષ્યનું પ્રમાણ જે શ્વાસોશ્વાસ ઉપર છે એમ કહ્યું, તો સેકન્ડમાં આટલા શ્વાસોશ્વાસ થાય છે તો એ ઓછા-વધતાં કોઈ કરી શકે ?

**દાદાશ્રી :** હા, શ્વાસોશ્વાસ છે તે વધારેમાં વધારે વપરાય, પરસ્ત્રી ગમનમાં. એટલે એક જ ફેરો પરસ્ત્રીગમન તો વર્ષ દહાડાનું આયુષ્ય વપરાય જાય.

અણહક્કનો વિષય તો જ્યારથી ભોગવવાનો મનમાં વિચાર આવ્યો ને ત્યાંથી બધા સંજોગ બાઝયા તો મહીં તરફડાટ ઉત્પન્ન થાય, તે આયુષ્ય સપાટાબંધ ચાલી સડસડાટ ગરગડી ઉકલી જાય. સેકન્ડ નંબરે હક્કનો વિષય ભોગવે તો ય શ્વાસોશ્વાસ વપરાઈ જાય છે. પછી ક્રોધમાં બહુ જબરજસ્ત વપરાઈ જાય અને એના સામું છે તે નિર્વિષય થયો હોય કે પોતાના સ્ત્રી પૂરતું એક જ હોય ને લિમિટેડ હોય તો અને ક્રોધ ના કરતો હોય ને ઠંડા સ્વભાવનો હોય તો વર્ષો વધી જાય. લોભથી આયુષ્ય ઘટે નહીં. લોભથી વધે. લોભિયો વિષયી ઓછો હોય, મૂઓ ! એને પૈસાની વાત આવી કે કાન તૈયાર ! વર્ષોની વધ-ઘટ થાય છે. આયુષ્ય ફેરફાર થતું નથી. આયુષ્ય તે શ્વાસોશ્વાસ ઉપર આધાર રાખે છે.

## સારા માણસોનું આયુષ્ય ઓછું !

સારો ઉપયોગ હોય ને વધારે વરસ જીવે તો કામ જ કાઢી નાખેને. એ ઊંચું આયુષ્ય કહેવાય.

**પ્રશ્નકર્તા :** મેં એવું સાંભળેલું કે સારા માણસો હોય, તે વહેલા મરી જાય અને જે ખરાબ માણસો હોય, એ પાપ કરવા બહુ જ વર્ષો જીવે તે ખરું છે ?

**દાદાશ્રી :** ખોટી વાત છે. આયુષ્ય ટૂંકું હોય એ મરી જાય. આયુષ્ય ટૂંકું કોને હોય ? જેણે પાપ કર્યા હોય તેને. પુણ્ય કર્યા હોય તેને આયુષ્ય લાંબું હોય. બધાય જીવવા માટે ફાંફાં મારે પછી એ શું થાય તે !

**પ્રશ્નકર્તા :** પણ સંતોની આમ દશા તો બહુ ઊંચીને છતાં આયુષ્ય ટૂંકું એ કઈ રીતે ?

**દાદાશ્રી :** ગયા અવતારના બધા કર્મ કરેલા તે.

**પ્રશ્નકર્તા :** તો આટલાં બધા ઊંચા જીવન કેવી રીતે હતા એમના ?

**દાદાશ્રી :** એ તો એક બાજુ પુણ્યૈ ય હોય એટલે આ બાજુ પાપે ય હોય. આયુષ્યકર્મ તો બધું ગયા અવતારથી બંધાયેલું હોય. તે અત્યારે ભોગવે. ડિસ્ચાર્જ થયા કરે.

## જગતનું પુણ્ય કાચું, તેથી જ્ઞાની અલ્પાયુ !

**પ્રશ્નકર્તા :** કૃપાળુદેવનું આયુષ્ય તેંત્રીસ વર્ષનું જ કેમ ? આવાં પુરુષોનું તો આયુષ્ય લાંબું હોવું જોઈએ ?

**દાદાશ્રી :** એ તો આ કાળના આધારે આ આયુષ્યકર્મ ઘણાં ઓછા જ હોય. આ કાળનું દબાણ બહુ છે જબરજસ્ત. એટલે એ જરૂરી આયુષ્ય નથી હોતું, બીજી બધી પુણ્ય પ્રકૃતિ હોય. પણ બીજામાં વહેંચાઈ જાય છે અને આયુષ્ય એકલામાં ખૂટી પડે છે. કૃપાળુદેવ તો જ્ઞાની પુરુષ કહેવાય.

અને બીજું, લોકોનું પુણ્ય પાક્યું ના હોય. બેનો અવસર ભેગો થાય ત્યારે આ જોગ બેસે આવો, પુણ્ય જાગે ત્યારે. જ્ઞાની પુરુષને તો જીવવું કે મરવું, એમાં કશું લેવા-દેવા નથી. આ બધા મહાન પુરુષોમાં જે છે, એમાં જ્ઞાની પુરુષ કૃપાળુદેવ કહેવાય. બીજા બધા જ્ઞાની ના કહેવાય. બીજા બધા ય શાસ્ત્રજ્ઞાનીઓ કહેવાય અને આ આત્મજ્ઞાની કહેવાય. તે એમને જીવવું-મરવું એવું ના હોય.

## દાદાનું આયુષ્ય !

અમારે ચારેય કર્મ ઊંચા હોય બહુ. બહુ ઊંચા કહેવાય. જુઓને, જીવ્યાને ઈઠ્યોતેર વરસ સુધી, આ તો પુરાવો. બીજા હજુ થશે ત્યારે જોઈ લેવાશે. આ તો એક્ઝેક્ટ થઈ ગયું ને ઈઠ્યોતેરમું. તેમાં ઓછાં ના કરેને કે હજુ કરે ઓછાં ? આ કાળમાં પચાસ વરસની ઉપર જીવેલું બધું બોનસ કહેવાય. હજુ ડૉક્ટરો કહે છે, દસ-પંદર સાલ કાઢશે અને આ તો વળી વધારે કહે છે, એથી વધારે, નહીં ?

## અત્યારે વધ્યાં આયુષ્ય લોકોનાં !

**પ્રશ્નકર્તા :** એક બેન છે તો બે મહિનાથી બેભાન છે, કોમામાં છે. હવે આમ છે તો એનું આયુષ્યકર્મ આટલું બાકી રહ્યું, એટલે હજુ જીવે છે, શ્વાસ ચાલે છે પણ એનું દ્રવ્યકર્મ તો કશું રહ્યું નથી. ખાલી કોમામાં જ, બેભાન અવસ્થામાં જ છે.

**દાદાશ્રી :** ના, એટલે વેદના ભોગવે છે. આ વેદનીયકર્મ છે. દ્રવ્યકર્મ ઉદયમાં હોય તો જ વેદનીયકર્મ હોયને ?! તે દ્રવ્યકર્મના વેદનીયકર્મમાં છે અત્યારે. વેદનીયકર્મ વેદ્યા જ કરે.

કઈ બુદ્ધિ પર લોકો રમી રહ્યા છે. જવાનું છે ત્યાં આગળ નક્કી. તે ય પૂરી મુદ્દતસર નહીં પાછું. પીસતાલીસ વર્ષનો, પચાસ વર્ષનો થાય કે શું થયું ? ત્યારે કહે, ભઈને હાર્ટફેઈલ થઈ ગયું. નહીં તો અહીં આગળ તૂટી જાય છે ને નસો, હેમરેજ થઈ ગયું. હું તો હેમરેજને પહેલાં એમ સમજતો'તો કે ઉપરથી ઘણ મારીને તોડી નાખીએ છીએ. આ તો હેમર

પેલું આવ્યું ને તે મને એમ કે માથામાં હેમરેજ થઈ ગયું, એવું કહેતા હશે !

આટલા બધાં ભયમાં જીવવાનું ઠેકાણું નહીં. આયુષ્ય વધારવાનું નિયમ નહીં. આયુષ્ય ઘટાડવાનાં નિયમો પાર વગરનાં અને તેમાં આ લોભ ને લાલચો, આ બધું.

**પ્રશ્નકર્તા :** પહેલાનાં કરતાં આયુષ્ય વધ્યું ખરું ?

**દાદાશ્રી :** પહેલાનાં કરતાં, તમે થોડાં કાળ પહેલાં જે કહો છો, સો-બસો પહેલાનું, તે એ લોકો શું કહેતા હતા કે પહેલાં આયુષ્ય વધારે હતું ને હવે ઓછું થઈ ગયું. અત્યારે લોકો શું કહે છે, પહેલા આયુષ્ય ઓછું હતું ને હવે વધ્યું. એમ ચઢ-ઉતર, ચઢ-ઉતર ચાલ્યા કરે છે. એમાં આયુષ્યમાં સોથી વધારે કોઈ દહાડોય ગયું નથી. સામાન્ય કક્ષાએ પછી બે-પાંચ માણસો સવાસો વરસના થાય એ વાત જુદી છે. પણ સોથી આગળ કોઈ ગયું નથી.

**પ્રશ્નકર્તા :** સમાધિયોગ કરવાથી આયુષ્ય વધે કે ઘટે ?

**દાદાશ્રી :** હા, સમાધિ યોગથી તો આયુષ્ય બહુ વધે પણ સમાધિ કોને કહેવાય ? વ્યવહારમાં રહેવા છતાં સમાધિ રહેવી જોઈએ.

આપણા એક મહાત્મા છે તે, જવું જવું એવા થઈ ગયા'તા. મરણ હઉ જોયું. આયુષ્યદોરી હોય છે ને, એનાં પર લોડ મૂક્યો હોય તો યે તૂટે નહીં. તૂટે નહીં એટલો લોડ જોઈએ અને એની પર જો કદી એક અડધો રતલ વધારે મૂકવાં જઈએ તો તૂટી જાય. આ મહીં જ્ઞાન હતું ને, તે બચી ગયા. આત્મશક્તિ ત્યાં ઊભી રહે ને, તે ઘેર પાછાં આવ્યા નિરાંતે ! અજ્ઞાનીનાં મનમાં એમ થઈ જાય કે ખલાસ ! હવે થઈ રહ્યું. 'મરું છું તે હું છું' એવું ભાન છે તે ખલાસ થઈ જાય છે.

## આઠેય કર્મ બંધાય ક્ષણે ક્ષણે !

**પ્રશ્નકર્તા :** આયુષ્ય સિવાયના બાકીના સાત કર્મો સમયે સમયે

બંધાય છે, તો એ આપ સમજાવોને કઈ રીતના ? આપની ભાષામાં સમજાવો.

**દાદાશ્રી :** આયુષ્યે બંધાય, સાત કર્મો શું કરવા, આઠેય કર્મ બંધાય.

**પ્રશ્નકર્તા :** આયુષ્ય તો જીવનમાં ત્રણ વાર જ બંધાય ને, સમયે સમયે નહીં ને ?

**દાદાશ્રી :** બધું સમયે સમયે બંધાય. એ તો નામ જુદા પાડેલા, બંધના ત્રણ ભાગ પાડ્યા.

**પ્રશ્નકર્તા :** એ કઈ રીતે બંધાય છે ? એ જરા સ્પષ્ટ સમજાવોને !

**દાદાશ્રી :** બીજા કર્મ બંધાયને તેની જોડે આયુષ્ય બંધાય જ. એ કર્મના આયુષ્યને ય આયુષ્ય કહે છે. કર્મ પૂરું થાય તેને શું કહેવાય ? એટલે બધું આયુષ્ય જ કહેવાય છે. આયુષ્યકર્મ જ બંધાય છે.

**પ્રશ્નકર્તા :** એક જ ભવમાં દેવનું આયુષ્ય બંધાયું પછી પાછું નર્કનું આયુષ્ય બંધાય ?

**દાદાશ્રી :** નહીં, એ આયુષ્ય જુદું. એ તો એનું રૂપક આવ્યું. એ તો પછી અમુક બે તૃત્યાંશ જીંદગી ગયા પછી એક તૃત્યાંશ બાકી રહ્યું, તે એમાં છે તે એના કેટલાંય વખત આયુષ્યનો બંધ થઈ જાય. પાંચ-સાત-દસ વખત બંધ પડીને એનું આયુષ્ય પૂરું થાય છેલ્લે. સાઠ વર્ષનો હોય તો ચાલીસ વર્ષે પહેલું આયુષ્ય બંધાય, ત્યાં સુધી બંધાય નહીં. એ તો એક ક્રમ મૂકેલો, સારો મૂકેલો છે ક્રમ. એ શેના માટે કે ભઈ, હવે ચાલીસ વર્ષનો થયો પાંસરો રહે ને નહીં તો ક્યાં જઈશ જાનવરમાં ! એટલે છેલ્લા વીસ વર્ષ સારા કાઢે. એટલા માટે લખેલું છે અને વાત સાચી છે, ખોટી વાતેય નથી, બનાવટ નથી. તીર્થંકરોની વાત સાચી છે. ચેતવ્યા છે કે હવે અત્યાર સુધી કૂદાકૂદ કરી મોહમાં પણ હવે જરા પાંસરો થા જરાક. બાકી આયુષ્યકર્મ તો નિરંતર બંધાય.

## નિયમ આયુષ્ય બંધનો !

**પ્રશ્નકર્તા :** આયુષ્યનો બંધ પડે પછી જ આગલા ભવનો અવતાર નક્કી થાય છે ?

**દાદાશ્રી :** આયુષ્યનો બંધ તો એવું છે ને, એક માણસને એક્યાસી વર્ષનું આયુષ્ય હોય એમ માનોને, સપોઝ (ધારો કે) એક્યાસી વર્ષ માણસ જીવવાનો છે, તો વીતરાગોના મતે શું કહેવાય છે ? એણે ચોપન વર્ષ સુધી કશું ગમે તેવાં તોફાન ગાંડાં-ઘેલાં કરે, ત્યાં સુધી રખડપાટમાં, તોફાનમાં કાઢે તો ય એનો કંઈ ધણી-ધોરી નથી. ગમે તે કર્યું હશે તે ચાલ્યું જશે. પણ જો છેલ્લાં સત્યાવીસ વર્ષ પાંસરાં કાઢ્યા તો કામ થઈ ગયું. કારણ કે છેલ્લા સત્યાવીસ વર્ષનું ત્યાં આગળ વધારે જમા થાય છે. એનું આગલું ઊડી જાય છે.

એટલે ચોપન વર્ષ પછી એણે પહેલામાં પહેલું ચેતી જવું જોઈએ કે હવે આયુષ્ય બંધાવાનો વખત થયો છે. ચોપન વર્ષે આયુષ્ય બંધાય જ. અત્યાર સુધી ભઈએ શું કર્યું ? ચોપન વર્ષ સરવૈયું આવે અને તે ઘડીએ કંઈ માંદગી આવીને ઊભી રહેશે ને આયુષ્યનો બંધ પડશે. માંદગી નહીં હોય તો ય આયુષ્યનો બંધ પડશે. અને ચોપન વર્ષે તો એનો પહેલો ફોટો પડી જાય. જો દુનિયામાં ખરાબ વ્યવહાર કરતો હોય ને, તો એ માણસનો, જાનવરનો કે ભેંસનો કે ગાયનો કે ગધેડાનો ફોટો પડી જાય અંદર ! તેનો મહીં પડઘો પડે ! હવે પહેલી વખતે જાનવરનું આયુષ્ય બંધાયું, કારણ કે જવાનીમાં બધા ખરાબ ગમે તેવાં કર્મ કરેલાં, આર્તધ્યાન-રૌદ્રધ્યાન કરેલાં એટલે ચોપન વર્ષે આ થયું. આયુષ્ય બંધાઈ હઉ જાય. તે ઘડીએ જો મરી જાય તો તે તિર્યંચ યોનિમાં જાય. એટલે આયુષ્ય બંધાવાની શરૂઆત થયા પછી જે ક્રિયા હોય ને, તે ક્રિયાનું સરવૈયું આવે છે. માટે છેલ્લાં વર્ષોમાં માણસે બહુ જાગૃત રહેવું જોઈએ. એટલે આ શાસ્ત્રો શું કહે છે કે ચાલીસ વર્ષ સુધી તમારું બધું અજ્ઞાનતામાં ગયું પણ ચાલીસ વર્ષ પછી તમે વિચારો સારા રાખો, નહીં તો ફોટો ખરાબ પડશે. કારણ કે પછી આયુષ્ય બાંધવાની શરૂઆત થાય છે.

પછી રહ્યાં સત્યાવીસ વર્ષ, પછી કંઈક સારા સત્સંગમાં જોડાઈ ગયો અને પછી બધો ફેરફાર થયો. તે અઢાર વર્ષમાં સત્સંગમાં આવતો થયો એટલે પેલો ગધેડાનો ફોટો ભૂંસાઈ ગયો અને સરસ રાજાનો ફોટો પડ્યો. એટલે બોંતેર વર્ષે ફરી બંધાયું. બોંતેર વર્ષ પછી નવ વર્ષ બાકી રહ્યાં ને છ વર્ષ ગયા પછી ઇઠ્યોતેરમે વર્ષે, છ વર્ષમાં એણે શું કર્યું, ફરી પાછો એણે સત્સંગ ખૂબ જમાવ્યો. ફરી દેવગતિનો ફોટો પડ્યો. પાછલો પેલો ફોટો ભૂંસાઈ ગયો. હવે ત્રણ વર્ષ રહ્યાં ને ? તે પાછાં જો ઉલ્લાસભેર પરિણામ હતાં ને તે મંદ પડ્યા. શરૂ શરૂમાં બહુ ઉલ્લાસમાં હોય ને, તે ઘડીએ સારું આયુષ્ય બંધ થઈ જાય પછી પાછું મંદ થાય તે એંસી વર્ષે પાછું મનુષ્યનું આયુષ્ય બંધાયું.

હવે એક વર્ષ રહ્યું, છેલ્લું વર્ષ. એનાં એંસી વર્ષના આઠ મહિના થયા કે પાછું ફરી બંધાય. હવે ચાર મહિના રહ્યા. સિલકમાં એકસોવીસ દિવસ રહ્યા તેમાં પછી ચાલીસ દિવસ બાકી રહ્યા અને ફરી બંધાય. પાછાં ચાલીસ દિવસ રહ્યા તેમાંથી છવ્વીસ દિવસ જાય ને પાછું ત્રીજું આયુષ્ય બંધાય, ફરી બત્રીસ કલાક રહ્યા. બત્રીસ કલાકમાં, બાવીસ કલાક જાય ને પાછું ફરી આયુષ્ય બંધાય, એમ કરતાં ત્રણ કલાક છેલ્લા રહ્યા. તેમાં પાછાં બે કલાક જાય ને ફરી બંધાય. ચાલીસ મિનિટ થાય ને ફરી બંધાય. તેર મિનિટ થાય ને ફરી બંધાય.

હવે એક જ મિનિટ રહી છે, પેણે દીવો સળગાવે છે. હવે એક જ મિનિટ રહી છે, તો મિનિટની તો સાઇઠ સેકન્ડ થઈ. પાછી ચાલીસ સેકન્ડ થાય કે પાછો ફરી બંધાય. હજુ વીસ સેકન્ડ બાકી છે, તેમાંથી તેર સેકન્ડ જાય ને ફરી બંધાય. એ પછી છેલ્લો એક બંધ બંધાય, આવી રીતે આયુષ્ય બંધાય. ફોટાઓ પડ્યા જ કરે. એક ફેરો મનુષ્યનો હોય, એક ફેરો દેવનો હોય, એક ફેરો ગધેડાનો હોય, કૂતરાનો હોય, ફોટો બદલાયા જ કરે અને છેલ્લે પડ્યો એ સાચો. તે મરતાં પહેલાં આગલે દહાડે તો નર્યા બહુ જ ફોટા બંધાય બંધાય કરે છે પણ એ બધા બંધાયેલા તો ફોટા ખોટાં, છેલ્લો ફોટો કયો પડ્યો, તે સાચો. આવું આ સાયંટિફિક છે, એક્ઝેક્ટ સાચું છે.

## માતૃભાવવાળાનું આયુષ્ય લાંબું !

**પ્રશ્નકર્તા :** દાદા, આયુષ્યકર્મ માટે કેવા ભાવો હોય કે જેથી લાંબું આયુષ્ય હોય ? આયુષ્ય માટે કઈ જાતના કર્મો હોય કે જેથી આયુષ્ય લાંબું હોય અને ટૂંકું હોય ?

**દાદાશ્રી :** આયુષ્યકર્મને માટે તો માતૃભાવ ઓછો હોય એટલે આયુષ્યકર્મ તૂટી જાય. માતૃભાવ જોઈએ બધા માટે. કોઈને દુઃખ થાય એ ગમે નહીં, કોઈને દુઃખ થાય તો મદદ કરવા દોડે.

**પ્રશ્નકર્તા :** પુરુષોને પણ એવું હોય વાત્સલ્ય ભાવ ?

**દાદાશ્રી :** હા, હોયને, બહુ હોય.

**પ્રશ્નકર્તા :** અને જેમ વાત્સલ્ય ભાવ વધારે તેમ બીજા ભવમાં લાંબું આયુષ્ય હોય ?

**દાદાશ્રી :** હં.

**પ્રશ્નકર્તા :** પણ આ આયુષ્યકર્મ જે છે એ શાનાં ઉપરથી ફીક્સ થાય છે ?

**દાદાશ્રી :** આયુષ્યકર્મ એ તમે લોકોનાં આયુષ્યને જેટલું નુકશાન કરો છો, જીવમાત્રનાં આયુષ્યનું તમે જેટલું નુકસાન કરો છે, એ તમારા આયુષ્યને જ નુકસાન કરી રહ્યા છો.

**પ્રશ્નકર્તા :** તો ખાટકીઓ તરત મરી જવા જોઈએ પણ ખાટકીઓ તો લાંબું જીવે છે.

**દાદાશ્રી :** ખાટકી ગુનેગાર હોતાં જ નથી. ખાટકીને તો એનાં બાપનો ધંધો છે. ખાનાર ગુનેગાર છે.

**પ્રશ્નકર્તા :** પણ મારું માનવું એવું છે કે આયુષ્ય ઋણાનુબંધ પ્રમાણે થાય છે. અમુક ફેમીલી જોડે ઋણાનુબંધ પૂરું થાય એટલે ત્યાંથી માયા

સંકેલી જાય.

**દાદાશ્રી :** એ તો દીવા જેવી ચોખ્ખી વાત જ છે. પણ આયુષ્યનો ઋણાનુબંધ એટલે શું કે તમે જેટલું બીજાને દુઃખ દીધું હોય એટલું તમારું આયુષ્ય ઘટે. બધાને સુખ આપો તો આયુષ્ય વધે. પછી ઋણાનુબંધ એ પ્રમાણે બંધાઈ જાય. આમ દેખાવમાં હોય ઋણાનુબંધ પણ સૂક્ષ્મ વસ્તુ જુદી હોય છે.

❖ ❖ ❖ ❖ ❖

[૨.૧૦]

# ઘાતી-અઘાતી કર્મ

## નિરંતર ઓગળ્યા જ કરે દ્રવ્યકર્મ !

આ શરીર શું છે ? એ શેનું બનેલું છે ? ત્યારે કહે, આઠ કર્મોનું પોટલું છે આ તો. અને મીણબત્તીમાં બે-ત્રણ કર્મ હોય છે તે આ આઠ કર્મ. મીણબત્તીમાં કયા કયા કર્મ ? ત્યારે કહે, એક દોરો. એ દોરો પાછો સળગે એવો. બીજું પાછું એ દોરાને સળગાવડાવે એ મીણ. ત્રીજું પોતે સળગીને પણ ખલાસ થઈ જાય. એવું આયુષ્ય લઈને આવેલા છે. આ મીણબત્તીય આયુષ્ય લઈને આવેલી. એટલે જો એક દોરો, એક અજવાળું, મીણ અને આયુષ્ય. એને ચાર, આપણા આઠ. એને ઘાતીકર્મ ના હોય. એનેય અઘાતી ને આપણેય અઘાતી - ચાર. એ જીવતું હોય તો ઘાતી કર્મ હોય. એટલે જ્ઞાનાવરણ, દર્શનાવરણ મોહનીય, અંતરાય એ બધાં ઘાતી કર્મ. એટલે આ આત્માનો ઘાત કર્યા કરે.

પણ આ મીણબત્તીનો તો બહુ સરસ દાખલો અપાયો. અત્યાર સુધી આ શાસ્ત્રમાં કોઈ જગ્યાએ અપાયો નથી એવો પહેલી વખત, ફર્સ્ટ ટાઈમ નીકળ્યો આ !

દ્રવ્યકર્મ એ મીણબત્તી છે અને આ દ્રવ્યકર્મરૂપી મીણબત્તી સળગ્યા જ કરે છે નિરંતર. હવે એમાં તો કોઈને કશું કરવું ના પડે ને ? મીણબત્તી

તો એની મેળે કુદરતી રીતે સળગીને જ ઊભી રહેલી છે. જન્મ્યાને ત્યારથી સળગવાની શરૂ જ થઈ ગઈ છે. એટલે તમારે કશું સળગાવવી નહીં પડે. એની મેળે સળગતી સળગતી સળગતી પૂરી થઈ જશે. એટલે આયુષ્યકર્મ પૂરું થઈને ખલાસ થઈ જશે. એટલે આઠેય કર્મ એ દ્રવ્યકર્મ ઓગળી જશે ને નવા બાંધેલા દ્રવ્યકર્મ આવતા ભવ માટે જોડે લઈ જશે.

**પ્રશ્નકર્તા :** પણ દ્રવ્યકર્મ તો ઉદયાધીનને ?

**દાદાશ્રી :** એ ઉદયાધીન. દ્રવ્યકર્મ ઉદયથી ઓગળ્યા કરે છે દા'ડે દા'ડે, એક્ઝોસ્ટ થઈ રહેલું છે. નિરંતર દ્રવ્યકર્મ એક્ઝોસ્ટ થયા કરે છે અને એક દા'ડો બોલશે એ, એક્ઝોસ્ટ થઈ ગયા.

**પ્રશ્નકર્તા :** જે વણાયેલી પ્રકૃતિ, એનાં જે દ્રવ્યકર્મ એક્ઝોસ્ટ થવા માટે અમુક જરા વધારે વાર લાગે ?

**દાદાશ્રી :** એ તો તેનાં ટાઈમમાં એક્ઝોસ્ટ થઈ જ જાય. એનાં ટાઈમ જોડે મેળ છે. ઊંઘતાં હોય તો ય એક્ઝોસ્ટ થઈ જાય, જાગતાંય થઈ જાય.

## ઘાતી પાટારૂપે - અઘાતી દેહરૂપે !

એ આઠ કર્મ બધાં, તે દ્રવ્યકર્મ છે. એ આઠ કર્મમાં ચાર ઘાતી ને ચાર અઘાતી. તેમાંથી ચાર ઘાતી છે તે ચશ્મા છે અને ચાર અઘાતી છે એ દેહનો ભોગવટો છે. એ કર્મનાં આધીન ચશ્મા ઊભા થાય છે દ્રવ્યકર્મના. હવે એ આધાર, તે આપણે પેલાં ચશ્મા ઊડાડી મેલ્યાં છે, નહીં તો એનો પાર ક્યારે આવે ? બધી યોનિઓમાં ભટકે ત્યારે પાર આવે એ ચશ્માનો.

ઊંધા ચશ્મા ને દેહ બે જુદી વસ્તુ છે. એ ઊંધા ચશ્મા આપણે આ જ્ઞાન આપીએ છીએ ત્યારે કાઢી નાખીએ છીએ, પણ આ દેહને ભોગવવાનાં કર્મો નીકળે નહીં, એ ભોગવે જ છૂટકો. આમાંથી જે ઉત્પન્ન થનારા નોકર્મ, એ ભોગવે જ છૂટકો.

**પ્રશ્નકર્તા :** આ ચાર કર્મ જે છે એ આત્માનો ઘાત કરે એટલે શું ?

**દાદાશ્રી :** પહેલું જ્ઞાનાવરણ, પછી દર્શનાવરણ, પછી મોહનીય અને અંતરાય. આ ચાર ઘાતીકર્મ કહેવાય. આ ચાર હોય ત્યાં સુધી આત્માને ઘાત થયા કરે. એટલે આવરણ આયા જ કરે. અને બીજા ચાર અઘાતી. અઘાતી એટલે એમાં આત્મા ઉપર આવરણ ના આવે. પછી તમે તન્મયાકાર ના થાઓ તો ડિસ્ચાર્જ થઈને ખલાસ થઈ જાય. આ અઘાતી કર્મો એ મહાવીર ભગવાનને કેવળજ્ઞાન પછી ય હતાં. આ ચાર ઘાતી જ બધા ચોખ્ખા થયેલાં. પેલા અઘાતી બધા તો હોય જ ને ! એટલે વેદનીય-નામ-ગોત્ર ને આયુષ્ય એ ચાર છે તે અઘાતી કર્મ કહેવાય. એ કેવળજ્ઞાન પછી દરેકને હોય. એ રહેશે તોય આત્માને નુકસાન ન કરે.

**પ્રશ્નકર્તા :** એટલે આ ચાર કર્મ જ ખપાવાના છે ?

**દાદાશ્રી :** હા, બીજા ચાર કર્મ તો એની મેળે નિકાલ જ થવાના.

શાતા વેદનીય આવી, આરામથી સૂઈ જાવ નિરાંતે. અશાતા વેદનીય આવી તો પછી બૂમાબૂમ ના કરો.

## નિકાલ બાકી અઘાતી કર્મનો !

**પ્રશ્નકર્તા :** આ જે આયુષ્ય, વેદનીય, ગોત્ર ને નામકર્મ એ તો દેહને સ્પર્શેલા દેખાય છે. દેહના સંબંધવાળા દેખાય છે. પેલું જ્ઞાનાવરણ-દર્શનાવરણ....

**દાદાશ્રી :** એ દેહના સંબંધવાળા જ છે પણ ચશ્મારૂપે છે. બાકી બધાય દ્રવ્યકર્મમાંથી જ ઊભા થયા છે. આ જો ઘાતી જતાં રહે, તો પેલાં અઘાતીને વાંધો નથી કશોય. અઘાતી તો આ દેહ હોય ત્યાં સુધી રહેવાના, એટલે અપયશ મળતો હોય તો તેનો વાંધો નથી. જ્ઞાનાવરણીય ગયું ? ત્યારે કહે, હા, ગયું ! ત્યારે કહે લોકો અપયશ આપે છે તે ? ભલે રહ્યો. દેહ છે ત્યાં સુધી ટકશે અને યશે ય દેહ છે ત્યાં સુધી ટકશે. યશે ય મલે ને અપયશે ય મલે.

**પ્રશ્નકર્તા :** દેહની સાથે જોડાયેલું કર્મ જ્ઞાનાવરણ એ દેહ હોવા છતાં જઈ શકે ? જ્ઞાનાવરણ-દર્શનાવરણ ?

**દાદાશ્રી :** એ તો જોડે જ હોય. એ આમાં ભેળસેળ જ છે આ બધા. પણ એ ચાર ઘાતી ક્ષય થઈ શકે. અઘાતી ના ક્ષય થઈ શકે.

આ જ્ઞાન મળ્યા પછી દર્શનાવરણીય ઊડી ગયું, મોહનીય ઊડી ગયું, બધું ઊડી ગયું. અંતરાય નથી ઊડ્યા. જ્ઞાનાવરણ નથી ઊડ્યું, આ ચાર છે તે આત્મઘાતી. ઘાતી કર્મ કહેવાય. તે ઘાતી કર્મમાં બેનો જેમ જેમ નિકાલ કરશો સમભાવે તેમ તેમ આવરણો ઓછા થશે, તેમ તેમ અંતરાય તૂટતાં જશે.

અને પેલા ચાર જે બંધાયેલા છે, ડિસ્ચાર્જ થાય છે, તે શાતા-અશાતા વેદનીય આપે એટલું જ, ઠેઠ સુધી આપે. ભગવાનને ય શાતા-અશાતા વેદનીય ઠેઠ સુધી, ઠેઠ નિર્વાણ થતાં સુધી શાતા-અશાતા બન્ને ય વેદનીય હોય.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાનીને પછી અશાતા ન હોય, એમ શાસ્ત્રો કહે છે.

**દાદાશ્રી :** શાતા-અશાતા વેદનીય એકલી રહેવાની. એમની શાતા-અશાતા એવી ના હોય, જાડી ના હોય, બહુ ઝીણી હોય. છતાંય ભગવાનને કાનમાં બરુ મારેલા ને ! અશાતા ભારે આવેલી !

**પ્રશ્નકર્તા :** ભગવાનને જે બરુ માર્યા, તે કેવળજ્ઞાન પહેલાં કે પછી ?

**દાદાશ્રી :** એ તો કેવળજ્ઞાન પહેલાં. ત્યાર પછી છે તે બધાં આ માકણ-બાકણ બધાં બહુ પડેલાં, બહુ અશાતા વેદનીય ઉત્પન્ન થઈ'તી. એટલે જ દેવલોકોએ મહાવીર કહ્યાને ભગવાનને. જબરજસ્ત અશાતા વેદનીય !

## તીર્થંકરોના દ્રવ્યકર્મો !

**પ્રશ્નકર્તા :** તે દાદા, તીર્થંકરોને ઘાતી-અઘાતી કર્મો કેવાં હોય ?

**દાદાશ્રી :** એમને ચાર અઘાતી જુદા જુદા, ડીફરન્સવાળા હોય. તે એક વેદનીય, નામ, ગોત્ર ને આયુષ તે બધાનાં ડિફરન્સવાળા હોય અને જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય ને અંતરાય તે ચારેય બધાંના સરખા તૂટેલા હોય ને સરખા હોય તો જ એ કેવળજ્ઞાન કહેવાય, નહીં તો ત્યાં સુધી કેવળજ્ઞાન ના કહેવાય. કેવળજ્ઞાન ક્યારે કહેવાય કે એ ચારેય બધાનાં સરખા થઈ જાય.

કોઈ શામળા હોય, કોઈ ગોરા હોય, કોઈ સોનેરી હોય, સોનેરી કલર (એટલે), આ અમારા કલરને સોનેરી કલર કહે છે. પેલા સોના જેવું એક્ઝેક્ટ નથી હોતું, એટલે આ કલર બધાં જાત જાતના હોય, એમાં ફેર હોય. પછી ઊંચાઈ-નીચાઈમાં ફેર હોય. હા, રૂપાળા બધાં હોય પણ આકાર બધા જુદાં જુદાં હોય. હવે એ આકાર, દરઅસલ રૂપ તો ના જ કહેવાય. પણ બધા સરખા દેખાય રૂપાળા, તેનું શું કારણ ? લાવણ્યતા સરખી. બાકી આમ સરખા રૂપાળા ના હોય. આ અંગ ને ઉપાંગ તરીકે તો રૂપમાં બહુ જુદું જુદું હોય, પણ લાવણ્યતા સરખી હોય. કોઈ ઊંચા, કોઈ જાડા, કોઈ પાતળા. મલ્લીનાથેય રૂપાળા હતા. દેહકર્મી હતા. કંઈ એમ ને એમ તો, કંઇ દેહકર્મી વગર તો ત્યાં કંઈ પાંદડા લેપ્યે થાય ? ના થાય. તીર્થંકર કહેવાય. એની વેદનીયમાં ફેર પડે, હો કે. ભગવાન મહાવીરને બહુ દુઃખ પડ્યા અને બીજાને ઓછાં. બીજાને બહુ સુખ પડે. કોઈનું તીર્થંકર નામકર્મ શાતા વેદનીયનું બંધાયેલું હોય અને કોઈનું અશાતા વેદનીયનું બંધાયેલું હોય.

**પ્રશ્નકર્તા :** એ પુણ્યૈને આધારે હશેને ?

**દાદાશ્રી :** એ જ, બધું પુણ્ય-બુણ્ય. એ એની મહીં ભેગું આઈ ગયું. કોઈ તીર્થંકર નામકર્મ સાંભળતા જ આખી પબ્લીક અહોહોહો થઈ જાય ને કેટલાંક નામકર્મ સાંભળતા જ મોઢું મરડીને પાછાં ચાલવા માંડે. આ તો બધું બહુ જાતજાતનું છે. કેટલાંક છે તો તે બધી નાતોમાં પૂજ્ય થઈ જાય, તોય આખા હિન્દુસ્તાનમાં ના પણ થાય અને કેટલાંક છે તે અમુક જ નાતોમાં થાય પૂજ્યતા. આયુષ્ય કેટલાકનાં ટૂંકા હોય, કેટલાકનાં લાંબા હોય, એ બધો ફેર હોય.

## બધાં તાળા મળ્યે વરે જ્ઞાનીપદ !

કોઈ પણ જવાબદારીવાળું પદ પ્રાપ્ત થાય, તેનાં કેલ્ક્યુલેશન્સ (ગણતરી) હોય છે, તો જ એ પદ આવે. નહીં તો એ પદ પ્રાપ્ત થાય નહીં. તે કયા કયા કેલ્ક્યુલેશન્સ મળવા જોઈએ ? આ તો મુખ્ય લક્ષણ કહું છું, કે જે જવાબદારીવાળી પોસ્ટ ઉપર કોણ આવે છે ?!

નામકર્મ ઊંચું હોય, જન્મથી જ ઊંચું હોય. તે આદેય નામકર્મ હોય. નાની ઉંમર હોય તોય લોકો, 'આવ ભાઈ, આવ' કહે અને મોટી ઉંમરના થાય તોય 'આવો આવો' કહે. એ આદેય નામકર્મ હોય, જિંદગીભર.' પછી યશનામકર્મ હોય. અમથો હાથ લગાડુંને તોય પેલાનું કામ થઈ જાય. એટલે બધાં બહુ જાતનાં નામકર્મ હોય. પછી અંગ-ઉપાંગ નામકર્મ હોય. કદરૂપા અંગ ના હોય. હાથનાં આંગળાં, પગનાં આંગળાં, કાન, માથું, બધું કદરૂપું ના હોય. ચિતરામણ બહુ રૂપાળું હોય.

પછી બીજું શું હોય ? લોકપૂજ્ય ગોત્ર હોય. પછી આયુષ્યકર્મ સારું લઈને આવેલા હોય. અને વેદનીયકર્મ એવું લાવ્યા હોય કે અશાતા વેદનીય ઓછામાં ઓછું આવે. જુઓને, આ પગે ફ્રેક્ચર થયું પણ અશાતા વેદનીય અમને થઈ નથી. એટલે આવાં બધા ગુણાકાર હોય તો એ પદ આવે, એટલે હું કંઈ આ મારી જાતે નથી થયો !

આ શાતા વેદનીય અમારી સારી ગણાય, આ કાળમાં તો. બધો હિસાબ લઈને આયેલા હોય. દાદા પેલાં ચાર કર્મ તીર્થંકર જેવાં લઈને આયેલા હોય અને આ ચાર કર્મ છે ને એ આ કાળને લઈને કાચું પડ્યું. કાચું પડ્યું તો આ બધાની જોડે બેસીએ છીએ, ઊઠીએ છીએ. જુઓને, નાસ્તા કરવા જઈએ છીએ ને, નહીં તો નાસ્તા કરવા કોણ આવે ? તે હવે જો પૂરા થયા હોત તો શી રીતે તમારે ભાગે આવત ? માટે અધૂરા રહ્યાં તે સારું થયું.

દાદાને ખોટ છે જ નહીં આમાં. દાદાની ઈચ્છા એવી છે કે આ જગત કંઈક સાચા જ્ઞાનને ને કંઈક સાચા માર્ગને પામો ને શાંતિને પામો. કેટલાંક મોક્ષને પામો, કેટલાંક શાંતિને પામો, કેટલાંક વીતરાગ માર્ગને

પામો ને કેટલાંક સાચા ધર્મને પામો એ જ દાદાની ઈચ્છા, બીજી કશી ઈચ્છા નથી. એ ઈચ્છાના માટે છે બધું આ. તીર્થંકરોને ય તેવી ઈચ્છા હોય છે.

**પ્રશ્નકર્તા :** આ ઉંમર પછી હવે શક્તિ ઘટતી જ જવી જોઈએ એટલે બધાને નવાઈ લાગે છે કે દાદા ઈઠ્યોતેર વર્ષે આટલું બધું સરસ કામ કરી શકે છે, આટલું બધું ફરી શકે છે એમ. આની પાછળ દેવોની શક્તિ નહીં ?

**દાદાશ્રી :** કૃપા ખરીને ! એ ય ઉદય કર્મના આધીન છે. એ નિમિત્ત ગોઠવેલું, નવું નહીં. યશનામકર્મ, બીજા બધા કર્મોના રૂપે છે. નામકર્મ તો બહુ મોટું સરસ. લોકપૂજ્ય ગોત્ર ને એ બહુ ઊંચું કહેવાય. આયુષ્ય ઈઠ્યોતેર થઈ જાય એટલે ઊંચું એવું.

**પ્રશ્નકર્તા :** હજારો લોકો યાદ કર્યા કરે, એ ખ્યાતિ ફેલાય એ જ નામકર્મ ને ?

**દાદાશ્રી :** નામકર્મ, એ બધું ખ્યાતિ ફેલાય એ નહીં. ખ્યાતિ ફેલાવી એ આજના કર્મનું ફળ છે. અને પેલું છે તે નામકર્મ ફળ આપે તે જુદું, એટલે જ્યાં જાય ત્યાં, માન-તાન બધું જ મળે.

એટલે આ 'દાદા ભગવાન'નું કામ છે ને યશફળ મને મળ્યા કરે છે. 'એમને' યશ જોઈતો નથી ને યશનામકર્મ તો 'મારું'ને !

**પ્રશ્નકર્તા :** 'દાદા ભગવાન'ને તો શેનો યશ હોય, એ તો નિર્લેપ છે ને ?!

**દાદાશ્રી :** 'એમને' એ આઠેય કર્મ હોય જ નહીં. આઠ કર્મ બધાં મારા છે. જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય, અંતરાય, નામ, ગોત્ર, વેદનીય, આયુષ્ય એ આઠેય કર્મો 'મારા.'

**પ્રશ્નકર્તા :** તે 'મારા' એટલે કોના ?

**દાદાશ્રી :** આ 'જ્ઞાની પુરુષ'નાં જ ને !

આમ ગણતરી કરવા જાય ને તો કહે છે જ્ઞાનાવરણ ? ત્યારે કહે, ના, એ થોડુંક જ, ચાર-ચાર ડિગ્રી જેટલું જ. દર્શનાવરણ બિલકુલ નહીં, મોહનીય બિલકુલ નહીં, અંતરાય નહીં કોઈ જાતના. અંતરાય એટલે શું ? પોતાની ઈચ્છા પ્રમાણે વસ્તુ પ્રાપ્ત ન થવી તે.

કોઈ કહેશે, પેલા સંતના જેટલાં હીરા કેમ નથી દાદાને ? મેં કહ્યું, દાદાને ઈચ્છા જ નહીં થતીને ! મારી ઈચ્છા હોય ને ના મળે તો અંતરાય કહેવાય. પેલી ઈચ્છા જ નહીંને કોઈ જાતની. દર્શનાવરણ, મોહનીય, અંતરાય પછી વેદનીયમાં, ખાસ અશાતા વેદનીય કો'ક જ ફેરો હોય, બાકી અશાતા વેદનીય ના હોય. એ ય ખાસ નહીં પાછી. પોતે જાણી શકે એવી હોય. નામકર્મ બહુ સરસ પછી, ગોત્રકર્મ તે ય સરસ, આયુષ્ય એ ય સારું. બધી રીતે ફુલ, આઠેય કર્મ ઊંચા !

કેવળ જ્ઞાન એટલે શું ? ચાર ઘાતીકર્મ બંધ થઈ ગયા, અટકી ગયા, એનું નામ કેવળજ્ઞાન. અને પેલા ચાર અઘાતી કહેવાય છે જે બંધાયેલા તે. અઘાતી તો ભગવાનને ય છૂટકો જ નહીં ને ! એવાં તમને ય અઘાતી છે ને એમને ય અઘાતી છે. પણ એમને અઘાતી ફેર કે, એ બધાં છે તે ખપાવી ખપાવીને ગયેલા અને તમારે ખપાવ્યા સિવાયના અઘાતી. પણ બન્નેય અઘાતી ગણાય. એકનું સોનું દેવું અને કો'કનું લાખનું દેવું, પણ બન્ને દેવામાં ગણાય. પેલાને રૂપિયો-રૂપિયો ભરવો પડે છે. આને હજાર-હજાર ભરવા પડે છે. કારણ કે રકમ મોટી છે.

છતાં એ બધાં કર્મો ખપાવવાનાં છે. ખપાવવાના એટલે સમતાપૂર્વક ખપાવવા પડેને ! આપણે ડબ્બા (ભરેલો માલ) લાવ્યા છીએ, એ તો બધાં ડબ્બા આપી દેવાં પડશે. આ ડબ્બા પરભારી વસ્તુ છે. આપણાં ન્હોય એ ડબ્બા. પરભાર્યો માલ છે આ બધો. આપી નહીં દેવો પડે ? આપી દો આ બધું ઝટપટ, ઝટપટ અહીંથી લઈ જાવ બા. તમારો માલ તમારા ઘેર લઈ જાવ.

**પ્રશ્નકર્તા :** હવે જે ડિસ્ચાર્જ કર્મો છે એ તો રહ્યા છે ને ?

**દાદાશ્રી :** ડિસ્ચાર્જ એટલે ચાર ઘાતીકર્મનું પરિણામ. અને ચાર્જ

એટલે ઘાતીકર્મનું કારણ, કોઝ. એટલે કારણ બંધ થઈ ગયું હવે. જે અઘાતી કર્મ રહે છે, એ આ ચાર ઘાતીકર્મનું પરિણામ છે. હવે કારણ હતું તો પરિણામ થયા'તા. હવે કારણ બંધ થયું, એટલે પરિણામ એના ફળ આપીને જતાં રહેશે, ખલાસ થઈ જશે. પછી નિરંતર વેદનીયકર્મ ભોગવ્યા કરે. નિરંતર નામકર્મ ભોગવ્યા કરે, નિરંતર ગોત્રકર્મ ભોગવ્યા કરે, નિરંતર આયુષ્યકર્મ ભોગવ્યા કરે.

**પ્રશ્નકર્તા :** આયુષ્ય, વેદનીય, નામ, ગોત્ર એ બધાં, આત્મજ્ઞાન થાય કે ના થાય તો ય એ ભોગવવાં જ પડે છે.

**દાદાશ્રી :** બરોબર છે, વાત સાચી છે. એ તો જ્ઞાન થયેલું હોય, તેને ય ભોગવવાનું અને ના થયેલું હોય, તેને ય ભોગવવાનું. પણ પેલા જ્ઞાન થયેલાને ભોગવવાનું તે પોતાને અડ્યા વગર ભોગવવાનું અને પેલું સ્પર્શથી ભોગવવાનું. ભોગવવાનું તો બેઉનેય. પછી જેટલો અડે એટલો ભોગવટો થાય અને ના અડે, જો જ્ઞાતા-દ્રષ્ટા રહે તો ભોગવટો ના થાય. જેટલું ત્યાં આગળ જાગૃતિ રહે એટલો લાભ થાય.

## શુક્લધ્યાનથી ઘાતીકર્મ નષ્ટ !

**પ્રશ્નકર્તા :** અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ, અનંત શક્તિ- આ જે આત્માનાં ચાર ગુણો છે એને આવરે છે એટલે એ ચાર ઘાતીકર્મ કહેવાય છે. કારણ કે આત્માના સ્વભાવનો ઘાત કરી રહ્યા છે, તેથી બળવાન છે.

**દાદાશ્રી :** એવું છે ને, શબ્દો ઉપરથી આપણે બહુ સમજી નહીં લેવાનું. બેને લડાઈ થાય તો આ જીતે. બળવાન એનો અર્થ એવો નહીં કહેવા માંગતા. આ સૂર્યનારાયણ છે ને, વાદળું આવે તો સૂર્યનારાયણને ઢાંકી દે. એમાં વાદળું કંઈ બળવાન છે ? પણ અત્યારે બળ દેખાય છે ને એનું. બળવાન નથી. એ લડે તો કશું આ ફાયદો ના કાઢે. આત્મા અનંત શક્તિનો ધણી છે. એક ઠોકર મારે તો બધું ઉડાવી મારે પણ એ કરે નહીં. હા, વિશેષ શક્તિ જો વાપરે તો કંઈનું કંઈ કરી નાખે.

**પ્રશ્નકર્તા :** શુદ્ધ ચિદ્રુપના ધ્યાનમાં તત્પર થાય, એકાગ્ર થાય, તે સર્વોત્તમ શુક્લધ્યાન છે. ધ્યાન અગ્નિ એવો બળવાન કહ્યો છે, કે સર્વ ઘાતીકર્મને બાળીને ભસ્મિભૂત કરી દે છે.

**દાદાશ્રી :** હા, તેથી આ બધાને, તમને જ્ઞાન અગ્નિ જ આપ્યો છે ને ! આ તમને ધ્યાન, શુક્લધ્યાન આપ્યું છે તેથી એ તમારાં બધાં ઘાતીકર્મ નાશ કરી દે છે.

**પ્રશ્નકર્તા :** હા, એ ઘાતીકર્મનો નાશ કરી નાખે છે. જો તમે શુદ્ધ ચિદ્રુપના ધ્યાનમાં આવી જાવ.

**દાદાશ્રી :** શુક્લધ્યાન આપેલું જ છે. શુક્લધ્યાન જ બધાને વર્તે છે અને એ શુક્લધ્યાન છે તે, આ ઘાતીકર્મનો નાશ કરી નાખે.

**પ્રશ્નકર્તા :** એટલે જ આ ચાર કર્મો બળવાન લખ્યું છે ને. આ શુક્લધ્યાન તો એ ઘાતીકર્મનો નાશ કરી નાખે.

**દાદાશ્રી :** એ એવું ના લખે તો, પછી લોકો એમ સમજે કે ઓહો, આ તો આપણે આમ ઘડીવારમાં કાઢી નાખીશું એક ઝાટકે. એ તો વ્યવહારમાં આવું લખવું પડે.

**પ્રશ્નકર્તા :** ઘાતીકર્મ તો શુદ્ધ ચિદ્રુપ એને પોતાના શુક્લધ્યાનથી નાશ કરે, હવે જે નાશ કરે એ પ્રક્રિયા કઈ હશે ? દાખલા તરીકે આ સૂર્યનો તડકો છે તો અનેક જીવાણુનો નાશ થઈ જાય છે, એ તાપથી થાય છે. એવી રીતે આ શુદ્ધ ચિદ્રુપના તાપથી, એના પ્રકાશથી આ અઘાતી કર્મોનો નાશ થતો હશે ને ? એમ હશે કે કેવી રીતે હશે?

**દાદાશ્રી :** એવું નથી. એ પોતાના સ્વરૂપના બેભાનપણાને લઈને આ વિશેષ ભાવની અસર પડી છે તો અજાગૃતિ ઉત્પન્ન થઈ. કેમ થઈ ? ત્યારે કહે, આ બધાના સાનિધ્યમાં, સામીપ્ય ભાવને લઈને. જેમ કોઈ એક માણસ મોટો શેઠ હોય, આટલીક બ્રાંડી પી લીધી તો પછી ? પછી પોતાનું સર્વસ્વ ભાન ખોઈ નાખે, એને પછી બીજું ઉત્પન્ન થઈ જાય, 'હું તો

ગાયકવાડ સરકાર છું.' કંઈ એ નવી જ જાતનું બોલે. એટલે તે ઘડીએ અમલ પેલા દારૂનો હોય. એવું અહીં અમલ અજ્ઞાનનો થાય છે.

**પ્રશ્નકર્તા :** કારણ કે આ ચારેય જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય, અંતરાય એ અજ્ઞાનતાના કારણો છે.

**દાદાશ્રી :** નહીં, એ જ સ્વરૂપનાં અજ્ઞાનને લઈને એ આવરણ આવ્યું છે અને સ્વરૂપનાં ભાનને લઈને આવરણ તૂટી જાય છે.

મહાવીર ભગવાનને ય ડિસ્ચાર્જ કર્મ હતાં. એમને આ ચાર ઘાતીકર્મ નાશ થઈ ગયા ત્યારે કેવળજ્ઞાન થયું. અમુક અંશે નાશ થાય એટલે આત્મજ્ઞાન થાય. સંપૂર્ણ નાશ થાય એટલે કેવળજ્ઞાન થાય, છતાં પેલાં ચાર અઘાતી હોય.

## મૂળમાં મોહનીય !

**પ્રશ્નકર્તા :** રોંગ બિલિફ અને આ ચાર ઘાતી કર્મોને સંબંધ ખરો ને ?

**દાદાશ્રી :** દર્શનાવરણકર્મ, એનું નામ રોંગ બિલિફ.

**પ્રશ્નકર્તા :** રોંગ બિલિફ એટલે દર્શનાવરણ, તો જ્ઞાનાવરણ માટે કંઈ ?

**દાદાશ્રી :** દર્શનાવરણથી જ્ઞાનાવરણ ઊભું થાય.

**પ્રશ્નકર્તા :** દર્શનાવરણ એમાં એક્ચ્યુલી શું હોય છે ? એટલે મૂળ વસ્તુનું દર્શન આવરાયેલું છે ?

**દાદાશ્રી :** દર્શન આવરાયું એટલે પછી રોંગ બિલિફ બેઠી. રાઈટ બિલિફ હતી તેને બદલે રોંગ બિલિફ બેઠી.

**પ્રશ્નકર્તા :** અને રોંગ બિલિફથી પાછું દર્શન આવરતું જાય, એવું પણ ખરું ને ?

**દાદાશ્રી :** પછી આવરણ વધતું જાય.

**પ્રશ્નકર્તા :** આ ચારેય કર્મો છે. આ દર્શનાવરણકર્મ, જ્ઞાનાવરણકર્મ, મોહનીય અને અંતરાય, એની કંઈ લીંક હોય છે આમ ? અનુસંધાન હોય છે એકબીજાનું ?

**દાદાશ્રી :** અનુસંધાનથી જ છે. બધું એક જ છે. પણ આ તો જુદું આપ્યું લોકોને સમજણ પાડવા માટે.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે આમ ? એનું અનુસંધાન કેવી રીતે છે ?

**દાદાશ્રી :** બધું મોહનીયમાં જ છે આ. આઠેય કર્મો મોહનીયને લીધે થાય છે. બધું મોહનીયમાં, એક શબ્દ જ હોય તો ચાલે.

**પ્રશ્નકર્તા :** આનું અનુસંધાન આમ શું હોય છે ?

**દાદાશ્રી :** સૌથી પહેલું મોહનીય આવે. મોહનીયમાં બધું સમાઈ જાય. મોહનીય જ બધું ઊભું થયું. મોહનીય એટલે સોનાને સોનારૂપે નહીં જોતાં, બીજી રીતે જુએ તે. એટલે મૂળ આત્માને આત્મારૂપે નહીં જોતાં, એટલે જેવું છે તેના બદલે અવળું જ દેખાય છે.

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાનાવરણ-દર્શનાવરણ અને પેલાં ચાર કષાયો, એનું અનુસંધાન છે ને આમ ?

**દાદાશ્રી :** આ જ કષાયો એ તો. વધુ ફોડ પાડવા માટે સમજાવવા માટે નામ પાડે. બીજું શું ? ક્રોધ-માન બધાં મોહનાં છોકરાં ! તેથી અમે દર્શનમોહ કાપી નાખીએ, ચારિત્રમોહ રહી ગયું, બસ.

**પ્રશ્નકર્તા :** પેલું દર્શનાવરણ-જ્ઞાનાવરણથી આ દર્શન ગુણ આવરાયો. જ્ઞાનગુણ આવરાયો અને અવ્યાબાધ સુખ આવરાયું. ગુણ આવરાઈ જવાં અને આવરણો એ કેવી રીતે હોય છે બધું ?

**દાદાશ્રી :** આ આઠેય કર્મ મોહનીયરૂપે છે. મોહનીય ગયું તો બધું ય ગયું.

**પ્રશ્નકર્તા :** એ કર્મોને લીધે આત્માના ગુણો બધાં આવરાયેલાં છે ?

**દાદાશ્રી :** હા, બધાં ય આવરાયેલાં છે.

**પ્રશ્નકર્તા :** તો આ મોહનીય તૂટ્યું, દર્શનમોહ તૂટ્યો એટલે ગુણો પછી પ્રગટ થતાં જાય.

**દાદાશ્રી :** ગુણો પ્રગટ થતાં જાય. પ્રગટ થઈ રહ્યા, એનું નામ કેવળજ્ઞાન.

## કષાયથી જ કર્મબંધ !

**પ્રશ્નકર્તા :** ચારેય ઘાતીકર્મો-કષાયો વચ્ચે શું સંબંધ છે ? કષાયોને લીધે ઘાતીકર્મો બંધાય છે કે ઘાતીકર્મોને લીધે કષાયો હોય છે?

**દાદાશ્રી :** અત્યારે આપણને શું થઈ રહ્યું છે ? ઘાતી કર્મને લઈને કષાય ઉત્પન્ન થાય છે. હવે જો આપણે પોતે કોણ છીએ એ સમજી જઈએ તો આ કષાય પછી દૂર કરી શકાય.

**પ્રશ્નકર્તા :** દૂર કરી શકાય કે દૂર થઈ જાય ?

**દાદાશ્રી :** દૂર થઈ જાય. હવે કષાય દૂર થાય એટલે ઘાતી કર્મ બંધાય નહીં. હવે કષાય દૂર થાય એટલે ઘાતીકર્મ એકલાં નહીં, ઘાતી અને અઘાતી બન્નેય બંધાય નહીં.

## અક્રમ જ્ઞાનથી એકાવતારી પદ !

**પ્રશ્નકર્તા :** ચાર ઘનઘાતી કર્મો એ તૂટે કેવી રીતે ? એમાંથી છૂટાય કેવી રીતે ?

**દાદાશ્રી :** છૂટી ગયાં છો ને, પછી હવે શું પૂછવાનું છે ? ચાર અઘાતી કર્મ રહ્યાં છે. ઘનઘાતી છૂટી ગયા છે. તે ઘનઘાતી થોડાક અંશે રહ્યાં છે તે ય એકાદ અવતારનાં બાકી રહ્યાં છે. ઘાતી જે હતાં તે એકાદ

અવતારનાં બાકી છે. છૂટી ગયાં છે તોય આવું કેમ પૂછો છો ? હા, અઘાતી નહીં છૂટ્યા. જે ઘાત નહીં થતાં એ નહીં છૂટ્યાં, એ એની મેળે છૂટ્યા કરે છે.

**પ્રશ્નકર્તા :** ઘાતીકર્મ પૂરેપૂરાં તો ન છૂટે ને, દાદા ? કારણ કે પૂરેપૂરા ઘાતીકર્મ છૂટે તો તો પેલું કેવળજ્ઞાન થઈ જાયને ?

**દાદાશ્રી :** હા, તો કેવળજ્ઞાન થઈ જાય. એટલે આપણને એક અવતાર મળે એટલા બીજાં બધાં છૂટી ગયાં છે ને ! છૂટી ગયા છે ત્યારે તો મહીં નિરાકૂળતા રહે છે, નહીં તો રહે જ નહીં ને ! એક અવતાર જેટલા બાકી રહ્યાં છે. પછી કોઈને ચાર અવતાર કરવા હોય તો ?! ના કહેવાય આપણાથી ?! મારા કહેવા પ્રમાણે ચાલે તો એક અવતારથી વધારે બીજો અવતાર થાય નહીં.

## રહ્યો હવે ચારિત્રમોહ !

**પ્રશ્નકર્તા :** જ્ઞાનાવરણકર્મ જતું રહ્યું છે, દર્શનાવરણકર્મ જતું રહ્યું છે એમ ક્યારે ખબર પડે ?

**દાદાશ્રી :** આપણને બધી સૂઝ પડી જાય એટલે જાણવું કે દર્શનાવરણ જતું રહ્યું. પઝલ ઊભાં થતાં નથી ને હવે ? ઊભાં થાય તો એની મેળે ઓગળી જાય છે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે દર્શનાવરણ આખું ઊડી ગયું. પછી જ્ઞાનાવરણ અમુક અંશે બાકી રહ્યું તે છે આ. મોહનીય આખી ય ઊડી ગઈ છે. તેથી જ ચિંતા બંધ થઈ. મોહનીય આખીય ઉડી ગઈ છે. પછી ચારિત્ર મોહનીય રહી.

'આવો સાહેબ, આવો સાહેબ' કરે તો પણ આપણને એમાં રસ નથી હવે. પહેલો જે રસ હતો એ રસ ઊડી ગયો. અગર લોકો અપમાન કરે તો એમાં રસ નથી. લોકનિંદ્ય ગોત્ર તે શું કરે ? લોકનિંદા કરે, તે

એમાં રસ નથી. લોકપૂજ્ય ગોત્ર, લોક વખાણ કર્યા કરે તોય એમાં આપણને રસ નથી. ઈન્ટરેસ્ટ બધાં એની મેળે જતાં રહ્યાં ને બધાં ?

**પ્રશ્નકર્તા :** હા, ઈન્ટરેસ્ટ જતાં રહ્યાં.

**દાદાશ્રી :** તારે શેમાં ઈન્ટરેસ્ટ છે હવે કહે ? લોકપૂજ્ય ગોત્રમાં ખરું ? નહીં કે ?

ચોપડીઓમાં જેટલું બુદ્ધિથી ઉતર્યું એટલું લખ્યું છે અને જેટલું એને પોતાને સમજણ હોય, તે લખનારાનીય સમજણ હોય એ પ્રમાણે લખ્યું છે. બાકી જેટલું લખ્યું છે એવું કશું મોક્ષમાર્ગમાં છે જ નહીં. એનાં કરતાં જ્ઞાન જુદી જ જાતનું નીકળશે !

## રહ્યું દ્રવ્યકર્મ દેહને !

**પ્રશ્નકર્તા :** આપણે એવું બોલાઈએ છીએ કે દ્રવ્યકર્મથી મુક્ત એવો હું શુધ્ધાત્મા છું, એ કઈ અપેક્ષાએ બોલાઈએ છીએ ?

**દાદાશ્રી :** એ તો રિયલની અપેક્ષાએ.

**પ્રશ્નકર્તા :** રિયલ અપેક્ષાએ, પણ આ દેહ છે ત્યાં સુધી ચાર દ્રવ્યકર્મ તો રહેવાના અઘાતી. દ્રવ્યકર્મ તો રહેવાના છેક સુધી ?

**દાદાશ્રી :** પણ તે ચંદુભાઈની સાથે ડિસ્ચાર્જમાં રહ્યાં.

**પ્રશ્નકર્તા :** અને દ્રવ્યકર્મ તો છેક મોક્ષે જતાં સુધી રહેવાનાને ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** અમે એવું સમજતાં કે આ જ્ઞાન મળ્યા પછી બધાં કર્મો ઉડી ગયા. પણ એ ચાર ઘાતીકર્મો તો બધી રીતે ખલાસ થઈ જાયને ?

**દાદાશ્રી :** ના, તદ્દન ખલાસ ના થઈ જાય, થોડાક બાકી રહે. એકાદ-બે અવતારના.

**પ્રશ્નકર્તા :** અને જે ચાર અઘાતી એ છેક સુધી રહેવાના ?

**દાદાશ્રી :** એ તો દેહ છે ત્યાં સુધી રહેવાનાં.

## ત્યારે થાય જ્ઞાનલબ્ધિ !

**પ્રશ્નકર્તા :** જ્ઞાનલબ્ધિ કેવી રીતે ઉત્પન્ન થાય ?

**દાદાશ્રી :** યશનામકર્મ હોય ને બધું ભેગું થાય.

**પ્રશ્નકર્તા :** ખાલી યશનામકર્મ એકલું ?

**દાદાશ્રી :** બીજું બધું ખરુંને ! બીજું ભેગું થાય બધું મહીં.

**પ્રશ્નકર્તા :** બીજું શું શું ભેગું થાય ?

**દાદાશ્રી :** જ્ઞાનાવરણ ખસે, દર્શનાવરણ ખસે, મોહનીય ખસે ને આ ભેગું થાય ત્યારે જ્ઞાનલબ્ધિ થાય.

બાકી લોકોને તો દર્શનાવરણ, મોહનીય ને અંતરાય કશું છૂટે નહીં. આ ચાર તો ના છૂટે. પેલા ચાર બંધાય. શાતા વેદનીય બંધાય, ઉચ્ચ નામકર્મ બંધાય, ગોત્ર બંધાય, ઉચ્ચ આયુષ્ય બંધાય પણ પેલા ના છૂટે. અંતરાય ના તૂટે, મોહે ય ના તૂટે એમને. આ સંસારમાંથી મોહ છૂટે તો આમાં મોહ ચોંટે.

## દાદા આપે સંપૂર્ણ સમાધાન !

**દાદાશ્રી :** ઘાતીકર્મ ઊડી જાય તો જ પહેલો મોક્ષ થાય, કારણ મોક્ષ થાય અને અઘાતી પણ ઊડી જાય ત્યાં આત્યંતિક મોક્ષ થાય, નિર્વાણ કાળે.

જ્યારથી સમ્યક્ દર્શન થઈ ગયું, ત્યારથી નિરંતર સંવરપૂર્વક નિર્જરા થયા કરે. જગતના લોકોને બંધપૂર્વકની નિર્જરા અને આ સંવરપૂર્વકની નિર્જરા.

**પ્રશ્નકર્તા :** અને એ આઠ કર્મો ક્ષય કર્યા પછી જ સિદ્ધ થવાય ?

**દાદાશ્રી :** બરોબર, હા. હવે એ બધા તમારે નિકાલી કર્મો છે. એ ચાર કર્મો અમે અમુક પ્રમાણમાં ક્ષય કર્યા છે, અને બીજા ચાર કર્મો છે તે હવે ક્ષય થઈ રહ્યા છે. તમારે એ બધી પીડામાં નહીં પડવા જેવું. આપણે તો તમે શુદ્ધાત્મા છો, તો ચંદુભાઈ જે કરે છે એ નિર્જરા જ થઈ રહી છે આઠેય કર્મની.

એ આઠ કર્મની મુક્તિ થાયને, એટલે મોક્ષ થઈ જાય. પણ પહેલો મોક્ષ, એકદમ વર્તનમાં ના આવે. પહેલી બિલિફ બેસે આ. આ અમે જે જ્ઞાન આપીએ ને, એટલે બિલિફ બેસે એટલે સમ્યક્ દર્શન થાય. પણ એકદમ વીતરાગ ચારિત્ર ના પ્રાપ્ત થાય. ચારિત્ર વર્તનમાં આવવા માટે ટાઈમ લે પછી. પણ પહેલું શ્રદ્ધા બદલાય તો બધું બદલાય. શ્રદ્ધા જ બદલાતી નથી. 'હું ચંદુભાઈ છું' એ બદલાય નહીં તો ક્યારે પાર આવે ?

ફરી ફરી આવાં સમાધાન, શાસ્ત્રોમાં ના હોય કે ગુરુની પાસે હોય નહીં, ગુરુ-બુરુ બધાં આમાં કશું પહોંચે નહીં. જે જે બધું સમાધાન કરો છો એ તો કેવળ દર્શનથી છે. મતિથી, બુદ્ધિથી પહોંચે નહીં. બુદ્ધિ નહીં ત્યારે જ આ રાગે પડે છે, સેન્ટ બુદ્ધિ નહીં ત્યારે.

**પ્રશ્નકર્તા :** દાદાએ દ્રવ્યકર્મનો છેલ્લામાં છેલ્લો ફોડ આપી દીધો છે. એવો ક્યાંય કોઈએ નથી આપ્યો.

**દાદાશ્રી :** હા, દ્રવ્યકર્મ ના સમજાય ! દ્રવ્યકર્મ એ જો સમજે ને તો કામ થઈ જાય !

❖❖❖❖❖

# [૨.૧૧]

# ભાવકર્મ

## દ્રવ્યકર્મને લઈને થાય ભાવકર્મ !

**પ્રશ્નકર્તા :** હવે ભાવકર્મને વિગતવાર સમજાવો.

**દાદાશ્રી :** ભાવકર્મ જો સમજવું હોય ટૂંકામાં ટૂંકું, શરૂઆત સમજવી હોય તો 'હું ચંદુભાઈ છું' એ જ ભાવકર્મ પહેલું. પછી ઊંડા બધાં બહુ રહ્યાં. એને જ્ઞાનાવરણ-દર્શનાવરણના પેલા પાટા બાંધ્યા છે તેને લીધે, જે છે એ દેખાતું નથી. એટલે 'હું ચંદુભાઈ છું' એવું બોલે છે આ. માટે આ પહેલું ભાવકર્મ.

પછી ચશ્મા બદલાયેલા છે એટલે 'એને' એમ ભાવ ઉત્પન્ન થાય છે કે આ મારો દુશ્મન છે, આ મારો મિત્ર છે એ ભાવકર્મ છે. ભાવના આધારે ચશ્મા નથી. ચશ્માના આધારે અત્યારે ભાવ થાય છે અને એ ભાવ થાય છે એટલે પાછાં નવા ચશ્મા ઊભા થાય છે, આવતા ભવના માટે દ્રવ્યકર્મ.

એ ભાવકર્મનો મૂળ અર્થ એવો છે કે ભાવ અને અભાવ થાય છે, તેથી જગતને કર્મ બંધાય છે. ભાવ થાય છે ને અભાવ થાય છે. ભાવ એટલે રાગ ને અભાવ એટલે દ્વેષ. અભાવ એટલે ક્રોધ અને માન અને ભાવ એટલે લોભ અને કપટ. આ ભાવ-અભાવના આધારે ભાવકર્મ બંધાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે લાઈક અને ડીસ્લાઈક ઉપર ?

**દાદાશ્રી :** એ લાઈક અને ડિસ્લાઈક એ તો પછી રહ્યું. આ ભાવ-અભાવ ક્યાં સુધી કહેવાય ? અહંકાર સાથે હોય ત્યાં સુધી. અને અહંકાર રહિતના ભાવ-અભાવ તો લાઈક-ડિસ્લાઈક. ડિસ્ચાર્જમાં લાઈક-ડિસ્લાઈક હોય. એટલે ભાવ-અભાવથી ચાર્જ થાય છે. લોકોને કાં તો ભાવ થાય, કાં તો અભાવ થાય. આ બેમાંથી એક જ થાય. ત્રીજું ના થાય પછી.

## કષાય એટલે ભાવકર્મ !

એટલે 'હું ચંદુલાલ, હું વાણિયો' એ બધી રોંગ બિલિફો, એ બધા ભાવકર્મ. અને 'હું ચંદુલાલ' થયો એટલે ક્રોધ-માન-માયા-લોભ થયા, તેનાથી કર્મ બંધાય. હવે ક્રોધ-માન-માયા-લોભ એમાં 'હું'-'મારું' આવી ગયું. કારણ કે માન એટલે 'હું' આવ્યું અને લોભ એટલે 'મારું' બધું આવી ગયું. એનાથી આ ભાવકર્મ બંધાય અને આ દ્રવ્યકર્મ છે તો આ જગતમાં આપણને ભાવકર્મ ઊભા થાય.

કોઈની ઉપર ક્રોધ એની મેળે થઈ જાય છે ને ?! કોઈ અપમાન કરે તો સહન થાય નહીં, એ ક્રોધ કરે પછી. ના કરે ક્રોધ ? માનને સાચવવા માટે ક્રોધ કરે, પૈસા સાચવવા માટે ક્રોધ કરે એ ભાવકર્મ કહેવાય.

પછી કો'ક આમ લગ્નમાં ગયા હોય અને રિસેપ્શનવાળાએ 'આમ' કર્યું હોય એટલે એની મેળે જ આમ ટાઈટ થઈ જાય ને કે કોઈ લાત મારવી પડે છે ? વગર લાત મારે આમ થઈ જાય છે ને ! એ માન નામનું ભાવકર્મ. અને કોઈએ આમ જે' જે' ના કરી એટલે આમ ટાઢું થઈ ગયું એ અપમાન નામનું ભાવકર્મ. ટાઢું થઈ જાય કે નહીં, બોલાવે નહીં તો ?!

એટલે આ કપટ કરવા, મોહ કરવો એ બધાય ભાવકર્મ કહેવાય. માયા એટલે કપટ કરે. પૈસાને સાચવવા માટે, માનને સાચવવા માટે કપટ કરે એ ય ભાવકર્મ.

ખાવા-પીવાનું તો હોય પણ પાછું લોભ જાય નહીં. પૈસાનો લોભ કરવો, ઘરમાં પુષ્કળ પૈસા છે અને સારી રીતે ઘર ચાલે છે તોય આખો

દહાડો હાય પૈસો, હાય પૈસો કરે એ શું કહેવાય ? લોભ. પાછું આગલા ભવમાં જે મળવાનું હતું, તે આજે વટાવી ખાધું. (કુદરતની) બેન્કમાંથી અહીંયા આજે જ (ઓવરડ્રાફટ) ઉપાડીને વાપરી મારે અને છોકરાં માટે બે લાખ ભેળાં કરીને છોકરાને કહેશે, 'તું વાપરજે, હં.' અલ્યા મૂઆ, પણ આગલા અવતારમાં શું કરીશ તે ! અક્કરમી એની મેળે જ આવવા દેને, નેચરલ જ. ખેડ ખેડ શું કરવા કર્યું વગર કામનું, આટલી આવક છે તો ય ? એટલે આ આવતું બગાડ્યું. એટલે આ લોભ એ ભાવકર્મ કહેવાય !

ભાવકર્મ તો જે પોતાની સ્થિરતા તોડી નાખે, પોતાનું ભાન તોડી નાખે એ બધું ભાવકર્મ. એટલે આ ક્રોધ-માન-માયા-લોભ એ બધા પોતાનું ભાન ખોઈ નાખે. લોભિયો લોભના ભાનમાં હોય, બીજા ભાન બધાં તૂટી ગયેલા હોય બધા. એટલે લોભાંધ કહે છે ને ! એકલો લોભમાં જ દેખાય અને બીજું બધું અંધ બધું. છોડીઓ ફરવા જતી હોય તેનો વાંધો નહીં, એ પોતે લોભમાં જ ફર્યા કરતો હોય.

ચાર કષાયો એ જ ભાવકર્મ. બીજાં કોઈ નહીં.

**પ્રશ્નકર્તા :** આ કોઈ પણ વસ્તુ ચારમાં ફીટ થાય એ ભાવકર્મ છે ?

**દાદાશ્રી :** હા, ચારમાં ફીટ થાય એ બધાં જ ભાવકર્મ, એ સિવાય બીજું ભાવકર્મ છે નહીં.

**પ્રશ્નકર્તા :** આ ક્રોધ-માન-માયા-લોભના પરમાણુઓ એમાં ભેગાં થાય, ત્યારે છે તો ભાવકર્મ ઉત્પન્ન થાય ને ?

**દાદાશ્રી :** ના, એ ક્રોધ-માન-માયા-લોભ એ જ ભાવકર્મ. એ પ્રગટ દેખાય તે જ ભાવકર્મ, હિંસક ભાવ સહિત હોય તો. અને હિંસક ભાવ ના હોય તો ક્રોધ-માન-માયા-લોભ એ ભાવકર્મ ના કહેવાય પાછાં. ડિસ્ચાર્જ ભાવ એટલે ભાવકર્મ ના કહેવાય. ભાવકર્મ જીવતાં હોય. એટલે મિશ્રચેતન હોય. આ વૈજ્ઞાનિક પ્રયોગને, એમાં અહીં બીજું ચાલે નહીં. બીજું એડજસ્ટેય થાય નહીંને ! જ્યાં વિજ્ઞાન જ હોય ત્યાં આગળ વિરોધાભાસ ના હોય. વિરોધાભાસ ક્રમિક માર્ગમાં હોય. કારણ કે એકને

આમ કહેવાનું હોય, એકને આમ કહેવાનું હોય. અહીં તો એક જ જાતનું કહેવાનું.

ક્રોધ-માન-માયા-લોભ જે પહેલાં થતાં'તા, તેનાંથી તો ભાવકર્મ હતું. હવે ચંદુભાઈ રહ્યા નહીં ને એટલે ભાવકર્મ ઊડી ગયું. ભાવકર્મ આપણે કાઢી નાખ્યું છે. ભાવકર્મ ક્રમિકમાં હોય, સ્ટેપ બાય સ્ટેપમાં હોય.

**પ્રશ્નકર્તા :** કષાયો હોવાથી ભાવકર્મ થાય છે તેમ આપે કહ્યું, તો ચારમાંથી એકાદ પ્રકારનો કષાય હોય તો પણ તેટલો જ દોષિત કહેવાય ?

**દાદાશ્રી :** ચારમાંથી એક હોય નહીં, એ ચારેવ મૂઆ હોય જોડે. પણ એક વધતો-ઓછો હોય. એક આગેવાન જેવો થઈ બેઠો હોય મહીં. હોય ચારેવ બધાં ! અમે મારતાં નથી, હિંસા તો નથી કરતાં, પણ એકને છે તે અમે રજા આપી દઈએ અહીંથી. એટલે બધાંય જતાં રહે. એટલે માન નામનો કષાય છે ને, એને અમે રજા આપી દઈએ છીએ. એટલે પેલાં બધાય જતાં રહે. નહીં તો બીજાં બધાં આ ક્રોધ ને એ બધાં કષાય રજા આપવાથી એ જાય, પણ પાછાં ફરી આવે એ તો પાછળ. અને માન એકલું જ જો ઊડ્યું તો બધું ઊડ્યું. એટલે માયાનાં છ પુત્રો, ક્રોધ-માન-માયા-લોભ, રાગ-દ્વેષ, ને સાતમી માયા, એ આ જગતમાં બધાને ફસાવી રહી છે.

પછી આર્તધ્યાન-રૌદ્રધ્યાન ને ધર્મધ્યાન એ બધું ભાવકર્મ.

## ફેર, ભાવ અને ભાવકર્મમાં !

આખું જગત ભાવકર્મમાં સપડાયું છે. ભાવકર્મ એટલે બીજ રોપવું. ક્રમિક માર્ગ એટલે ભાવકર્મ ઉપર આધાર. ખોટાં બીજને બદલે સારાં બીજ રોપવા અને પાછાં એથી સારા બીજ રોપવા, એનાં કરતાં સારા એમ એમ કરતાં કરતાં આગળ વધવાનું.

**પ્રશ્નકર્તા :** મનમાં સારા વિચાર આવે, એને ભાવ કહે છે ને લોકો તો ?

**દાદાશ્રી :** ના, ના. ભાવ તો લોકો સમજતાં નથી. આપણને આ ભાવતું હોય, તે ભાવતું હોય, એ બધું ભાવ ના કહેવાય એને. ભાવ તો ખબર ના પડે કોઈને ! ભાવ તો એ શબ્દમાં રમ્યા કરે છે, 'મને આ ભાવે છે, તે ભાવે છે', એટલે આ મારો ભાવ. ન્હોય ભાવ એ. હા, એ બધાં બીજ ઊગવાલાયક ખરાં કે જ્યાં સુધી 'હું ચંદુભાઈ છું', ત્યાં સુધી ઊગે એ. અને 'હું શુદ્ધાત્મા છું' તો ઊગે નહીં. બાકી ભાવકર્મે એ ન્હોય, બળ્યા. ખરેખર તો એ ભાવકર્મમાંથી જ આ બધાં ફળ આવેલા તે છે.

**પ્રશ્નકર્તા :** આપણે ઘણીવાર સારાં ભાવ કરીએ. એમાં કેટલાંક ભાવો ફળે છે ને કેટલાંક ભાવો નથી ફળતા તો એનું કારણ શું ? એ પણ આપણું કંઈ ભાવકર્મ હશે ?

**દાદાશ્રી :** ન્હોય, ભાવકર્મ જ ન્હોય આ. આ ભાવ જે થાય છે ને, એ તો ઈચ્છા છે. ભાવ તો ચાર્જ કહેવાય. એ તો થતાં જ નથી અત્યારે. આ જ્ઞાન આપ્યા પછી બંધ થઈ જાય એ. ભાવકર્મ ન્હોય આ. આ આપણને ભાવે છે, માટે કંઈ ભાવકર્મ કહેવાય ? ભાવ શબ્દ વપરાય છે એટલું જ.

**પ્રશ્નકર્તા :** દાદા, આપણને ભાવના ઉત્પન્ન થાય છે તે ક્યાંથી ઉત્પન્ન થાય છે ?

**દાદાશ્રી :** શાની ભાવના પણ ? ભાવના બે પ્રકારની. એક આપણને ભાવતું હોય તેને ય ભાવના કહીએ છીએ. 'આ ભાવે છે મને' એવું કહીએ છીએ. આ ઈફેક્ટ છે અને ભાવ જે ઉત્પન્ન થાય છે એ તો કર્મ છે, ભાવકર્મ છે. ભાવના એ ભાવકર્મનું ફળ છે. ભાવકર્મ એ કૉઝિઝ કહેવાય અને આ ભાવના એ ઈફેક્ટ છે. 'આ ભાવે છે ને તે ભાવે છે' તે ઈફેક્ટ છે. તને જે ભાવે તે ખાજે, બા. બીજ શેકી નાખજે.

**પ્રશ્નકર્તા :** એટલે ભાવના અને ભાવકર્મ એ જુદું ?

**દાદાશ્રી :** હા, ભાવના એ ભાવકર્મમાં જ પરિણામ પામશે, અજ્ઞાન દશામાં. હવે આપણા લોકો ઈચ્છાને ભાવનામાં લઈ જાય છે. મારી આ

જે ઈચ્છા છે, તે મારી ભાવના કહે છે. એ ભાવ નથી, ભાવ વસ્તુ જુદી છે. ભાવ બહુ ઊંડી વસ્તુ છે.

ભાવકર્મ એ તો જે તમે મહીં ઈચ્છાઓ બધી પૂરી કરવા માટે બોલો છો ને મહીં ભાવના કરો છો ને કે મારે મકાન બાંધવું છે, મારે આ લગ્ન કરવું છે, છોકરાંને પૈણાવવો છે, આવાં બધાં ભાવ કરો છો ને ? એ ભાવ અહીં કરો છો, એની અંદર છે તે જે સૂક્ષ્મ ભાવ બંધાઈ જાય છે તે ભાવકર્મ છે.

પરિણામમાં ભાવકર્મ હોય નહીં. આ બધાં પરિણામ કહેવાય. કૉઝિઝ રૂપે હોય ભાવકર્મ. આ બધી ભાવનાઓ ઈફેક્ટ કહેવાય. તે પરિણામ રૂપે હોય.

ભાવકર્મ એ જુદી વસ્તુ છે. ભાવકર્મ, એને સમજવું બહુ અઘરી વસ્તુ છે. આ લોકો તો એમ જ જાણે કે મને ભાવે છે એટલે મારું ભાવકર્મ, એવું નથી. ભાવકર્મ તો વ્યવહારમાં આવતું જ નથી. એ વ્યવહારમાં દેખાય એવું નથી.

## આથમતી ઈચ્છા તો હોય જ્ઞાનીને ય !

ભાવકર્મ તો તમારા ખ્યાલમાંય ના આવે. આવો મને ભાવ આવે છે, આમ ભાવ આવે છે, તેમ ભાવ આવે છે, એ બધું તો તમારા ખ્યાલમાં આવે છે અને ભાવકર્મ તો ખ્યાલમાં જ ના આવે.

અમે નિરીચ્છક કહેવાઈએ છીએ કે જેને કોઈ પણ પ્રકારની ઈચ્છા નથી હવે. છતાં જો અહીં આગળ બપોરે એક વાગી ગયો હોય અને દોઢ વાગે એટલે આમ કરીને જોઈએ મહીં, કેમ આજ જમવાનું કોઈ આપતું નથી ? ત્યારે શા હારુ કહીએ ? એ પોતે કંઈ મેનેજર છે તે આ બધું જુએ છે ? ત્યારે કહે, ના, ઈચ્છા છે ખાવાની. નિરીચ્છકને શેની ઈચ્છા છે ? ખાવાની ઈચ્છા છે. આ ઈચ્છાઓ બધી ડિસ્ચાર્જ ઈચ્છાઓ છે. એ ભાવો ડિસ્ચાર્જ છે, સૂર્યનારાયણ ઉગતાં અને આથમતાં, તે આથમતાં ય એવાં

જ દેખાય. પણ તે આ ઈચ્છા હમણે ઘડી પછી બંધ થઈ જવાની છે અને આ ઈચ્છાઓ ઉગવાની છે. ઈચ્છાઓ ઠેઠ સુધી રહેવાની ને, ભાવે ય રહેવાનો ને ! કોઈ કહે કે મને કેરી ભાવે છે, તો એને આપણા લોક શું કહે ? ભાવકર્મ બાંધ્યું. મૂઆ, ન્હોય એ, એવું નહીં. ભાવકર્મ એટલું સહેલું નથી કે જલ્દી સમજાય.

**પ્રશ્નકર્તા :** તો હૃદયમાંથી જ સ્ફુરતા ભાવોને ભાવકર્મ કહેવાય ?

**દાદાશ્રી :** ના, ભાવકર્મ તો જડેય નહીં એવી વસ્તુ છે. એ સમજનારો સમજે પણ સમજાવી ન શકાય એવી વસ્તુ છે.

ભાવકર્મ જો એને સમજાય ત્યારથી એણે પુરુષાર્થ પકડ્યો કહેવાય. અને ભાવકર્મ સમજાય ક્યારે ? આત્મજ્ઞાન શરૂ થવાનું હોય અગર થયું હોય તેને સમજાય. બાકી આ તો બધું વ્યવહારમાં જે બધું બોલીએ છીએ તે આ બધી જાતનું બોલવાનું. મને આ ફલાણું ભાવે છે, મને ફલાણું ભાવે છે, આગ્રહ કરીને ખઈ જાય છે, ભાવ કરીને ખાય છે, તે કશું લેવા-દેવા નથી ભાવકર્મને.

આ સમકિત થયું છે ને એક દહાડો મહીં ઊંડા ઉતરશો તો સમજાય કે ના સમજાય કે આ શું છે ? આ કોણ કરાવે છે ? એ વસ્તુ એવી નથી કે આમ સમજાવી શકાય. અમને ઘણાં લોકો કહે છે, જ્ઞાન કેવું થયું ? ત્યારે એ તો જ્ઞાન શી રીતે સમજાવાય તને તે ? એ શબ્દની જંજાળો ત્યાં હોતી જ નથી.

## શુદ્ધ ભાવ સુધારે બેઉ ભવ !

**પ્રશ્નકર્તા :** ભાવકર્મ એટલે શું, એક દાખલો આપીને સમજાવો ને !

**દાદાશ્રી :** એક માણસ એમ કહે કે 'મેં પચાસ હજાર ધર્માદામાં આપ્યા, પણ આપણા મેયર સાહેબના દબાણને લઈને આપ્યા. નહીં તો કોઈને આપું એવો છું જ નહીં.' કો'કના દબાણને લઈને રૂપિયા આપવાં પડે, એવું બને કે ના બને ? હવે પચાસ હજાર મેયરનાં દબાણને લઈને

આપે. એ પચાસ હજારનું કોણ જમે કરશે હવે ? કયે ચોપડે જમે થશે ? કારણ કે એનો ભાવ તો આવો છે. એનો ભાવ આપવાનો નથી. આ તો મેયરનું દબાણ થયું, તેથી આપ્યા છે. ત્યારે કહે, સાવ નકામું જશે એનું આપેલું ? ત્યારે કહે, ના, નકામું જાય નહીં. એણે આપ્યું છે, એનું ફળ તો કંઈક મળવું જ જોઈએ. ત્યારે કહે, અહીં આ સંસારમાં, આ ભવમાં મળી જશે. લોકો 'વાહ વાહ' બોલશે. હવે આવતા અવતારમાં ના મળે. અને પેલો ભાવથી આપે, તેને આ અવતારમાં સંસારમાંય લોકો 'વાહ વાહ' બોલે ને હવે આવતે ભવ પાછું એનું ફળ મળે, તે બન્ને મળે.

આનું નામ ભાવકર્મ. એ ભાવ જો આપણે ચોખ્ખો રાખીએ ને, તો એનું ફળ અહીં પણ મળે અને ત્યાં આગળ પણ મળે. પેલો ભાવ બગાડ્યો, એટલે ભાવકર્મ બગાડ્યું.

## 'હું શુદ્ધાત્મા' તો ઊડ્યું ભાવકર્મ !

**પ્રશ્નકર્તા :** કર્મો બધાં ભાવકર્મથી જ વધારે બંધાતા હશેને ?

**દાદાશ્રી :** ભાવકર્મથી જ બધું આ જગત ઊભું થયું છે. ભાવકર્મ આપણે બંધ કરી દઈએ છે ચાવીથી, એટલે એ છૂટું પડી જાય. એટલે કર્મ બંધાતા અટકી જાય. ફક્ત આજ્ઞા પાળોને એટલા પૂરતું બંધાય, એક-બે અવતારનાં. આખું જગત ભાવકર્મથી જ બંધાયેલું છે.

'હું' છે તે 'ચંદુભાઈ છું' ત્યાં સુધી ભાવકર્મ અને 'હું' આ 'શુદ્ધાત્મા છું' ત્યાં ભાવકર્મ બંધ થઈ ગયાં. ભાવ એટલે અસ્તિત્વ. જ્યાં નથી પોતે ત્યાં પોતાનું અસ્તિત્વ માનવું એ ભાવકર્મ.

**પ્રશ્નકર્તા :** વસ્તુત્વ માનવું એટલે અભાવ ?

**દાદાશ્રી :** ના, વસ્તુત્વના અભાવથી ભાવ થાય. વસ્તુત્વનો ભાવ થયો એટલે ભાવકર્મ ઊડી જાય. એટલે અસ્તિત્વ તો છે, પણ અસ્તિત્વ આત્મામાં જો માને તો ભાવકર્મ નથી અને આમાં દેહાધ્યાસમાં અસ્તિત્વ માને તો ભાવકર્મ છે. એટલે ભાવકર્મ નડે છે ફક્ત, બીજું કશું નથી.

ભાવકર્મથી આ જગત ઊભું થાય છે અને એના છે તે પરિણામ આવે છે. ભાવકર્મ બંધ થાય તો તેનાથી જગત આથમી જાય છે. પછી ફળ ભોગવવાના રહે.

## કર્તાભાવથી ભાવકર્મ !

પછી મૂળ ભાવ, કે આ 'મેં કર્યું' કે ભાવ ઉત્પન્ન થયો. કર્તાભાવે કર્યું એ કર્તા એ ભાવકર્મ થયું, ભોક્તાભાવે ભોગવ્યું એ પણ ભાવકર્મ કહેવાય. આ જ્ઞાન પછી આપણે ભોક્તાભાવે ભોગવતા નથી, આપણે નિકાલ ભાવે ભોગવીએ છીએ. આપણે સમભાવે નિકાલ કરી નાખીએ અને પેલો તો ભોક્તાભાવે ભોગવે.

તમને અનુભવમાં આવે છે કે ઈટ હેપન્સ ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા.

**દાદાશ્રી :** શું શું થઈ રહ્યું છે ?

**પ્રશ્નકર્તા :** બધું બની જ રહ્યું છે, ત્યાં આપણું કર્તાપણું ક્યાં છે ?

**દાદાશ્રી :** અને કર્તાપણું છે તે અંદર ભાવાત્મક ભાવે છે. તે મેં બંધ કરી દીધું છે. જગત આખું ભાવકર્મથી કર્તા થાય છે. એ બંધ કર્યું છે આપણે. તાળું મારી દીધું છે ત્યાં આગળ.

'હું કર્તા છું' એ ભાન રાખવું, તે જે કંઈ થાય એ ભાવકર્મ કહેવાય. 'હું કર્તા છું' આનો, એ ભાવકર્મ. 'હું કર્તા નથી, આ વ્યવસ્થિત કર્તા છે' એવું તો રહ્યું છે ને ? ત્યાર પછી શું ? તો ભાવકર્મ ઊડી ગયા.

❖ ❖ ❖ ❖ ❖

# [૨.૧૨]

# દ્રવ્યકર્મ + ભાવકર્મ

## ભાવકર્મ, દ્રવ્યકર્મનાં સંબંધો !

**પ્રશ્નકર્તા :** ત્રણ કર્મો છે ને, એમાં ભાવકર્મ અને દ્રવ્યકર્મ એ બેને નિમિત્ત-નૈમિત્તિક સંબંધ શું છે ? એ બરોબર સમજાવી દો.

**દાદાશ્રી :** દ્રવ્યકર્મ એટલે આ શાતા-અશાતા ભોગવવી પડે છે ને એ દ્રવ્યકર્મ. પછી જશ-અપજશ મળે છે તે દ્રવ્યકર્મ છે. મોટાઈ-નાનાઈ મળે છે તે દ્રવ્યકર્મ છે. આયુષ્ય સારું-ઓછું મળે છે તે દ્રવ્યકર્મ છે. એટલે આ વેદનીય, નામ, ગોત્ર ને આયુષ્ય - આ ચાર અને જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય ને અંતરાય. એ આઠે આઠ દ્રવ્યકર્મ, તેમાંથી ભાવકર્મ ઊભા થાય. શી રીતે ભાવકર્મ ઊભા થાય ? ત્યારે કહે, અશાતા વેદનીય આવે ત્યારે છોકરા જોડે ચિઢાય, વાઈફ જોડે ચિઢાય. શાતા વેદનીય આવે તો ખુશ થઈ જાય. પછી ઉચ્ચ ગોત્રકર્મ. ઊંચું આવ્યું હોય તો ખુશ થાય. હલકા પ્રકારનું ગોત્રકર્મ હોય તો કો'ક કહે કે તમે લોક તો હલકાં એટલે પાછું દુઃખ થાય. એટલે એમાંથી ભાવકર્મ બંધાય.

**પ્રશ્નકર્તા :** એ જે સૂક્ષ્મ પરમાણુ મહીં પડેલાં હોય છે તે દ્રવ્યકર્મ રૂપે પડેલાં હોય છે ?

**દાદાશ્રી :** હં.. દ્રવ્યકર્મ રૂપે, બરોબર છે. એટલે એ દ્રવ્યકર્મ બધાં

છે તો ભાવકર્મ ઊભા થાય. પણ આના માલિક તમે ના બનો તો ભાવકર્મ ઊડી જાય. આનું માલિકીપણું તમે માની બેઠાં છો તેથી આ ભાવકર્મ ઊભાં થાય. આનું માલિકીપણું છૂટી જાય એટલે ભાવકર્મ ઊડી જાય. ભાવકર્મ ઊડી જાય એટલે ચાર્જ કર્મ બંધ થઈ જાય અને ડિસ્ચાર્જ એકલા રહે. તે આ દેહે ભોગવવાના.

**પ્રશ્નકર્તા :** ભાવકર્મમાં પ્રકાર અને ડિગ્રી એ જ પ્રમાણેની હોય કે એમાં પ્રકાર અને ડિગ્રી બદલાય ?

**દાદાશ્રી :** ના, એવું કંઈ નહીં. એક જ જાતનું હોય. તે મૂળ જગ્યાએથી ઝમે છે, તે ભાવકર્મ કહેવાય. અને પછી એનાં નવાં દ્રવ્યકર્મ થતાં થતાં તો કેટલો ટાઈમ લાગે !

## આત્માને અશુદ્ધિ અડવાનું રહસ્ય !

**પ્રશ્નકર્તા :** અહીં પ્રશ્ન ઊભો થાય કે આત્મા જ્યારે શુદ્ધ જ હતો, બિલકુલ, તદ્દન શુદ્ધ. આ જે પુદ્‌ગલનાં સામીપ્યમાં આવ્યો'તો, એને કેમ આવું થયું ? હું શુદ્ધ નથી અને આ એણે પકડ્યું, એની શુદ્ધતા એ ભૂલી ગયો તે ઘડીએ ?

**દાદાશ્રી :** ના, એ ભૂલ્યો નથી કશું. વ્યતિરેક ગુણ ઉત્પન્ન થયા છે.

**પ્રશ્નકર્તા :** એટલે એણે ભાવ કર્યો ?

**દાદાશ્રી :** ના, ભાવ-બાવ કશું કર્યું જ નથી. એ દ્રવ્યકર્મમાંથી, આ વ્યતિરેક ગુણ ભાવકર્મ ઊભા થયા. એ ભાવકર્મ એટલે, માન એટલે હું અને લોભ એટલે મારું. હું-મારું થયું કે ચાલ્યું. તે 'હું' ને દુઃખ પડે છે. એ આત્માને તો કશું અડતું નથી. પણ હવે આ એનું દુઃખ પડતું બંધ કેમ થાય ? એ દુઃખનો અનુભવ થાય છેને ! કારણ કે હુંપણાની બિલિફ છે. બિલિફ એટલે શું કે ચેતનનો છે તે આમાં પાવર ભરેલો છે, માન્યું છે માટે. પાવર કેવો આવ્યો ચેતનનો ? બિલિફ રૂપે. એ પાવરનું દુઃખ છે, એ પાવર આમાં છે ને, તે દુઃખ છે. પાવર ખેંચાઈ જાય એટલે દુઃખ જતું

રહે. એટલે આ સેલમાં પાવર વપરાઈ જાયને પછી સેલ ખાલી. વ્યતિરેક ગુણથી આ પાવર ઊભો થયો છે. આને વ્યવહાર આત્મા કહેવાય. ખરેખર આત્મા નથી, પ્રતિષ્ઠિત આત્મા છે.

**પ્રશ્નકર્તા :** એ જે મૂળભૂત બે ભેગા રહે છે. એ પોતાનાં ગુણ સ્વભાવ છોડતાં નથી ?

**દાદાશ્રી :** લેવા-દેવા જ નથી. કશું જ લેવા-દેવા નથી. જો કદી ક્રોધ-માન-માયા-લોભ ઊભા ન થતાં હોય ને તો આત્મા મહીં રહેત અને ઈન્દ્રિયો મહીં ખાયા કરત નિરાંતે, ખાવા-પીવાનું બધું ય ચાલત. પણ આ વ્યતિરેક ગુણો ઉત્પન્ન થઈ ગયા છે. એમાં ક્રોધ-માન-માયા-લોભ ઊભાં થઈ ગયા છે.

'હું ચંદુભાઈ છું' એ માની અને જે કરવામાં આવે એ બધાં ભાવકર્મ છે. એટલે કર્મ બંધાયાં. અને 'હું શુદ્ધાત્મા છું' એ સ્વભાવ. આમાં આત્મા સ્વભાવમાં છે. પણ ભાવકર્મ એટલે વિભાવમાં, એટલે 'હું ચંદુભાઈ છું' એ વિભાવકર્મ, એ જ ભાવકર્મ. ઊંધું દેખાય તે બધા ભાવકર્મ કહેવાય. છતું દેખાય એ સ્વભાવકર્મ કહેવાય. એટલે ભાવ વસ્તુ એમાંથી ઊંધું દેખાય એટલે બધા ભાવકર્મ ઉત્પન્ન થાય. 'આ કરું ને તે કરું ને ફલાણું કરું' એ બધા ભાવકર્મ.

**પ્રશ્નકર્તા :** એ જે ભાવકર્મ થાય, આ કરું ને તે કરું, એ ભાવો ચાર્જ ભાવ કે ડિસ્ચાર્જ ભાવ ?

**દાદાશ્રી :** એ તો જ્ઞાન લીધા પછી ડિસ્ચાર્જ ભાવો. બીજાં બધાંને તો એ ચાર્જ જ ભાવ છે ને ! 'હું કરું છું' એ જ ચાર્જ ભાવ. હા, નાટકીય 'હું' એ વાત જુદી છે. એ તો કો'ક જ હોયને, નાટકીય 'હું'વાળો. બાકી 'કરું છું' એ ચાર્જ બધું. લોકો આ કરે છેને બધું, વેપાર ચલાવે છે એ બધું, પૈસા કમાય છે, એ 'હું કરું છું' એ જ ભાવકર્મ છે.

## સંજોગોના દબાણથી બદલાઈ બિલિફ !

**પ્રશ્નકર્તા :** ભાવકર્મ કોને થાય છે, એ જરા સમજવું છે. આ

ભાવકર્મ કોણ કરે છે ?

**દાદાશ્રી :** એ તો એવું છે ને, ભાવકર્મ એ વસ્તુસ્થિતિમાં આત્માની જ શક્તિ છે. એ આત્માની બિલિફ ચેન્જ થાય છે. એની બિલિફ જ, જ્ઞાનને કશું થતું નથી. બિલિફને જ થાય છે.

હવે ભાવકર્મ કેમ થાય છે ? ત્યારે કહે, આત્મા તો જોઈ-જાણી શકે એવો છે. પણ આ સમસરણ માર્ગમાં બધા સંજોગો જે ભેગા થયા, એ બધી છ વસ્તુઓ, તેને લઈને પડદા, આંખો પર પાટા બંધાય છે. (ઓરિજિનલ મૂળ દ્રવ્યકર્મ) આ આઠ કર્મમાંથી ચાર કર્મના આંખે પાટા બાંધ્યા છે અને બીજા જે ચાર કર્મ આમ દેહથી ભોગવવાનાં.

દ્રવ્યકર્મ એ ચાર કર્મના પાટા બંધાય છે ને તેને લીધે બધું ઊંધું દેખાય છે ને બધું ઊંધું ચાલ્યા કરે છે. પોતાની જાતને માને છે ઊંધું એ ભાવકર્મ. એ જ્ઞાન આપીએ એટલે પાટા નીકળી જાય. પછી પાછું સીધું ચાલે. પણ એ ભાવકર્મનો કર્તા કોણ છે ખરેખર ? ત્યારે કહે, અહંકાર. જે ભોગવે છે તે. આત્મા આમાં ભોગવતો નથી.

કેટલાંક લોકો કહે છે, આત્માએ ભાવકર્મ કર્યું. એ આત્મા ને ભાવકર્મને, જગત એની મેળે પોતાની ભાષામાં સમજી જાય તો એનો ઉકેલ આવે એવો નથી. વીતરાગોની ભાષામાં સમજવું પડશે. અને જો કદી ભાવકર્મ એ છે તે જો આત્માનો ગુણ હોય તો પછી કાયમનો રહેશે. તમને સમજાય એ વાત ?

હવે એ ભાવકર્મ શું છે ? બે વસ્તુઓ, વસ્તુ હંમેશાં અવિનાશી હોય, તીર્થંકરોએ વસ્તુ કહી એને, બે અવિનાશી વસ્તુનો (જડ અને ચેતનનો) સંયોગ ભેગો થાય ત્યારે વિશેષ ગુણો ઉત્પન્ન થાય. પોતાના ગુણધર્મ તો છે જ બેઉના અને પછી વિશેષ ગુણધર્મ ઉત્પન્ન થાય. જેને વિભાવ કહે છે આપણાં લોકો, એ પોતાની ભાષામાં લોક વિરુદ્ધભાવ સમજે છે ને વિરુદ્ધભાવ ઉત્પન્ન થયો આ આત્માનો, એવું કહે છે. એટલે આત્માને સંસારભાવ ઉત્પન્ન થયો, કહે છે. અલ્યા, આત્માને સંસારભાવ ઉત્પન્ન

થતો હશે ? વિશેષ ભાવ છે. બે વસ્તુનો સંજોગ બાઝવાથી, વસ્તુ અવિનાશી હોવી જોઈએ, તો સંજોગ બાઝવાથી વિશેષભાવ ઉત્પન્ન થાય છે.

**પ્રશ્નકર્તા :** બેઉમાં વિશેષભાવ ઉત્પન્ન થાય છે ?

**દાદાશ્રી :** બન્નેમાં. પુદ્ગલમાં ય વિશેષભાવ થાય છે ને આત્મામાં ય વિશેષભાવ થાય છે.

**પ્રશ્નકર્તા :** વિશેષભાવ બેઉનો અલગ અલગ ઉત્પન્ન થાય છે કે બેઉને મળીને એક થાય છે ?

**દાદાશ્રી :** આ એવું છે ને, પુદ્ગલમાં પુદ્ગલ એ જીવંત વસ્તુ નથી. ત્યાં ભાવ હોતો નથી, પણ એ વિશેષભાવને ગ્રહણ કરે એવું તૈયાર થઈ જાય છે. એટલે એનામાંય ફેરફાર થાય છે અને આત્મામાં ફેરફાર થાય છે. હવે આત્મા કશું કરતો નથી આમાં, પુદ્ગલ કશું કરતું નથી, વિશેષભાવ ઉત્પન્ન થાય છે.

**પ્રશ્નકર્તા :** બન્નેનો સંયોગ આજુબાજુ હોવાથી ?

**દાદાશ્રી :** સંયોગ થયો કે તરત વિશેષભાવ ઉત્પન્ન થાય છે.

**પ્રશ્નકર્તા :** માત્ર સંયોગને કારણે છે કે શેને કારણે છે ?

**દાદાશ્રી :** સંયોગના કારણથી છે. પણ સંયોગનું ને બીજું કારણ છે તો અજ્ઞાનતાનું, એ વાત તો આપણે મહીં માની જ લેવાની. કારણ કે આપણે જે વાત કરીએ છીએને, તે અજ્ઞાનતાની અંદરની વાત કરીએ છીએ એ બાઉન્ડ્રી, જ્ઞાનની બાઉન્ડ્રીની વાત નથી કરતાં આપણે. એટલે ત્યાં અજ્ઞાન દશામાં આત્માને, આ વિશેષ ભાવ ઉત્પન્ન થાય છે.

## પ્રેરણા પાવર ચેતનની !

**પ્રશ્નકર્તા :** શ્રીમદ્ રાજચંદ્રે કહ્યું છે કે ‘હોય ન ચેતન પ્રેરણા, તો કોણ ગ્રહે કર્મ ?’ એ સમજાવો.

**દાદાશ્રી :** આ તો એવું છે ને, એ ક્રમિક માર્ગ છે. હવે એ ક્રમિક

માર્ગ શેને ચેતન ગણે છે ? વ્યવહાર આત્માને ચેતન ગણે છે. એટલે એ ચેતનની પ્રેરણા છે આ, તો આપણે શું કહીએ છીએ કે બધું ઈગોઈઝમનું છે ! અને એ એને આત્મા કહે છે કે એ ચેતન પ્રેરણા કરે છે. હવે એ ચેતન તો ચેતન છે જ, પણ આપણે તો હિસાબ કાઢી નાખ્યો કે આ પાવર ચેતન છે, ઑલરાઈટ ચેતન (મૂળ, શુદ્ધ ચેતન) નથી. અને જો ઑલરાઈટ ચેતન હોત તો એ પ્રેરણા થયેલી તો એ પ્રેરક તો કાયમનો રહે, જ્યાં જાવ ત્યાં.

**પ્રશ્નકર્તા :** એટલે આ જે પુદ્ગલનું જે પરિવર્તન બને છે, એમાં એને કોણ ગ્રહે ? ગ્રહવાનું શું આની અંદર ?

**દાદાશ્રી :** હા, ખરું કહે છે, 'હોય ન ચેતન પ્રેરણા, તો કોણ ગ્રહે કર્મ ?' આ 'હું કરું છું' એ કર્મ ગ્રહે છે.

**પ્રશ્નકર્તા :** એટલે કંઈ ગ્રહતું નથી, પણ આ તો માન્યતા છે.

**દાદાશ્રી :** એ માન્યતા જ છેને બધી ! આ રોંગ બિલિફો જ છે બધી. એય માન્યતા જ છે અને એવું સ્વરૂપ પુદ્ગલનું થઈ જાય. જેવું 'આપણે' બોલીએ ને એવું સ્વરૂપ પુદ્ગલનું થઈ જાય. ભાવ એનું ફળ દ્રવ્ય સ્વરૂપ થઈ જાય. પુદ્ગલનો ગુણ છે એવો અને 'હું કર્તા નહીં' તો પછી એ પુદ્ગલને કશું ના થાય. હોય તો ય છૂટાં થઈ જાય. જ્ઞાતા-દ્રષ્ટા થયા કે છૂટા થઈ જાય. કર્તા છે, ત્યાં સુધી નવા પુદ્ગલ ગ્રહણે ય કરે અને જૂના છોડેય ખરાં. છોડનારો ય 'એ' ને ગ્રહણ કરનારો ય 'એ'. અને આ તો ગ્રહણ કરનારો બંધ થયો ને છોડનાર વ્યવસ્થિત, 'પોતે' વચ્ચે નવરો થઈ ગયો.

હવે એ ભારે વસ્તુ લોકોને શી રીતે સમજાય ? આમાં મેળ પડે નહીં, એટલે એમ જ જાણે કે મૂળ ચેતન જ આ બધું કરે છે !

## ભાવકર્મ નિજ કલ્પના !

**પ્રશ્નકર્તા :** તો કૃપાળુદેવે બીજું કહ્યું છે ને, ''ભાવકર્મ નિજ કલ્પના, માટે ચેતન રૂપ, જીવવીર્યની સ્ફૂરણા, ગ્રહણ કરે જડધૂપ.'' એ

સમજાવો.

**દાદાશ્રી :** હા, એ બરોબર છે. ભાવકર્મ નિજ કલ્પના માટે ચેતન રૂપ. પણ એ ભાવકર્મ હોય ત્યાં સુધી છે. ભાવકર્મ એ છે તે વ્યવહાર આત્માને લાગુ થાય છે. આપણે અહીં ભાવકર્મ જ ઉડાડી દીધેલું છે હપૂચું, બિલકુલેય.

**પ્રશ્નકર્તા :** મૂળ આત્માને રાખ્યો ખાલી.

**દાદાશ્રી :** મૂળ આત્માને ચોખ્ખો જ મૂકી દીધો અને ક્રમિકમાં છે તે ભાવકર્મ હોય, એ 'પોતા'ની કલ્પના કહેવાય. માટે ચેતન રૂપ એટલે મિશ્રચેતન થાય છે.

નિજ કલ્પના એટલે સંકલ્પ-વિકલ્પ. ભાવકર્મ નથી તેને નિર્વિકલ્પ. આપણે આખું ભાવકર્મનું અસ્તિત્વ જ ઉડાડી દીધું. જે ક્રમિક માર્ગમાં છેલ્લાં અવતારમાં જાય, કેવળજ્ઞાન થાય ત્યારે જાય, તે આપણે અહીં તરત જ ઉડાડી મેલ્યું. નહીં તો 'તમે' નિર્વિકલ્પ કહેવાઓ જ નહીં ને ! અને 'હું ચંદુભાઈ છું' એ જ વિકલ્પ, 'હું એન્જિનિયર છું' એ વિકલ્પ, 'હું જૈન છું' એ વિકલ્પ, 'હું વાણિયો છું' એ વિકલ્પ, 'પચાસ વર્ષનો છું' એ વિકલ્પ, બધાં કેટલાંય વિકલ્પો. બધાં વિકલ્પો ફ્રેકચર થઈ ગયાં.

હવે આ ભાષા છે તે જ્ઞાનીઓ એકલાં જ સમજે. બાકી આ અજ્ઞાની માણસો કેમ કરીને સમજે ? એટલે મૂળ ચેતનને સમજે છે લોકો કે ચેતન આવું જ હોય. ભાવ, સંકલ્પ-વિકલ્પ કર્યા વગર રહે જ નહીં, કહે છે.

ભાવકર્મ એટલે તો વ્યવહાર આત્માનો સંકલ્પ કર્યો, વિકલ્પ કર્યો કહેવાય. ચેતનની સ્ફૂરણા થઈ એમાં, એટલે પેલામાં પાવર પેઠો, પુદ્ગલમાં. પાવરવાળું, પાવર ચેતન પુદ્ગલ થયું. હવે જ્ઞાન લીધાં પછી એ ભરાય નહીં ને જૂની છે તે ડિસ્ચાર્જ થયા કરે.

## કલ્પના પ્રમાણે પુદ્ગલ ખડું !

ભાવકર્મ એટલે કષાયને લઈ સ્વભાવધર્મ ચૂકે એ. પોતાનો નિજભાવ

ચૂકે એ કષાયને લઈને અને પછી પરભાવ ઉત્પન્ન થાય. એ પરભાવ તે ભાવકર્મ કહેવાય. પણ કલ્પના 'પોતા'ની છે એટલે કૃપાળુદેવ કહે છે કે ચેતન રૂપ છે.

જડધૂપ એટલે પરમાણુઓ ખેંચે. ગુસ્સે થયો, ભાવકર્મ થયું કે પરમાણુ ખેંચ્યા. અને એ બહારના પરમાણુઓ ખાસ પેસતાં નથી. બહારના તો સ્થૂળરૂપે છે જોવાં જતાં, બાકી અંદરના જ નિજ આકાશમાં ખેંચે છે. એની મહીં પરમાણુ બધાં છે. બાકી સૂક્ષ્મ મહીં છે, તૈયાર જ છે. સૂક્ષ્મના હિસાબે બહારના ભેગાં થઈ જાય. સ્થૂળે ય જોઈએને ?!

અને 'પોતે' કલ્પના કરી, એટલે અહીં આગળ જે કલ્પના કરી એ ડિઝાઈન કહેવાય. અને ડિઝાઈનનો ફોટો પડે એટલે પુદ્ગલ તેવું જ થઈ જાય. જેવું આપણે અહીંયા કલ્પના કરીએ તેવું જ પેલું પુદ્ગલ થઈ જાય. એટલે આ પુદ્ગલ આપણે કરવું નથી પડ્યું, આપણી કલ્પના પ્રમાણે જ થઈ ગયેલું. ભાવકર્મની કલ્પના પ્રમાણે જ આ પુદ્ગલ થઈ ગયેલું, આંખ-બાંખ બધુંય આમ. એટલે 'જીવવીર્યની સ્ફૂરણા ગ્રહણ કરે જડધૂપ.' એટલે આ પરમાણુઓ ખેંચે, ગ્રહણ કરે. સ્ફૂરણા થઈ કે તરત ખેંચે. જેવાં ભાવ, સ્ફૂરણા થઈ એવાં પુદ્ગલ ખેંચે અને આ ઊભું થયું છે, નહીં તો ભેંસ કોણે બનાવી ? ત્યારે કહે, એણે પોતે જ બનાવી. પછી મહીં પેઠો. હાથી કોણે બનાવ્યો ? ત્યારે કહે, એણે જ બનાવ્યો. એ કોઈ જાણી-જોઈને ના બનાવે, કષાયથી બનાવે. કષાય એટલે પોતાનું કંઈ પણ ના ચાલે, પરભાવ ! જબરજસ્તીથી કરવો જ પડે, પરભાવ. સ્વભાવ ઊડી ગયો ત્યારે જ, નહીં તો કોઈ ગધેડો થતો હશે ? કોઈને ગમે ? પણ શું થાય ? પણ એ ય હાથી થઈને મહીં રહે નિરાંતે. પછી સૂંઢ હલાવ્યા જ કરે ને ! અને એ ગધેડાભાઈ જુઓને, ગુણો લઈને ફરે છે ને ?!

એ સમજાયું તમને આ, 'ગ્રહણ કરે જડધૂપ ?' તે 'આપણે' જ જડધૂપ ઊભી કરી છે. કંઈ ભગવાન આમાં ચિતરવા નહીં આવ્યો બધું ! કશું કોઈ કરવા આવ્યો નથી ! તમે ભાવ ખરાબ કર્યા કે પરમાણુ ફરી વળ્યા તમને અને તમને જ આંધળા બનાવે એ પરમાણુઓ. અને ભાવ સારો કરો તો એ પરમાણુ ઊડી જાય. એ સંઘરો એકલું એવું ય નહીં. પણ

સારો કરતાં ય આવડવું જોઈએ ને ? અને સારો કર્યા પછી ખરાબ ના કરવાનો હોય તો ઠીક છે પણ પાછો ખરાબે ય કરે. આ હાથી શું કરે ? આમ સૂંઢ લઈ પહેલાં પાણીથી નાહી આવે અને પછી સૂંઢ લઈને એ ધૂળે ય ઊડાડે પાછો ઉપર. પછી પાછો નહાવા જાય. ત્યારે મૂઆ, તો ધૂળ શું કરવા ઊડાડે છે તે નહાવું છે તો ?! પ્રકૃતિ સ્વભાવ જાય નહીં ને !

## જ્ઞાનથી અકર્તા, અજ્ઞાનથી કર્તા !

**પ્રશ્નકર્તા :** આત્મા તત્ત્વથી કર્મનો કર્તા નથી, તો ભાવકર્મ એ કેવી રીતે કરી શકે ?

**દાદાશ્રી :** એ તો તત્ત્વથી કર્મનો કર્તા નથી, પણ અજ્ઞાનથી તો કર્તા છે ને ! જ્યાં સુધી જાણતો નથી કે 'હું કોણ છું' ત્યાં સુધી 'એ' કર્તા છે જ. 'હું શુદ્ધાત્મા છું' એ ભાન થયા પછી કર્તા નથી.

## અનુપચરિત વ્યવહારથી કર્તા !

**પ્રશ્નકર્તા :** શ્રીમદ્ રાજચંદ્રનું વાક્ય છે કે 'અનુપચારિક વ્યવહારથી આત્મા દ્રવ્યકર્મનો કર્તા છે, ઉપચારથી ઘર-નગર આદિનો કર્તા છે.' એ સમજાવો.

**દાદાશ્રી :** આપણે ઉપચરિત-અનુપચરિત કશું રહ્યું જ નહીં ને ! એ તો ક્રમિક માર્ગમાં શીખવાડે છે શબ્દો. કયા આધારે 'તું ચંદુભાઈ છું' અને કયા આધારે તેં ઘર બાંધ્યું અને આ કર્યું ને તે કર્યું એ બધું કયા આધારે ? એ ઉપચાર વ્યવહારથી. અને અનુપચરિત વ્યવહાર, જેનો ઉપચાર થયેલો નથી કોઈ જાતનો, એની યોજના થઈ નથી, ડિઝાઈન થઈ નથી તે અનુપચરિત વ્યવહારથી આત્મા દ્રવ્યકર્મનો કર્તા છે. આઠ કર્મો ફળ આપે છે એ ઉપચારથી ઘર-નગર આદિનો કર્તા છે.

'હું જઉં છું ને આવું છું' એ ઉપચાર છે. કારણ કે ચરિત થઈ ગયું છે તે ઉપચરિત થાય છે. ચરિત તેનાં ઉપચરિત થાય છે. અને ફંકશન કરવું હોય તો ઔપચારિક કરવું પડે. ઉપચરિતનું પછી ઔપચારિક. ચરિત તો થઈ ગયેલું છે અને હવે ઉપચરિત. એ કહે છે ને, ઉપચાર માત્ર છે આ બધું.

ઉપચારથી ઘર-નગર આદિનો કર્તા સમજાયું ને તમને અને અનુપચર્ય તે સમજાયું ને ? આ નાક-બાક ઘડવાનું આપણે માથે હોત તો કેટલી મુશ્કેલી ઊભી થાત ! ઘર-નગર બધું કરી આપીએ પણ આ માથે જોખમદારી હોત તો કેટલી બધી મુશ્કેલી થાત ! માટે જોને, વગર જોખમદારીએ છે ને!

'પોતે' ભાવકર્મ કર્યા કરે છે ને દેહ બંધારણ બંધાઈ જાય છે. તે ભાવકર્મ કરનારાને પુદ્ગલ જોડે લેવા-દેવા નથી. પણ ભાવ કરે છે કે તરત જ પેલું પુદ્ગલ બંધાય છે એ પ્રમાણે.

**પ્રશ્નકર્તા :** પેલાં પુદ્ગલ ખેંચાય છે.

**દાદાશ્રી :** હા. ખેંચાઈને પાછાં. ખેંચાઈને તો તૈયાર થયેલા છે. ખેંચાયેલાં તો છે જ. હવે ભાવ કરે કે બંધાઈ જાય. એટલે જેવાં જેવાં ભાવ કરે એવાં બંધાઈ જાય. એટલે આ ખ્યાલમાં ન આવે ને કે આ શી રીતે બંધાય છે આ બધું ! પુદ્ગલની આ ડિઝાઈન શી રીતે થઈ ગઈ ? આત્મા જે ભાવની ડિઝાઈન કરે ને તે ડિઝાઈન થઈ જાય. આ ભાવની ડિઝાઈન કરે છે અને પુદ્ગલ-પુદ્ગલની ડિઝાઈનીંગ કરે છે. આ ભાવ કરે, એના ઉપરથી તરત પેલું થઈ જાય. જેમ આપણે અરીસામાં હાથ ઊંચો કરીએ કે પેલું દેખાડે છે ને, એવું જ બસ. એવું તરત જ થઈ જાય. આપણે હાથ ઊંચો કરીએ કે તરત જ દેખાડે છે ને ? એવું થઈ જાય. એટલે આ શબ્દ બહુ સમજવા જેવો, બહુ ઊંડો શબ્દ છે પણ ક્રમિક માર્ગમાં !! અહીં આમાં તો જરૂર નથીને આપણે તો. મેં તમારું ઉપચાર-બુપચાર બધું કાઢી નાખ્યું. કશું ગોખવાનું રાખ્યું નથી. બીજે દહાડે આત્માના અનુભવ સહિત ફરતાં હોય.

## ઈલેક્ટ્રિકલ બૉડી ને કષાયો !

**પ્રશ્નકર્તા :** હવે ક્રોધ-માન-માયા-લોભને ભાવકર્મ કીધું. એક વખત એવી રીતે વાત નીકળી'તી કે સૂક્ષ્મ શરીરના આધારે ક્રોધ-માન-માયા-લોભ થાય છે.

**દાદાશ્રી :** હા, તે બરોબર છે. ત્યાં સૂક્ષ્મ શરીર જ છેને ! ઈલેક્ટ્રિકલ બોડીથી ચાર્જે ય થાય ને તેથી લ્હાય લ્હાય બળે એવું થાયને, પરમાણુ.

**પ્રશ્નકર્તા :** એટલે ભાવકર્મ અને સૂક્ષ્મ શરીર એ બેને શું સંબંધ છે ?

**દાદાશ્રી :** કંઈ લેવા-દેવા નથી. સૂક્ષ્મ બોડી ખાવાનું પચાવે એ બધું કરે, લોહી ઉપર ચઢાવે.

**પ્રશ્નકર્તા :** છતાં એ ક્રોધ-માન-માયા-લોભનો આધાર બની જાય છે ?

**દાદાશ્રી :** આધાર ઈલેક્ટ્રિકલ બોડી નહીં. ઈલેક્ટ્રિકસિટી ક્યાંથી આવે ? ઈલેક્ટ્રિકસિટીની જરૂરને ! એ પરમાણુ ઈલેક્ટ્રિકસિટીવાળા ત્યારે લ્હાય બળેને આપણને ! ઈલેક્ટ્રિકસિટીથી એ ચાર્જ થયેલા ત્યારે લ્હાય બળેને !

**પ્રશ્નકર્તા :** એટલે એ વખતે સૂક્ષ્મ શરીરની ઈલેક્ટ્રિકસિટી કામમાં આવતી હશે ?

**દાદાશ્રી :** હા, સૂક્ષ્મ શરીરમાં ઈલેક્ટ્રિકસિટી જ બધી હોય.

## સળગે મીણબત્તી ને ઝરે મીણ !

જેણે જ્ઞાન નથી લીધું, તેને હવે બીજા નવા દ્રવ્યકર્મ બંધાઈ રહ્યાં છે. તે શેનાથી બંધાય છે આ ? ત્યારે કહે, ભાવકર્મથી બીજા નવા બંધાય છે અને આ ભવના જે દ્રવ્યકર્મ છે એ જે ઓગળે છે, તે ઓગળતા જાય છે ત્યારે આવતા ભવના નવા ભાવકર્મ મહીંથી ઝર્યા કરે. જેમ મીણબત્તી સળગે ત્યારે પેલું ઝર્યા કરે, તે આમાંથી આ ભાવ ઝર્યા કરે.

આખું જગત ભાવકર્મ ઉપર રહેલું છે અને તેનાથી નવા દ્રવ્યકર્મ બંધાયા કરે છે અને એમાંથી પાછાં ભાવકર્મ ઉત્પન્ન થાય. પછી દ્રવ્યકર્મ બંધાય એમ ચાલ્યા જ કરે.

**પ્રશ્નકર્તા :** અને એ કર્મના ફળ સ્વરૂપે આ દેહ ઉત્પન્ન થાય છે ?

**દાદાશ્રી :** કષાયોથી ભાવકર્મ થાય અને ભાવકર્મ થાય એટલે કર્મ તો બંધાયા, તે પાછાં આવતો ભવ છે તે પછી ફળ આપવા તૈયાર થાય. ભાવકર્મનું દ્રવ્યકર્મ થઈ જાય. દ્રવ્યકર્મ થાય એટલે શું થાય ? વહેંચાઈ જાય બધા અને આઠ ભાગ પડી જાય. તે આટલું જ્ઞાનાવરણમાં, આટલું દર્શનાવરણમાં, આટલું મોહનીયમાં અને આટલું અંતરાયમાં, આટલું નામમાં, આટલું વેદનીયમાં, આટલું આયુષ્યમાં ને આટલું ગોત્રમાં.

એ દ્રવ્યકર્મમાંથી ભાવકર્મ થાય છે, નહીં તો દ્રવ્યકર્મ ચોખ્ખા થઈ જાય પછી ભાવકર્મ થાય જ નહીં. એટલે અમે દર્શનાવરણ ને મોહનીય ઊડાડ્યું ને દૃષ્ટિ બદલાઈ એટલે ભાવકર્મ ઊડી ગયું. આખું ય ભાવકર્મ જ ઊડી ગયું છે.

## દ્રવ્યકર્મ બીજમાંથી ભાવકર્મ ફળ ?!

ભાવકર્મ હંમેશા દ્રવ્યકર્મમાંથી ઉત્પન્ન થાય પણ ભાવકર્મ હોયને ત્યાં સુધી અજ્ઞાનતા અને જ્યાં ભાવકર્મ રહ્યું જ નહીં ત્યાં જ્ઞાન.

એટલે આ જ્ઞાન આપ્યું ત્યારે પાટાં અમે કાઢી નાખ્યાં. એટલે આખુંય ભાવકર્મ ઊડી ગયું કે જેનાથી આખો સંસાર ઊભો રહ્યો છે. આખું ભાવકર્મ ઊડી ગયું છે, એનું નામ અક્રમ. અને આ ક્રમિક માર્ગમાં પાછું તમે કહો છો એવું ય કહે છે કે ભાવકર્મથી પાછું દ્રવ્યકર્મ ને પાછું દ્રવ્યકર્મમાંથી ભાવકર્મ. પણ તે આ લોકો દ્રવ્યકર્મ જુદું સમજે છે. જે બહાર વ્યવહાર ચાલે છે ને તે જુદું સમજે છે. બાકી દ્રવ્યકર્મ એટલે પેલાં ઊંધા પાટા છે, બસ. મૂળ કારણ દ્રવ્યકર્મ છે. દ્રવ્યકર્મમાંથી ભાવકર્મ ઉત્પન્ન થાય છે. કારણમાંથી કાર્ય અને કાર્યમાંથી પાછાં કારણ ઊભાં થાય છે. હવે અહીં દ્રવ્યકર્મ શેને કહે છે કે દેખાય છે એ કર્મને દ્રવ્યકર્મ કહે છે આ લોકો. તે ખરેખર એ હકીકત તીર્થંકરોએ આવું કહ્યું નથી. તીર્થંકરોએ દ્રવ્યકર્મ અને ભાવકર્મ બે જ કહ્યા છે.

**પ્રશ્નકર્તા :** પણ દેખાય એ દ્રવ્યકર્મ નહીં ?

**દાદાશ્રી :** ના. ના. એ અત્યારે આ ભાષામાં તો એવું જ ચાલ્યું

છે પણ અહીં તો આપણે કહ્યુંને એ કરેક્ટ વાત છે અને બહાર તમે કહો છો એવું ચાલે છે.

**પ્રશ્નકર્તા :** એ ભાવનું મને બરોબર હજી સમજાયું નથી.

**દાદાશ્રી :** આ આખી જીંદગીનું જે કારણ એ કૉઝિઝ છે, તે આવતે ભવ પાટારૂપે આવે છે. આવરણરૂપે એટલે પાટા, પણ જરાં લીલું હોય તો લીલું દેખાય, પીળું હોય તો પીળું દેખાય. એટલે ભાવ જુદા જુદા ઉત્પન્ન થાય લોકોને !

**પ્રશ્નકર્તા :** તો પાછું આ દ્રવ્યકર્મ એ આવતા ભવનું કારણ થયુંને ?

**દાદાશ્રી :** આવતા ભવનું કારણ એ જ પાટા (દ્રવ્યકર્મ). જે આત્માને આંધળો બનાવે છે તે. જેથી ભાવ કરે છે, નહીં તો આત્મા ભાવ કરે જ નહીં કોઈ દહાડોય.

**પ્રશ્નકર્તા :** ભાવ તો પ્રતિષ્ઠિત આત્મા જ કરે ને, દાદા ? શુદ્ધાત્મા તો કરે જ નહીં ને ?

**દાદાશ્રી :** પ્રતિષ્ઠિત આત્મા પણ વસ્તુસ્થિતિમાં ભાવ કરે જ નહીં ને ! શુદ્ધાત્મા ય ભાવ કરે નહીં. આ તો 'હું ચંદુભાઈ છું' એમ જે માને છે, એ વ્યવહાર આત્મા ભાવ કરે છે. પ્રતિષ્ઠિત આત્મા તો ભાવથી જ ઊભો થયો છે ને ! જો ભાવ ના હોત તો એ પ્રતિષ્ઠિત આત્મા હોત જ નહીં.

આ નડે છે ઊંધા પાટા જ, હવે એ ઊંધા પાટા શું છે ? પૂર્વના હિસાબનું આપણું ફળ છે, તે આપણને જે દેખાડે છે.

**પ્રશ્નકર્તા :** એનું જોર કેટલું હોય ?

**દાદાશ્રી :** જોર તો એવું છે ને કે એ એનું મૂળ કારણનું જેટલું જોર હોય ને એટલું જ કાર્યમાં જોર થાય. કારણ જોરદાર હોયને, તો કાર્ય જોરદાર હોય. કારણ ઢીલું હોય તો કાર્ય ઢીલું.

**પ્રશ્નકર્તા :** પણ જો કારણ જોરદાર હોય તો એ ખેંચી જાય ને ?

**દાદાશ્રી :** અરે, માણસને ખેંચી જાય તો શું, પણ ઊંધો નાખી દે ને ! બધા ઊંધા પાટા, ઊંધું દેખાડે. તમને ઊંધું દેખાડે છે કે છત્તું દેખાડે છે ?

**પ્રશ્નકર્તા :** દાદા, હવે છત્તું જ દેખાય છે.

**દાદાશ્રી :** એમ ! ઊંધા જોયેલા ખરાં, પહેલાં ?

**પ્રશ્નકર્તા :** ઘણાં બધાં.

**દાદાશ્રી :** એમ ! હવે નહીં દેખાતું ? આપણે જ્ઞાન આપીએ છીએને, તે ઘણોખરો ભાગ ઊડી જાય છે બધો આવરણનો. પણ કેટલાંકને મહીં પચતું નથી આ. વિજ્ઞાન પચતું નથી. જેમ જેમ પચશે ને તેમ તેમ ખુલાસો થતો જાય. એકદમ પચે નહીં ને ? જેમ જેમ પચે એમ ખુલાસો થતો જાય. પણ સત્સંગમાં પડી રહે તો ગાડું એનું રાગે પડી જાય. કારણ કે આ સત્સંગ એવી વસ્તુ છે કે એનું આવરણ તૂટતું જ જાય દહાડે-દહાડે, પણ પરિચય જરૂરી છે.

## દ્રવ્યબંધ-ભાવબંધ !

**પ્રશ્નકર્તા :** દ્રવ્યબંધ અને ભાવબંધ સમજાવો.

**દાદાશ્રી :** આ જ્ઞાન માણસે ના લીધું હોય તો એ જે જે કરે છે એ બધુ ભાવબંધ થાય. અજ્ઞાનની હાજરીમાં જે કંઈ કરવામાં આવે છે એ ભાવબંધ છે અને એ ભાવબંધ એમાંથી દ્રવ્યબંધ પરિણામ પામે. ત્યાં આગળ જે આઠ કર્મો છે, એને દ્રવ્યકર્મનો બંધ જ કહે છે. દ્રવ્યકર્મ એને જ કહેવાય. બીજા કોઈ દ્રવ્યકર્મ હોતાં જ નથી.

**પ્રશ્નકર્તા :** ત્યાં ક્રમિક માર્ગમાં શાસ્ત્રમાં, જે આઠ કર્મ છે એ બધા રૂપી કર્મને દ્રવ્યકર્મ કહે છે. કાર્મણ વર્ગણાનું સમૂહ હોય એમાં આત્મા ભળે, અધ્યવસાય ભળે, તો એને છે તો દ્રવ્યબંધ કહે છે. એટલે ત્યાં

દ્રવ્યબંધને રૂપી કીધું છે અને ભાવબંધને અરૂપી કીધું છે.

**દાદાશ્રી :** જ્ઞાનાવરણ દેખાય એવું છે ? દર્શનાવરણ દેખાય નહીં, અંતરાય દેખાય નહીં. એ જ ખરાં દ્રવ્યકર્મ. આ આઠેય કર્મ એ જ દ્રવ્યકર્મ. ભગવાનની ભાષાને સમજવી હોય તો ભગવાનની ભાષામાં એ દ્રવ્યકર્મ અને એ દ્રવ્યકર્મને લઈને ક્રોધ-માન-માયા-લોભ છે. દ્રવ્યકર્મના પાટા છે. દર્શનાવરણનો પાટો, એટલે પેલો અથડાય છે બિચારો. અથડાય છે એટલે ચિઢાય છે. તેનાથી ભાવકર્મો બંધાય છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનાવરણીય કર્મ રૂપી છે ?

**દાદાશ્રી :** ના, પણ મારું કહેવાનું છે કે અહીં આગળ આ લોકો દ્રવ્યકર્મ કોને કહે છે ? આ છીંકણી સુંઘતો હોય તો દ્રવ્યકર્મ કહે.

**પ્રશ્નકર્તા :** હા, દેખાય તે, જે રૂપી હોય તે.

**દાદાશ્રી :** જે દેખાય છેને એ બધા, એને દ્રવ્યકર્મ કહે છે. હવે આ હું ફૂલની માળા પહેરું તો દ્રવ્યકર્મ કહે.

**પ્રશ્નકર્તા :** હા, એમ જ કહે છે.

**દાદાશ્રી :** હવે આપણે શું કહીએ છીએ કે એ દ્રવ્યકર્મ બે પ્રકારે ના હોય, એક જ હોય. દ્રવ્યકર્મ કોનું નામ કહેવાય કે જેમાંથી ભાવકર્મ ઉત્પન્ન થાય અને જેમાંથી ભાવકર્મ ઉત્પન્ન ના થાય તે દ્રવ્યકર્મ નથી.

એટલે આપણું આ વિજ્ઞાન જુદી જાતનું છે. આપણું તો બધું ક્લિયર ને ! એ કોમ્પ્લેક્સમાં ગમે તે કરતાં હોય, બાકી એ સમજણ નથી, બરોબર સાચી વાત નથી. એ ભગવાનની વાતો ન્હોય આ. ભગવાન ક્લિયર હોય. પછી પાછળ ગમે તે થઈ ગયું હોય. હું તો બધા નોકર્મ કહું છું, આ બધા નોકર્મ. પણ તે આપણા વિજ્ઞાનને આધારે. પેલા વિજ્ઞાનમાં કંઈ ફેર હોય તો એ જુદો અર્થ બને, પોસિબલ છે એમનું.

અજ્ઞાનથી આ ઊભું થઈ ગયું છે. તે અજ્ઞાન ફીટ્યું એટલે આ હેંડ્યું.

અજ્ઞાન ફીટ્યું ને ! 'હું ચંદુભાઈ છું' એ માનતા હતા એ ઊડી ગયું ને ?!

**પ્રશ્નકર્તા :** હા, બિલકુલ ઊડી ગયું છે.

**દાદાશ્રી :** ઊડી ગયું તો બસ, તે એ જ છે આ. એટલે ત્યાં આગળ વખતે ક્રમિક છે ને, એટલે અર્થ એવો જરૂરે ય હોય વખતે.

હવે ત્યાં દ્રવ્યબંધની ભાષા જુદી છે. ત્યાં ભાષા શેને કહે છે, આંખે દેખાય એવી બધી વસ્તુઓ, ગુસ્સો થયો એ ભાવબંધ કહે અને પેલું ધોલ ખાધી એ દ્રવ્યબંધ કહે પણ આ ભાવકર્મમાંથી દ્રવ્યકર્મ ખરા કોને કહેવાય, આઠ કર્મોને દ્રવ્યકર્મ કહેવાય. મૂળ જે આઠ કર્મ છે, એને દ્રવ્યકર્મ કહેવાય અને આ ભાવકર્મ કહેવાય અને પેલા નોકર્મ કહેવાય છે. નોકર્મને આ લોકો દ્રવ્યકર્મ કહે છે. એટલી જો સમજણ હોત તો નિકાલ થઈ જાત.

ત્યાં તો આ નોકર્મ એય દ્રવ્યકર્મ ગણે છે. આ ભાવકર્મમાં દ્રવ્યકર્મ ગણે છે. પણ ખરાં દ્રવ્યકર્મ આ જે આઠ કર્મ છે તે. દ્રવ્યકર્મમાંથી ભાવકર્મ અને ભાવકર્મમાંથી પાછું દ્રવ્યકર્મ અને દ્રવ્યકર્મમાંથી ભાવકર્મ અને ભાવકર્મમાંથી દ્રવ્યકર્મ, બસ. અને આ નોકર્મની તો કંઈ ખાસ વેલ્યુ નહીં એટલી બધી. એ ભમરડા ફરે એમ ફરે, એમાં શું ?

## માત્ર 'દૃષ્ટિ'ની ભૂલ...

હવે ભાવકર્મ એટલે શું ? કોઈ શેઠ મોટાં માણસ હોય, દ્રવ્યકર્મ ભારે હોય, લોકપૂજ્ય માણસ હોય, તો આપણે કહીએ, શેઠ, પધારો. પધારો, પધારો. ત્યારે શેઠ પધારે તેનો વાંધો નથી પણ તે ફુલાય તે ભાવકર્મ અને અપમાન કરીએ તો ટાઢો થઈ જાય એય ભાવકર્મ. એટલે આ આઠ પ્રકારના દ્રવ્યકર્મ. તેમાંથી બધા ભાવકર્મ ઉત્પન્ન થાય. તે રાગ-દ્વેષ રૂપી ભાવ અગર ક્રોધ-માન-માયા-લોભ રૂપી ભાવ, પેલા શેઠનું શું ? માન અને ક્રોધ ઊભો થયો. 'આવો, પધારો' કહ્યું એટલે. ટાઈટ થયા કરે અને પેલો છે તે ઈન્ફિરિયારિટી કોમ્પ્લેક્સ થયો, એટલે બન્ને ય નુકસાન કરે.

ઉચ્ચ ગોત્રનું ફળ આવે ત્યારે એલિવેશન થાય અને નીચ ગોત્રનું

ફળ આવે તો ડિપ્રેશન થાય, તે ક્રોધ-માન-માયા-લોભ, રાગ-દ્વેષ થયા કરે. એટલે આશ્રવ કહેવાય. તે આ આઠ દ્રવ્યકર્મ છે તે ફળ આપતી વખતે આશ્રવ થાય, ક્રોધ-માન-માયા-લોભ થાય. હવે એ શી રીતે અટકે, બળ્યું ? એ અટકે નહીં ને ! અટકે ક્યાં આગળ ? ત્યારે કહે, આગળ 'દૃષ્ટિ' બદલાય તો આશ્રવ પછી પરિશ્રવ થાય. આ જગ્યાએ અટકે, નહીં તો દ્રવ્યકર્મમાંથી ભાવકર્મ થયા વગર રહે જ નહીં.

હવે આપણે શું કર્યું કે દ્રવ્યકર્મમાંથી ભાવકર્મ જ ઉત્પન્ન ના થાય એવું કર્યું. એટલે ભાવકર્મ જ બંધ કરી દીધા. એટલે આશ્રવ હઉ ઊડાડી દીધા. આ અક્રમ વિજ્ઞાને શું કર્યું ? બધું ઉડાડી દીધું. કશો ભાવ જ નહીં. જે ઊભું થાયને ક્રોધ-માન-માયા-લોભ, બધું નિકાલી. એ ઉગવાલાયક રહ્યું નહીં હવે. કારણ કે આનો જે માલિક હતો, તે ખસી ગયો. નહીં તો ત્યાં શું થાય ? 'આ મારું' એવી દૃષ્ટિ થઈ એટલે પાછું છે તે આશ્રવ થાય. ભાવકર્મ થયું એટલે આશ્રવ થાય એટલે પાછો બંધ પડે. પણ કૃપાળુદેવ શું કહે છે ? 'એ આશ્રવ થાય એટલે બંધ પડે જ. એટલે આશ્રવોને ખોદી કાઢવા જેવા નથી. એ નહીં ખોદાય, ખોટી મહેનત થશે.' એવું અનાદિ કાળથી આ મહેનત લોકો કરે છે. પણ 'દૃષ્ટિ' બદલી નાખો કોઈ પણ રસ્તે. એટલે 'હોત આશ્રવા-પરિશ્રવા, નહીં ઈનમેં સંદેહ, માત્ર દૃષ્ટિ કી ભૂલ હૈ.' જો 'દૃષ્ટિ' 'તારી' ફરી જાય તો આશ્રવ છે તે પરિશ્રવ છે, કહે છે. પરિશ્રવ એટલે નિર્જરા થઈ જાય છે, બંધ પડ્યા વગર. એ ક્રમિક માર્ગનો ઊંચામાં ઊંચો રસ્તો. અને આપણે અહીં તો 'આ મારું જ નહીં', ત્યાં આગળ પછી ભાંજગડ જ નહીં. એ જ્ઞાન આપીએ તે બીજે દહાડે 'આ મારું જ નહીં'. ક્રોધ-માન-માયા-લોભ આ, તે તો ચંદુભાઈના ! કાર્યકારી નહીં, એ નિર્જીવતાવાળા. અહંકાર-બહંકાર બધું નિર્જીવ.

એટલે 'એ' કહે છે કે 'આ મારું નહીં, આ મારું નહીં, હું શુદ્ધાત્મા. હું શુદ્ધાત્મા' એવું કહે છે ને ! પહેલાં કહેતો હતો, 'હું' જ ચંદુભાઈ, એ નથી હવે. ત્યારે કહે, 'ચંદુભાઈ નહીં ?' એ ચંદુભાઈ ખરું, વ્યવહારથી કહેવાય. વ્યવહાર પૂરતું જ, ખરી રીતે 'હું' ચંદુભાઈ નહીં ! આખી 'દૃષ્ટિ' બદલાઈ ગઈ છે.

એ તો કૃપાળુદેવ જ્ઞાની પુરુષ તે પામી ગયા વાતને ! એ જ્યારે પામ્યા ત્યારે પોતે લખ્યું કે 'આશ્રવા તે પરિશ્રવા. નહીં ઈનમેં સંદેહ, માત્ર દૃષ્ટિ કી ભૂલ હૈ.'

## લિંગદેહ એ જ ભાવકર્મ !

**પ્રશ્નકર્તા :** પણ એમાં દાદા એવું થયું કે આત્મા નિર્લેપ છે, આત્માને કશી અસર થતી નથી. એવી રીતે શરીરને પણ કશી અસર હોય નહીં. જે અસર થાય, માન-અપમાન, ક્રોધ-કામ એ બધું લિંગદેહને અસર થાય છે, તો લિંગદેહ ક્યાં છે ? એટલે અહંકાર એ કરે છે. માન-મરતબો એને છે. કામ-ક્રોધ એને થાય છે. એને અંગે શરીર તે અને આત્મા અંદર ઈનવોલ્વ થઈ જાય છે, તો એ લિંગદેહ એટલે શું એ કહો.

**દાદાશ્રી :** એવું છે લિંગદેહ, એને આપણે ભાવકર્મ કહીએ છીએ. હવે ભાવકર્મ સ્વાધીન નથી, પરાધીન છે. ભાવકર્મ એ ફળ છે કોઈ બીજનું. તેનું ફળ આવે, એનું નામ ભાવકર્મ. એને આપણે પાછાં બીજરૂપે માનીએ છીએ અને એનું ફળ આવે છે. તે તેને આ લોકો દ્રવ્યકર્મ કહે છે પાછાં. પણ આ ભાવકર્મ એટલે તમે, ઉચ્ચ ગોત્રના હોય માણસ ત્યારે આ બાજુના ફાધર-બાધર બધાનું ગોત્ર ઊંચું હોય, તેથી કરીને તમે આવો એટલે તરત 'આવો, પધારો' થાય. 'આવો, પધારો' કહે. તો તે ઘડીએ તમારા મનમાં એની અસર થાય, તે આમ છાતી ઊંચી થાય વગર દબાવ્યે એ ભાવકર્મ. અને ગોત્રકર્મ એ જરા ઢીલું હોય તે ના બોલાવે તો એના મનમાં એમ થાય કે, 'સાલા, આ લોકો નાલાયક જ છે. મને ઓળખી શકતાં જ નથી.' મૂઆ, આવું શું કરવા બોલો છો ? એ ભાવકર્મ કર્યા એ. આ લિંગદેહ શરૂઆત થઈ ગઈ. જેનાથી બધા દેહ શરૂ થાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે એમાં તમે દાદા મૂકેલું છે, કે 'જે પુર્નજન્મની ઘટમાળ જે ચાલે છે એ લિંગદેહના ભાવ પરથી થાય છે.'

**દાદાશ્રી :** હા. એના ભાવ ઉપરથી થાય છે. ભાવ એટલે ભાવવું નહીં. આપણા મહાત્માઓ કહે છે, 'મને રસ-રોટલી બહુ ભાવે છે. તે મને કર્મ બંધાશે નહીં ?' મેં કહ્યું, 'મૂઆ, ભાવે છે તે ઈચ્છા છે.' એ તમારી

ભાષામાં ભાવે છે એવું બોલો છો ને રુચે છે એમ બોલે તો ય ચાલે. પણ ભાવકર્મ તો જુદી વસ્તુ છે. ભાવકર્મ એટલે 'હું ચંદુભાઈ છું અને આ દેહ મારો છે' તે બધું એમ માનેને જે કંઈ ભાવ કરવામાં આવે તે ભાવકર્મ અને એમ જે માનતા નથી, તેને લિંગદેહ બંધ થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** હવે લિંગદેહ બંધ થઈ ગયો. એટલે એનો અર્થ એ એને કોઈ ભાવ ઉત્પન્ન થાય જ નહીં ?

**દાદાશ્રી :** આ જ્ઞાન પછી તમારા ભાવ જ બંધ કરી દીધાને !

**પ્રશ્નકર્તા :** હા. એટલે પછી લિંગદેહ ત્યાં હોય જ નહીં, બરોબર. તો જો એમ માનીએ કે હું ચંદુભાઈ નથી, આ દેહ તે હું નથી, તો મારે શું કરવાનું ? કશું નહીં કરવાનું ?

**દાદાશ્રી :** ના. કરવાનું કેમ નહીં ? 'હું શું છું' એ નક્કી થાય, ત્યાર પછી 'આ નથી' એવું નક્કી થાય. હવે આ લાઈનમાં જવું છે, આપણે એ દુકાન કાઢી નાખવી છે અને જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદમાં રહેવું એ આપણું કામ બધું.

આ લિંગદેહમાં ય અમુક અપવાદ છે પાછો. એટલે આપણા મહાત્માઓ હજુ સંસારભાવ તો રાખે છે. સ્ત્રીસંગ ને એ બધાં સંગ છે ને ? છતાં એ એને લિંગદેહમાં નથી આવતું. કારણ કે એ જ ભાગ કર્તામાં હોય, પોતે જાતે 'હું ચંદુભાઈ હોય' તો એ ય જવાબદારી એની. તો એનું ભાવમાં આવે અને અહીં તો ઊડી જાય છે. બસ, આટલો બધો ચેન્જ આવે છે.

## એ શૃંખલા તૂટે ક્યારે ?!

**પ્રશ્નકર્તા :** દ્રવ્યકર્મથી ભાવકર્મ થતાં હોય અને ભાવકર્મથી દ્રવ્યકર્મનો બંધ થતો હોય, તો તેમ ચાલ્યા જ રાખે, તો તે શૃંખલા તૂટે ક્યારે ?

**દાદાશ્રી :** ભાવકર્મ એટલે ચાર્જ કર્મ. તે ચાર્જ કર્મમાંથી ડિસ્ચાર્જ કર્મ થયા કરે. તે ચાર્જ બંધ કરી દેવામાં આવે, તો સોલ્યુશન આવી ગયું.

એ ચાલ્યા કરે એની મેળે, જો બંધ કરતાં આવડે તો. બંધ થઈ જાય તો મોક્ષ થઈ જાય. નહીં તો જ્યાં સુધી બંધ ના થાય, એવું બંધ કરનાર કોઈ માણસ હોય નહીં, ત્યાં સુધી ચાલ્યા જ કરવાનું, અનંત અવતાર સુધી. ચાર્જ ને ડિસ્ચાર્જ, ચાર્જ ને ડિસ્ચાર્જ. કૉઝિઝ એન્ડ ઈફેક્ટ, ઈફેક્ટ એન્ડ કૉઝિઝ. કૉઝિઝ એન્ડ ઈફેક્ટ, ઈફેક્ટ એન્ડ કૉઝિઝ. ચાલ્યા જ કરે દિન-રાત.

**પ્રશ્નકર્તા :** કોઝિઝ બંધ થાય એ કેવી રીતે ખબર પડે ?

**દાદાશ્રી :** આ જ્ઞાન આપ્યું, તે તમને ખબર ના પડી ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ જ, કૉઝિઝ તરત જ બંધ થાય. કોઈ માણસ કહેશે, 'અમને ભૂખ મટી છે એમ કેમ ખબર પડે ?' ત્યારે કહે, 'તું ખા ને, મારી રૂબરૂમાં ખઈ લે ને ! સમજ પડશે.' ગમે તે, ખીચડી ખાય તોય ચાલે ને ! એવું પોતાને ખબર પડે જ, અવશ્ય ખબર પડે.

## કરુણા સહજ સદા !

**પ્રશ્નકર્તા :** આપ કહો છો કે જ્ઞાનીની સહજ કરુણા હોય, ડિસ્ચાર્જ કર્મ તરીકે નહીં. તો તીર્થંકરો તીર્થંકર ગોત્ર બાંધે છે તે ભાવકર્મથી કે સહજ રીતે ?

**દાદાશ્રી :** ભાવકર્મથી બાંધે છે. ભાવકર્મ પણ કરુણા તો એમની સહજ હોય. કરુણાનો સ્વભાવ તે સહજ હોય, એમાં ક્રિયા ના હોય, કરનાર ના હોય. ભાવકર્મથી કર્મ બંધાય.

**પ્રશ્નકર્તા :** તીર્થંકરોને જ્યારે આત્મજ્ઞાન થાય છે ત્યારે જ એ આ ભાવકર્મ બાંધે છે ને ?

**દાદાશ્રી :** એ ભાવકર્મ છે તે આત્મજ્ઞાન થયાં પછી ખરું, પણ સમકિત થયા પછીનું ભાવકર્મ છે. સમ્યક્ત્વ થયા પછી જે સુખ હું પામ્યો એ સુખ લોકો પામે, એ આ ભાવકર્મ છે. તીર્થંકર ગોત્ર બાંધે છે. એટલે

અમારે ય એ જ હોય, કે જે સુખ હું પામ્યો છું, એ લોકો કેમ પામે એનાં માટે અમારી ભાવના હોય. અને કરુણા એ તો સહજ ભાવ છે.

અને કરુણા છે તે સહજ જ હોય. એમ ને એમ, સહજ કરુણા. કો'ક ગાળ બોલે ને, તો સહજ ક્ષમા હોય. ક્ષમા એ સહજ કરુણા જ છે. એટલે કરુણા એ સહજ ગુણ છે અને દયા એ ભાવકર્મનું ફળ છે. અને તીર્થંકરને તો ભાવકર્મ હોય જ નહીં ને, તીર્થંકર થયા પછી ! ભાવકર્મ તો પહેલાં થયેલાં. આ ભાવકર્મ અમને ખરું હજુ આ આટલું, કે લોકોનું કલ્યાણ કેમ કરવું તે ! એમણે તો કલ્યાણ કરવાના ભાવ કરેલા, તે દહાડે જ છે તે આ તીર્થંકર ગોત્ર બાંધેલું. તે આ તીર્થંકર ગોત્ર ખપાવે છે ખાલી. એનું ડિસ્ચાર્જ જ થયા કરે. એટલે એમને કેવળ કરુણા ! અને નિરંતર કરુણા જ હોય. ભાવકર્મ ના હોય એમને. જ્યાં સુધી ભાવકર્મ હોય ત્યાં સુધી કેવળજ્ઞાન થાય નહીં.

**પ્રશ્નકર્તા :** પણ કલ્યાણ ભાવનો તો ભાવ થાયને, સહુ કોઈનું કલ્યાણ થાવ.

**દાદાશ્રી :** નહીં, એ ભાવ થાય છે એ ભાવ નથી. એ જે ભાવ કહેવાય છે, ભગવાને ચાર્જ કહેલા, એ ન્હોય. અને તે આપણે હજુ એક અવતાર-બે અવતારની વાત કરીએ છીએ ને તેની મહીં વખતે કોઈને આ ભાવ પણ પેસી જાય કલ્યાણનો, પણ તે એક-બે અવતાર પૂરતો. એટલે શું કે તીર્થંકરોને એવો ભાવ થયેલો કે મને જે સુખ થયેલું, તે બીજા પામો. એ એકલો ચાર્જ છે પાછો. પણ બધાને થાય નહીં એ. બધાને તો સાધારણ ઈચ્છા હોય કે જગતનું કલ્યાણ થાય. જગતનું કલ્યાણ કરો એવો કંઈ એનો મૂળ ભાવ નથી એ. અમુક જ માણસોને હોય એવું. એવાં સંજોગો ચોગરદમનાં હોય ત્યારે એવું હોય. બધાને ના હોય. એટલે આપણે તો આ જે સુખ પામ્યા છે એ સુખ પામો. એ ભાવના હોવી જોઈએ, બીજું કશું નહીં. બીજું બધું તો મફતમાં લઈને આવેલાને? બેન્કમાં મૂકેલું, તે ક્રેડીટ લઈએ છીએ. અને તેને વાપર્યા એમાં શાનું જોર કરે છે ? તો કલ્યાણમાં આપણે કોઈકને કાંઈક હિસ્સો તો લેવો જોઈએને !

❖ ❖ ❖ ❖ ❖

# [૨.૧૩]

# નોકર્મ

## જ્ઞાન છે તો નહીં નડે !

**પ્રશ્નકર્તા :** દાદાજી, નોકર્મ ઉપર જરા કહેજો. લોકોને હજી નોકર્મનું બહુ ખબર નથી.

**દાદાશ્રી :** નોકર્મની ખબર કોઈને હોય નહીં ને !

**પ્રશ્નકર્તા :** કોઈનેય બહુ ખ્યાલ નથી. એટલે આજે જરા એનું વિસ્તારથી કહેજો પાછું, આજના સત્સંગમાં.

**દાદાશ્રી :** નોકર્મ એટલે તમે આત્મા છો, તો આ કર્મ તમને અડતાં નથી અને તમે ચંદુભાઈ છો તો આ કર્મ તમને અડે છે, એનું નામ નોકર્મ.

**પ્રશ્નકર્તા :** આ નોકર્મ શબ્દ કેવી રીતે કાઢ્યો હશે ? 'નો' શબ્દ કેમ વાપર્યો ?

**દાદાશ્રી :** N O No (એન ઓ નો) એવું નહીં. જો તમને જ્ઞાન છે તો તમને નહીં અડે અને જ્ઞાન નહીં હોય તો તમને અડશે. માટે નહીં જેવા છે. છે ય ખરાં અને નથી ય ખરાં, તેથી નોકર્મ એને કહ્યું.

**પ્રશ્નકર્તા :** એટલે બે સંભાવનાઓ છે એની અંદર.

**દાદાશ્રી :** ના, એવું નહીં. કર્મ નડવાના જ પણ જ્ઞાન હોય તેને ના નડે. માટે નોકર્મ કહીએ છીએ.

બોલનારા તો અક્કલવાળા હશે, થોડા લાગે છે, નહીં ?! કેટલું ડહાપણવાળું, એ બેઉને કર્મ કહ્યાં, નોકર્મ. તમનેય નોકર્મ અને આમને ય નોકર્મ. સરખા તો દેખાય જ ને નોકર્મ ! હવે એમને આ શી રીતે ખબર પડે કે આમને આ ના ઉગે અને આમને ઉગે ! એ લોકોને ખબર જ નથી ને ! એટલી બધી અક્કલ હોય તો આવી શોધખોળ કરવા જાય ! આજના માણસોને આવી અક્કલ તો હોય નહીં, મને લાગે છે !

**પ્રશ્નકર્તા :** દાદા, આ તો બહુ ડીપ સમજણ, આ તો ઘણી ઊંડી સમજણ, પછી શોધખોળ થઈ હોયને ?

**દાદાશ્રી :** નોકર્મ. જગત આખાને આ કર્મ ઉગશે. બધું આ નોકર્મ છે. છતાંય પણ નોકર્મ એટલા માટે કહે છે કે ભઈ, આ જ્ઞાની માણસને ના ઉગતા હોય, એવાં ને એવાં જ દેખાય કર્મ તો ! એટલે આના જેવા જ દેખાય છે, કંઈ ફેરફાર થયો નથી દેખાતો. પણ ભગવાન કહે છે, અમારે ફેરફાર જોવો નથી. આ જ્ઞાન સહિત છે માટે આ આમને ઉગશે નહીં અને તમારે ઉગશે એટલું જ. અમારે ફેરફાર થાય કે ના થાય, એ અમારે જોવાની જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** આમાં જ્ઞાનીને કર્તાપણું નથી ?

**દાદાશ્રી :** નથી. એટલે ઉગે નહીં ને ! કર્મ તો એવાં જ દેખાય બેઉને, આ ય વઢતો હોય ને પેલો ય વઢતો હોય. એટલે પેલો તો એમ જ જાણે ને કે આ વઢે છે અને આ વઢે છે, એમાં ફેર જ શો રહ્યો ? ત્યારે કહે, ના, ફેર મોટો. આ વિઝાવાળો છે અને આ વિઝા વગરનો છે. વિઝાવાળાને બેસવા દે મહીં અને પેલાને પાછો કાઢે.

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, જ્યાં અહંકાર જોડાયેલો ના હોય એટલે સહજ જે બનતાં હોય એને નોકર્મ કહેવાય ?

**દાદાશ્રી :** 'હું ચંદુભાઈ છું' ત્યાં સુધી એ ના જાય. 'એનું' ભાન

કઈ બાજુનું છે, એના ઉપર આધાર. 'એનું' 'હું ચંદુભાઈ છું' એ ભાન છે કે 'હું શુદ્ધાત્મા છું' એ ભાન છે ? એટલે જો 'તમારી' 'દૃષ્ટિ' ફરેલી હશે, સમ્યક્ દૃષ્ટિ થયેલી હશે, તો તમને કર્મ બંધાશે નહીં આ રસ્તે અને જો આની આ દૃષ્ટિ હશે તો બંધાશે. એટલે એને ભગવાને નોકર્મ કહ્યાં.

## નોકર્મ એ ઈન્દ્રિયગમ્ય !

અને નોકર્મ એટલે શું કે આ આંખે દેખાય છે, કાને સંભળાય છે, જીભે ચખાય છે. એટલે આ જગતમાં જેટલાં પાંચ ઈન્દ્રિયથી અનુભવાય છે, મનથી જે થાય છે એ બધાય નોકર્મ છે. તે મન તો આમાં એનું પ્રેરક છે. પછી જેટલું આ બુદ્ધિથી, ચિત્તથી, અહંકારથી અનુભવમાં આવે છે ને, તે બધાંય નોકર્મ છે. ભાવકર્મ બાદ કરી નાખે, ક્રોધ-માન-માયા-લોભ બાદ કરી નાખે તો બીજાં બધાં નોકર્મ. અને ક્રોધ-માન-માયા-લોભ સ્થૂળ છે નહીં. સૂક્ષ્મ વસ્તુ છે. અંદર ગુસ્સો કરે છે, એ છે તે ક્રોધ નથી. ગુસ્સો એ પરિણામ છે. આ જેટલાં બધાં કર્મ દેખાય ને અનુભવાય છે તે બધાં નોકર્મમાં જ છે. બધું જગત નોકર્મ ઉપર જ બેસી રહ્યું છે. પણ આ એટલાથી બંધાતું નથી લોકોને. એટલે હું કહી દઉં છું કે પેલા ભાવકર્મ સિવાય બીજા બધાંય નોકર્મ. આ પૂરું સમજાય નહીં.

પ્રશ્નકર્તા : નોકર્મ કોને કહેવાય, એનો દાખલો આપો એમ ?

**દાદાશ્રી :** આ બધાય કર્મ તે નોકર્મ. આ તમે અહીંયા આવ્યા, ઉતરશો-ચઢશો, આવશો-કરશો, ખાશો-પીશો, વેપાર-બેપાર બધું નોકર્મ. જેમાં ક્રોધ-માન-માયા-લોભ ના હોય એ બધાં નોકર્મ. હવે વેપારમાં જો તમારે લોભ હોય તો એ નોકર્મ ના કહેવાય, લોભ વણાયેલો હોય તો.

**પ્રશ્નકર્તા :** એક દાખલો આપોને, નોકર્મનો. કેવી રીતે બધું બને છે ?

**દાદાશ્રી :** આ ગળ્યો પદાર્થ તમને ગમતો હોયને એને તમે ખાવ, છતાં એ નોકર્મ છે. કશુંય તમને કર્મ બંધાય નહીં. બહુ સરસ લાગ્યું. સરસ છે, આમ છે, તેમ છે, મને ભાવે છે, કહો તોય પણ જ્ઞાનવાળાને કર્મ

બંધાય નહીં, એનું નામ નોકર્મ.

**પ્રશ્નકર્તા :** બરાબર છે. હવે તમે અમારા ભાવકર્મ ઉડાડી દીધા છે.

**દાદાશ્રી :** હં, ભાવકર્મ ઉડાડી દીધા છે.

**પ્રશ્નકર્તા :** એટલે અમારામાં ચારેય કષાય છે નહીં.

**દાદાશ્રી :** ચાર્જ કષાય બિલકુલ છે જ નહીં. ડિસ્ચાર્જ કષાય રહ્યા અને ચોખ્ખો આત્મા મૂક્યો.

કો'કને ધોલ મારવી એય નોકર્મ છે. ક્રોધ વગર કોઈ માણસ કોઈને ધોલ મારી શકે ખરો ? બાપ છોકરાને ધોલ મારી શકે ? હવે ધોલ એ નોકર્મ છે. જો ક્રોધ થતો હોત તો ભાવકર્મ છે. બે ભાગ જુદા પડી જાય.

અત્યારે આ ભઈ તમને ધીમે રહીને એક ધોલ મારી દે અને મને આવીને લોકો કહે કે 'આ એમનું શું કહેવાય ?' ત્યારે મેં કહ્યું કે 'એ એમનું આ નોકર્મ એકલું જ છે.' ત્યારે કહે, 'તે ઘડીએ ઉગ્ર થયા હતા ત્યારે ?' તોય તે ભાવકર્મ નથી. કારણ કે મેં જ્ઞાન આપેલું છે અને ક્રોધ-માન-માયા-લોભ ડિસ્ચાર્જ સ્વરૂપે થઈ ગયા છે. ચાર્જ સ્વરૂપે હોય ત્યારે પાછું નવું કર્મ બાંધે. એટલે બહુ સમજવા જેવું છે આ. આ વિજ્ઞાન જો સમજી ગયા હોયને તો ઉકેલ આવી જાય.

## ક્રિયામાત્ર નોકર્મ !

ક્રિયાને નોકર્મ કહ્યું. ક્રિયા વળગતી નથી, ઉપયોગ સંસારનો હશે તો આ વળગશે અને 'તમારી' આત્માભણી 'દૃષ્ટિ' હશે તો નહીં વળગે, એમ કહે છે. 'દૃષ્ટિ' કઈ બાજુ તેના ઉપર આધાર રાખે છે.

આ શરીરે દેખાતા, આ ઈન્દ્રિયોથી ખાતું-પીતું, જતું-આવતું, રહેતું, નોકરી કરતું, પગે લાગતું એ બધું જે દેખાય છે ને, એ બધાય કર્મ નોકર્મ. પાણી પીવે છે, ઉઠે છે, બેસે છે, આવે છે, બૂમ પાડે છે, બગાસું ખાય છે એ બધાં બહુ જાતના નોકર્મ છે.

આ કર્મો તો એ બધા આંખે દેખાય છે, આ બધા જેટલા સંસારમાં છે એ બધાય નોકર્મ છે. કોઈ ભક્તિ કરે તે ય નોકર્મ, સ્વાધ્યાય કરે તે ય નોકર્મ. ઉપાશ્રયે જતો હોય તે ય નોકર્મ, બધા ય નોકર્મ. કો'ક માણસ સંધ્યા પૂજાપાઠ કરે, માળા કરે, એ બધાંય નોકર્મ. વ્યાખ્યાન કરતો હોય તેય નોકર્મ અને વ્યાખ્યાન સાંભળતો હોય તેય નોકર્મ. આ નોકર્મ સમજવા જેવું છે. નોકર્મ જો સમજે ને, તો બધું બહુ થઈ ગયું, નોકર્મ સમજાય એવું છે નહીં. નોકર્મ જો સમજેને જ્ઞાની પાસેથી, તો બધું આખું જગત જીતી જાય.

શાસ્ત્રકારોએ શું લખ્યું ? નોકર્મ એટલે નહીં જેવા કર્મ.

સવારમાં ઊઠ્યા એ નોકર્મ. 'હું ઊઠ્યો ને તું ઊઠ્યો' બોલીએ ખરાં આપણે, અને જગતના લોક બોલે ને, તો આ નોકર્મમાંથી એમને છે તે બોલે છે, માટે કર્મના બીજ પડે પાછાં. નોકર્મમાંથી બીજ પડે. નહીં તો જે બીજ પડે એવાં નથી, આપણે બીજ નાખવું હોય તો નાખીએ, નહીં તો જો ત્યાં જાગૃતિ હોય, જ્ઞાન હોય તો ના નાખે કેટલાંક લોકો. અને નાખ્યું હોય તો ય પાછું લઈ લે. એટલું બધું હોય છે ત્યાં આગળ. એટલે ઊઠ્યાં ત્યારથી, ઊઠ્યા તે જ નોકર્મ, પછી જોયું એ ય નોકર્મ બધું, સાંભળ્યું એ નોકર્મ. પછી દાતણ કર્યું, ચા પીધી, નાસ્તો કર્યો, પછી જે બધું ભેગું થવું એ બધું નોકર્મ. પછી કો'ક આવ્યો તમારો ઘરાક, તે છે તે કંઈક ડખોડખ કરી જાય તો એ બધું નોકર્મ.

આ તો કર્મની બલિહારી તે આ દાદાએ આપી. લોકોને ખ્યાલ જ નથી કે આ નોકર્મ એ શું છે ! કયા પ્રકારના છે !! એ ખ્યાલ નથી એટલે ગૂંચાયા કરે છે બિચારા કે આ આવું ઉગશે તો ?! ના, એ ઉગે એવું જ નથી. એનો ડખો ના કરીશ તારી મેળે. 'બહુ સરસ છે. આ ખાવું જ જોઈએ' એવું તેવું ડખલ નહીં. ખાને નિરાંતે ! બીજ તો ક્રોધ-માન-માયા-લોભ કરે તો પડે. ક્રોધ-માન-માયા-લોભ એ જ કર્મનું બીજ.

**પ્રશ્નકર્તા :** એટલે નોકર્મ, ચોવીસેય કલાક જે કાંઈ આપણે કરીએ તે ?

**દાદાશ્રી :** આ બધા કર્મફળ છે પણ.

**પ્રશ્નકર્તા :** એ પ્રકૃતિ જે ક્રિયા કરે અને તમે દ્રષ્ટાભાવે જોઈ શકો, એનું નામ નોકર્મ ?

**દાદાશ્રી :** વાત એ જ છે કે પ્રકૃતિ જે કરેને બધું, જેમાં ભાવકર્મ નથી, તો એ બધું નોકર્મ.

નોકર્મ એવી વસ્તુ છે કે જે કર્મ, જેને હાજતો કહેવામાં આવે છે ને, એ બધાં નોકર્મ છે. માણસની હાજતો. હાજત, ના સમજ પડી? આ ખાધાં વગર ચાલે આપણે ? જ્ઞાનીનેય ખાવું પડે ને ? ત્યારે સંડાસ ગયા વગર ચાલે ? ત્યારે ઊંઘ્યા વગર ચાલે ?

**પ્રશ્નકર્તા :** ના જ ચાલે.

**દાદાશ્રી :** ત્યારે પાણી પીધા વગર ચાલે ? એ બધી હાજતો છે. આ શરીરની હાજતો એ બધાં નોકર્મ કહેવાય છે.

આપણે ના ખાવું હોય હોટલનું અને આપણને ભૂખ લાગેને, ત્યારે જમવાનું નથી મળતું. ત્યારે પછી ગમે તે હોટલમાં પેસીને ખવડાવવું પડે, એ બધાં નોકર્મ. આપણી ઈચ્છા ના હોય તોય ચાલે નહીં. કર્યા વગર છૂટકો જ ન થાય એ બધાં નોકર્મ. બધું ફરજિયાત છે. એ બધાં નોકર્મ કહેવાય.

લગ્ન કરે, પૈણે છે, છોકરાં થાય બધું નોકર્મ. રાગ-દ્વેષ વગરની ક્રિયા એ બધાં નોકર્મ. ભગવાને આ નોકર્મ એટલા માટે કહ્યું છે, 'તું' રાગ-દ્વેષ વગર કરીશ તો તને ચોંટશે નહીં. રાગ-દ્વેષ સહિત કરીશ તો તને ચોંટશે.

## અકર્તા છે માટે !

નોકર્મ એટલે તું મોક્ષમાર્ગે જતો હોય તો આ કર્મ તને નડશે નહીં. સંસારમાર્ગે જતો હોઈશ તો આ કર્મ તને સંસારમાં હેલ્પ કરશે.

**પ્રશ્નકર્તા :** હવે સંસારમાં નોકર્મ મદદ કેવી રીતે કરે ?

**દાદાશ્રી :** આ બધાં કર્મ સંસારમાં જ મદદ કરે છે ને ?! ખાય છે, પીવે છે, રમે છે, કૂદે છે, વાઈફ-છોકરાં સાથે ફરવા જાય છે, સિનેમા જોવા જાય છે, એ બધાં નોકર્મ છે ને !

**પ્રશ્નકર્તા :** મોક્ષમાર્ગમાં કેવી રીતે નડતાં નથી ?

**દાદાશ્રી :** એ કર્તા નથી તેથી. એનું માલિકીપણું નથી. ધેર આર નોટ રિસ્પોન્સિબલ ફોર ઓનરશીપ. નો ટાઈટલ. મેં લઈ લીધેલાં છે. ઓનરશીપ ને ટાઈટલ બે લઈ લીધેલા છે મેં. એટલે જવાબદારી નહીં એમની.

**પ્રશ્નકર્તા :** શાથી કર્તાભાવ નથી ?

**દાદાશ્રી :** 'તમને' જ્ઞાન આપ્યું ત્યારે મેં કહ્યું ને, કે વ્યવસ્થિત કર્તા છે, તમે કર્તા નથી. એવું મેં કહ્યું હતું ને, એવું તમને ખ્યાલ છે ને ?! એટલે તમે કર્તા હવે રહ્યા નહીં. કર્તાપદ રહ્યું ય નથી તમને મહીં. કારણ કે કર્તાપદ ક્યાં સુધી, કે 'હું ચંદુભાઈ છું' નિશ્ચયથી, ખરેખર 'હું ચંદુભાઈ જ છું' એ જ કર્તાપદ છે. એ તો ગોન. એટલે હવે એ ના રહ્યું.

એટલે તમારું નોકર્મનું ફળ ઊગશે નહીં અને પેલા લોકોના ઊગશે. કારણ કે આ નોકર્મના કર્તા તમે રહ્યા નહીં. અને પેલા કર્તા છે માટે એમને 'મેં કર્યું' કહેતાંની સાથે એને આધાર આપ્યો અને આધાર આપ્યો એટલે કર્મ બંધાયું. અને 'મેં નથી કર્યું' એટલે નિરાધાર થયું, પડી ગયું. તો કહેશે, 'તમે નથી કર્યું તો કોણે કર્યું ?' ત્યારે કહે, 'ભઈ, એ તો જે જાણનાર જાણે, મારે કંઈ ભાંજગડમાં નહીં પડવું. મેં તો કર્યું નથી આ. એવું મારા અનુભવમાં આવે છે કે મેં કર્યું નથી.' આવે કે ના આવે એવું ?

તમારે નોકર્મ સમજી લેવાના. નોકર્મ એટલે શું ? સંસારના આ બધા વ્યવહાર જે કરો છો ને, જે 'વ્યવસ્થિત' કરે છે એ બધાં જ નોકર્મ છે.

**પ્રશ્નકર્તા :** જેણે જ્ઞાન લીધું નથી, એને માટે નોકર્મ કહેવાય ?

**દાદાશ્રી :** એમને ય નોકર્મ કહેવાય, પણ નોકર્મ એમને 'હું કરું છું' માટે ઊગે એવા છે અને આપણને 'હું નથી કરતો ને વ્યવસ્થિત કરે છે' એટલે ઊગવાના નથી. એટલે સંસાર બંધ થઈ ગયો. કૉઝિઝ બંધ થઈ ગયા. એટલે પડી ગયા. આધાર આપે છે ત્યાં સુધી કર્મ છે. પોતે જો આધાર ના આપે તો કોઈ નામ દેનાર નથી. જે કરે છે એને કરે છે કહીએ, તો આપણને કશો વાંધો છે નહીં. નથી કરતો ને 'હું કરું' કહે છે તો બંધાશે. તેથી તો પેલા નરસિંહ મહેતાએ કહ્યું ને કે ''હું કરું, હું કરું, એ જ અજ્ઞાનતા.''

**પ્રશ્નકર્તા :** દાદા, જે આધાર આપતા'તા, એ જ જ્ઞાન વખતે આપના ચરણમાં મૂકી દીધો.

**દાદાશ્રી :** આધાર આપનારો હતો ને તે મૂકી દીધો, કે આ તમને બધો સોંપ્યો સાહેબ. એ આધાર આપનાર હતાને, તે એ સોંપ્યું.

## ચારિત્રમોહ બધાંય નોકર્મ !

**પ્રશ્નકર્તા :** આ જે ચારિત્રમોહમાં જે વસ્તુ છે એ બધી નોકર્મ ?

**દાદાશ્રી :** ચારિત્રમોહના બીજા બધાં કર્મ છે એ બધાં નોકર્મ. જેને લોક કહે છે, 'આ ભઈ બદલાયા નથી. એવાં ને એવાં છે.' એને ભગવાને નોકર્મ કહ્યાં છે. અને નોકર્મ એટલે ભોગવવા પડે તે બધા.

**પ્રશ્નકર્તા :** ઘણી વખત બહારવાળા પૂછે છે કે આ તમારા મહાત્માઓમાં કંઈ ફરક નથી દેખાતો.

**દાદાશ્રી :** ફેરફાર થતો દેખાતો નથી, એવાં ને એવાં દેખાય. લોકો તો ફેરફાર માંગે છે.

**પ્રશ્નકર્તા :** બાહ્ય ફેરફાર માંગે છે.

**દાદાશ્રી :** બાહ્ય, બીજું શું ? બીજું તો આવડે નહીંને જોતાં ! બીજું આવડ્યું હોત તો કામ ના થઈ જાત ? આપણા મહાત્માઓને શું કહે લોકો, કે દાદા પાસે જ્ઞાન લીધું પણ હજુ એવાં ને એવાં જ છે. બહાર તો પહેલાંય

ચિઢાઈ જતા હતા અને આજેય ચિઢાઈ જાય છે. પણ આપણે ભાવકર્મ ઊડી ગયા છે, નોકર્મ રહ્યા છે ફક્ત.

અને નોકર્મના બે ભાગ પડ્યા. તમારે ચારિત્ર મોહનીય અને પેલાને તો મોહનીય હોય, સંપૂર્ણ મોહનીય. એટલે દર્શનમોહ અને ચારિત્રમોહ બન્ને ય હોય, એટલે મોહનીય હોય. તમારે દર્શનમોહ ગયો.

એ શું કહેવા માંગે છે કે આ છે તે ચારિત્રમોહવાળા છે અને પેલા સાચા મોહવાળા છે. સાચા મોહવાળા છે એને બીજ ઉગશે અને આ આમને નહીં ઉગે. કર્મ ખરાં પણ નોકર્મ.

**પ્રશ્નકર્તા :** તો પેલા મોહવાળાને પણ નોકર્મ ?

**દાદાશ્રી :** હા, એમનેય નોકર્મ પણ ઉગશે અને આ ઉગશે નહીં. આ બધો વર્તન મોહ છે ને, તે બધા નોકર્મ છે. જો તું મોહવાળો હોય તો આનો જવાબદાર છું આ કર્મનો અને મોહ વગરનો હોય તો આનો જવાબદાર નથી તું. આ આટલી બધી ઝીણવટ શી રીતે સમજાય ? માણસનું ગજું ય શું ? તે આ યાદેય રાખવાનું આનું શું ગજું ?

## અક્રમ માર્ગે : ક્રમિક માર્ગે !

**પ્રશ્નકર્તા :** એ નોકર્મ એટલે આ ડિસ્ચાર્જ જે બધું કહીએ છે તે ?

**દાદાશ્રી :** એ જ, એ ડિસ્ચાર્જ.

**પ્રશ્નકર્તા :** ડિસ્ચાર્જ કરતી વખતે ચાર્જ ના થાય, પછી કોઈક વાર તો ?

**દાદાશ્રી :** એવું છે ને, આ ડિસ્ચાર્જ એ ક્રમિકનો શબ્દ નથી.

**પ્રશ્નકર્તા :** હા, એ અક્રમનો છે.

**દાદાશ્રી :** આ આપણે તો ગુસ્સો કરે, ચિઢાય છે એ બધુંય નોકર્મમાં આવી ગયું. આપણું બધું ડિસ્ચાર્જ કર્મ. બાકી ક્રમિકમાં નોકર્મ તો જુદું

પાડવું પડે. જ્યાં રાગ-દ્વેષ ના થાય તે ભાગ બધો નોકર્મ. આવો હિસાબ છે. ક્રોધ-માન-માયા-લોભ થાય એ બધાં ભાવકર્મ અને બીજા બધાં નોકર્મ. ભાવકર્મ છે તે એમાં સંયોગો ના હોય બહુ. એક કે બે, તેય નૈમિત્તિક કારણ હોય. અને આ સંયોગના આધારે થાય એ નોકર્મ.

અક્રમ વિજ્ઞાનમાં નોકર્મ તો ગણતરી જ નથી રાખી અમે. નહીંતર કોઈને કહેવાય કે ભઈ ? આ સંસારી લોકો, એમને મુક્તિનું જ્ઞાન અપાય ? કેટલાં દહાડા રહે ? પણ અક્રમ વિજ્ઞાન છે તો બાધક નથી નોકર્મ. નહીંતર ક્રમમાં નોકર્મ જ બાધક. કેટલી બધી મુશ્કેલી અને આ છે તમારે છે કશી મુશ્કેલી ? હેય... નિરાંતે બપોરે થાળીમાં ચટણીઓ-બટણીઓ જમીને અને ઓફિસમાં જવાનું તો ય દાદા વઢે નહીં. ત્યારે શું ખોટું ? દાદાની આજ્ઞામાં રહેવાનું એટલું જ ! ત્યારે આજ્ઞાય કંઈ અઘરી નથી ને ? છે કંઈ આજ્ઞા અઘરી ?

હવે સમભાવે ફાઈલોનો નિકાલ કરવાનો. દાતણ આવ્યું તો ય ફાઈલ આવી. ફલાણું આવ્યું તોય ફાઈલ આવી. ઊંઘની યે ફાઈલ. એટલે બધી ફાઈલોનો સમભાવે નિકાલ કરવાનો તો એ નોકર્મ. ભાવકર્મને ઉડાડી દીધું છે, આખુંય.

**પ્રશ્નકર્તા :** નોકર્મ એટલે આ બધા ફળ ?

**દાદાશ્રી :** આ ફળ બધું. એટલે મીઠું લાગે, કડવું લાગે. તે બેઉ સમતાથી નિકાલ કરવો. એટલે ચોખ્ખું થવા માંડે.

**પ્રશ્નકર્તા :** દરેક સ્થળે ? દરેક સમયે ? દરેક બાબતમાં એ પરિસ્થિતિ બધું ધ્યાનમાં લેવું પડે ને ?

**દાદાશ્રી :** પણ તમારે એવું નથી. કારણ કે તમે અક્રમ વિજ્ઞાનમાં બેઠાં છો. એ ક્રમિકવાળાને તો દરેકમાં કરવું પડે. એ કહે કે આજ વેઢમી સારી થઈ કે ચોંટ્યું બા અને આ શાક ખરાબ છે એ ય ચોંટ્યું બા. અને તમે સારું-ખોટું બોલો તો તમને ચોંટે નહીં.

**પ્રશ્નકર્તા :** અમે તો બોલીએ જ નહીં હવે.

**દાદાશ્રી :** પણ એ બોલે તો ય વાંધો, તમને ચોંટે નહીં. કારણ કે આ ડિસ્ચાર્જ છે. ડિસ્ચાર્જ છે એટલે જીવંત વ્યક્તિનું નથી આ. બેટરીમાં સેલ ડિસ્ચાર્જ થયા કરે, તેમાં કશું કરવું પડે આપણે ? મહીં ભરેલું હશે એટલો વખત ડિસ્ચાર્જ થશે, પછી ખાલી થઈ જાય.

**પ્રશ્નકર્તા :** નિકાલ થઈ ગયો એનો પણ, જ્ઞાન લીધા પછી મેથડ બદલાઈ ગઈ, ન બોલ્યામાં નવ ગુણ.

**દાદાશ્રી :** હા, બોલ્યા તો ય 'જોવું' અને ના બોલ્યા તોય 'જોવું'. પેલા કહે કે તમે કશું બોલતાં નથી તે ય 'આપણે' 'જોવું'.

## નો કષાયની સમજ !

નો કષાય એ સાપેક્ષ શબ્દ છે કે જો 'તેં' જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય તો આ કષાય તને અડે નહીં અને પ્રાપ્ત ન કર્યું હોય તો અડશે, એટલે નો બોલ્યા છે સાપેક્ષ તરીકે. બહુ સમજવા જેવું, આ વીતરાગનું તો એક વાક્ય જો સમજે ને તો મોક્ષે જાય. એક વાક્ય જો મહીં પચી જાય તો મોક્ષે જાય.

**પ્રશ્નકર્તા :** ત્યાં આગળ નો કષાયનો અર્થ એવો કરે છે, કે જે કષાય નથી, પણ કષાય જેવા છે, કષાય કરવા માટે નિમિત્ત રૂપ છે.

**દાદાશ્રી :** એ બરોબર છે. એ અર્થ ખોટો નથી. જ્યાં સુધી જ્ઞાન નથી તે બધા કંઈ નિમિત્ત જ છેને કષાય કરવામાં. મશ્કરી કરી પેલાએ, એટલે પેલો ચિઢાયો, ફરી પાછું નિમિત્ત ઊભું થઈ જાય ને ! અને તમે તો મશ્કરી કરો તો ય બંધનમાં નથી આવતા, તમારે ફક્ત પેલાને ખરાબ લાગ્યું તો એનું પ્રતિક્રમણ કરી લેવાનું અને તે ય તમારે કરવાનો અધિકાર નહીં, 'ચંદુભાઈ'ને કહેવાનું ને, 'કેમ તેં આવું કર્યું, તને શરમ નથી આવતી, આટલી ઉંમર થઈ હવે ! પ્રતિક્રમણ કરો.' આપણે કહેવાનું, 'ઉંમર થઈ હવે, દાદો થયો તો ય તમે આવું કરો તે !' એવું કહેવાય 'આપણા'થી, ના કહેવાય ?!

**પ્રશ્નકર્તા :** કહેવાય.

**દાદાશ્રી :** હં. કહેવાનું, બીજો કોણ કહી શકે ? બીજો કહે તો તો તેલ કાઢી નાખે.

આ સમજવાનું તો કો'ક ફેરો, પણ આ સમજાય નહીં આ કાળમાં. બિચારા કોઈનો દોષ છે નહીં આમાં. શબ્દ તો બરોબર લખેલા છે. આમાં થોડો થોડો ભેદ રહેવાનો, આપણા વિજ્ઞાનમાં ને એમાં ભેદ રહેવાનો. તે બે સરખા અર્થ નહીં આવે કોઈ દહાડોય. કારણ કે એ ક્રમ છે ને આ અક્રમ છે. આપણે અહીં આ બધા જ્ઞાન લઈને ગયાને એટલે અમે તમને કહ્યું કે કર્મ બંધાતા નથી. એટલે બધા નોકર્મ છે એમ કહ્યું. તું ચિઢાઉ હઉ, તેને ય નોકર્મ કહ્યું આપણે. બોલો, હવે એ લોકો શી રીતે માને, એ પછી એ તો ચિઢાય, લાકડી લઈને ફરી વળે ને !

**પ્રશ્નકર્તા :** પેલા નો કષાયને તમે નોકર્મ કહ્યા, તો અનંતાનુબંધી કષાયનું ચતુષ્ક, પ્રત્યાખ્યાની કષાયનું ચતુષ્ક, અપ્રત્યાખ્યાની કષાયનું ચતુષ્ક એને શું કહેવાય ?

**દાદાશ્રી :** હા, એ તો ભાવકર્મ છે જ. એમાં બીજો મત નથી કે અનંતાનુબંધી હોય કે ગમે તે પણ ભાવકર્મ છે.

હવે ક્રમિક માર્ગમાં નોકર્મ જુદી જાતના. એ તો નવ પ્રકારના નોકર્મ મૂક્યા. પેલાં રતિ, અરતિ, હાસ્ય, ભય, જુગુપ્સા, શોક, પુરુષ વેદ, સ્ત્રીવેદ અને નપુંસક વેદ. અને આપણે તો વ્યાપાર કર્યો, અવળું થયું, સ્ત્રી વિષય બધુંય નોકર્મમાં મૂક્યું.

**પ્રશ્નકર્તા :** જુગુપ્સા એટલે ઘૃણા ભાવ કે ધિક્કાર ભાવ કે ચિતરી ?

**દાદાશ્રી :** ચિતરી ચડે. ચિતરીમાં તિરસ્કાર નથી. આ તને થાય છે છતાં અમે એને નોકર્મ કહીએ છીએ, એ રાગ-દ્વેષ નથી. પગ પડ્યો ખરાબમાં તો મોઢું-બોઢું બધું બગડી જાય. મેર મૂઆ, દિવેલ પીધા જેવું કેમ થઈ ગયું ? દિવેલથી ય ભૂંડું છે. ભગવાન કહે છે, અમે એને કર્મ નથી કહેતા. આ આવું થયા પછી છે તે પેલા ઉપર વઢવાડ કરે તો બંધાય.

પછી કો'ક માણસ છે તે આમ આમ કરતો હોય, તેમાં કો'કને

નવીનતા લાગી ને હસી પડ્યો. તો એ હાસ્યને કહે છે કે નિર્દોષ માનીએ પણ દોષ જો ન કરે તો. એટલે આપણા મહાત્માઓને નડે નહીંને ! આપણા મહાત્માઓ ફરી સળી કરે જ નહીંને ! સમભાવે નિકાલ જ કરી નાખે ને ! હસે ખરો, ટીખળેય કરે. ટીખળ એ હાસ્યમાં જાય છે, એમાં રાગ-દ્વેષના પરિણામ નથી.

એ નવે કર્મો રાગ-દ્વેષ રહિત રહી શકે છે એવું કહે છે. તેથી નોકર્મો કહ્યા છે. કેવા ડાહ્યા માણસો આ ! એ કહેનારા કેવા ડાહ્યા છે !!

**પ્રશ્નકર્તા :** દાદા, ભય કેમ રાગ-દ્વેષ રહિત રહી શકે ?

**દાદાશ્રી :** ભય રાગ-દ્વેષ રહિત જ રહી શકે, એનો હું દાખલો આપું. આમને જ્ઞાન આપ્યું છે. અહીં એ વિધિ કરે છે. 'હું શુદ્ધાત્મા, શુદ્ધાત્મા' બોલે છે અને પેણે નવી જ જાતનો ભડાકો થયો એટલે એનું શરીર આખું ધ્રૂજે તે હું ય જાણું. એ ભય એને છે. પણ બહારના ભયને ભડકાટ કહેવાય છે. અંદરના ભયને ભય કહેવાય છે. ખાલી આ ભડકાટ એકલો જ થયો, ભય નથી થયો.

**પ્રશ્નકર્તા :** ભડકાટ થયો, તો આ જે 'ભય' શબ્દ વાપરે છે...

**દાદાશ્રી :** એ તો એમની ભાષામાં.

**પ્રશ્નકર્તા :** ભાષામાં પણ એનો અર્થ આપણે ભડકાટ સમજવો.

**દાદાશ્રી :** ભડકાટ જ સમજવાનો. આ ભય કહી દીધું, તેથી તો મૂઆ ઊંધું ચાલે છે બધું. આ બધા કેટલાક શબ્દોને ચેન્જ કરવાં જોઈએ.

મૂળ શબ્દ લોકોને જડે એવો નથી. જ્ઞાની પુરુષની પાસે બધા મૂળ શબ્દો જડી જાય કે આ શું હકીકત છે ને આ શું હકીકત છે. અને ભય લાગતો હોય ત્યાં સુધી તો આત્મા પ્રાપ્ત જ નથી કર્યો ને ભય જો કદી નોકર્મમાં ઘાલો તો એનો અર્થ જ નથી ને મિનિંગલેસ છે.

એટલે નોકર્મ આવું છે, ખાલી ભડકાટ. એટલે આ નર્યું સ્થિરતા બહુ હોય અમારામાં. અમુક જાતના અવાજ થાય ત્યાં સુધી કશું જ નહીં. કોઈ ગયા અવતારમાં કે પહેલાના અવતારમાં સાંભળ્યા જ ના હોય ને, નવી જાતનું ચીબડીયું બોલે એકદમ, તો હાલે પાછું. મહીં સ્થિરતા ના છોડે.

આ મહાત્માઓ મહીં સ્થિરતા બિલકુલેય છોડતા નથી. હેય... ભડકે છે આખું શરીર, સહેજ આમ આમ થઈ જાય.

## પ્રારબ્ધ એ જ નોકર્મ !

હવે ખરેખર નોકર્મનો આમ બીજી રીતે અર્થ લેવા જાવ તો શું છે ? ત્યારે કહે, પ્રારબ્ધકર્મ. એ સંચિત નહીં.

**પ્રશ્નકર્તા :** સંચિતનો થોડો ભાગ પ્રારબ્ધ તરીકે આવ્યો છે ?

**દાદાશ્રી :** એ પ્રારબ્ધ ફળ આપવા તૈયાર થયા. સંચિત છે તે આ આઠ કર્મો છે ને, જે જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય, અંતરાય. એ બધાં સંચિત છે. એમાંથી જેટલાં ઉદય આવી ગયા, ફળ આપવા સન્મુખ થયાં, એટલા છે તે પ્રારબ્ધકર્મ. આંબામાં કેરીઓ તો વીસ વર્ષની કે પચ્ચીસ વર્ષની કે પચાસની હશે પણ મહીંથી એક જે વર્ષનું ઉદય આવ્યું, એટલે એટલાં પ્રારબ્ધકર્મ. એટલે નોકર્મ એ પ્રારબ્ધકર્મ.

## નોકર્મ એટલે અકર્મ ?!

**પ્રશ્નકર્તા :** દાદા, નોકર્મ એટલે જે પાછલા દ્રવ્યકર્મથી ઓટોમેટીક બનતા હોય એને જ નોકર્મ સમજવાના ? તો નોકર્મ બનવાનું કોઈ કારણ તો હશેને, દાદા ?

**દાદાશ્રી :** કર્મ કરતો દેખાય છતાં અકર્મ હોય, એનું નામ નોકર્મ. પણ તે અકર્મ ગણાય નહીં. અકર્મ તે ક્યારે ગણાય કે એ 'પોતે' શુદ્ધાત્મા થયેલો હોય તો. નહીં તો સકર્મ કહેવાય. એટલે અજ્ઞાનીની આ જે પ્રક્રિયા છેને, તે આમાં જે ભાવકર્મ ઉત્પન્ન થાય છે. તે ભાવકર્મમાંથી આ જે પ્રક્રિયા થઈ અને પછી છે તે દ્રવ્યકર્મ થાય છે.

**પ્રશ્નકર્તા :** આ પ્રક્રિયા થઈને પછી એટલે ?

**દાદાશ્રી :** આ ક્રિયામાં ક્રોધ-માન-માયા-લોભ વણાયેલા હોય છે. દરેક ક્રિયામાં ક્રોધ હોય, માન હોય કે લોભ હોય, કંઈક હોય જ. દુકાનમાં જાવ તો કંઈક હોય. તે વણાયેલા છે એમાંથી દ્રવ્યકર્મ ઊભાં થાય છે.

આ અમે જ્ઞાન આપ્યા પછી પોતાને કર્મ જ બંધાય નહીં. આ પાંચ આજ્ઞા આપી છે ને, એ પાળવા પૂરતાં જ કર્મ બંધાય. કર્મ ક્યારે બંધાય કે 'હું ચંદુભાઈ છું અને આ મેં કર્યું' ત્યારે કર્મ બંધાય. હવે 'તમે ચંદુભાઈ નથી' એ વાત તો નક્કી છે ને ! ચંદુભાઈ વ્યવહારથી છે, નિશ્ચયથી તમે ચંદુભાઈ નથી. એટલે કર્મ બંધાય જ નહીં. કર્મ બાંધનારો ગયો. ઈગોઈઝમ હોય ત્યાં સુધી કર્મ બંધાય.

**પ્રશ્નકર્તા :** આપણા મહાત્માઓ માટે અકર્મ કહી શકાય, નોકર્મને ?

**દાદાશ્રી :** જ્ઞાન લીધા પછી હવે અકર્મ જ કહેવાય એ બધાં. તે લોક જાણે-જુએ કે કર્મ કરો છો અને હોય અકર્મ. કારણ કે 'તમે' એ કર્મનાં માલિક નથી હવે. જગતના લોકોને તો ભાવકર્મ એ બધું બીજ નાખે છે અને પછી બીજનું ફળ આવે છે.

**પ્રશ્નકર્તા :** તો બીજ જ ના નાખ્યું હોય તો ?

**દાદાશ્રી :** તો તો આ દુનિયા હોત જ નહીં ને ! એ બીજ પણ 'દૃષ્ટિ' ઊંધી છે એટલે નાખે, એટલે એના હાથમાં શી રીતે આવે ? એટલે દૃષ્ટિ બદલી આપે ત્યારે આ બધાં રોગ જાય, નહીં તો સંસાર રોગ મટે નહીં !

❖ ❖ ❖ ❖ ❖

## [૨.૧૪]

# દ્રવ્યકર્મ + ભાવકર્મ + નોકર્મ

### ત્રિકર્મોમાં કર્તાપણું પોતાનું કેટલું ?

**પ્રશ્નકર્તા :** તો નોકર્મથી ભાવકર્મ જુદા કેવી રીતે ? આમ વિગતવાર સમજણ પાડોને !

**દાદાશ્રી :** હા, એ સમજાવું. એ બહુ સમજવા જેવી વસ્તુ છે.

આ ત્રણેવ કર્મ કરીને છે બધું આ. જેને આપણા લોક કહે છેને કર્મ બાંધું છું, તે આ ત્રણેવ છે તે એના ભાગ જુદા પાડેલા.

ભાવકર્મ, દ્રવ્યકર્મ, નોકર્મ - આ ત્રણ જ કર્મને લઈને જગત ઊભું રહ્યું છે. આ ત્રણ કર્મ ઊડી જાય તો ખલાસ થઈ જાય. ત્રણ પ્રકારના કર્મો છે. એથી ચોથા પ્રકારના કર્મો જ ન હોય. તેમાં દ્રવ્યકર્મ પોતાના હાથની સત્તા નથી. દ્રવ્યકર્મ પરિણામ છે ને નોકર્મેય પરિણામ છે. પણ દ્રવ્યકર્મનો તો બિલકુલેય કર્તા નથી અને નોકર્મનો તો પોતે કર્તા અગર અકર્તા બંને રીતે છે. અજ્ઞાન દશામાં નોકર્મનો કર્તા બને છે ને જ્ઞાન દશામાં અકર્તા ! પણ મુખ્ય કામ કરે છે કયા ? ભાવકર્મ. ભાવકર્મનો એ કર્તા અજ્ઞાનતામાં થાય જ છે. ક્રોધ-માન-માયા-લોભ ના હોય, એ જતાં રહે એટલે થઈ રહ્યું, મુક્તિ.

**પ્રશ્નકર્તા :** એટલે ભાવકર્મ અને દ્રવ્યકર્મ એ બે વચ્ચે કંઈ ભેદરેખા નથી ?

**દાદાશ્રી :** દ્રવ્યકર્મ એ જુદી વસ્તુ છે, દ્રવ્યકર્મ એટલે પછી પીળા પાટા હોય તો પીળું દેખાય, લાલ પાટા હોય તો લાલ દેખાય. મૂળ વસ્તુ એવી હોતી નથી. તેથી 'એને' ભાવકર્મ ઉત્પન્ન થાય છે. અને એ ભાવકર્મ ફરી પાછું શું થાય ? ભાવકર્મ, નોકર્મ ભેગાં થઈ અને પછી ફરી દ્રવ્યકર્મ ઊભું થાય પાછું. એટલે કારણમાંથી કાર્ય અને કાર્યમાંથી પાછાં કારણ. કાર્ય-કારણ સંકલના છે બધી આ.

## ભાવકર્મના પરિણામે દ્રવ્યકર્મ ને તેનાથી નોકર્મ !

એટલે ભાવકર્મની મા (ઓરિજિનલ, મૂળ મહાકારણ) દ્રવ્યકર્મ, ભાવકર્મ જો છોકરો હોય તો એની મા કોણ ? ત્યારે કહે, દ્રવ્યકર્મ. ત્યારે કહે, (ઓરિજિનલ મૂળ) દ્રવ્યકર્મ છોકરો હોય તો એની મા કોણ ? તો કહે, સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ. આ એની પેઢી પૂરતી વાત. સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ પછી એ દ્રવ્યકર્મ થયા. અને દ્રવ્યકર્મથી ભાવકર્મ થયા વગર રહે નહીં. પાછું આ ભાવકર્મના પરિણામ શું ? ત્યારે કહે, ભાવકર્મના પરિણામે દ્રવ્યકર્મ થાય અને દ્રવ્યકર્મમાંથી ફળ ઉત્પન્ન થયા એ નોકર્મ બધાં. એટલે દ્રવ્યકર્મ એટલે આ દેહ ભેગો થયો અને પાટા ઉત્પન્ન થયા. પાટા એટલે જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય ને અંતરાય. પછી આ દેહ એટલે કે નામ, આયુષ્ય, ગોત્ર અને વેદનીય. 'આપણે' જે કર્મો કરેલાં તેનાં ફળરૂપે આ દેહ મળ્યો. હવે દેહના, મન-વચન-કાયાના બધાં કર્મ ભોગવવા પડે એ છે તે નોકર્મ.

**પ્રશ્નકર્તા :** દેહ છે તે દ્રવ્યકર્મનું સાધન છે કે દ્રવ્યકર્મ છે ?

**દાદાશ્રી :** દેહ એ દ્રવ્યકર્મ છે અને ભાવકર્મનું સાધન છે. દ્રવ્યકર્મ એટલે શું ? પરિણામ. દેહાધ્યાસ સાથેનાં ભાવકર્મ, એનાથી દ્રવ્યકર્મ ઉત્પન્ન થાય છે તેથી પછી દેહ બંધાય. શાતા વેદનીય થાય, અશાતા વેદનીય થાય અને ઊંધા પાટા બંધાય. એટલે જ્ઞાનાવરણ, દર્શનાવરણ,

મોહનીય ને અંતરાય, બધું આમાં આવી ગયું છે, દ્રવ્યકર્મમાં.

## નથી ભાવકર્મ સ્વસત્તામાં !

એટલે દ્રવ્યમાંથી પાછો ભાવ અને ભાવમાંથી દ્રવ્ય. દ્રવ્યમાંથી ભાવ અને ભાવમાંથી દ્રવ્ય. બીજમાંથી વડ અને વડમાંથી બીજ. હવે ભાવકર્મ 'પોતે' કરે છે. દ્રવ્યકર્મ પોતે નથી કરતો. દ્રવ્યકર્મ એ એનું પરિણામ છે, રિઝલ્ટ છે. આ દ્રવ્યકર્મ એટલે ભાવકર્મનું પરિણામ. પરીક્ષાનો કર્તા એ હોય, રિઝલ્ટનો કર્તા હોઈ શકે ખરો એ ?

**પ્રશ્નકર્તા :** ખરો કર્તા તો ભાવકર્મને ?

**દાદાશ્રી :** હા, પણ તે ય નૈમિત્તિક, ખરેખર નહીં, એક્ઝેક્ટ નહીં. એક્ઝેક્ટ હોય તો આમ ફેરવી નાખે, તરત મોક્ષમાં લઈ જાય. પાછલાં દબાણથી એકદમ સુખમાં હોય. એટલે સુખના દબાણથી ભાવકર્મ બધા સુખના બંધાય, પુણ્યના સારા વિચારો ભેગા થાય અને દુઃખનું દબાણ હોય ત્યારે પાપના વિચારો ભેગા થાય. ના કરવા હોય ભાવ તો ય થઈ જાય. એટલે ભાવકર્મ આપણી સત્તામાં નથી.

**પ્રશ્નકર્તા :** આપ એવું બોલ્યા હતા કે આ ભાવકર્મને આ વર્લ્ડમાં એક પણ માણસ સમજ્યો નથી અને સમજ્યો હોય તો હું પગે લાગું.

**દાદાશ્રી :** પણ શી રીતે સમજે, ભાવકર્મ સમજવું એ કંઈ જેવી તેવી વાત છે ? ભાવકર્મ સમજવું એટલે ભાવને બંધ કરી દે ત્યાં આગળ. એ સમજ્યો તો એ ભાવને બંધ કરી દે માણસ. આ તો પોતાપોતાની ભાષામાં સમજી ગયા છે ભાવકર્મને. એ પાટો જે છે આંખનો તે સમજાય, તો પેલાં ભાવકર્મ સમજાય.

## ફરી માત્ર 'દૃષ્ટિ' જ !

પણ આ દ્રવ્યકર્મ છે તો આ ભાવકર્મ થાય. આ ના હોય તો ભાવકર્મ ના થાય. હવે ભાવકર્મ એ ચાર્જ કર્મ છે. ગયા અવતારે જે ભાવકર્મ કરેલા, તે આ અવતારમાં નોકર્મ આપણને ફળ ભોગવવા પડે,

ડિસ્ચાર્જરૂપે. નોકર્મની બહુ કિંમત નથી, કિંમત ભાવકર્મની છે. જે ડિસ્ચાર્જ કર્મ છે, એ બધા નોકર્મ અને એમાંથી કૉઝિઝ ઉત્પન્ન થાય છે એ ભાવકર્મ, ચાર્જ કરે છે તે. પણ આ દ્રવ્યકર્મના નિમિત્તથી જ આ છે. હવે છે તે આ દ્રવ્યકર્મમાં અમે શું ફેરવી આપ્યું કે 'તમારી' 'દૃષ્ટિ' જ ફેરવી આપી. 'હું ચંદુભાઈ છું' અને 'હું આનો ધણી છું' એ બધી 'દૃષ્ટિ' ઊડી ગઈ અને 'હું શુદ્ધાત્મા છું' એ જ દર્શન આપ્યું. એ દૃષ્ટિ બદલાઈ ગઈ. પેલી દૃષ્ટિ બગડી'તી એટલે જ્ઞાન અવળું થયું'તું. આ 'દૃષ્ટિ' બદલાય એટલે પછી જ્ઞાન બદલાય એટલે ચારિત્ર્ય બદલાય.

## દ્રવ્યકર્મ તો દેખાય તીર્થંકરોને જ !

**પ્રશ્નકર્તા :** દ્રવ્યકર્મ શેનાથી ઓળખી શકાય એવું છે તે કહો.

**દાદાશ્રી :** એવું છે ને, દ્રવ્યકર્મ તો આ લોકભાષામાં જે પ્રવર્તે છે કે ઈન્દ્રિય પ્રત્યક્ષ જે કર્મ કરવામાં આવે છે તે બધા દ્રવ્યકર્મ છે. પણ એ બધા તો નોકર્મ છે. ઈન્દ્રિયમાં, અંતઃકરણ બધુંય સાચું, આમ ઊઘાડા દેખાતા હોય તે કર્મ નોકર્મ. એનાથી બીજું ભાવકર્મ, જે ઊઘાડું ના દેખાય, જ્ઞાની એકલાં જ જોઈ શકે.

**પ્રશ્નકર્તા :** નોકર્મ કયા ?

**દાદાશ્રી :** આ તમને જે દેખાય તે બધાં.

**પ્રશ્નકર્તા :** દ્રવ્યકર્મ ?

**દાદાશ્રી :** જે ના દેખાય તે. દ્રવ્યકર્મ તો મને સમજાય ખરું, પણ તીર્થંકરોને જ દેખાય. મને સમજાય ખરું અને તમને સમજાયે ય નહીં.

## સૂક્ષ્મ ભેદ ભાવકર્મ-નોકર્મ તણા !

**પ્રશ્નકર્તા :** ભાવકર્મ ને નોકર્મનો સૂક્ષ્મ ભેદ દૃષ્ટાંત આપી સમજાવો.

**દાદાશ્રી :** ભાવકર્મ શું છે ? રાતે અગિયાર વાગે આપણે ઘેર કોઈ માણસો આવે. તેને 'આવો પધારો' કહીએ પાંચ-સાત જણ આવ્યા હોય

તો. પણ અંદર મનમાં એમ થાય કે 'આ કંઈથી મૂઆ ?!' તે 'આવો પધારો' કહીએ છીએ ને, એ નોકર્મ છે. અને પેલાં 'કંઈથી મૂઆ' એ ભાવકર્મ છે.

નોકર્મ બધાં ઊઘાડાં દેખાય છે. આ બધું લઢંલઢા, મારંમારા, આ બધું ધોળે દહાડે છે તે ઊંધું તોલે છે, ફલાણું કરે છે એ બધાં નોકર્મ. અને અંદરથી મનમાં એમ થયું કે આ કંઈથી મૂઆ અત્યારે વળી. એ અંદર ઊંધો ભાવ કર્યો, બગાડ્યો, આમ બહાર છતું રાખ્યું છે, અંદર ભાવમાં કપટ રાખ્યું છે.

બહાર આમ સારી રીતે બોલાવીએ અને અંદર છે તે કપટ કર્યું. એ છે તે માયા કહેવાય. એટલે ક્રોધ-માન-માયા-લોભનાં આધારે જે થાય એ બધાંય ભાવકર્મ.

હવે મહેમાન આવ્યા ને 'આવો પધારો' કહ્યું (જે નોકર્મ છે) તેની જોડે એમ નક્કી કર્યું હોત કે બહુ સારું થયું આ આપણે કહ્યું તે ! એટલે એવાં શુભ ભાવકર્મ થયાં, નોકર્મની સાથે ભળીને. તેનાથી આવતા ભવનું દ્રવ્યકર્મનું અજવાળું વધત, આવરણ પાતળાં થાત અને 'કંઈથી મૂઆ આ અત્યારે' થયું એ અશુભ ભાવકર્મ થયું. એનાથી દ્રવ્યકર્મનાં આવરણ આવતા ભવના વધ્યા. આ અંધારું થયું, આવરણ આવ્યું જ્ઞાન ને દર્શનનું, એ દ્રવ્યકર્મ. આ એક જ વાક્યમાં ત્રણેવ, નહીં ?! સમજાયું ?

**પ્રશ્નકર્તા :** હવે 'આવો બેસો' એમ મોટેથી કહીએ અને અંદરમાં પણ એવો શુભ ભાવ હોય, તો એ શું ?

**દાદાશ્રી :** એય ભાવકર્મ છે. પેલો અશુભ ભાવકર્મ હતો. આનું પુણ્યફળ આવે અને પેલાનું પાપફળ આવે એટલું જ ફેર, પણ બેઉ ભાવકર્મ.

એટલે મનમાં એમ થાય કે અત્યારે કંઈથી મૂઆ ? તો એનાથી પાપ બંધાયું. એ ભાવનું ફળ પાપ (મળે), એનાથી પાપ ભોગવવું પડશે અને આનાથી શુભ ભાવ કર્યો કે ફળ સારું આવશે.

ભાવકર્મનું પરિણામ તો આવતા ભવનું દ્રવ્યકર્મ એટલે આ શરીર બંધાય આનાથી. અને પછી એનાંથી પાછાં નોકર્મ ઉત્પન્ન થાય, નોકર્મ બધાં દેખાય આપણને. તમે 'આવો પધારો' કહ્યું એ નોકર્મ. 'અત્યારે કંઈથી મૂઆ' એ ભાવ એ ભાવકર્મ કહેવાય. હવે એ આવતો ભવ છે તે એનું ફળ આવે, દ્રવ્યકર્મરૂપે ત્યારે એ જાનવરમાં જાય કૂતરાંરૂપે અને કોઈ આવે તો એને ખસેડ ખસેડ કરે, 'કંઈથી મૂઆ, કંઈથી મૂઆ' એવું કરે.

## માલિક ના થાવ, તો કર્મ છૂટ્યા !

આ ડિસ્ચાર્જ ક્રોધ-માન-માયા-લોભ એ નોકર્મ અને સાચા ક્રોધ-માન-માય-લોભ થાય છે એ ભાવકર્મ.

**પ્રશ્નકર્તા :** દાદા, ભાવકર્મ પણ પૂર્વ સંચિતના આધારે જ થાય ને કે પુરુષાર્થને આધારે ?

**દાદાશ્રી :** ભાવકર્મ બધાંય છે તે આ પેલી મીણબત્તીમાંથી થવાના, આઠ કર્મના આધારે.

**પ્રશ્નકર્તા :** તો પુરુષાર્થ ક્યાં રહ્યો ?

**દાદાશ્રી :** પુરુષાર્થ કશોય નહીં. પુરુષાર્થ તો ભાવકર્મ થાયને, એને 'પોતે' જાણી અને એને સમભાવમાં લાવે, તેનું નામ પુરુષાર્થ.

**પ્રશ્નકર્તા :** એ લાવવાનું પણ કર્મને આધીનને ?

**દાદાશ્રી :** ના, કર્મના આધીન નહીં, એ જ્ઞાનને આધીન.

**પ્રશ્નકર્તા :** જો આ પુરુષાર્થ ભાગ ના હોય, તો પછી કર્મ જ સર્વશક્તિમાન થઈ જાય ને ?

**દાદાશ્રી :** હા, એ બરોબર છે. કર્મ શક્તિમાન છે એ પણ પુરુષાર્થ છે. આ પુરુષાર્થ એ ભ્રાંત પુરુષાર્થ છે. પુરુષાર્થ એટલે પ્રગતિ. એ બે પ્રકારની પ્રગતિ. એક સાચો પુરુષાર્થ, પુરુષ થયા પછીનો પુરુષાર્થ, તેનાથી

પ્રગતિ અને આ ભ્રાંત પુરુષાર્થ તે ય પણ પ્રગતિ થાય. એટલે આ પુરુષાર્થ મદદ કરે એને. આ જ્ઞાન પછી તમને ભાવકર્મ હોય નહીં. તમે ગમે તે કરો તો ભાવકર્મ ના હોય. કારણ કે દાદાની આજ્ઞા પાળો છો. ભાવકર્મ એટલે શું ? સારું કરો તોય ભાવકર્મ, ખોટું કરો તોય ભાવકર્મ. હવે કર્તા છે ત્યાં સુધી ભાવકર્મ. જેટલું ડીસ્ચાર્જ છે એ બધાં નોકર્મ, ચાર્જ એ ભાવકર્મ.

**પ્રશ્નકર્તા :** આમ દેખાય ભાવકર્મ જેવું, પણ છતાં એમાં પોતે ભળતો નથી ને ડિસ્ચાર્જ થાય છે. એટલે નોકર્મ થઈ ગયું ?

**દાદાશ્રી :** એટલે નોકર્મ. બહારના લોકો મહીં ભળે એટલે ભાવકર્મ થઈ ગયું.

ક્રોધ એટલી બધી અગ્નિ ક્યાંથી લાવ્યો ? પરમાણુ રૂપે હતા જ એ. સ્થૂળ થયુંને, બહાર નીકળ્યું એટલે નોકર્મ થઈ ગયું. મહીં છે તેના માલિક છો 'તમે', જવાબદાર છો તમે. બહાર નીકળ્યું એના માલિક ના થાવ તો કશુંય નહીં. ક્રોધ-માન-માય-લોભ થતાં હોય અને એના માલિક ના થાવ તો કશું નહીં.

**પ્રશ્નકર્તા :** આ માલિક ના થવું એ શું છે ?

**દાદાશ્રી :** માલિક ના થવું એ તો જ્ઞાન છે. 'પોતે કોણ છું' એ ભાન હોય ને ! ક્રોધનો માલિક શાથી થઈ જાય છે ? અજ્ઞાનતાથી, અણસમજણથી. માલિક છે નહીં અને માલિક છું માની બેસે છે. બહારના લોકો માલિક છે. એ ખરેખર માલિક છે. એ તો દેખાય છે ને, શ્રીમંત જ દેખાય છે ને (!)

**પ્રશ્નકર્તા :** એટલે ખરેખર માલિક એ પણ માની બેઠેલી જ દશા છેને ?

**દાદાશ્રી :** એ ખરેખર માલિક જ છે.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે ?

**દાદાશ્રી :** માન્યું ના હોય તો ચિંતા અને બળતરા ના થાય. માલિક જ છે. એટલે જ્ઞાન ના હોય એ માલિક જ ગણાયને ત્યારે. એમને તું પૂછે, કોણ બોલે છે ? તો કહે, હું જ બોલું છું ને !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન લીધું છે એ લોકોને કેવું રહે છે ?

**દાદાશ્રી :** એ માલિક ના થાય. ભૂલથી થઈ બેસે છે કે આ મને આવું કેમ થાય છે, આવું કેમ થાય છે ? એટલું જ, માને એટલું. વાસ્તવિકમાં એવું નથી.

## દેહની ક્રિયાઓ બધી નોકર્મ !

**પ્રશ્નકર્તા :** તો હવે આ દેહમાં નોકર્મ કઈ જગ્યાએ આવે ? નોકર્મમાં શું સમાવેશ પામે?

**દાદાશ્રી :** તમામ જાતની ક્રિયા નોકર્મ એટલે ડિસ્ચાર્જ કર્મ. પણ જો કદી અજ્ઞાની હોય તેને ચાર્જ થાય અને જ્ઞાની ચાર્જ ના થવા દે.

ખાધું તે ય નોકર્મ, પણ તીખું લાગ્યું ને મહીં જે અશાતા ઉત્પન્ન થઈ એ દ્રવ્યકર્મ.

**પ્રશ્નકર્તા :** એ અપયશનામકર્મ, યશનામકર્મ ઉદયમાં આવે પણ એ જે વ્યવહાર બને છે એ નોકર્મનો ગણાય ?

**દાદાશ્રી :** એ બધું નોકર્મ. ઉદય આવે પછી ફળ આપતું થાય એ નોકર્મ.

**પ્રશ્નકર્તા :** એટલે ફળ આપવાના સંજોગો ?

**દાદાશ્રી :** એ બધું નોકર્મ. મહીંથી બહાર નીકળ્યો ત્યારથી નોકર્મની શરૂઆત થઈ ગઈ.

**પ્રશ્નકર્તા :** આ નિકાચિત કર્મ છે એ નોકર્મમાં જ આવી જાય ને ?

**દાદાશ્રી :** હા, એ નિકાચિત વળી એથી વળી જબરાં.

## ભરેલો માલ તે દ્રવ્યકર્મ ને તે વપરાય ત્યારે નોકર્મ !

**પ્રશ્નકર્તા :** તો આ વાણી બોલાય છે, એ શેમાં સમાવેશ કરે ? આ નોકર્મમાં જાય ?

**દાદાશ્રી :** વાણી બે રૂપે છે. એના મૂળ પરમાણુ દ્રવ્યકર્મના છે અને આ અહીંથી બહાર ખેંચાઈને જે સ્વરૂપે નીકળી તે નોકર્મ છે.

**પ્રશ્નકર્તા :** એટલે જે કોડવર્ડમાં હોય છે ને શોર્ટહેન્ડ થાય છે ત્યાં સુધી...

**દાદાશ્રી :** એ બધું દ્રવ્યકર્મમાં અને પછી આ નીકળે છે નોકર્મ.

**પ્રશ્નકર્તા :** મોંઢામાંથી નીકળે એ બધું નોકર્મ.

**દાદાશ્રી :** નોકર્મ એટલે તમે માલિક નહીં એટલે તમે જવાબદાર નહીં. માલિક થયા તો જવાબદાર.

**પ્રશ્નકર્તા :** અને મનના વિચારો આવતા હોય એ શેમાં જાય ?

**દાદાશ્રી :** એ બધું નોકર્મ.

**પ્રશ્નકર્તા :** અને મનની જે ગાંઠો પડેલી હોય, ગ્રંથિ મહીં, તે દ્રવ્યકર્મમાં જાય ?

**દાદાશ્રી :** એ દ્રવ્યકર્મમાં.

**પ્રશ્નકર્તા :** ચિત્ત, બુદ્ધિ અને અહંકાર ?

**દાદાશ્રી :** એ બધું દ્રવ્યકર્મમાં પણ વાપરવા માંડ્યું એટલે નોકર્મ થયું.

**પ્રશ્નકર્તા :** જ્યારે અંદર સૂક્ષ્મરૂપે પડ્યું છે, ત્યારે દ્રવ્યકર્મ છે અને વાપરવા માંડ્યું ત્યારે નોકર્મ છે.

**દાદાશ્રી :** હા.

## વિશ્રસા, પ્રયોગસા, મિશ્રસા !

**પ્રશ્નકર્તા :** તો મિશ્રસા અને પ્રયોગસા એને દ્રવ્યકર્મ ને ભાવકર્મ કહી શકાય ?

**દાદાશ્રી :** એવું છે ને, પ્રયોગસા તો પહેલાં થઈ જાય છે. દ્રવ્યકર્મનાં પહેલાં થાય છે. બોલતાંની સાથે જ થઈ જાય. પ્રયોગસા એ પરમાણુ ચોખ્ખા હતા ને, તે બોલવા માંડ્યું 'આપણે'. મહીં ભાવ કર્યો, તે તેની સાથે મહીં પરમાણુ પેઠાં. તે બધા જ પરમાણુ રંગાઈ જાય એવાં પ્રયોગસા થઈ જાય.

પ્રયોગસા ક્યાં સુધી કહેવાય ? આ ચોખ્ખા મૂળ વિશ્રસા પરમાણુ છે. કંઈ વાણી બોલ્યા ને મહીં પેઠા એ પ્રયોગસા થઈ ગયા, પછી મિશ્રસા થતાં વાર લાગે, મિશ્રસા થાય ત્યારે એ દ્રવ્યકર્મ કહેવાય. ત્યાં સુધી દ્રવ્યકર્મ કહેવાય નહીં. મિશ્રસા થતી વખતે દ્રવ્યકર્મ કહેવાય અને દ્રવ્યકર્મ થયાં પછી પાછાં ઉદય આવે.

આમ બહુ ઊંડા ના ઉતરવું. આ ઉતરવા જેવું નથી. આ ભૂલભૂલામણી છે. અમે કહીએ કે ના પેસશો મહીં, ના પેસશો મહીં. મહીં પેસશો જ નહીં. આત્મા જ મુખ્ય જાણવા માટે છે. આ ભૂલભૂલામણી છે. એક આત્મા જાણ્યો અને આપણે આ એની મેળે લક્ષમાં આવ્યો, આપણે યાદ ના કરો પણ છતાંય આવે, રાતે તમે જાગો તો આ યાદ એની મેળે આવે ? એ સામો આવે ને !

**પ્રશ્નકર્તા :** સામો આવે.

**દાદાશ્રી :** એનું નામ સાક્ષાત્કારી જ્ઞાન કહેવાય. હા, અનુભવ જ્ઞાન. હવે આત્મા પ્રાપ્ત થઈ ગયો. પછી એને બીજું બધું જાણીને શું કરવાનું ! ભગવાનનું શાસ્ત્ર તો બહુ ઊંડું છે. એનું તારણ કાઢી શકવાની શક્તિઓ નથી. એટલે લોક આ જાત જાતમાં શબ્દોમાં ફસાયેલું છે.

## દૃષ્ટિ ઊંધી તેથી ભાવકર્મ !

દ્રવ્યકર્મ માણસને કરવાના હોતાં નથી. ભાવકર્મમાંથી ઉત્પન્ન થયાં.

એ દ્રવ્યકર્મ એની મેળે ફળ આપ્યા જ કરે. નોકર્મ તમારે બધા કરવાનાં. જો આ ભાવકર્મ ના હોય તો નોકર્મ અડે નહીં. ભાવકર્મ હોય તો નોકર્મ હેલ્પ કરે. સારાં કરો તો પુણ્યાઈ બંધાય, ખોટાં કરો તો પાપ બંધાય પણ ભાવકર્મની ફાચર હોય તો જ થાય.

આ 'દૃષ્ટિ' બદલાઈ ને ઊંધી થઈ છે એટલે ભાવકર્મ શરૂ થાય છે, વિશેષ ભાવ. સ્વભાવ ભાવ નહીં પણ વિશેષ ભાવ. એ ભાવકર્મ અંદર થયા કરે છે. ઊંધી દૃષ્ટિ છે માટે. આ અમારાં સાળા છે ને આ મારા આમ છે ને આ અમારા આમ છે ને ! 'હું આ કરું છું ને હું તે કરું છું', એ ભાવકર્મ બધું. એ બધા બીજ નાખે છે તે.

## સમતા ત્યાં ચાર્જ બંધ !

આ દ્રવ્યકર્મથી ભાવકર્મ ઊભા થાય. એવું છે ને, કડવું ને મીઠું બેઉ સમભાવે સહન થતાં નથી પણ કડવા ઉપર દ્વેષ છે અને મીઠા ઉપર રાગ છે. એટલે કર્મ બંધાય છે. સમભાવ થઈ જાય કડવા-મીઠાનું, તો કર્મ ના બંધાય.

**પ્રશ્નકર્તા :** ભાવકર્મ એટલે દ્રવ્યકર્મ દ્વારા જે કંઈ પરિસ્થિતિ આવી...

**દાદાશ્રી :** આ દ્રવ્યકર્મ છે તો આ ક્રોધ-માન-માયા-લોભ થાય છે, એ બધાં ભાવકર્મ. પણ જેને ન કરવાં હોય, જેને જ્ઞાન હોય, તે ન કરે. મીઠાં સંયોગ આવે છે ત્યારે ખુશ થાય છે અને કડવા આવે છે ત્યારે ચિઢાય છે. એવું ને એવું ચાલ્યા કરે છે. ત્યાં સમતા રાખે તો કશું બંધાય નહીં.

**પ્રશ્નકર્તા :** તો જે થાય છે, ક્રોધ-માન-માયા-લોભ અંદર જીવમાં થાય છે, એ....

**દાદાશ્રી :** એ ભાવકર્મ.

**પ્રશ્નકર્તા :** એ ભાવકર્મ થયા અને તે દ્રવ્યકર્મને નિમિત્તે થાય છે કે દ્રવ્યકર્મ કરાવે છે ?

**દાદાશ્રી :** ના, દ્રવ્યકર્મ કરાવડાવે છે 'એને'. પણ તે દ્રવ્યકર્મનું 'એ' ક્યારે ના માને કે જો 'પોતે' જ્ઞાની હોય તો ના માને.

**પ્રશ્નકર્તા :** એટલે અત્યારે જે કંઈ મારું શરીર પછી ભોગવે...

**દાદાશ્રી :** દુ:ખ-સુખ બધું ભોગવો એ નોકર્મ. એટલે આપણે એને સમભાવે નિકાલ કરી નાખીએ, એ બધાં કર્મ આવે તેને, કડવાં-મીઠાં આવે તેને. એટલે નોકર્મનો અર્થ શો ? જ્ઞાની હોય તો એનાથી કર્મ નહીં બંધાય અને અજ્ઞાની હશે તો આ કર્મમાંથી પાછું બીજ પડશે.

## અહંકાર પહેરે ચશ્મા !

**પ્રશ્નકર્તા :** આપ્તસૂત્ર ૩૯૬૩માં છે કે અહમ્‌નું સ્થાન ક્યાં સુધી રહેતું હશે ? કાર્મણ શરીર અને શુદ્ધાત્મા આ બેની વચ્ચે 'જે છે તે' ના ઊડે ત્યાં સુધી રહે છે. આ 'જે છે તે' એ શું છે ?

**દાદાશ્રી :** એ જ અજ્ઞાન. એ અજ્ઞાનરૂપી પડદો. અજ્ઞાન ના રહ્યું એટલે જીવતો અહંકાર બધું ઊડી જાય. પછી પાછો પડછાયારૂપી અહંકાર રહે, ડ્રામેટીકલ. એ સંસાર ચલાવી લે. એટલે અહંકારનો જ મોક્ષ કરવાનો છે. મૂળ આત્માનો તો મોક્ષ થયેલો જ છે ને !

અજ્ઞાન જાય તો બધું જાય. આવરણ બે રીતે છે. અજ્ઞાનરૂપી જે પડદો, તે અને બીજું દ્રવ્યકર્મનું આવરણ છે. દ્રવ્યકર્મ તો રોજે હોય છે જ. પણ કાયમના અજ્ઞાનરૂપી પડદાની વાત કરી. દ્રવ્યકર્મ તો અમુક અપેક્ષા પૂરતું છે, એમાં કંઇ વાંધો નથી, ચાલીસ-પચાસ વર્ષ માટેનું. પાછું બીજું બદલાયા કરે અને પેલું અજ્ઞાન તો કાયમનું છે. દ્રવ્યકર્મ તો એ વસ્તુ એવી છે કે એ તો ચશ્મા સિવાય બીજું કશું નથી. એ કંઇ અજ્ઞાનતા નથી. એ તો ચશ્મા છે, જેવું પહેરે એવું દેખાય. પીળા પહેરે તો પીળું દેખાય.

**પ્રશ્નકર્તા :** એ પહેરનાર કોણ છે ?

**દાદાશ્રી :** અહંકાર.

**પ્રશ્નકર્તા :** એટલે અહંકારને આવાં ચશ્મા હોય છે, એવું ?

**દાદાશ્રી :** ચશ્મા પહેરવા જ પડે છે ફરજિયાત. એટલે 'એને' (અહંકારને) જે દેખાતું હતું તે અવળું દેખાય છે પછી. અવળું દેખાય એટલે અવળું ચાલે પછી.

## દૃષ્ટિ બદલાઈ, દ્રવ્યકર્મથી !

હવે દ્રવ્યકર્મ શું છે કે આંખે પાટા બંધાવીને આ બધું દેખાડે છે. એટલે 'દૃષ્ટિ' બદલાઈ જાય છે, એ બધું દ્રવ્યકર્મથી છે. દૃષ્ટિ બદલાઈ જાય તેથી. આ શરીર ઊભું થયું. આ શરીર જે ઊભું થયું છે, એ દ્રવ્યકર્મના આધીન જ થયું છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન પહેલાં આપણે જે દૃષ્ટિથી જગતને જોઈએ, એ દૃષ્ટિ એ દ્રવ્યકર્મના ચશ્મા છે ?

**દાદાશ્રી :** દ્રવ્યકર્મના આધારે એ 'દૃષ્ટિ' છે. અને એ દૃષ્ટિથી આપણે અવળા ચાલ્યા છીએ. પણ આધાર એનો દ્રવ્યકર્મ ખરું. એ દૃષ્ટિ દ્રવ્યકર્મ ના કહેવાય. આ ચશ્મા તમે કહો છોને, તે દ્રવ્યકર્મ જ કહેવાય, એ બરાબર છે.

નોકર્મ એટલે ડિસ્ચાર્જ થતાં કર્મ અને ભાવકર્મ એટલે ચાર્જ થતાં કર્મ. વચ્ચે દ્રવ્યકર્મ ઊડી જતાં નથી. આપણે ઊંધી 'દૃષ્ટિ' કાઢી નાખીએ છીએ. એટલે એ (મૂળ) દૃષ્ટિ પેલી બાજુ જતાં જ રહી જાય છે દ્રવ્યકર્મમાં. એ ઊંધી 'દૃષ્ટિ' જ ઊડી જાય છે.

**પ્રશ્નકર્તા :** શ્રીમદ્ રાજચંદ્રનું વચનામૃત છે ને, તેમાં આ ત્રણ ડેફિનેશન આવી આપી છે કે જે ભાવકર્મ છે ને, ભાવકર્મ જે બંધાય છે, એનું જે રિઝલ્ટ આવે એ દ્રવ્યકર્મ.

**દાદાશ્રી :** એ બરોબર છે. પણ એ રિઝલ્ટ લોકો એમની ભાષામાં સમજે છે. એ આવતાં ભવના ચશ્મા, રિઝલ્ટ એટલે. અને લોકો એમ સમજે છે કે અહીં આગળ આ દ્રવ્ય આવ્યુંને... એ ભાષાય છે, એ કંઈ

ખોટી નથી, પણ એવું નથી એ દ્રવ્યકર્મ. દ્રવ્યકર્મનો અર્થ સમજાય ને તો તો બહુ કામ કાઢી નાખે.

**પ્રશ્નકર્તા :** દ્રવ્યકર્મનું તમે શું કહેવા માંગો છો ?

**દાદાશ્રી :** આ દ્રવ્યકર્મ ઊડી જવાથી, તમને દૃષ્ટિ બદલાઈ ગઈ કે ના બદલાઈ ગઈ ?

**પ્રશ્નકર્તા :** હા, એ બદલાઈ.

**દાદાશ્રી :** પણ એમને દ્રવ્યકર્મ છે. દ્રવ્યકર્મ છે તે દૃષ્ટિને ઊંધી દેખાડે છે. દ્રવ્યકર્મના આધારે દૃષ્ટિ અવળી-ઊંધી થઈ ગઈને, ઊંધી દૃષ્ટિ જેનાં આધારે જગત ચાલી રહ્યું છે, જેનાં આધારે ભાવકર્મ થાય છે. નહીં તો ભાવકર્મ થાય જ નહીં, જો દ્રવ્યકર્મ ના હોય તો. દ્રવ્યકર્મથી એ દૃષ્ટિ છે. જે છે તેનાથી કંઈ વિપરીત દેખાડે. વિપરીત દેખાય, એટલે વિપરીત ચાલે પછી.

**પ્રશ્નકર્તા :** આ જે આપ જ્ઞાન આપો છો, ત્યારે અમારાં ચાર્જ થતાં કર્મો બંધ થઈ જાય છે, તે આ દૃષ્ટિ બદલી નાખો છો તેથી ને ?

**દાદાશ્રી :** એ મૂળ દૃષ્ટિ ઊડી જવાથી ભાવકર્મ બંધ થઈ જાય છે.

આત્મજ્ઞાની અને તેમના આશ્રયવાન જ દ્રવ્યકર્મને સમજી શકે. દ્રવ્યકર્મ એટલે પરિણામ પામી ગયેલું હોય, 'ઈફેક્ટ' હોય તે.

## ભાવકર્મ ને મૂળ દૃષ્ટિ બગડે, તો ચાર્જ !

દ્રવ્યકર્મ દેખાય એવી સ્થૂળ વસ્તુ જ નથી એ. તે લોકો દેખાય એવા સ્થૂળમાં લઈ જાય છે અને સ્થૂળમાં જ સમજે છે, દ્રવ્યકર્મ. ભાવ એટલે સૂક્ષ્મ અને દ્રવ્ય એટલે સ્થૂળ એવું સમજે છે. ખરી રીતે દ્રવ્ય તો સૂક્ષ્મથી ઊંચું છે વસ્તુ. હવે એ લોકોને શી રીતે સમજાય ? બધું ગેડ બેસે નહીં ને ! ચાલે છે !

**પ્રશ્નકર્તા :** બહુ ચોખ્ખું ના થયું હજુ.

**દાદાશ્રી :** નોકર્મ એટલે ડિસ્ચાર્જ, સ્થૂળ બધું.

**પ્રશ્નકર્તા :** દ્રવ્યકર્મ ને નોકર્મ એકબીજાનાં અનુસંધાન જેવા નથી લાગતા ?

**દાદાશ્રી :** એવું છે ને, દ્રવ્યકર્મમાંથી ભાવકર્મ ઉત્પન્ન થાય છે અને ભાવકર્મમાંથી નોકર્મ ઉત્પન્ન થતી વખતે, દ્રવ્યકર્મ બીજા બદલાય.

**પ્રશ્નકર્તા :** એક દાખલો આપો.

**દાદાશ્રી :** 'તમને' કોઈ ગાળ ભાંડે, તે ઘડીએ તમારો 'ભાવ' બદલાઈ જાય.

**પ્રશ્નકર્તા :** ગાળ ભાંડી એ શું કહેવાય ?

**દાદાશ્રી :** એ નોકર્મ કહેવાય. ગાળ કોઈક ભાંડે છે, તે તો નોકર્મમાં જાય, પણ 'તમારી' એ (મૂળ) 'દૃષ્ટિ' બદલાઈ જાય. તો એમાંથી દ્રવ્યકર્મ ઉત્પન્ન થાય. રૌદ્રભાવ ઊભાં થાય એ ભાવકર્મ કહેવાય અને રૌદ્રભાવ ઊભાં થતી વખતે જે મહીં મૂળ મશીનરી, આ લાઈટ દેખાય (દબાય), 'દૃષ્ટિ' બગડે તે દ્રવ્યકર્મ. આ તમને (મહાત્માઓને) નોકર્મ વખતે 'દૃષ્ટિ' ના બગડે. ભાવ ઊભા થાય તોય 'દૃષ્ટિ' બગડે નહીં. કારણ કે હિંસક ભાવ નથી. દૃષ્ટિ ના બગડે એટલે ચાર્જ ના થાય. દૃષ્ટિ બગડે તો જ ચાર્જ થાય. દૃષ્ટિ ના બગડે તો ભાવકર્મ જે થયા ને એ પણ છે તે ડિસ્ચાર્જ છે. ભાવકર્મ ને મૂળ દૃષ્ટિ બગડે એ બેઉ, એનું નામ ચાર્જ.

**પ્રશ્નકર્તા :** ભાવકર્મ, દ્રવ્યકર્મ, નોકર્મથી રહિત કેવી રીતે રહેવાય ?

**દાદાશ્રી :** જ્યાં સુધી સમ્યક્ દૃષ્ટિ થાય નહીં ત્યાં સુધી ભાવકર્મ, નોકર્મ, દ્રવ્યકર્મથી રહિત થવાય જ નહીં. સમ્યક્ દૃષ્ટિ થાય નહીં ને ! એ મિથ્યા દૃષ્ટિ બદલાય નહીં. જ્યાં સુધી મિથ્યા દૃષ્ટિ બદલાય નહીં ત્યાં સુધી કશું વળે નહીં. આ મિથ્યા દૃષ્ટિ એ સંસારદૃષ્ટિ છે. પેલી સમ્યક્ દૃષ્ટિ એ આત્મદૃષ્ટિ છે. એ દૃષ્ટિ જુદી છે. સમ્યક્ દૃષ્ટિ થયા પછી ભાવકર્મ, દ્રવ્યકર્મ, નોકર્મ બધું જુદું જુદું થાય અને પછી છૂટી જાય. પછી છૂટું જ

રહ્યા કરે. કર્મ જ બંધાતાં અટકી જાય.

## રાખ લક્ષમાં ચશ્મા, પોતે ને બાહ્ય ચીજો !

બે વસ્તુ સાથે રાખવાથી, બન્ને પોતાના ગુણધર્મમાં રહી અને ત્રીજો ગુણ ઉત્પન્ન થઈ જાય છે, વ્યતિરેક ગુણ. એ વ્યતિરેક ગુણ એનાથી ચશ્મા બંધાય છે.

આત્મા સ્વભાવમાં જ છે, પણ ધુમ્મસ બહુ છે તેથી દેખાય નહીં. ધુમ્મસ જાય એટલે દેખાય. દ્રવ્યકર્મ ધુમ્મસ જેવું છે. ધુમ્મસમાંથી બહાર નીકળે ત્યાર પછી ય 'એને' કેટલાંય કાળ સુધી અસર રહે. 'જ્ઞાની' તેને છોડી આપે.

જે આવતાં ભવને માટે બીજ નાખે છે તે ભાવકર્મ. જે બીજ વગરનાં કર્મ છે એ નોકર્મ. અને દ્રવ્યકર્મ શું છે ? એ ગયા અવતારનાં કયા ચશ્મા લાવેલો છે ? ચાર નંબરનાં, આઠ નંબરનાં કે બાર નંબરનાં ચશ્મા છે ! જેવા ચશ્મા લાવ્યો, તેનાથી આખી જિંદગી દેખાય. ચશ્મા લઈને આવ્યો હોય, તે પ્રમાણે સૂઝ પડે.

દ્રવ્યકર્મમાં શક્તિઓ પણ લાવેલો હોય છે. આત્મામાં અનંત શક્તિઓ છે. પણ એને અંતરાય કરનારી શક્તિઓ પણ લાવેલો હોય છે. બીજું, મૂર્છિત ભાવ, મોહ લાવેલો હોય છે.

પીળા ચશ્મા ચઢાવે તો જગત પીળું દેખાય. આ ચશ્માનો ખ્યાલ છે તેથી સમજી જાય કે આ ચશ્માને લીધે પીળું દેખાય છે ! આ પૂર્વજન્મનાં દ્રવ્યકર્મના ચશ્મા ચઢાવ્યાં છે, એનાથી આ બધું દેખાય છે ! જો ચશ્મા લક્ષમાં રહે, પોતે લક્ષમાં રહે અને બહારની હકીકત લક્ષમાં રહે તો કશો વાંધો નથી.

દ્રવ્યકર્મ તો આ જગતના લોકોને સમજાય છે ને એ વાતેય ખરી છે પણ મૂળ વસ્તુ દ્રવ્યકર્મ તો જુદી વસ્તુ છે. દ્રવ્યકર્મ તો જે પેલા આઠ કહેલા છે ને, તે દ્રવ્યકર્મ. અને આ દ્રવ્યકર્મનું જ ફળ છે આ ભાવકર્મ, નોકર્મ.

**પ્રશ્નકર્તા :** દ્રવ્યકર્મનું જ ફળ ?

**દાદાશ્રી :** એ દ્રવ્યકર્મ ના હોત તો આ હોત નહીં. દ્રવ્યકર્મને લીધે આ ભાવકર્મ, નોકર્મ થાય છે એટલે આપણે મિથ્યાદૃષ્ટિ જ આખી ઊડાડી મેલીએ છીએ. એટલે ભાવકર્મ, દ્રવ્યકર્મ, નોકર્મ બધું 'આપણ'ને અડે નહીં. દ્રવ્યકર્મ- ભાવકર્મ-નોકર્મ બધું ઊડાડી મેલ્યું બધું. એટલે આપણે કહ્યુંને, 'હું ભાવકર્મ- દ્રવ્યકર્મ-નોકર્મથી સર્વથા મુક્ત એવો શુદ્ધાત્મા છું.' એટલે અહીંયા દ્રવ્યકર્મે ય નથી ને ભાવકર્મે ય નથી, નોકર્મે ય નથી. આ અમને દ્રવ્યકર્મે ય નથી, ભાવકર્મે ય નથી ને નોકર્મે ય નથી.

## અર્પણ કર્યું જીવતું ને રહ્યું મડદાલ !

દ્રવ્યકર્મ, ભાવકર્મ, નોકર્મ અર્પણ કર્યું, પણ એ સમજાય નહીંને ! કર્મ માત્ર બધું અર્પણ થઈ ગયું છે. કારણ કે હું તમને કહી દઉં છું બોલો, 'હું ભાવકર્મ, દ્રવ્યકર્મ, નોકર્મ બધા તમને અર્પણ કરી દઉં છું.' ત્યારે કહે, 'મારી પાસે નહીં રાખવાનાં ?' ત્યારે કહે, 'ના, જો રાખવાં હોય પહેલાં તું કહી દે મને. તો તમારી પાસે રાખજે.' ત્યારે કહે, 'ના, મારી પાસે નહીં રાખવાં.' પછી શેનું હોય ? સોંપ્યા પછી આપણે શું ?

**પ્રશ્નકર્તા :** મન-વચન ને કાયા, ભાવકર્મ-દ્રવ્યકર્મ ને નોકર્મ દાદાને અર્પણ કરી દઉં છું. પણ પછી પાછો હું તો ભોગવું જ છું. મેં અર્પણ કર્યા કેવી રીતે કહેવાય ?

**દાદાશ્રી :** જીવતો ભાવ અર્પણ કરી દીધો અને મડદાલ પાસે રહ્યો. એટલે જીવતું મન, જીવતી વાણી ને જીવતો અહંકાર. એ જીવતું બધું અર્પણ કરી દીધું. અને બીજું તમારી પાસે જે રહ્યું એ ફળ આપવા તૈયાર થયેલાં, તેટલાં રહ્યાં તમારી પાસે.

**પ્રશ્નકર્તા :** આ હું પહેલીવાર સમજ્યો. દ્રવ્યકર્મ-ભાવકર્મ-નોકર્મ આપને સોંપી દીધા છે. એનું મહત્વ પણ પહેલીવાર સમજ્યો.

**દાદાશ્રી :** સમજાયુંને ? તમે પહેલી વખત સમજ્યા પણ કેટલાંયને

સમજ્યા વગર બાકી રહેલુંને બધાનું ? તમે સોપ્યાં ના હોય તો ભાવકર્મ ચાલુ હોય અને કર્મ બંધાય.

**પ્રશ્નકર્તા :** આપનું કહેવું સાચું પણ તેની મહત્ત્વતા હવે સમજાઈ.

**દાદાશ્રી :** સમજમાં આવવું જોઈએ. બરાબર છે, એ ગેડમાં નહીં બેસી ગયેલું ?

**પ્રશ્નકર્તા :** એમ ખબર છે કે આપણને ભાવકર્મ નથી.

**દાદાશ્રી :** હા, એ ભાગ્યે જ કોઈક મહાત્માને ગેડમાં બેઠેલું હોય. અડસટ્ટે ચાલે છે મારા ભાઈ. બાકી એવી સમજ ના પડે, રામ તારી માયા.

**પ્રશ્નકર્તા :** આ વાત સમજાઈ એટલે તો કલ્યાણ થઈ ગયું મોટું.

**દાદાશ્રી :** આ વાત સમજાઈ તો ઉકેલ જ આવી ગયો ને ! પણ સમજાય નહીં ને ? આ તો અક્રમ છે એટલે ચાલ્યા કરે છે. ના સમજાય તો ય ચાલ્યા કરે. આ નાના છોકરાનું ય ચાલે છે ને !

'મારું' માનતો'તો, તે બધું આપને અર્પણ કરી દીધું. મારાં ભાવકર્મ, મારાં નોકર્મ, મારા દ્રવ્યકર્મ, મારું મન, મારું શરીર, મારું વચન એ બધું તમને સોંપી દીધું.

**પ્રશ્નકર્તા :** એ તો એવું હું વિચાર કરતો'તોને, આ બધું અર્પણ કરીએ છીએ ખરાં, કાંઈક દેતાં તો છીએ એ જ નહીં.

**દાદાશ્રી :** ના, પણ એ જો સમજમાં બેસી જઈને (બેસે પછી) સોંપે, એ તો કલ્યાણ જ થઈ જાય. પણ એ સમજમાં બેસે નહીં ને ! હજી કેટલાંય મહાત્માઓ નોકર્મને સમજતાં નથી. મોટાં મોટા મહાત્માઓ છતાંય ગાડું ચાલે છે. આપણે જાણીએ કે આગળ ઉપર સમજી જ લેશેને !

આપણે દ્રવ્યકર્મ બોલીએ છીએને તે આ એમ સમજે કે પૈસા જરૂર પડશે હમણે એવું, તો ય ચાલે, ગાડું ચલાવી લેવાનું. એનો ફોડ પાડવા જઈએ તો બગડી જાય. આ દાદાના આધારે આધારે ચાલે છે ને !

આ દ્રવ્ય એટલે લોકો મહીં આ સમજે. તે હું ચાલવા દઉં. મેં કહ્યું, હેંડોને, જ્યારે ત્યારે સમજશે. દ્રવ્ય ઘાલે તો બધી કેટલી ચીજો ઘાલવી પડે, ટેબલ ના ઘાલવું પડે ? પૂજા કરીએ, ફલાણું કરીએ, ફલાણું જે કરીએને, એ બધા દ્રવ્યકર્મ એવું ઘણાં સમજે છે, ભાવકર્મનું ફળ આવ્યું કહે છે. ન્હોય એ દ્રવ્યકર્મ, આ તો નોકર્મ છે. અને નહીં તો સૌથી સારું આમના જેવું, કંઈ જાણવું કરવું નહીં ને આ દાદાએ કહ્યું એ સોનું.

## વિજ્ઞાનથી ઊડ્યું ભાવકર્મ !

આ ભાવકર્મ, દ્રવ્યકર્મ અને નોકર્મ - ત્રણ કર્મો ઉપર આ જગત ઊભું રહ્યું છે. તે આ આખા ક્રમિક માર્ગના જ્ઞાનીઓ એ બધાંય ભાવકર્મ ઉપર રહેલાં છે. અને એ ભાવકર્મને દિવસે દિવસે ઘટાડતા જવાના છે, ક્રમે ક્રમે. ક્રમિક માર્ગને એટલે ક્રમે ક્રમે. હવે 'એ' ભાવકર્મ ઘટાડે તેમ તેમ છે તે પેલી બાજુ ભાવકર્મ ઓછા થતાં જાય, તેમ તેમ સ્વભાવ ઊઘડતો જાય. અને આપણે શું કર્યું, કે ભાવકર્મ ઉપર આખું જ છે, તે ભાવકર્મ જ ઉડાડી મેલ્યા. કારણ કે 'તમે' 'ચંદુભાઈ છો', તો ભાવકર્મ થાય ને ?!

'આ' વિજ્ઞાનમાં તો ચાર કષાય ઊડી જ ગયા ને ! એટલે છે તે ભાવકર્મ રહ્યું જ નહીં. ભાવકર્મ રહ્યું નહીં એટલે આ આવતા ભવના નવા દ્રવ્યકર્મ એટલે આ આઠ કર્મો છે, એ બંધાય નહીં. કારણ કે ભાવના કર્તા 'તમે' રહ્યા નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે પેલી બેટરી જે ચાર્જ થયા કરતી હતી કાયમ, તે હવે ચાર્જ નહીં થાય ?

**દાદાશ્રી :** ના, ચાર્જ નહીં થાય. એટલી ચાર્જ થશે કે મારી આજ્ઞા તમે પાળો છો ને એટલી ચાર્જ થશે તે, તો એક અવતાર માટે તો પુણ્યે જોઈએ કે ના જોઈએ ?

**પ્રશ્નકર્તા :** એ આજ્ઞા પાળવામાં જે કંઈ કર્તૃત્વ ભાવ આવે છે, એને પરિણામે આ પુણ્યાનુબંધી પુણ્ય બંધાય છે ?

**દાદાશ્રી :** બંધાયને ! આવતો ભવ જોઈએ ને ! આવતો ભવ

સીમંધર સ્વામી પાસે જવા માટે પુણ્યાનુબંધી પુણ્ય જોઈએ ને ! એટલે જન્મતાં તમારે ત્યાં આગળ બધું કપડાં, બંગલો રાજમહેલ જેવો તૈયાર બાપા રાખે. બંગલો બાંધવાનો નહીં, બંગલો બાંધો એ પુણ્યાનુબંધી પુણ્ય ના કહેવાય. એ તૈયાર બંગલો હોય અને ત્યાં ભઈ આવે. બધું તૈયાર જોઈએ કે ના જોઈએ ? પાછાં દર્શન કરવા જઈએ તો ઘોડાગાડી જોઈએ. બધું જોઈએ ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** હેય... સીમંધર સ્વામી પાસે ગાડી મૂકી જાય રોજ, પાછી તેડવા આવે.

એટલે આ વિજ્ઞાન છે, તમે જો એક્ઝેક્ટ હિસાબ કાઢી લો તો એવું સુંદર વિજ્ઞાન છે. સિદ્ધાંતિક અને અવિરોધાભાસ. વિરોધાભાસ કોઈ જગ્યાએ ના હોય !

❖ ❖ ❖ ❖ ❖

## [૩.૧]
# કંઈક છે એ દર્શન, શું છે એ જ્ઞાન !

### દર્શન અને જ્ઞાન, બુદ્ધિગમ્ય ફોડ !

**પ્રશ્નકર્તા :** જ્ઞેયો અને દશ્યોમાં તફાવત શું છે કહે છે તે સમજાવવા કૃપા કરશો.

**દાદાશ્રી :** તને શું સમજાયું ? જ્ઞેયો ને દશ્યો ?

**પ્રશ્નકર્તા :** જ્ઞેયો એટલે આપણે ખાલી અંદરથી જાણવાનું હોય. દશ્યો આપણે બહારથી જોઈ શકતાં હોઈએ.

**દાદાશ્રી :** એવું નથી. ભગવાને દર્શન અને જ્ઞાન બે શબ્દ મૂક્યા. 'સાહેબ, એકલું જ્ઞાન મૂક્યું હોત તો ના ચાલત ? જ્ઞાનમાં બધું આવી જ જાયને દર્શન-બર્શન બધુંય ?' ત્યારે કહે, 'ના. આનો ભેદ સમજાય નહીં. કેટલાંક દર્શનથી વગર જ્ઞાને ઉકેલ આવે છે. હવે જ્ઞાન-દર્શન અને ચારિત્ર. તેમાં દ્રષ્ટા દશ્યને જુએ અને જ્ઞાતા જ્ઞેયને જુએ. એકની એક જ વસ્તુ, જ્ઞાતા-દ્રષ્ટા પોતે જ. પણ જ્યારે દશ્યને જુએ ત્યારે એ દ્રષ્ટા કહેવાતો હોય. જ્યારે જ્ઞેયને જુએ ત્યારે જ્ઞાતા કહેવાતો હોય. હવે દશ્ય કોને કહેવું ? એક મોટો પ્રશ્ન ઊભો થાય.

એવું છે ને કે જોયું એ તો આ આંખથી જોયું એને જોયું કહેવાતું નથી. એ તો સંસારને માટે જોયું કહેવાય. પણ આમાં કયું જોવાનું ને

જાણવાનું ? આમાં દર્શન ને જ્ઞાન કયા ? બે જુદા કેમ ?

એટલે દર્શન-જ્ઞાન બે જુદી વસ્તુ છે. જગતને આ સમજવા માટે પણ ઘણો ટાઈમ લાગે એવી વસ્તુ છે. અને જ્ઞાની જો ફોડ પાડે તો સહેજમાં સમજાઈ જાય. એટલે દર્શન-જ્ઞાન લોકોને નથી સમજાયું. દર્શન-જ્ઞાનની વાત આવે ત્યાં ફીલોસોફરે ય બંધ હોય. જ્યાં જુઓ ત્યાં આ દર્શન-જ્ઞાન સમજાયું નથી.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિની પરનો વિષય છે ને ?

**દાદાશ્રી :** હા, બુદ્ધિની પરનો વિષય ! હવે ભેદ તો જ્ઞાનગમ્ય છે. છતાં પણ તમને કંઈક બુદ્ધિથી સમજાય એટલા માટે દાખલો બતાવું.

હવે આ દર્શન-જ્ઞાન, એ તમને વિગતવાર સમજણ પડે એટલા માટે દાખલો આપું તો બુદ્ધિમાં બેસે ને તમને એમ લાગે કે 'ના, આ વાત ખરી છે.' બાકી બીજું તો હું જ જોઈ શકું.

આપણે અહીં બધા બેઠાં છીએ, પેલા રૂમમાં કંઈ અવાજ થાય, એટલે એક જણ શું કહે, 'કશુંક છે'. હવે બિલાડી છે કે કૂતરું છે, શું ખબર પડે ? પણ 'કંઈક છે' એ તો આ લોકો જાણે છે કે નહીં જાણતા ! ના જાણે ?! કંઈક છે એવું ખબર પડે ?!

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** 'શું છે' એ ખબર ના પડે વખતે, કૂતરું છે કે બિલાડી, એમાં શું હોય કેવી રીતે કહેવાય ? અગર નાના બાબાએ હાથ માર્યો હોય ! પણ 'કંઈક છે' એવું ખબર પડે કે ના પડે ?! તમને હઉ ખબર પડે ?!

**પ્રશ્નકર્તા :** હા, દાદા.

**દાદાશ્રી :** એ શું કહેવાય ? એ જ્ઞાન કહેવાય કે દર્શન ? કે દૃષ્ટિ કહેવાય ? 'કંઈક છે' એવું જ્ઞાન થયું એ શું કહેવાય ? બધાય કહે છે, કંઈક છે. પણ આપણે પૂછીએ કે 'શું છે' એ બોલને ! એ કેમ ખબર

પડે ? 'કંઈક છે ખરું,' કહેશે. બધા એક મતે જવાબ આપે, બધાય કહે કે 'કંઈક છે.' એટલે આપણે અહીંથી ઊઠીને ગયા ત્યાં આગળ, 'ઓહો ! આ તો બિલ્લી છે.' ત્યારે આ કહે કે 'બિલ્લી છે'. આ બધાય કહે, 'બિલ્લી છે'. એટલે 'કંઈક છે' એ પણ જ્ઞાન હતું અને 'આ બિલ્લી છે' તે પણ જ્ઞાન છે, નહીં ? આ બેમાં વોટ ઈઝ ડિફરન્સ ? આ બે જ્ઞાનમાં. ત્યારે 'કંઈક' છે એટલે અન્‌ડિસાઈડેડ જ્ઞાન એ દર્શન કહેવાય, એને જોયું કહેવાય અને ડિસાઈડેડ એ જ્ઞાન કહેવાય, એને જાણ્યું કહેવાય.

અનડિસાઈડેડ જ્ઞાન એને દશ્ય કહ્યું. ડિસાઈડેડ જ્ઞાનને જ્ઞેય કહ્યું. આ કંઈક છે એ દ્રષ્ટાપણું અને પછી બધા સહમત થયા કે આ બિલ્લી છે તો એ જ્ઞાતાપણું. એટલે બેઉ એકનું એક જ છે.

**પ્રશ્નકર્તા :** તમે બિલાડીનો દાખલો આપ્યોને, એનો અવાજ પણ આપણે નથી સાંભળતા, આપણે જોતાંય નથી. છતાં ઘણી વખત આપણને એવું મહીં ફીલીંગ થાય કે કંઈક છે, તો એ શું કહેવાય ?

**દાદાશ્રી :** પણ એ 'કંઈક છે' એટલે એ દશ્ય જ કહેવાય. જ્યાં સુધી એને ડિસિઝન ન આવે ત્યાં સુધી એ દશ્ય. ડિસિઝન આવે, ડિસાઈડેડ તરત પેલું જ્ઞેય થયું. ત્યાં સુધી જાણ્યું ના કહેવાય.

દશ્ય અને જ્ઞેય બે રીતે આ જગત છે અને આત્મા જ્ઞાતા અને દ્રષ્ટા બે રૂપે છે. એવું આ આપણું જ્ઞાન શું કહે છે કે, આ જ્ઞેય અને દશ્ય છે, એને તમે જ્ઞાતા-દ્રષ્ટા થઈને જુઓ.

આત્મા તો જ્ઞાતા-દ્રષ્ટા છે. હવે પેટમાં કંઈક દુઃખે છે, એમ કહ્યુંને એ દશ્ય હોય, પછી અમે કહીએ, 'ક્યાં દુઃખે છે એ તો કહે, મૂઆ ?' ત્યારે કહે, અહીં દુઃખે છે, એ જ્ઞેય કહેવાય.

ડૉક્ટરો બધાં કહે કે 'છે કંઈક સાલું ખરું પણ નિદાન થતું નથી.' 'નિદાન એટલે શું છે ?' એવું કહેને, ત્યારે કહે, 'નિદાન થતું નથી. કંઈક છે ખરું પણ નિદાન થતું નથી.' હવે આ શબ્દો વ્યવહારમાં પ્રચલિત છે, પણ વ્યવહારવાળાને ભાન નથીને આ વાતનું.

## નથી ફેર એમાં કંઈ !

**પ્રશ્નકર્તા :** જ્ઞાતા-દ્રષ્ટા અને જાણનાર-જોનાર એ બેમાં શું ફેર ?

**દાદાશ્રી :** જોનાર-જાણનારને જ જ્ઞાતા-દ્રષ્ટા કહેવાય. મેં જોયું ને મેં જાણ્યું. જે વસ્તુને જુએ, દૃશ્યને જુએ અને જ્ઞેયને જાણે એટલે જોયું-જાણ્યું બોલે.

આ લાઈટ શું કરે ? એ જો ચેતન મહીં હોય તો એ કહેશે, 'હું જોઉં છું. હું જ જાણું છું.' એનો સ્વભાવ શું છે ?

**પ્રશ્નકર્તા :** પ્રકાશ આપવાનો.

**દાદાશ્રી :** તે એ ય પ્રકાશ જ આપે. પ્રકાશ બે જાતના. જોવું ને જાણવું. જાણવું-જોવું કેમ કહ્યું ? 'બધા આ તારા છે' એમ કહીએ એટલે જોયું કહેવાય. 'ધ્રુવનો તારો છે, ફલાણું છે' વિગતવાર કહીએ એને જાણ્યું કહેવાય. એનો એ જ પ્રકાશ.

## વિચારીને જોયું તે જ્ઞેય !

હવે બહુ વિચારેલું ઘમશોર થયું હોય તો જાણવામાં ના આવતા હોય તો દર્શનમાં રાખવા કે ભાઈ આ બધા વિચારો આવ્યા છે ભેગા. છૂટા છૂટા જાણવામાં ના આવ્યા હોય ત્યારે સમૂહમાં મૂકવાનું કે બધાં વિચારો આવ્યા એ જોયાં, એ દર્શન કહેવાય. અને વિગતવાર જોયા તે જ્ઞાન કહેવાય કે આ ફલાણાં વિચાર આવ્યા, આ ઔરંગાબાદ જવાનો વિચાર આવ્યો, આપણે એના જ્ઞાતા કહેવાય, પેલું જ્ઞેય કહેવાય. અને બધાં વિચારો આમ ભેગાં આવતા હોય તો દૃશ્ય કહેવાય.

વિચારીને જુઓ એ જ્ઞેય કહેવાય અને અવિચારીને જુઓ એ દૃશ્ય કહેવાય.

**પ્રશ્નકર્તા :** વિચારીને એટલે શું ?

**દાદાશ્રી :** આ સિનેમા જોતાં હોયને તે બધું જોઈએ ખરાં. પણ પાછું

મહીં કો'ક જગ્યાએ એવું આવે, એક માણસ છરો લઈને શું કરવા પેલાની પાછળ દોડ્યો ? મારશે એને. એ છે તે જ્ઞેય કહેવાય અને બીજું બધું જાય છે તે દૃશ્ય કહેવાય.

**પ્રશ્નકર્તા :** છરો લઈને માણસ આવ્યો છે એ પહેલાં આપણે જોયું એટલે દૃશ્ય છે, પણ એમાં વિચાર્યું કે આ શું કરવાનો હશે ? ત્યારે દૃશ્ય જ્ઞેય થઈ જાય, બરાબર ?

**દાદાશ્રી :** છરો લઈને આવ્યો ત્યારથી જ આપણો વિચાર મહીં પેસી ગયો. વિચાર પેઠો ત્યારથી એ જ્ઞેય છે. અને વિચાર ના આવે ને સહેજાસહેજ એ ચાલ્યું જાય એ દૃશ્ય બધા.

**પ્રશ્નકર્તા :** આપણે આ ચંદુભાઈને કંઈ પણ અકળામણ થાય, મૂંઝવણ થાય છે, એને હું જોઉં છું, તો એમાં એ બે જોયું-જાણ્યું કેવી રીતે લાગુ પડે ?

**દાદાશ્રી :** એવું તમને પોતાને પહેલી ખબર પડી એ જોયું કહેવાય. જ્યાં સુધી શું છે એ જાણે નહીં ત્યાં સુધી બધું દર્શન. એટલે જ્યાં સુધી ડિસીઝન ના આવે એ જોવું.

**પ્રશ્નકર્તા :** તો પછી જાણવું કોને કહેવાય ?

**દાદાશ્રી :** જાણવું, એનો અનુભવ થાય ત્યારે. બાધે ભારે હોય ત્યાં સુધી જોયું. ડિસાઈડેડ થાય એટલે જાણ્યું. ઘણું ખરું જોવામાં જ હોય બધું. જાણવામાં ઓછું હોય. ડિસાઈડ થાય નહીંને બહુ.

**પ્રશ્નકર્તા :** જાણવાનું ક્યારે થાય ? ડિસાઈડ ક્યારે થાય ?

**દાદાશ્રી :** જાણવાનું તો અનુભવ આપણને થાય ત્યારે જાણ્યું.

આપણા લોક નહીં કહેતા, 'આ દવા ચોપડો છો કેટલા દહાડા થયા ?' ત્યારે કહે, 'ચાર દહાડા થયા, દવા ચોપડું છું.' કેમ કંઈ... ? ત્યારે કહે, 'હજુ કંઈ ખબર પડતી નથી.' એટલે દવા ચોપડે છે. એ શું કરે છે ?

એ જુએ છે પણ જાણતા નથી ત્યાં સુધી દર્શન. હજુ અનુભવમાં આવતું નથી કે એનો આ શું ફાયદો થયો તે અને પછી પાંચમે દહાડે કહેશે, કે 'આજે મને સણકા ઓછા થઈ ગયા.' એ જ્ઞાન અનુભવ થયો માટે.

## દેખ્યું ને જાણ્યું, બેઉ રિલેટિવ !

**પ્રશ્નકર્તા :** આ બેમાં રિયલ-રિલેટિવ કયું ? દેખ્યું તે રિલેટિવના આધારે જણાયું ને જાણ્યું તેય રિલેટિવના આધારે ?

**દાદાશ્રી :** એ બન્ને રિલેટિવ. બન્ને રિલેટિવના આધારે. તે સાપેક્ષ વસ્તુ બધી રિલેટિવ. આત્મા સિવાય બીજું નિર્પેક્ષ વસ્તુ જ નથી કોઈ. બધું રિલેટિવમાં અને તે પાછું વિનાશી.

**પ્રશ્નકર્તા :** એટલે સાપેક્ષના આધારે દેખ્યું અને જાણ્યું એ તો વિનાશી થયુંને ?

**દાદાશ્રી :** એ બધું વિનાશી.

**પ્રશ્નકર્તા :** હવે આ બધું વિનાશી જે સમજ્યો તે ? આવી જે સમજ થઈ એ કયું જ્ઞાન ?

**દાદાશ્રી :** આવી સમજ થઈ એ કેવળજ્ઞાનની નજીક. એ કેવળજ્ઞાનના પક્ષમાં છે. એટલે આવી સમજથી મૂળ જ્ઞાનના, પરમેનન્ટ જ્ઞાનના, નિર્પેક્ષ જ્ઞાનના પક્ષમાં આવે.

## અંતે તો બધું એક જ !

**પ્રશ્નકર્તા :** એટલે જે દ્રષ્ટા છે એ જ જ્ઞાતા થઈ જાય છે, જ્યારે ડિસાઈડેડ થઈ જાય છે ત્યારે ?

**દાદાશ્રી :** એ જ્ઞાતા-દ્રષ્ટા બેઉ એક જ છે, પોતે. ડિસાઈડેડ થાય એટલે જ્ઞાતા થયો. જ્યાં સુધી જમવાનું બધું ઢાંકેલું છે ત્યાં સુધી કંઈક છે જમવાનું એ દર્શન અને જ્યારે ખાશે ત્યારે કહે, 'આ છે.' ડિસાઈડેડ એ જ્ઞાન કહેવાય. એ 'કંઈક છે' એમ લાગ્યું તે ઘડીએ પોતે દ્રષ્ટા છે અને

ડિસાઈડેડ થાય એટલે પોતે જ્ઞાતા થાય. એનો એ જ માણસ. 'કંઈક છે' એ એક પ્રકારનું જ્ઞાન છેને ! એનું શું કાઢી નાખવાનું ?! એ જ ખરું જ્ઞાન. એટલે દર્શન અને જ્ઞાન, વસ્તુ એક જ હતી.

**પ્રશ્નકર્તા :** પણ અંતે તો આત્મામાં તો ત્રણેય, જ્ઞાન-દર્શન ને ચારિત્રમાં કંઈ ભેદ જ નથી ને ? એમ એ કહેવાય છે ને કે જ્ઞાન-દર્શન-ચારિત્ર તો એ સમજાવવા ખાતર ભેદ કર્યા છે.

**દાદાશ્રી :** બીજું કશું નથી. આત્મા તે એક જ છે. આ તો સમજાવવા માટે ભેદ કહ્યાં છે. કારણ કે લોકોને એકદમ જ્ઞાન થાય નહીં ને, પહેલાં એને દર્શન થાય, પ્રતીતિમાં આવે. આ જ્ઞાન આપીએ, એટલે એને 'કંઈક છે' એવું ભાન થાય છે.

## નિરંતર આત્માની પ્રતીતિ એ જ ક્ષાયિક સમકિત !

**પ્રશ્નકર્તા :** આત્મા દર્શનમાં આવે છે, એનો ખરેખર અર્થ શું કરવો ?

**દાદાશ્રી :** દર્શન એટલે તો દેખાવું, પ્રતીતિ થવી. કોઈ પણ વસ્તુને 'કંઈક છે' એવું લાગવું જોઈએ. દર્શન પહેલું થાય, પછી ભાન થાય. પછી ડિસાઈડેડ થાય.

અને 'કંઈક છે' એવી નિરંતર પ્રતીતિ રહે ત્યારે ક્ષાયિક સમ્યક્ દર્શન કહ્યું. નહીં તો થોડો વખત કંઈક છે એવી પ્રતીતિ રહે ને પાછું ઊડી ય જાય પણ આ તો નિરંતર પ્રતીતિ રહે છે.

**પ્રશ્નકર્તા :** એટલે અત્યારે સમ્યક્ દર્શન થયું.

**દાદાશ્રી :** સમ્યક્ દર્શનમાં તો, જાણે કે આત્માની પ્રતીતિ તો અમુક થઈ અને પછી આવરણ આવી જાય. અને આ ક્ષાયક સમકિત છે. આવરણ જ ના આવે, એની પર.

કેવા સુંદર ડહાપણવાળા ! ઓહોહો ! આના ઉપરથી તો હું આફ્રિન થઈ ગયો હતો. આ કહ્યું તેને 'કંઈક છે' એને જ્ઞાનમાં લીધું આ લોકોએ.

એ વાતે ય ખરીને, 'કંઈક છે' એ તો કંઈક વાસ્તવિકતા લાગીને કંઈક છે એવું જ્ઞાન. હવે દર્શન શી રીતે લોકોને ખ્યાલ આવે ? એટલે હું આ જ્ઞાન આપું ને, તો તમને તે ને તે દહાડે અગર બીજે દહાડે સવારમાં લાગે કે 'કંઈક છે'. એટલે હું જાણું કે આ ક્ષાયિક દર્શન થઈ ગયું આને.

એટલે તમને મેં સમ્યક્ દર્શન તો આપ્યું, પણ તે ક્ષાયિક સમકિત આપ્યું છે. પણ હવે ડિસાઈડેડ એટલે તમે જે છો એ જ્ઞાનને હવે જાણવાનું રહ્યું તમારે. એટલે એ અનુભવ થવો જોઈએ તમને.

હવે જેમ જેમ તમને અનુભવ થતાં જશે, તેમ તેમ જ્ઞાન થતું જશે અને તમે કહો કે 'યસ', એટલે અનુભવ થયો. એ ડિસાઈડેડ જ્ઞાન થાય. પહેલાં દર્શન થાય, પછી જ્ઞાન થાય. એ દર્શન ને જ્ઞાન બે ભેગા થાય ત્યારે ચારિત્ર થાય.

**પ્રશ્નકર્તા :** 'કંઈક છે' એવું સમજાયું એ દર્શન અને પ્રત્યક્ષ જે નક્કી કર્યું એને જ્ઞાન.

**દાદાશ્રી :** એ જ્ઞાન કહેવાય. હવે 'કંઈક છે' એવું તમને જે જ્ઞાન બેઠું, એના પરિણામ તમે જોયાં પણ હજુ સ્પષ્ટ તમે કશું જોયું કર્યું નથી. સ્પષ્ટ વેદન થયું નથી, અસ્પષ્ટ વેદન છે. એટલે 'કંઈક છે' એવું લાગ્યું 'તમને,' પણ 'આ છે' એવું ડિસીઝન હજુ આવ્યું નથી.

**પ્રશ્નકર્તા :** એટલે 'આ છે' એ સંપૂર્ણ નક્કી થયું નથી.

**દાદાશ્રી :** 'આ છે' એ સંપૂર્ણ નક્કી ક્યારે થશે ? કેવળજ્ઞાન થશે ત્યારે.

## જાણેલું સમજમાં ને સમજેલું જાણમાં !

અમે જોઈને કહીએ. એટલે આ આંખે ના જોવાય. જોવાનું એનાં ભાનથી. એના અનુભવ ભાનથી, અનુભવ દૃષ્ટિથી.

આ મારી વાત તમને સમજણ પડેને એ દર્શન કહેવાય. અને જેવી

મેં તમને સમજણ પાડી એવી રીતે તમે પેલાને સમજણ પાડો ત્યારે તમારું જ્ઞાન થયું કહેવાય અને પેલાનું દર્શન કહેવાય.

**પ્રશ્નકર્તા :** એ પાછું પેલો જીરવી શકે નહીં, એ દૃષ્ટિએ આપ બોલો નહીં.

**દાદાશ્રી :** એ પોતાની સમજમાં હોય. સમજવું અને કહેવું, તો કહેવું એ જાણવાના આધારે કહી શકાય.

જેટલું સમજીએ એટલું જાણી શકાય નહીં આ દુનિયામાં. એ જાણેલી વસ્તુ સમજણમાં હોય પણ સમજેલી વસ્તુ જાણમાં ના હોય. મને સમજણ બધીયે છે લો, પણ પેલું જાણપણું નહીં હોવાથી એ બતાવી શકાય નહીં તમને.

❖ ❖ ❖ ❖ ❖

# [૩.૨]
# દર્શન સામાન્યભાવે, જ્ઞાન વિશેષભાવે !

## દર્શન-જ્ઞાનનો વિશેષ ફોડ !

આપણે અહીંથી રોડ પર જતાં હોય આણંદ, તો આ બાજુ ઝાડો ને પેલી બાજુ ઝાડો, આ બાજુ ખેતરમાં વાવેલું હોય, પેલી બાજુ વાવેલું હોય. દર્શનવાળો શું કરે ? તે બધા ઝાડો જોયા કરે. અને જ્ઞાનવાળો શું કરે ? આ લીમડો, કોઠી જુએ, તે બીજું જોવાનું રહી જાય. એક સમયે બધું કામ ન થઈ શકે. આપણે બધા જ ઝાડને ઓળખીએ નહીં ત્યાં સુધી કો'ક કહેશે કે 'ત્યાં શું દીઠું તમે ?' ત્યારે કહે, 'બધા ઝાડવા.' ત્યારે કહે, 'પણ કયા ઝાડવાં ?' ત્યારે કહે, 'ભઈ, એ મને ખબર નથી.' ત્યાં સુધી એને જોયું કહેવાય. અને પછી એને દેખાડે કે આ લીમડો. એટલે એ જાણ્યું કહેવાય. હવે આટલી હદ સુધી તો કોઈ દહાડો જગતના લોકો, ઉતરેલાં જ નથી. એમની મતિમાં ય આ શી રીતે આવે ? આ તો તીર્થંકરોનું જ પહોંચે. જો કે આ મતિનું જ્ઞાન નથી, આ કેવળજ્ઞાનનું જ્ઞાન છે.

**પ્રશ્નકર્તા :** અને આ ભાષાનું ય નથી. દર્શન ને દૃશ્ય પણ આ ભાષાથી ઉપરનું જ્ઞાન છે.

**દાદાશ્રી :** બહુ ઉપરનું જ્ઞાન છે આ તો. આ તો એવું છેને કે નીચે આપણે ઉતારી લાવ્યા. જરૂર તો ખરીને પણ. ઉતારવું તો પડે ને ? પણ આ તીર્થંકરોની જે શોધખોળ છે, એ તો આ જોઈને જ મને તો અજાયબી

લાગે કે ઓહોહો ! આવી શોધખોળ !! દર્શન અને જ્ઞાન, જાણવું અને જોવું, જુદું પાડી દીધું ! વળી એક કહ્યું હોત તો શું ખોટું હતું તે ? પણ કેટલું બધું એની પાછળ મોટું આખું વિજ્ઞાન પડી રહ્યું છેને !

અહીંથી ગાડીમાં જઈએ ને, તો બે પ્રકારના દર્શન. એક સામાન્ય ભાવે દર્શન એ દર્શન કહેવાય અને વિશેષ ભાવે દર્શન એ જ્ઞાન કહેવાય. વિશેષભાવે દર્શન એટલે શું ? આ લીમડો, આ આંબો, એ વિશેષભાવ કહેવાય. અને સામાન્ય ભાવે જોવું એ દર્શન કહેવાય. સામાન્ય ભાવમાં બધાં જીવો આવી જાય. બધા જીવોને શુદ્ધાત્માભાવે દર્શન કરીએ. અને વિશેષભાવમાં બધા જીવો રહી જાય ને લીમડો ને આંબો એટલાં જ આવે. એટલે વિશેષભાવ કરતાં સામાન્યભાવ સારો. વિશેષભાવમાં નહીં પડવું. પણ છૂટકો ના હોય ત્યાં આગળ, સામા છે તે નગીનદાસ શેઠ આવતાં હોય તો પાછું વિશેષ ભાવમાં પડવું પડે ને ? છૂટકો જ નહીં ને, નહીં ? અને કોઈ પૂછે કે આંબો અહીં આગળ છે કે નહીં ? ત્યારે આપણે દેખાડવો પડે ને પછી ? પણ નાછૂટકે ! આપણે જાણી-જોઈને ના પડવું. આ આંબો ને લીમડો ! અલ્યા મૂઆ, અનંત અવતાર આનું આજ કર્યું છે ને, બીજું શું કર્યું છે તે ? કોનો છોકરો લીમડો ને કોનો છોકરો આંબો, આ બધી શું કરવા ભાંજગડ હવે તે ?! આપણે આપણી કેરીઓ ખાવી છે, ખાને છાનોમાનો !

**પ્રશ્નકર્તા :** જાણવાની ય જરૂર નથી, ખાલી તું જોયા કર. અને જાણીને ઊલ્ટું વધુ દુઃખી થવાય કે આ છે તે બાવળીયો ને આ છે તે પેલો આંબો, તો એમાંય રાગ ને દ્વેષ પેસશે.

**દાદાશ્રી :** બાવળીયો જોવામાં મિનિટ જાય. એક મિનિટમાં તો કેટલુંય જોઈ શકાય, કેટલાંય આત્મા જોઈ શકાય.

અમે જાણવાનો પ્રયત્ન ના કરીએ. અમે જોવાનો જ પ્રયત્ન કરીએ. જાણવામાં અટકી ગયો, આ શેનું ઝાડ છે, એ બુદ્ધિની પાછી મગજમારી બધી કરવી પડે ! પાછું આ મને ગમે છે ને આ નથી ગમતું, પાછું મહીં ભૂત પેસી જાય.

એટલે આ બિલકુલ સેફસાઈડવાળો માર્ગ છે, તમે જો અમારા કહ્યા

પ્રમાણે સમજોને તો !

## સામાન્ય જ્ઞાનથી વીતરાગતા !

વિશેષ જ્ઞાનથી ડખો થાય અને સામાન્ય જ્ઞાનથી વીતરાગતા થાય. આપણે જંગલમાં બધાં ઝાડોને, એ બધાંને શુદ્ધાત્માભાવે જોતાં જોતાં ચાલીએ તો એ છે તે સામાન્યભાવ કહેવાય. એટલે બધાં આત્માના દર્શન થાય, એમાં વીતરાગ રહેવાય.

આપણે વકીલ ખોળવા નીકળ્યા હોય, તો એનાં વાળને જોઈએ કે એની વકીલાતને જોઈએ ? હા, અહીં આગળ કાળા દાબડા પહેરીને લાવ્યો હોય એ દાબડાને આપણે શું કામ છે ? આપણે એની વકીલાત છે કે નહીં ? તેવી રીતે આપણે આત્મા જોઈએ.

જ્ઞાની પુરુષ આમ જતાં હોય તો એ એવું ના જુએ કે આ બહેનો છે કે આ ભાઈઓ છે કે આ જાડો છે, આ પાતળો છે કે આ લૂલો છે કે આ લંગડો છે એવું તેવું ના જુએ. ત્યારે કહે, શું જુએ ? ત્યારે કહે છે, સામાન્ય ભાવે જ જુએ આત્મા.

વિશેષ ભાવ ના કરે. વિશેષ ભાવવાળો શું કરે ? જો ને લંગડો છે. એટલે બીજું જોવાનું અટકી ગયું. એક જ જોયું અને લાભ એકનો જ મળ્યો અને સો જણનો ગયો. વિશેષ ભાવ કર્યું. એટલે અમે સામાન્ય ભાવે બધું જોઈએ. વિશેષ પરિણામને ના જોઈએ કે આ ડાહ્યા છે ને આ અક્કલ વગરના છે અને આ મૂરખ છે અને આ ગધેડા છે, એવી ભાંજગડમાં અમે ક્યાં પડીએ ?

**પ્રશ્નકર્તા :** એટલે જ આપ પેલો અભ્યાસ કરવાનો કહો છો ને કલાક કે દરેકને શુદ્ધાત્મારૂપે જોવાનો અભ્યાસ પાડવો જોઈએ.

**દાદાશ્રી :** હા, જેટલો જેટલો અભ્યાસ કરે ને એટલે પછી વિશેષ પરિણામ ઊડી જાય. વિશેષ પરિણામથી અભિપ્રાય ઊભા થાય. આ આંધળો છે અને આ લૂલો છે, એ તો પુદ્ગલની બાજી છે.

## મુકામ જ સ્વદેશમાં !

તમારો મુકામ હોય એ તમારો દેશ. કો'કને પૂછીએ ત્યારે કહેશે, અમદાવાદમાં રહું છું. ફરી પૂછીએ કે ભઈ, અમદાવાદ પણ ક્યાં આગળ ? ત્યારે કહેશે, હાથી પોળમાં કે ફલાણી પોળમાં, ઢાળની પોળમાં. પણ ઢાળની પોળમાં કંઈ આગળ ? ત્યારે કહેશે, ઘર નં.૧. અરે, પણ ઘરમાં તો બધા રહેતા હોય, તું શેમાં રહું છું ? ત્યારે પાછું વિચારમાં પડે આ શું વળી પાછું ?! ઘરમાં તો બધા પંખીડા-બંખીડા બધાય રહેતા હોય. તું શેમાં રહું છું ? ત્યારે કહેશે, એ તો મને ખબર નહીં. પણ હું તો કે ઘરમાં રહું છું એટલું જાણું. બસ ત્યાં બુદ્ધિનાં બારણાં બંધ. તો તું શેમાં રહું છું ?

**પ્રશ્નકર્તા :** પોતાના દેશમાં, સ્વદેશમાં.

**દાદાશ્રી :** સ્વદેશમાં, નહીં ? એટલે પછી ત્યાં પોળ-બોળ કશું છે નહીં ને ! બીજે બધે તો પોળો-બોળો બધી એડ્રેસવાળી. આને તો એડ્રેસ જ નહીં ને ? નહાવા-ધોવાનું કશુંય નહીં ત્યાં આગળ ? કેટલી વાર રહે સ્વદેશમાં ? પાછું બહાર નીકળવું પડતું હશેને થોડીવાર ! કેટલી વાર રહેવાય છે ?

**પ્રશ્નકર્તા :** આમાં જાગૃતિ રાખવી પડે કે પાછું આમ બહાર નીકળી જાય, પાછું અંદર ઘુસી જવાનું એવું બધું.

**દાદાશ્રી :** લક્ષણ દેખાય છે બહાર આવ્યાના ?

**પ્રશ્નકર્તા :** તરત જ દેખાય. એ તો ખબર પડેને કે આ બહાર ગયું.

**દાદાશ્રી :** બહાર કેમ જાય, તે અંદર પોતાના સ્વદેશમાં રહી, હોમ ડિપાર્ટમેન્ટમાં રહીને જોયા કરે. કારણ કે એને કંઈ ભીંતો નથી. એટલે ત્યાં રહીને વિચાર આવે તેને જોયા કરે. આમાં ફોરેનમાં શું શું થાય છે એ બધું પોતાની રૂમમાં બેસીને જોયા કરે.

**પ્રશ્નકર્તા :** જોવામાં ચૂક થાય તે ઘડીએ એ ક્યાં હોય છે ? હોમમાં જ હોય છે ?

**દાદાશ્રી :** હોમમાં જ હોય છે.

**પ્રશ્નકર્તા :** ફોરેનમાં ગયો એના કયા લક્ષણ હોય ?

**દાદાશ્રી :** અજંપો થાય. સફોકેશન થાય, બહાર નીકળ્યો કે તરત એ જાણવામાં રહ્યો હોય. જોવામાં રહે તો પોતાની ઓફિસમાં રહીને જોઈ શકે અને જાણવા આવ્યો ત્યારે બહાર આવવું પડે. મૂઆ, તારે આ શું કામ હતું આ જાણીને અત્યારે તો ?! એ જ ઉપાધિને બધી. વિગતવાર જાણવા નીકળ્યો, ઈન ડિટેલ્સ. ત્યારે કહે, મારે તો ડિટેલ્સમાં શું છે, જાણવું છે. અલ્યા પણ ડિટેલ્સ, મેલને પૂળો ! આ બધુંય પૂળો છે. સળગાવ એક બાજુથી.

**પ્રશ્નકર્તા :** એ જાણનાર ઉપર ઉપયોગ હોય, એ જાણવા ગયો કે આમ ગયો, એવું પોતે જોઈ શકે ખરું ?

**દાદાશ્રી :** હા, એ થઈ શકે પણ તે પૂરેપૂરું ના રહે કારણ કે જાણવામાં એ પોતે છે ને ! આ શું છે, આ શું છે, એવું જાણવા જાય ઈન ડિટેલ્સ, એ ડિટેલ્સ ના જાણે તો ના ચાલે ?

**પ્રશ્નકર્તા :** ચાલે. જરૂરત પણ શું છે ? જરૂરત જ નથી.

**દાદાશ્રી :** પણ પેલી બુદ્ધિ છે ને, એ ડિટેલ્સવાળુ ખોળે.

**પ્રશ્નકર્તા :** આપને જાણવાનું કેવું હોય ? જાણવામાં પડો ?

**દાદાશ્રી :** જાણ્યા પછી હવે અમારે શું જાણવાનું રહ્યું ? બધું જાણીને બેઠેલા છીએ. આ વહુનો ભઈ છે, મારે એ સાળો જ છે. એમાં બધી નવી વાત જ શું છે જાણવાની? પછી બાકી રહ્યું તે ફરી ફરી શાનું જાણવાનું છે તે ?!

**પ્રશ્નકર્તા :** એટલે એ જાણતાં સુધી પોતે બહાર રહેવું પડે ?

**દાદાશ્રી :** સફોકેશન થાય, બહાર રહે એટલું સફોકેશન, ગુંગળામણ થાય. વિગતવાર જાણવા ગયા. આ રીંગણા ક્યાંના, આ રીંગણા ક્યાંના ?

અલ્યા, મેલને પૂળો ! એ રીંગણા બધા. સબ પુદ્ગલ કી બાજી. એકને વધારે ભાગ પાડીને શું કામ છે તે ? તું તો બહુ ભાગ પાડું, નહીં ?! આ મગસ કહેવાય, આ ગુંદરપાક કહેવાય. આ કેડોને મજબૂત કરે છે, કહેશે. જાણવા ગયા.

**પ્રશ્નકર્તા :** એ જ્ઞાન તો વધેને પાછું. જાણવા જાય એટલે જ્ઞાન વધેને એનું.

**દાદાશ્રી :** શાનું જ્ઞાન વધે, સફોકેશન થાય, જ્ઞાન તો બધું શાનું, આ જ્ઞાન જ ના કહેવાય ને ! ડિટેલ્સ જાણવા ગયો. પોતાને જાણવું એનું નામ જ જ્ઞાન. અને આ પરાયું છે તેને જાણવું એનું નામ જ્ઞાન. બસ પોતાનું ને પરાયું જે જાણે એનું નામ જ્ઞાન. જ્ઞાન અંદર ભેદ પાડે, આ પરાયું અને આ પોતાનું. દર્શન અંદર જોયા કરે, બસ. એ જાણવા નીકળે એટલે પછી ડિટેલ્સમાં ઉતરે. વિગતવાર, ડિટેલ્સમાં જાય. આ શું છે ? આ શું છે? આ શું છે ? વિગતવાર એટલે આત્મા વિગતવાર ઉતરે તેને પછી, દર્શનમાં ઉતરે, જ્ઞાનમાં ઉતરે, પછી ચારિત્રમાં ઉતરે અને વિગતોમાં ઉતરે.

**પ્રશ્નકર્તા :** એ ના સમજાયું, દાદા. શું કહ્યું ? આત્મા જ્ઞાનમાં ઉતરે, દર્શનમાં ઉતરે ?

**દાદાશ્રી :** લોકો દર્શન એકલું સ્વીકારી લે ને આગળ વધ્યા કરે અને આખો આત્મા, ત્યાં આત્મા તો એકલો દર્શન સ્વરૂપ નથી ને, જ્ઞાન-દર્શન-ચારિત્ર બધા સ્વરૂપે ભેગું છે. લોક જુદું જુદું ક્યાં સુધી સમજે, જ્યાં સુધી પોતાનો સંપૂર્ણ અનુભવ થયો નથી ત્યાં સુધી. એ થયા પછી જુદું જોવાનું હોય નહીં. પણ આપણું અક્રમ વિજ્ઞાન છે એટલે પેલું કાચું ખરુંને બધું, બીજે માલ એટલે પાછું આ જુદું જુદું જોવા નીકળે પાછું. આ શું છે ? તે શું છે ?

**પ્રશ્નકર્તા :** ના. એટલે આ વસ્તુ અને જોવા જાણવાનું છે ને, એટલે જાણવાપણું, આપે દાખલો આપ્યો કે આ લીમડો છે, આ પીપળો છે અને આ આંબો, એવું આમાં જોવાપણું શું હોય છે ?

**દાદાશ્રી :** આમાં તો જોવાપણું કે આ પરભાર્યું અને આ મારું.

**પ્રશ્નકર્તા :** એ તો જોવાપણું થયું પણ આ જાણવાપણું આમાં શું ?

**દાદાશ્રી :** ના, જોવાપણું તો બધું સામાન્ય ભાવે હોય. બધા જ્ઞેયોને એક ભાવે જુએ. બધા દૃશ્યોને એક ભાવે જુએ.

**પ્રશ્નકર્તા :** પણ આમાં પેલી વસ્તુમાં કીધું કે આ લીમડો છે, આ પીપળો છે, તો એવી રીતે પોતાની આંતરિક સ્થિતિમાં એ કઈ બાબતને જુએ છે ? એ શું જુએ છે ? એટલે કઈ બાબત જોવામાં પડી જાય છે ?

**દાદાશ્રી :** એમાં જ, એ જોવામાં જ પડે છે. બીજા કશામાં પડે નહીં. જે જોવામાં પડે છે તે જ એનો ઉપયોગ છે.

**પ્રશ્નકર્તા :** ના, એટલે એનો દાખલો બતાડોને ? અમે લોકો કઈ બાબત જોવામાં પડી જઈએ છીએ ?

**દાદાશ્રી :** આ એકને વિગતવાર જાણવામાં પડો એટલે દ્રષ્ટામાં હોય નહીં તમે. એટલે મૂળ આત્મામાં નથી તમે. કારણ કે આ લીમડો છે એકલું જ જો જો કર્યા કરો એટલે દૃશ્ય બધું બંધ થઈ ગયું એનું. દૃશ્ય સામાન્ય ભાવે હોય બધુંય. એક લીમડો જાણવાનો પ્રયત્ન કરે કે આ લીમડો છે, કેવો લાગે ? ત્યારે કહે, કડવો લાગે. ચાખ ચાખ કરે, તે ઘડીએ દૃશ્ય બધું બંધ થઈ ગયું.

## સમય લાગે ડિસાઈડ થતાં !

જગત શું છે, શું નહીં, બધું અમારી સમજમાં આવી ગયું છે પણ જાણવામાં નથી આવ્યું. જેમ આ સાગને કાપે તો સારું ફર્નીચર થાય એવું બધું જાણવામાં નહીં આવેલું. ઝાડો છે એવું જાણવામાં આવેલું. કાપે તો લાકડું નીકળે એવું ખબર પડી પણ આ લાકડું કામનું છે કે નહીં એવું તેવું કશી ખબર ના પડે. આ સાગ છે કે એ લીમડો છે એ ખબર ના પડે. એટલે વિગત ના આવે.

**પ્રશ્નકર્તા :** આપે એવું કીધું કે અમને સમજમાં આ જગત શું છે

તે આવી ગયું પણ જાણપણામાં નથી આવ્યું. એ જાણપણું એટલે શું ?

**દાદાશ્રી :** વિગતવાર, ડિટેઈલ્સ.

**પ્રશ્નકર્તા :** ડિટેઈલ્સથી નથી આવ્યું એવું કહો તો ચાલે ?

**દાદાશ્રી :** હા, એવું કહે તો ચાલે.

**પ્રશ્નકર્તા :** પણ બન્નેમાં કાળ રહ્યોને ? સમજ મેળવવા માટે પણ સમય જોઈએ ને જાણપણું મેળવવા માટે પણ સમય જોઈએ ? બન્નેમાં ટાઈમ લાગે ?

**દાદાશ્રી :** સમય જોઈએ. પણ સમજમાં ટાઈમ ના જોઈએ. જ્ઞાનપણામાં જોઈએ ટાઈમ.

**પ્રશ્નકર્તા :** દર્શન અને જ્ઞાન વચ્ચે અંતર હોય કે નહીં, સમયનું ?

**દાદાશ્રી :** થોડું.

**પ્રશ્નકર્તા :** પેલો ગાય જોવા જાય, અવાજ થાય એટલે કંઈક છે, પણ જે ગાય છે, એ જોવાનું જ્ઞાન જે થાય છે...

**દાદાશ્રી :** હા, ડિસીઝન થતાં ટાઈમ લાગેને ! દર્શનનું પરિણામ જ જ્ઞાન છે. પણ ભગવાને જ્ઞાનની કિંમત ગણી નથી. દર્શનની કિંમત ગણી છે.

## તેથી અટક્યું કેવળજ્ઞાન !

**પ્રશ્નકર્તા :** તો પછી ઋષભદેવ ભગવાને કયા આધારે કહેલું કે આ ચોવીસમો તીર્થંકર થશે, કાળ નક્કી ના હોય તો ?

**દાદાશ્રી :** એમને જ્ઞાનમાં તો બધું હોય ને કે આ ભાઈ આટલું, આવું આવું રખડી કરીને આ રીતે થવાનું છે. એવું એમને જ્ઞાનમાં દેખાય બધું. એમને બધું આવરણ ખુલ્લી જાય ને, બધું દેખાય. અમને દેખાય નહીં, સમજમાં આવે. અમારું સમજમાં આવે બધું અને એમને દેખાય.

**પ્રશ્નકર્તા :** સમજમાં આવવું એટલે શું ?

**દાદાશ્રી :** સમજમાં આવવું અને જાણવું, બેમાં ફેર છે.

**પ્રશ્નકર્તા :** ઋષભદેવ ભગવાનને દેખાય અને તમને સમજમાં આવે એમાં ફેર શું છે ?

**દાદાશ્રી :** સમજમાં આવવું એનો અર્થ શો કે પોતાને એમ લાગે કે 'કંઈક છે,' એનું નામ સમજમાં આવ્યું. અને 'આ છે' એનું નામ જ્ઞાનમાં આવ્યું. ડિસીઝન થયું તે જ્ઞાન અને ડિસીઝન થયું નથી ને 'કંઈક છે' એવો ભાસ થયો, એનું નામ સમજ. આ કંઈક છે, એવું જો ભાસ થાય છે, એ એક પ્રકારનું જ્ઞાન પણ એ સમજરૂપી જ્ઞાન છે.

**પ્રશ્નકર્તા :** દેખવામાં આવ્યું એ સમજમાં આવ્યું ને જાણવામાં આવ્યું એટલે જ્ઞાનમાં આવ્યું. દેખવામાં અને જાણવામાં બહુ ફેર.

**દાદાશ્રી :** દેખ્યા અને જાણ્યા એમાં બહુ ફેર છે. અમે જગત આખું દેખ્યું જ છેને, જાણવામાં નથી આવ્યું. તેથી અમારે કેવળજ્ઞાન અટક્યું છે, કેવળદર્શનમાં ગયું.

**પ્રશ્નકર્તા :** દાદાને કેવળદર્શન છે, એમ આપણે કહીએ છીએ. એટલે એમાં શું થતું હોય છે ?

**દાદાશ્રી :** એટલે એ સમજમાં ત્યાં આગળ કે આ જગત કેવળ સમજમાં આવ્યું એટલે જેમ છે તેમ સમજમાં આવ્યું છે પણ તે જ્ઞાનમાં નથી આવ્યું. સમજમાં આવેલું પોતે જાણે ખરા પણ તેમાં વર્તી ના શકે.

**પ્રશ્નકર્તા :** આમ જ છે, આમ જ છે એમ સમજાય.

**દાદાશ્રી :** હા, પણ એમાં વર્તી ના શકે એ પૂરું.

**પ્રશ્નકર્તા :** એટલે કોઈ પણ વ્યક્તિના કોઈ પણ સંજોગો સ્પષ્ટ દર્શનમાં આવી જાય કે ઉપયોગ મૂકવો પડે ?

**દાદાશ્રી :** ના, એ દર્શનમાં આવી જાય. આખા જગતના બધા

પર્યાયો દર્શનમાં આવી જાય. કેવળદર્શન. એ દર્શન ક્યાંથી શરૂઆત થાય ? એ જીવમાત્રને હોય દર્શન. એને આપણા લોકો સૂઝ કહે છે કે જેના આધારે જીવ કામ કરી રહ્યો છે જેનો કોઈ આધાર હોય તો આ એક સૂઝ, દર્શન એકલું જ છે, સૂઝ એકલી જ છે. એ જ્યારે મહીં અટકે છે ને, ત્યારે પોતે ગૂંચાય છે ને ચોગરદમનો લોક મૂંઝવે, એને મૂંઝવીને હેરાન કરી નાખે છે ને પછી એ થોડીવાર બેસી રહે છે અગર તો ઊંધો થઈને સૂઈ રહે છે ને કે મહીં અજવાળું થઈ જાય છે એને. પછી હેંડે હડહડાટ. એ સૂઝ પડી જાય છે એને મહીં.

**પ્રશ્નકર્તા :** તો જ્ઞાનીની સૂઝની રેન્જ બહુ મોટી હોય, દાદા ?

**દાદાશ્રી :** એમની સૂઝ છે ને, ત્યાં મોટો ધોધ ફૂટે. આ આને અમથી એ દદુડી પડે. આમને ધોધે ધોધ ફૂટે.

**પ્રશ્નકર્તા :** એટલે સ્પષ્ટ બધું ખ્યાલ આવી જાય, દાદા.

**દાદાશ્રી :** હંઅ.

આ દર્શન-જ્ઞાનનો અમે જે જવાબ આપીએ છે ને, તે શાસ્ત્રમાં જડે નહીં એવો જવાબ છે.

## કેવી ઝીણી સમજ તીર્થંકરોની !

આજે આ વાત લોકોને સમજ પડતી નથીં, ત્યારે જે પુરુષ આ વાત સમજ્યા, તેમણે કહી હશે તે કેવી હશે ?! તે આપણા દેશમાં જ જન્મેલાં !

**પ્રશ્નકર્તા :** એમણે આ બધી વાત કરી ત્યારે સમાજ ડેવલપ નહોતો ? બહુ પહેલી વાત કરી ગયા હશે ?

**દાદાશ્રી :** સમાજ તો બહુ ડેવલપ હતો તે ઘડીએ.

**પ્રશ્નકર્તા :** તો અત્યારે નથી ?

**દાદાશ્રી :** વચ્ચે બિલકુલ અંધારો કાળ ગયો. હવે ડેવલપ થવા

માંડ્યો. અત્યારે સારો ડેવલપ છે.

હવે આટલી બધી ઝીણવટ તો આ સંસારના લોકો ના સમજેને ! સંસારના લોકો આપણને સમજે નહીંને કે આ કેટલી ઝીણી વીગત ! ભગવાન કેટલા ઝીણા ઉતર્યા છે !

**પ્રશ્નકર્તા :** દાદા, આપે આજે કહ્યું. જોવું ને જાણવું બહુ અદ્ભુત છે. એ તો અર્થ બહુ મોટો કાઢ્યો આપે ! જોવું ને જાણવું, દર્શન અને જ્ઞાન. નવી જ વસ્તુ જાણવાની મળી આજે.

**દાદાશ્રી :** અજાયબ વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** સ્પષ્ટીકરણ બહુ મોટું. દર્શન ને જ્ઞાન સ્પષ્ટ થયું.

**દાદાશ્રી :** ભગવાન જ એકલા આ સમજી શકે એવી વસ્તુ છે. બહુ ઝીણી શોધખોળ કરી છે ભગવાને. અને ભગવાન તો ડાહી માના ડાહ્યા દીકરા હતા !

કેટલી ઊંડી સમજણ છે આ ! તીર્થંકરોની વાત કેવી સુંદર !! તમને લાગે છેને ? આ જ્ઞાન-દર્શનનો ફોડ પાડી દીધો છેને ? નહીં તો લોકોને નહીં આવડતું. લોકોને જો પૂછોને, તો કશું નહીં, કઢી ને ખીચડી બે જ સમજે.

કેટલી ગજબની વસ્તુ છે ! આ એક વસ્તુ, એક જ શબ્દ સમજાય તો કેટલું બધું કામ કરી નાખે. આ તમને સમજમાં આવ્યો ? આ તો તમને તમારી જ ભાષામાં ફૂલ અર્થમાં સમજાવ્યો. એથી તો બહુ ઊંચો અર્થ છે, એ અમારા જ્ઞાનમાં દેખાય. પણ સ્થૂળમાં ય સમજાય એવો છે બુદ્ધિથી કે આ 'કંઈક છે'. એ જ્ઞાન તો ખરું જ ને પણ 'કંઈક છે' એવું કોઈ પણ પ્રકારનું જ્ઞાન થયું, પણ 'શું છે' એ જ્ઞાન થયું નથી. એટલે ડિસાઈડેડ જ્ઞાન એ જ્ઞાન અને અન્‌ડિસાઈડેડ જ્ઞાન એ દર્શન. કેવી ડહાપણની વાત છે !

❖❖❖❖❖

## [૪]

# જ્ઞાતા-દ્રષ્ટા, જ્ઞાયક !

## આત્માનો જ્ઞાતા-દ્રષ્ટા સ્વભાવ !

**પ્રશ્નકર્તા :** દાદા, આપ જ્યારે જ્ઞાન આપો છો એટલે એ જ્ઞાનમાં જે ભેદજ્ઞાન થાય છે, તે વખતે શુદ્ધાત્મા અને પ્રતિષ્ઠિત આત્મા બે ભાગ પડે છે. હવે શુદ્ધાત્મા જે છે તે જોનારો અને જાણનારો રહ્યો અને પ્રતિષ્ઠિત આત્મા તે ગલન રહ્યો.

**દાદાશ્રી :** ગલન એટલે કરનારો અને ભોગવનારો.

**પ્રશ્નકર્તા :** કરનારો અને ભોગવનારો એ. એટલે આ પ્રતિષ્ઠિત આત્મા જે પણ કંઈ કરતો હોય, એને શુદ્ધાત્મા નિહાળ્યા કરે છે.

**દાદાશ્રી :** હા. બરોબર છે. પ્રતિષ્ઠિત આત્મા જે કરે, એને શુદ્ધાત્મા જુએ. આ પ્રતિષ્ઠિત આત્મા એટલે શું ? કે ત્રણ યોગે કરીને પ્રતિષ્ઠિત આત્મા કહેવાય. મનોયોગ, વચનયોગ અને કાયયોગ. અને ત્રણેય શું કરી રહ્યાં છે, એને જુએ એ જ આ શુદ્ધાત્માનું કાર્ય.

**પ્રશ્નકર્તા :** પણ આ જે બધા જ્ઞેયોને જોવાની-જાણવાની જે આત્માની ક્રિયા જે છે, જ્ઞાતા અને દ્રષ્ટા, એ પણ એની એક ક્રિયા જ થઈને ! તો એ એનું એક કર્મ થયું ને ?

**દાદાશ્રી :** જોવા-જાણવાનો પોતાનો મૂળ સ્વભાવ છે. સ્વભાવથી

બહાર નીકળવું એ કર્મ કહેવાય. સ્વભાવની વિરુદ્ધ કરવુંને એ કર્મ કહેવાય. સ્વભાવને કર્મ ના કહેવાય. પાણી નીચું ચાલ્યું જાય, તો એને કર્મ ના કહેવાય, એ સ્વભાવ કહેવાય અને ઉપર ચઢાવું પડે તો કર્મ કરવું પડે.

એટલે જોવા-જાણવાનો તો એમનો સ્વભાવ. ત્યારે એનું ફળ શું ? ત્યારે કહે, પરમાનંદ! બસ. એ સાથે જ છે બધું. જોવું-જાણવું ને પરમાનંદ. બીજા અનંતા ગુણો ખરા.

## આત્માની ફક્ત જ્ઞાનક્રિયા ને દર્શનક્રિયા !

**પ્રશ્નકર્તા :** જોયા કરવાનું એ ય કરવાનું તો ખરું ને ?

**દાદાશ્રી :** ના. એ કરવાપણું નથી. એ જ્ઞાનક્રિયા કહેવાય. એનો કર્તા ના હોય. અહંકાર ના હોય. અને બીજી બધી ક્રિયાઓ અહંકારની હોય. ભાવકર્મ એ બધાંય અહંકારના !

**પ્રશ્નકર્તા :** પછી વ્યવહારમાં માત્ર જ્ઞાતા-દ્રષ્ટા તરીકે છું એવું કેવી રીતે રહેવાય ?

**દાદાશ્રી :** વ્યવહારમાં પોતે કર્તારૂપે છે અને ખરી રીતે છે તે જ્ઞાતા-દ્રષ્ટા છે. હવે વ્યવહારમાં કર્તા શાનો ? ત્યારે કહે, સંસારનો કર્તા છે અને ખરી રીતે જ્ઞાતા-દ્રષ્ટા એટલે દર્શન ક્રિયા ને જ્ઞાન ક્રિયાનો કર્તા. બીજી કોઈ ક્રિયા નહીં, ત્યાં સાંસારિક ક્રિયા નહીં.

જ્ઞાન ઉપયોગ એ જ્ઞાનક્રિયા કહેવાય અને દર્શન ઉપયોગ એ દર્શનક્રિયા કહેવાય. હવે જ્ઞાન ઉપયોગ શું ? ત્યારે કહે, આ જે ક્રિયાવાળું પુદ્ગલ છે તે પોતાની ક્રિયામાં પરિણમન કરે છે, એ બધી ક્રિયાઓને જોનાર આ જ્ઞાન ઉપયોગ ! કોઈ પૌદ્ગલિક ક્રિયાનો કર્તા નથી. એ પોતાના સ્વભાવનો કર્તા છે, નહીં કે પરભાવનો કર્તા છે.

મોક્ષને માટે જ્ઞાનક્રિયાની જરૂર છે. અજ્ઞાનક્રિયા એ બંધન છે. ક્રિયા કોને કહેવાય છે ? અહંકારી ક્રિયાને અજ્ઞાન ક્રિયા કહેવામાં આવે છે અને જે નિર્અહંકારી ક્રિયા એને જ્ઞાનક્રિયા કહેવામાં આવે છે. એટલે શું કે જે

ચારિત્ર્ય મોહનીય કર્મ છે. અત્યારે જમવા જાય એ બધું ડિસ્ચાર્જ કર્મ. હવે એને જો જો કર્યા કરવું, એનું નામ જ્ઞાનક્રિયા કહેવાય. એ જ્ઞાનક્રિયાથી, જ્ઞાનક્રિયાભ્યામ મોક્ષ. અત્યારે તમે કરો છો ને, તે ચંદુભાઈ કરે છે એવું તમે જાણો છો, 'વ્યવસ્થિત' કર્તા છે એવું જાણો છો. તમે જોયા કરો છો એ જ્ઞાનક્રિયા છે.

હવે ત્યાં આગળ અત્યારનું બધું લોકોની સમજમાં કેવું વર્તે છે કે 'જ્ઞાન અને ક્રિયા, જ્ઞાનક્રિયાભ્યામ્ મોક્ષ. એટલે આ શાસ્ત્રના આધારે અમને જ્ઞાને ય છે અને અમે આ ક્રિયા પણ કરીએ છીએ.' પણ એ ક્રિયા તો અજ્ઞાનક્રિયા કહેવાય છે અને તમે જ્ઞાનક્રિયા કરો છો. તમે જે નિકાલ કરો છો એ બધી જ્ઞાનક્રિયા કહેવાય. તે જ્ઞાનક્રિયાથી મોક્ષ. જ્ઞાન સહિત જે કંઈ ક્રિયા થાય, તેના આધારે મોક્ષ થાય. જ્ઞાન ઉપયોગ એ જ્ઞાનક્રિયા કહેવાય. અને જ્ઞાનક્રિયાથી આ બધો ઉકેલ આવી ગયો.

જોવું ને જાણવું એ બેઉ એના ગુણો છે અને કરવું એ પુદ્ગલનો ગુણ છે.

## જ્ઞાનધારા-ક્રિયાધારા ચાલે બે ભિન્ન !

**પ્રશ્નકર્તા :** તે હું સમજવા માગતો હતો કે આ કર્તૃત્વની ધારા અને જ્ઞાતૃત્વની ધારા ભેગી ના ચાલે એમ કહેલું હતું, પણ આપણે તો બે ભેગી ચાલવી જ જોઈએ ?

**દાદાશ્રી :** ના. ભેગી ચાલવી જોઈએ નહીં. એવું છે ને કે કર્તૃત્વની ધારા જે આવે છે તે ઉદયને આધીન છે અને આપણે જ્ઞાતા છીએ.

**પ્રશ્નકર્તા :** એટલે પેલી થઈ રહી છે અને આ જોનારો છે.

**દાદાશ્રી :** હા, પેલું થઈ રહ્યું છે ને આ જોયા કરે છે. બીજું કશું ખેલ કરવાનો નથી. ચંદુભાઈને જાણ્યા કરવું એ જ આત્મા, શુદ્ધાત્મા. કારણ કે કરનારો અને જાણનારો બેનો ભેગો વ્યવહાર જુદો પડ્યો. પહેલાં ભેગો વેપાર હતો, કરનારો ય હું અને જાણ્યું ય મેં. એટલે શું થતું'તું ? બે ધારા,

જાણ્યાની ધારા એ અમૃતધારા અને કરવાની ધારા એ વિષધારા, બે ભેગી થઈને ધારા ચાલી. એટલે આપણે જ્ઞાન પછી શું થયું ? બે ધારાને જુદી પાડી દીધી. હવે આ શુદ્ધાત્માની અમૃતધારા જુદી અને આ વિષધારા જુદી. તેમાં આ વિજ્ઞાન છે, આમાં સ્હેજ ભૂલ ખાશો તો માર ખઈ જશો. શિયાળાના દહાડે આ બટન દબાવ્યું, તો આખી રાત બધા પેલા પંખા ફર ફર ચાલવા માંડ્યા, તે ઘડીએ શી દશા થાય ? મારી પાસે આવીને જરા સમજવું પડે આ વિજ્ઞાન. એ બહુ સમજવા જેવું છે.

**પ્રશ્નકર્તા :** પણ કોઈ વખતે જે કરી નાખું અને મનમાં થયું કે મેં ક્યાં આવું કરી નાખ્યું તો ?

**દાદાશ્રી :** 'મેં' આવવું નહીં જોઈએ. 'મેં' શબ્દ, પોતે કર્તા જ નથી ત્યારે પછી 'મેં કર્યું' એવું બોલાય કેમ કરીને આ તો ? પોતે કર્તા જ નથી કોઈ ક્રિયાનો, જ્ઞાતા-દ્રષ્ટા થઈ ગયો. તમને કયું પદ આપ્યું છે ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાતા-દ્રષ્ટાપદ.

**દાદાશ્રી :** અને તમે 'મેં કર્યું' આમ કહો, એ તો ઈનવોલ્વ થયો, એ તો ખોટું જ છેને ! 'મેં કર્યું' એ તમે કહી શકો જ નહીં. તમને શંકા પડે છે, તો એ વૃત્તિઓ વહી જાય છે, તમે પોતે જતા નથી. આ તો વૃત્તિઓ જાય છે. એટલે જાણે કે હું પેઠો. અરે, નથી પેઠા તમે, શી રીતે એમાં તમે હો ! હું તો જ્ઞાતા-દ્રષ્ટાવાળો. વિજ્ઞાન તમને સમજાયું આ બધું ? કોઈ હલાવી ના શકે એવું વિજ્ઞાન છે.

એ કર્તાપણું પછી પુદ્ગલનું રહ્યું, તમે તો જ્ઞાતા થયા પછી તમારું કર્તાપણું રહ્યું જ નહીં ને ! જે કરે તે જાણે નહીં ને જાણે તે કરે નહીં. કર્તાભાવ ને દ્રષ્ટાભાવ બે જુદા છે. મને આ થયું, હું કરું છું, એવું નહીં પણ 'મેં આ જાણ્યું' રહે, જ્ઞાતા-દ્રષ્ટા રહે, તો કૉઝ ના પડે.

**પ્રશ્નકર્તા :** આપે પદ તો જ્ઞાતા-દ્રષ્ટાનું આપ્યું ને ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** તો આપ એવું કહેતા હતા કે અમારા મહાત્માઓને દ્રષ્ટા હોય અને અમારે જ્ઞાતા-દ્રષ્ટા પદ હોય.

**દાદાશ્રી :** હા, તમારે દ્રષ્ટા હોય. દર્શન ખૂલ્યુંને એટલે દ્રષ્ટા હોય.

**પ્રશ્નકર્તા :** જ્ઞાતાપદ ના હોય ?

**દાદાશ્રી :** હવે જ્ઞાતા એ અનુભવ થતો થતો થાય. જેટલો અનુભવ થાય એટલો જ્ઞાતા રહેવાય.

આમને કો'કે ગાળ ભાંડી, તે ઘડીએ હાલી જવાય પણ પાછું મનમાં એમ લાગે કે ના, એ જેને ભાંડી તે મારું સ્વરૂપ નથી. એટલે અનુભવ થયો એટલે ફરી પાછું એ થોડું વધારે રહે બીજી વખતે. એ પછી જ્ઞાનમાં રહેતું રહેતું રહેતું જ્ઞાતાપદમાં આવે.

**પ્રશ્નકર્તા :** એટલે જેમ જાગૃતિ વધે તેમ જ્ઞાતાપદ વધે ?

**દાદાશ્રી :** જાગૃતિ તો છે જ, પણ પેલા હિસાબ છે ને, તે હિસાબ ચૂકતે કર્યા વગર જાગૃતિ રહે નહીં. હિસાબ જેમ ચૂકતે થતો જાય તેમ જ્ઞાન વધતું જાય. દર્શન-જ્ઞાન ભેગા થાય, એનું નામ ચારિત્ર્ય. તે ઘડીએ મહીં તપની જરૂર પડે ! અનુભવ તો તે વખતે ચરર ચરર મહીં બોલે, જેમ પટ્ટી ઉખાડતાં હોય તો વાળ-વાળ સાથે લઈને ઉખડેને ! મહીં તપી જાય હૃદય, ખરેખરું તપી જાય એ અદીઠ તપ ! અદીઠ તપ દેખાય નહીં કોઈને.

મોઢા ઉપરથી ખબર પડે, પણ અદીઠ તપ બહાર દેખાય નહીં. અને આ લોકો બાહ્ય તપ કરે, એનું ફળ સંસાર ફળ અને અદીઠ તપનું મોક્ષ ફળ. જગતને અદીઠ તપ હોય જ નહિ.

**પ્રશ્નકર્તા :** દાદા, અમને તો વાર લાગવાની ને ? હજુ અમારે તો દ્રષ્ટાપદ જ રહેવાનુંને ?

**દાદાશ્રી :** દ્રષ્ટાપદ તો બહુ ઊંચું પદ કહેવાય.

**પ્રશ્નકર્તા :** ના, એટલે અમારે તો દ્રષ્ટાપદ જ રહેવાનું ને કે જ્ઞાતાપદ આવશે ?

**દાદાશ્રી :** દ્રષ્ટાપદ તો રહે. પણ પાછું જ્ઞાતાપદમાં પેસતો જાયા કરે ને આખો દહાડો. એટલે નિરંતર પુરુષાર્થ ચાલુ છેને !

**પ્રશ્નકર્તા :** એટલે આવ્યા જ કરવાનું ?

**દાદાશ્રી :** પુરુષાર્થ નિરંતર ચાલુ જ હોય, પુરુષ થયા પછી. અને પાંચ આજ્ઞા એટલા જ માટે આપી છે, પુરુષાર્થ કરાવવા માટે જ. નિરંતર પુરુષાર્થ ચાલુ જ હોય. સંયમના પરિણામો જ થયા કરે. લોકો ય જુએ કે હમણાં તો વઢમ્‌વઢા કરતા'તા ને, મતભેદ ને ભાંજગડો થઈ ગઈ'તી ને પાછાં ફરી ભેગા થઈને ખાય છે, પીવે છે બધું, શું થઈ ગયું આ ? એ સંયમ પરિણામ !

## પરિણામ માત્ર ખરી પડે જ્ઞાનીને !

જ્ઞાની પુરુષ ઠોંસા ખાય છે, કેવી ઉધરસ ખાય છે અને તે અમને ય મજા આવે છે કે કહેવું પડે !

**પ્રશ્નકર્તા :** એટલે આ ઠોંસા ખાનારાં જ્ઞાની પુરુષ કોણ અને મજા કરનારા અમે કોણ ?

**દાદાશ્રી :** ઠોંસા ખાનારાં જ્ઞાની પુરુષ, મજા કરનારી પ્રજ્ઞા. પરિસ્થિતિના માલિક છે એ ઠોંસો ખાય. પરિસ્થિતિ શબ્દ વાપરવા જેવો છે.

**પ્રશ્નકર્તા :** પણ એટલાં માટે દાદાએ કીધુંને કુદરતમાં કોઈને શિક્ષા નથી કે કોઈને લાભ નથી, એનું પરિણામ આપે.

**દાદાશ્રી :** હા. પરિણામ આપે.

**પ્રશ્નકર્તા :** આપણે જો કાલે રાત્રે બહાર ના નીકળ્યા હોત તો આ ઠોંસો ખાવાનો વારો ન આવત ? એ જ પરિણામ.

**દાદાશ્રી :** તો આ પરિણામ ના આવ્યું હોત, પછી પરિણામ ના આવત તો આ રહી જાત મહીં પરમાણુ. માટે નીકળ્યા એ બરાબર છે. આ

કાયદેસર છે. આ મારા ધ્યાનમાં જ હોય આ. આ ઉધરસ થવી જ જોઈતી'તી.

**પ્રશ્નકર્તા :** પણ પરિણામ ભોગવવું જ પડે.

**દાદાશ્રી :** પરિણામ એટલે તો આપણે રાજીખુશીથી ભોગવવું પડે. કૉઝીઝ ના કરવાં જોઈએ. કૉઝીઝ બંધ કરી દેવાં જોઈએ. અને બંધ ના થાય તો એને જાણવા જોઈએ. કૉઝીઝ બંધ ના થાય, કારણ કે પૂર્વના સંસ્કાર છે. બંધ ના થાય પણ એને જાણવું જોઈએ કે આ ભૂલ થઈ રહી છે. બસ એટલું જ.

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાતા-દ્રષ્ટાભાવ, જો આને અંગે આમ થયું તો હવે એ વસ્તુ જીવનમાં દરેક વ્યવહારમાં અપનાવી શકાય ?

**દાદાશ્રી :** હા, દરેક વ્યવહારમાં જોઈએ જ. વ્યવહાર શાથી કહેવામાં આવે છે કે નિશ્ચય છે માટે. હવે વ્યવહાર અને નિશ્ચય બેઉ જુદાં જ છે. એવું વ્યવહાર ઈટ સેલ્ફ પ્રુવ કરે છે. હા, અને વ્યવહાર બધો ડ્રામા છે. અને નિશ્ચય ડ્રામેટિક ભાવના. એવું બધું વ્યવહાર ચાલ્યા કરે છે. વ્યવહાર ડ્રામા છે એને જોયાં કરવાનું ! બીજું કશું નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, એ એટલું સરળ નથી. જ્યાં સુધી જ્ઞાન ના લઈએ, ત્યાં સુધી ખ્યાલ નથી આવતો.

**દાદાશ્રી :** હા, ના આવે. અક્ષરે ય ના ખ્યાલ આવે. જ્યારે અમે જ્ઞાન આપીએને ત્યારે જરા જુદું પડે ત્યારે ખ્યાલ આવે.

## જોવું એ સ્વભાવ, ચાલવું એ વિભાવ !

**પ્રશ્નકર્તા :** હિન્દી આપ્તવાણીમાં આ વાત છે કે આ સમસરણ માર્ગમાં એટલે દુનિયાનો એન્ડ આવતો નથી, આપણો ય એન્ડ આવતો નથી. આ માર્ગનો એન્ડ આવે છે. તમે જે ચાલો છો, એનો એન્ડ આવે છે.

**દાદાશ્રી :** 'જોયા' કરનારો છૂટ્યો. અને એની જોડે ચાલનાર હોય તો બંધન એની જોડે ને જોડે !

**પ્રશ્નકર્તા :** અને દુનિયા તો ચાલ્યા જ કરશે.

**દાદાશ્રી :** એ ચાલ્યા જ કરવાની.

**પ્રશ્નકર્તા :** 'જોયા' કર્યું એટલે પેલો આંકડો છૂટી ગયો એનો.

**દાદાશ્રી :** છૂટી ગયો, ચાલનાર ને જોનાર જુદા પડી ગયાને ! ચાલનારની સાથે ચાલે ત્યાં સુધી સંસાર. એ ચાલનારને જુએ, તેનું નામ મુક્તિ. દુનિયા તો ચાલ્યા જ કરવાની. એ અટકે ખરી ? તમે એને ઓર્ડર કરો 'અટકી જાવ' તો ય ના અટકે ?

**પ્રશ્નકર્તા :** ન જ અટકે. આ બોડીમાં ચાલનાર ને જોનાર બે છેને?

**દાદાશ્રી :** હા, ચાલનાર અને જોનાર, બે ભાગ છે.

**પ્રશ્નકર્તા :** તો દુનિયા ચાલ્યા કરે, એમ આય ચાલ્યા જ કરવાનુંને એની સાથે ?

**દાદાશ્રી :** પણ એ જોડે જોડે બોલે કે હું ચાલું છુંય ખરો ને પાછો જોઉં છુંય ખરો ત્યાં સુધી બંધન. કાયમ જોડે જોતો ય જાય ને ચાલતો ય જાય. જોતો જાયને... જોવાનો સ્વભાવ તો ના છૂટેને, બળ્યો ! એ જોવાનું એ સ્વભાવ છે અને ચાલવાનું એ વિભાવ છે. જોવાનું તો એનો સ્વભાવ થયો ને ચાલવાનો વિભાવ, વિશેષભાવ !

**પ્રશ્નકર્તા :** અને દુનિયા તો ચાલ્યા જ કરવાની એવું કહ્યું ને ?

**દાદાશ્રી :** હંઅ. નિરંતર ચાલ્યા કરે છે અને આ ય જ્યાં સુધી ચાલ્યા અને તે ય જાણીએ ને જોયા કરશે ત્યાં સુધી છૂટે નહીં. એ તો જ્યારે ચાલવાનું બંધ કરશે ને જોવાનું જ કરશે ત્યારે છૂટી જશે. હવે તમે જોયા કરો છો ને ?

**પ્રશ્નકર્તા :** પણ આ જે ચંદુભાઈ ચાલે છે, એને ય જોયા કરવાનું ને ?

**દાદાશ્રી :** હા, બસ એટલું જ. આ ફિલ્મ ચાલે છે એ જોયા કરવાની.

પહેલાં તો ચાલતો હતો ય પાછો પોતે અને જોતો હતો ય પોતે. ફિલ્મે ય પોતે ને દ્રષ્ટા ય પોતે.

## 'જોવામાં' કંઈ ફેર ?

**પ્રશ્નકર્તા :** આપણી જે પ્રકૃતિ સતત જોયા કરીએ આપણે. હવે એ જે જોવાની ક્રિયા થાય છે એ ઘણી ફેર એવું લાગે છે કે જોવાની ક્રિયા વચ્ચે કંઈ બીજા મારફતે થતું હોય, એવું લાગે.

**દાદાશ્રી :** હા, જુઓ છો ખરાંને પણ ?

**પ્રશ્નકર્તા :** હા. જોવાય છે ખરું.

**દાદાશ્રી :** એટલે જે સ્થૂળમાં હોય તે જરા સૂક્ષ્મમાં થાય ધીમે ધીમે.

જુઓ છો, એ જગત પોતે પોતાને જોઈ શકે નહીં. કોઈ ના જોઈ શકે. એ જ જોવાનું આપણે કે આ ચંદુભાઈ શું કરી રહ્યા છે ? મન શું કરી રહ્યું છે ? બુદ્ધિ શું કરી રહી છે ? ચિત્ત શું કરી રહ્યું છે ? અહંકાર શું કરી રહ્યો છે ? હવે આ જોનારો જુદો રહે, હંડ્રેડ પરસેન્ટ જુદો, એ પછી ગમે તે જાડું દેખો કે પાતળું દેખો પણ જોનારો જુદો છે.

**પ્રશ્નકર્તા :** શરૂઆતમાં છે તે આ જે જોવાની ક્રિયા થતી'તી ને અત્યારે જે જોઈએ છીએ એ જોવાની ક્રિયા, એ બેમાં ફેર લાગે.

**દાદાશ્રી :** એ કર્મના ઉદય આવેને ત્યારે ઝાંખું કરી નાખે બધું. પણ તમે જોનાર તો જુદા છો એ વાત નક્કી છે ને !

**પ્રશ્નકર્તા :** હા, એ નક્કી છે.

**દાદાશ્રી :** પછી ઝાંખું દેખાય તે પેલા કર્મના ઉદયના આધારે. તેમાં વાંધો નહીં ઉઠાવવો.

**પ્રશ્નકર્તા :** અને કર્મના ઉદયનું પ્રેશર જ્યારે આવે ત્યારે આપણે જાણે એકબાજુ પર રહી ગયા હોઈએ એવું લાગે.

**દાદાશ્રી :** હા. ત્યારે ગોટાળો થઈ ગયો હોય એવું લાગે. પણ એવું કંઈ થતું નથી.

## એક્ઝેક્ટ સમજ જ્ઞાતા-દ્રષ્ટા તણી !

**પ્રશ્નકર્તા :** જ્ઞાતા-દ્રષ્ટાની વાત મને એકઝેક્ટ સમજાવો. જ્ઞાતા એટલે મન-બુદ્ધિના આધારે અને દ્રષ્ટા એ આંખના આધારે કે પછી ચિત્તના આધારે ? આંખ બંધ હોય તો દ્રષ્ટા શી રીતે થવાય ?

**દાદાશ્રી :** મનમાં જે વિચારો આવે ને, એ સૂક્ષ્મ સંજોગો છે. એને જોવા.

**પ્રશ્નકર્તા :** એ શેનાથી જોવા ? મનથી-બુદ્ધિથી ?

**દાદાશ્રી :** એ તમારે જે જોશોને તે મન-બુદ્ધિ નહીં હોય, ત્યાં આંખે ય નહીં હોય.

**પ્રશ્નકર્તા :** આ જ ગૂંચ છે ખબર નથી પડતી.

**દાદાશ્રી :** આ મન-બુદ્ધિથી જુએ છે ને એ જ્ઞાતા-દ્રષ્ટાપણું ના કહેવાય. એટલે તમે સૂક્ષ્મ સંયોગોને જુઓ અંદર મનના સંયોગોને, એ જ્ઞાતાપણું. આ મન-બુદ્ધિના આધારે નથી જ્ઞાતાપણું, દ્રષ્ટા આંખના આધારે નથી, ચિત્તના આધારે ય નથી. આ પ્રજ્ઞાશક્તિના આધારે છે.

**પ્રશ્નકર્તા :** આંખ બંધ હોય તો ય દ્રષ્ટાપણું રહે ?

**દાદાશ્રી :** આંખો બંધ હોય કે ઊઘાડી હોય તો ય રહે. એટલે આ બધું જે આંખથી દેખાય છે ને એ જ્ઞાતા-દ્રષ્ટાપણું ના કહેવાય. બુદ્ધિથી સમજાય એ જ્ઞાતા-દ્રષ્ટાપણું ના કહેવાય. મહીં અંદર પ્રજ્ઞાથી આ મનની સ્થિતિ જુએ, મન શું શું વિચાર કરે છે એ બધું જુએ.

**પ્રશ્નકર્તા :** દરેકને જ્ઞાતા-દ્રષ્ટાપણું પ્રાપ્ત થાય ?

**દાદાશ્રી :** એ તો જ્ઞાની પુરુષ છે તે પાપ ધોઈ આપે ત્યાર પછી

દેખાય, નહીં તો મનના પર્યાય દેખી શકે જ નહીં ને ! મોટા મોટા જાડા હોય તે દેખાય, બીજી વસ્તુ દેખાય જ નહીં ને ! વિચાર આવ્યા તે જુઓ, બધા જે વિચાર આવે એને જોયા કરવા.

આખી ફાઈલ નં. ૧ શું કરી રહી છે, એને જુએ અને જાણે એ જ જ્ઞાતા-દ્રષ્ટાપણું. આ બહારનું તો બધા આ લોકો ય એમ કહે કે અમે જાણીએ છીએ. આ બંગલો જોયો ને જાણ્યો. એ બહારનું ના જાણે. ઈન્દ્રિયજ્ઞાન જોડે હેલ્પિંગ ના હોય.

**પ્રશ્નકર્તા :** આજ્ઞામાં રહેવાથી હેલ્પિંગ થાય ને ?

**દાદાશ્રી :** આજ્ઞામાં રહ્યા એટલે બધું જ થઈ ગયું, કમ્પ્લીટ થઈ ગયો, જો એ આજ્ઞામાં રહ્યો તો !

## જ્ઞાતા નહીં, ઈન્દ્રિયગમ્ય રે !

**પ્રશ્નકર્તા :** આ જે જ્ઞાતા-દ્રષ્ટા છે એ હમણાં આપણે ઈન્દ્રિય થ્રૂ જોઈ શકીએ છીએ ને જાણી શકીએ છીએ ને ?

**દાદાશ્રી :** ના, ઈન્દ્રિય થ્રૂનું જ્ઞાન એવું નથી. આત્મા બધાં જ્ઞેયને જાણે. આ મનની જે અવસ્થાઓ છે ને, એ ઈન્દ્રિયો જાણી શકતી નથી. એને બુદ્ધિ જાણી શકે છે. પણ મનની બધી અવસ્થાઓને બુદ્ધિ જાણી શકતી નથી. હવે મનની અવસ્થાઓ જે ગમતી હોય, તે તો કોઈ દહાડો અજ્ઞાનીને જાણવામાં આવે જ નહીં. પણ આપણા જ્ઞાનના પ્રતાપે એ દેખાય છે એ જ્ઞેય કહેવાય. એને ઈન્દ્રિયજ્ઞાન કહેવાય નહીં કે બુદ્ધિજન્ય જ્ઞાનેય કહેવાય નહીં. બુદ્ધિજન્યજ્ઞાન ઈન્દ્રિયોમાં લઈ ગયા છે. અને ઈન્દ્રિયજ્ઞાન ભલે આ ઈન્દ્રિયોથી આપણે જાણતા હોઈએ, પણ રાગ-દ્વેષ રહિત જ્ઞાન એને અતીન્દ્રિય જ્ઞાન કહ્યું. જેને રાગ-દ્વેષ નથી, આમ ઈન્દ્રિયોથી જુએ છે, જાણે છે પણ રાગ-દ્વેષ નથી, એ અતીન્દ્રિય જ્ઞાન છે. જ્યારે પેલાને રાગ-દ્વેષ અવશ્ય હોય. કાં તો રાગ ના હોય તો દ્વેષ હોય, દ્વેષ ના હોય તો રાગ હોય. અને બે સ્થિતિ ના હોય તો મૂર્છિત હોય. મૂર્છા થઈ ગયેલી હોય, બેભાનપણું હોય !

**પ્રશ્નકર્તા :** આત્મા પોતે ઇન્દ્રિયોની સહાય વગર જોઈ અને જાણી શકે એવી સ્થિતિ ક્યારે પેદા થાય ?

**દાદાશ્રી :** અત્યારે જાણી શકે છે. અત્યારે જે મનનાં ગમતા વિષયો છે એ બધાં જોઈ શકે છે. અત્યારે ચિત્ત કઈ બાજુ ગયું, તે જોઈ શકે છે. મનનાં વિષયો કયા કયા છે એ બધા જોઈ શકે છે. ત્યાંથી જ આ બધું ચાલુ થઈ ગયું ને ! આર્તધ્યાન ઉત્પન્ન થયું કે નહીં, રૌદ્રધ્યાન ઉત્પન્ન થયું કે નહીં, એ બધું પોતાનાં જ્ઞાતા-જ્ઞેયપદમાં જ આવવા માંડ્યું છે. શ્રેણી માંડેલી એટલે દહાડે દહાડે, ક્રમે ક્રમે વધતું જ જાય. એને બહારનાં મનુષ્યો જોઈ શકે નહીં.

પણ જ્ઞાતા-દ્રષ્ટાનો અર્થ લોકો પોતપોતાની ભાષામાં સમજે છે. અને ક્રમિક માર્ગમાં લોકો જ્ઞાતા-દ્રષ્ટા થઈ બેઠા છે બધાં ! મને કહે છે, 'અમે જ્ઞાતા-દ્રષ્ટા રહીએ છીએ.' મેં કહ્યું, 'મને સમજાવો જોઈએ, શી રીતે તમે જ્ઞાતા-દ્રષ્ટા છો ?' 'બસ જોવું ને જાણવું, જોવું ને જાણવું.' મેં કહ્યું, 'આંખે જોયું એનું નામ જોયું ના કહેવાય અને બુદ્ધિથી જાણ્યું એનું નામ જાણ્યું ના કહેવાય.' એટલે એ ફસાયા કે આ તો સાલું અત્યાર સુધી શું છે તે જુદું ? મેં કહ્યું, 'સમ્યક્ દર્શનથી જોવું અને સમ્યક્ જ્ઞાનથી જાણવું એ જોયું ને જાણ્યું.' એટલે તમારે મહીં મન-બુદ્ધિ શું કરી રહ્યાં છે, એ બધું જુઓ-જાણો. એ દર્શનથી જુએ. તે આંખથી દેખાતું નથી. એટલે દર્શન-જ્ઞાન તમારા બધાના હોઈ શકે. પણ એમને બહાર તો હોઈ શકે નહીં. એ તો મનમાં માની બેઠા છે. ઇન્દ્રિયોથી જોવું એ છે તે દર્શન નથી, એ તો સાપેક્ષ દર્શન છે અને પેલું સ્વાભાવિક દર્શન છે. સમ્યક્ દર્શન એટલે સ્વાભાવિક દર્શન.

ઑફિસમાં ખુરશી-ટેબલો જોયા કરે છે તું ? આ બાહ્ય બધું ઇન્દ્રિયજ્ઞાનથી દેખાય છે. જણાય છે એ ય ઇન્દ્રિયજ્ઞાનથી. અંદરનું છે તે જ્ઞાતા-દ્રષ્ટા રહેવાનું છે. વ્યવહારમાં જાણપણું તો ઇન્દ્રિય જાણપણું કહેવાય. અતીન્દ્રિય જાણપણું જોઈએ. ઇન્દ્રિય જાણપણું છે, એ તો બધું એ ના ચાલે.

**પ્રશ્નકર્તા :** આ ઇન્દ્રિયથી જાણ્યું અને આ અતીન્દ્રિયથી જાણ્યું એમ

આમ અનુભવથી બેમાં ફેર ખબર કેવી રીતે પડે ?

**દાદાશ્રી :** ઇન્દ્રિયને જાણે, ઇન્દ્રિયોથી જાણેલું હોયને તેને ય અતીન્દ્રિય જાણે. એટલે આ જ્ઞેય છે. આખો ચંદુભાઈ જ જ્ઞેય. ચંદુભાઈ શું કરે છે એને જાણે એ અતીન્દ્રિય જ્ઞાન કહેવાય. એટલે આપણું જ્ઞાન શું કહે છે કે તમે શુદ્ધાત્મા, આ ચંદુભાઈ શું કરે છે એને જોયા કરવાનું તમારે.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એવો થાય કે આ ચંદુભાઈ શું કરે છે તે હું શુદ્ધાત્મા થઈને સતત જ્ઞેય તરીકે જાણ્યા કરું, જોયા કરું તે શુદ્ધ ઉપયોગ કહેવાય ?

**દાદાશ્રી :** બસ. તો છૂટું જ છે. પછી ચંદુભાઈ ગમે તે કરતાં હોયને પણ જો જોતો હોય ને જાણતો હોય અને ખરા-ખોટા ભાવ ના કરતો હોય, ફક્ત જાણતો જ હોય તો વાંધો નહીં. છૂટો જ છે.

**પ્રશ્નકર્તા :** હવે ચંદુભાઈ જે કરે, એ ઇન્દ્રિયથી જે અનુભવે એને અતીન્દ્રિયથી જોવું.

**દાદાશ્રી :** તેનો વાંધો નહીંને ! શું વાંધો છે ? આ ખાતી વખતે મહીં એકાકાર થઈ ગયા છે એય આપણે જાણવાનું, બસ અને આજે ખાતી વખતે એકાકાર થયા નહીં એય આપણે જાણીએ.

આ તો વિજ્ઞાન છે. આમાં એટલો બધો સરળ માર્ગ છે, પણ જો સમજે તો કંઈ અઘરો છે નહીં !

ઇન્દ્રિય જ્ઞાનપણું ક્યારે કહેવાય કે ચંદુભાઈ થઈને જુએ ત્યારે. શુદ્ધાત્મા થઈને ચંદુભાઈને જુએ તો ઇન્દ્રિયજ્ઞાન ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ ચંદુભાઈ થઈને જુએ.....

**દાદાશ્રી :** એ કામ જ ના લાગેને ?

**પ્રશ્નકર્તા :** એ ખબર કેવી રીતે પડે ?

**દાદાશ્રી :** એ બધું ખબર જ હોય હંમેશાં. ચંદુભાઈ તરીકે જુએ છે

ને, એ બધું જ આપણને ખબર પડે કે ચંદુભાઈ શું કરી રહ્યા છે. જેમ પારકાંની ખબર, શું કરી રહ્યો છે જાણીએ, તેવું આપણે ચંદુભાઈ શું કરી રહ્યાં છે એને જાણીએ. કારણ કે શુદ્ધાત્મા એટલો બધો છુટ્ટો આપ્યો છે કે બધું તમને ખબર જ પડી જાય.

**પ્રશ્નકર્તા :** ચંદુભાઈ થઈને ચંદુભાઈને જુએ છે એવો દાખલો આપો તો ખ્યાલ આવે.

**દાદાશ્રી :** ચંદુભાઈ-ચંદુભાઈને નથી જોતા, શુદ્ધાત્મા ચંદુભાઈને જુએ છે.

**પ્રશ્નકર્તા :** એ બરાબર છે. પણ ઈન્દ્રિયજ્ઞાનથી આપણે જાણીએ છીએ, એનો દાખલો આપો.

**દાદાશ્રી :** એટલે આ બધું શું જુએ છે, આ આંખથી જુએ છે એ બધું આ ઈન્દ્રિયજ્ઞાનથી જ છેને, આ બધું કાનથી સાંભળીએ, જીભથી ચાખીએ, એ બધું ઈન્દ્રિયજ્ઞાન છે. મનથી, એ મનને છઠ્ઠી ઈન્દ્રિય ગણાય છે. પછી બુદ્ધિથી, બુદ્ધિ એ તેનું તે જ. બુદ્ધિથી જાણે એટલું બધુંય અજ્ઞાન. એ બધું જ્ઞેયમાં જાય. હવે બુદ્ધિને અજ્ઞા કહે છે અને આ શુદ્ધાત્મા એ પ્રજ્ઞાથી જાણે. અજ્ઞાએ જે કરેલું પ્રજ્ઞા એ જાણે, એનું નામ છેલ્લું જ્ઞાન. કંઈ કર્યા વગર તો રહે જ નહીં. મહીં ને મહીં, ચંચળતા હોય જ. એને જાણે કે આ ખાતી વખતે આપણે ખોટી જક્ક પકડી છે ઘરમાં, એવું તમે જાણોને એટલે તમે છૂટા. જક્ક પકડેલો એટલે માર ખાય... જક્ક પકડેલો તડછું કરીને ઉઠી ગયા ને પછી ભૂખ લાગેને એ પોતાને ઉપાધિ !

**પ્રશ્નકર્તા :** પણ જ્યારે વ્યવહારમાં વધારે વ્યસ્ત થઈ જાય, પણ એ વખતે આમ જે કહીએને કે વચ્ચે બસ જતી હોય, તો તે વખતે અતીન્દ્રિયથી જોવાનું કામ ચાલે કે ના ચાલે ?

**દાદાશ્રી :** શી રીતે જોવાય પણ... વચ્ચે અડચણ આવી ગઈ હોયને ?

**પ્રશ્નકર્તા :** એ તો પછી આ દેહ રહે ત્યાં સુધી આવું તો બધું ચાલ્યા કરવાનું...

**દાદાશ્રી :** ના. એવું કંઈ નિયમ નથી.

**પ્રશ્નકર્તા :** વ્યવહાર તો રહેવાનોને બધો...

**દાદાશ્રી :** ના, એવું નહીં. એ તો ઓછું થતું જાયને દહાડે દહાડે. રાત પડે એટલે બસો કેટલી ઉતરે પછી ? એટલે ઓછું થતું જાય !

**પ્રશ્નકર્તા :** હજુ ચંદુભાઈની રાત તો મરી ગયા પછી પડવાનીને ?

**દાદાશ્રી :** એ તો આખા કર્મનો નિવેડો આવી ગયો. આ હિસાબ જ નિવેડો આવી ગયો અને પેલું તો આપણો ભરેલો માલ ખાલી થઈ જાયને પછી નિર્મળતા રહે.

એટલે આ ભવમાં ને આ ભવમાં ખાલી થઈ જાય. વહેલો-મોડો જરા ઓછું-વધતું તો થાયને પણ નવી આવક ના હોય ને જૂનું જતું હોય તો રહે કશું ? ના, કશું જ ના રહે. થોડાક વખત બે-પાંચ વરસમાં પણ ખાલી થઈ જાય. મારે ક્યારનું ખાલી થઈ ગયેલુંને ! હું તમને એવું કહું કે ખાલી થઈ જશે. અડચણ આવે, એવું ગભરાવાનું કંઈ કારણ નથી. મહીં ગુંચવાડો ઊભો થતો હોય તો 'મારું નહીં' એટલું કહેતાંની સાથે છૂટું. એ બધુંય ચંદુભાઈનું. પેલું વળગવા જાય એ તો. પહેલાંની ટેવને, આદતને ? એટલે 'મારું ન્હોય' કહીએ કે એ છૂટી જાય. એમાં એ શું કહે છે કે તમારી બાઉન્ડ્રીનું કે પેલી ? ત્યારે કહે, 'અમારી ન્હોય'. એટલે છૂટી જાય. હું તો કેટલું બધું બોલીશ ?! તે બોલી બોલીને લખેલું હશે, તે ક્યારે પાર આવશે ? હું તો બોલ બોલ કર્યા જ કરવાનો.

**પ્રશ્નકર્તા :** તમે બોલો એ બધું લખાઈ જાય છે.

**દાદાશ્રી :** તે લખ લખ કરે, ક્યારે પાર આવે ? એ બોલતાં બંધ થાય નહીં ને ત્યારે આપણે લખવાનું બંધ ના થાય... તે આખી જીંદગી સુધી લખ લખ જ કરવાનું. હેં ?

**પ્રશ્નકર્તા :** હા. પછી કામ લાગેને પાછું બધાંને... અહીં તો આટલા જણા સાંભળતા હોય તે પછી બીજાં બધાં રહી ગયા તેમને માટે છે આ !

**દાદાશ્રી :** આ લખે છે, એ જાણે છે તે આત્મા છે. કાળજીથી લખે છે, નિષ્કાળજીથી લખે છે, ભૂલચૂકવાળું લખે છે, બધું જ તે જાણે છે.

**પ્રશ્નકર્તા :** એ જ્ઞાતા-દ્રષ્ટા કોણ રહે છે ?

**દાદાશ્રી :** કંઈ ચંદુભાઈ ઓછા રહેવાના હતા ? ત્યાં અહંકાર ઓછો રહેવાનો હતો ? જ્ઞાતા-દ્રષ્ટા તો પ્રજ્ઞાશક્તિ, મૂળ આત્માની એજન્ટ છે, તે રહે છે !

## જાણે તે કરે નહીં, કરે તે જાણે નહીં !

કરનારો અને જાણનારો બેમાં ફેર. આ જાણનારો બધું જ જાણે, કરનારો બધું કરે.

**પ્રશ્નકર્તા :** અને કરનારો અહંકાર કીધો છે ?

**દાદાશ્રી :** એ અહંકાર જુદો છે. એટલે આપણામાં કરનારો ડિસ્ચાર્જ ભાગ રહે છે, અહંકાર એટલે આપણો સાચો અહંકાર નથી હોતો એટલે આપણે જાણનારા રહીએ છીએ આ. એટલે જાણનારો જુદો જ છે.

એટલે બધું જ જાણે. જાણનારો બધું જાણે અને કરનારો કરે. આ બેનો જોડે ને એક સાથે વ્યાપાર હોય છે. એકી સાથે ચા પીનારો ચા પીએ અને જાણનારો જાણે કે ચા કેવી હતી ! તે કડક હતી, મીઠી હતી એટલે જાણનારો તે ટાઈમે હોવો જ જોઈએ.

**પ્રશ્નકર્તા :** આ જાણનારો તો હોય જ ને, દાદાજી. કારણ કે એ તો તદ્દન અલગ જ છે.

**દાદાશ્રી :** હા, તો જાણનારો હોય ત્યારે પેલું બધું લેપ્સ થઈ ગયું, ઊડી ગયું. જાણવામાં આવ્યું એટલે બધું ઊડી ગયું.

**પ્રશ્નકર્તા :** ઊડી ગયું એટલે શું ?

**દાદાશ્રી :** ક્રિયા કરનારે કરી અને જાણનારે જાણી. તો એ ઊડી ગઈ બધી ક્રિયા.

કરનારો અને જાણનારો બેઉ સરખું જાણતાં નથી. કરનારો બહુ જ જૂજ જાણે છે અને જાણનારો બધું એના ગુણ-પર્યાય સહિત જાણે છે. કરનારો બેભાન હોય એટલે થોડુંક જ જાણે કે આ મેં કર્યું એટલું જ, બીજું કશું નહીં અને જાણનારો બધું જ જાણે ગુણ-પર્યાય સહિત.

**પ્રશ્નકર્તા :** કરનારો જાણે નહીં ને જાણનારો કરે નહીં આપે કહ્યું ને, એ કરનારો જૂજ જાણે એ જરા ફોડ પાડો ને !

**દાદાશ્રી :** કરનારો જાણે નહીં, પણ એટલું જ જાણે કે 'આ મેં કર્યું' એટલું શબ્દરૂપે જાણે, બસ. બીજું કશું જાણે નહીં અને જાણનારો બધી જ રીતે જાણે. કારણ કે એને બીજા ભાવો ના ઉત્પન્ન થાય. કરનારામાં રાગ-દ્વેષરૂપી ભાવો ઉત્પન્ન થાય, અજ્ઞાનીમાં. આપણે અહીં આગળ જુદી જ વસ્તુ ચાલે છે. આપણે અહીં તો કરનારો રહ્યો જ નહીં ને ! આ તો થાય છે એ ડિસ્ચાર્જ ભાવે થાય. કરનારો રહ્યો નહીં ને એટલે બીજ પડે નહીંને !

**પ્રશ્નકર્તા :** ક્રોધ આવ્યો હોય અને આપણે જો એને જાણ્યો તો તરત એ ક્રોધ ખલાસ થઈ જાય ?

**દાદાશ્રી :** ના, કશું લેવા-દેવા નહીં. કરનારો જુદો અને જાણનારો જુદો. આપણે જાણનારા તરીકે રહીએ છીએ. ક્રોધ તો આપણને ગમતો નથી એટલે આપણે એના અભિપ્રાયથી જુદા જ છીએ. જુદા છીએ એટલે આપણને લેવા-દેવા નથી.

**પ્રશ્નકર્તા :** કોઈક વખત ક્રોધ આવે છે.

**દાદાશ્રી :** તો છો ને આવે, આવે તેને આપણે શું ?! કો'કને દુઃખ થાય તો આપણે ચંદુભાઈને કહેવું કે ભઈ, પ્રતિક્રમણ કર.

તને કરનારો ને જાણનારો સમજણ પડે છે ? એનું જ્ઞાન રાગ-દ્વેષવાળું છે અને આ વીતરાગ છે. એને ય જ્ઞાન તો ખરું જ, કરનારાને પણ રાગ-દ્વેષવાળું જ્ઞાન. ચા પીનારો માણસ ચાને પીવે છે એ શું નથી જાણતો ?

**પ્રશ્નકર્તા :** જાણે છે.

**દાદાશ્રી :** પણ રાગ-દ્વેષવાળું છે. એના ગુણધર્મ ઉપર પડે છે પછી, કે મોળી છે કે ગળી છે.

**પ્રશ્નકર્તા :** એટલે આ જે કંઈ પણ કરે છે એ જુદો છે.

**દાદાશ્રી :** જુદો છે અને તે આપણને ગમતું ય નથી ઘણાં વખત તો, આપણે તે અભિપ્રાયે કરીને ય જુદા છીએ એનાથી.

**પ્રશ્નકર્તા :** એટલે આ મૂળમાં તો જે કંઈ કરનાર છે એ અહંકાર જ છે ને બધું ?

**દાદાશ્રી :** એ જ હતો, કર્તા જે હતો તે આ, આ તો જ્ઞાન લેતાં પહેલાં જે હતો તે જ આ છે. જેને આપણે માનતા હતા કે હું જ છું આ તે જ આ. અને જુદા પડ્યા તે આપણે. જ્ઞાન થયા ત્યારથી જ જુદા થયા છીએ, પહેલા હતા નહીં.

**પ્રશ્નકર્તા :** પહેલાં આપણે એમાં સાથે જ હતા.

**દાદાશ્રી :** સાથે જ હતા, એક જ હતા.

**પ્રશ્નકર્તા :** હવે ખાલી આપણે અંદર અલગ પડી ગયા, બાકી એ કરનારો તો છે જ.

**દાદાશ્રી :** હા, છે જ. એ તો એનો એ જ.

**પ્રશ્નકર્તા :** એ બધું જ કરી રહ્યો છે. ક્રોધ કરી રહ્યો છે, વિચાર કરી રહ્યો છે....

**દાદાશ્રી :** એનો એ જ કર્યા જ કરે છે એની મેળે, એમાં બીજું કશું ફેર નહીં પડે. એ કર્યા કરે છે પણ જાણનારો જુદો છે.

## સાક્ષી તરીકે કોણ ?

**પ્રશ્નકર્તા :** સાક્ષી, દ્રષ્ટા, પરમાનંદભાવ......

**દાદાશ્રી :** સાક્ષી દ્રષ્ટા હોઈ શકે નહીં, સાક્ષી અહંકાર હોય અને

દ્રષ્ટા આત્મા હોય. જ્ઞાતા-દ્રષ્ટા એ આત્માનો સ્વભાવ અને જ્યાં સુધી આત્મસ્વભાવમાં ન આવે ત્યાં સુધી સાક્ષીભાવ. અહંકાર હોય ત્યાં સુધી સાક્ષીભાવ. સાક્ષીભાવ એટલે પોતાની ક્રિયાઓને પોતે જ સાક્ષી તરીકે રહે કે આટલા દોષ થયા હતા. અને સાક્ષીભાવ તે અહંકારી કામ છે. આ જ્ઞાતા-દ્રષ્ટા એ ફુલ સમાધિનો માર્ગ.

**પ્રશ્નકર્તા :** સાક્ષી અને દ્રષ્ટાનો તાત્વિક તફાવત શું છે ?

**દાદાશ્રી :** સામટો તફાવત. આખું જગત સાક્ષીમાં જ પડેલું, આ સાધુ-આચાર્યો બધા. એ અહંકાર તેનો તે ખડો રહ્યો. સાક્ષી એટલે અહંકાર. અહંકાર વગર સાક્ષીભાવ ના હોય. અને આત્મા જ્ઞાતા-દ્રષ્ટા હોય. જ્યાં સુધી અહંકાર છે ત્યાં સુધી સાક્ષી ને અહંકાર ખલાસ થઈ જાય ત્યાર પછી દ્રષ્ટા.

**પ્રશ્નકર્તા :** તો આર્ત-રૌદ્ર સાક્ષીભાવ સાથે સંકળાયેલું ?

**દાદાશ્રી :** ના. એવું કશું નહીં. સાક્ષીભાવને લેવા-દેવા જ નહીં. સાક્ષીભાવ એટલે તો આપણે જેટલો મહીં મોહ ઓછો હોય તેટલો જ સાક્ષીભાવ રહે. બાકી મોહ હોયને, એમાં શી રીતે એ સાક્ષી રહે ?

મોહનો મેણો ચડેલો હોય એ સાક્ષીભાવ શી રીતે રહે ? થોડો મેણો ઉતરે ત્યારે જરા સાક્ષીભાવ રહે. જેમ દારૂ થોડો ઉતરે ને ત્યારે ભાન થાય કે, ઓહોહો, આજ તો સાલું ખૂબ ચડી ગયો છે. એવું આ મોહનો મેણો ચડેલો. આખું જગત મોહના મેણામાં ફર્યા કરે છે અને માને છે કે હું કંઈક ધર્મ કરું છું. મૂઆ, ધર્મ શાને, આ તો કર્મ કરું છું. ધર્મ તો એનું નામ કહેવાય કે ચોગરદમથી સુગંધી ફેલાય. અને બીજો ધર્મ, આત્મધર્મ એ મુક્તિ આપે છે. આ ધર્મ એને ધર્મ જ કેમ કહેવાય ? એના સ્વભાવમાં હોય દરેક વસ્તુ. આઈસ્ક્રીમ જો કડવો લાગે તો કોઈ ખાય ખરો ? એક જ દા'ડો કડવો લાગે તો ફરી જાય ?

**પ્રશ્નકર્તા :** ના જાય દાદાજી, કોઈ નહીં જાય.

**દાદાશ્રી :** એવી રીતે જો ધર્મ જ આ ફળ આપતો હોય... આખો

દહાડો મેણો ચડેલો હોય અને સાક્ષીભાવ શી રીતે રહે ? કો'કને જરા મેણો ઉતરેલો હોય ત્યારે સાક્ષીભાવ રહે થોડીવાર. અને જ્ઞાતા-દ્રષ્ટા તો નિરંતર જ હોય. સાક્ષીભાવ એ તો એક જાતની અહંકારની જાગૃતિ છે અને દ્રષ્ટા એ આત્માની જાગૃતિ છે. એ પ્રજ્ઞા કહેવાય છે. પ્રજ્ઞાની જાગૃતિ કહેવાય છે.

## ત્યારે બને આત્મા, જ્ઞાતા !

**પ્રશ્નકર્તા :** ચંદુભાઈને તમે જ્ઞેય કહો છો, એ પછી જ્ઞાતા બની ના શકે, એમ કહું છું.

**દાદાશ્રી :** જ્ઞેય છે તે જ્ઞાતા ક્યારે બને કે જ્યારે પોતાનું ભાન જ્ઞાની પુરુષ કરાવડાવે. ત્યાર પછી જ્ઞેય ભાગમાંથી છૂટી જાય. આ 'હું ચંદુભાઈ છું' એ તો રોંગ બિલિફ છે ખાલી. કારણ કે એને જ્ઞેય શાથી કહ્યા કે પોતે જે જ્ઞાનને જાણે છે તે બુદ્ધિજન્ય જ્ઞાન છે. એટલે આ જ્ઞેય છે એ પોતે જ્ઞેયને જાણે છે. ત્યાં સુધી સંસાર વ્યવહાર ચાલે. આ જ્ઞેયને પણ જો 'પોતે' જાણે ત્યારે એ જ્ઞાતા.

જાણવાની વસ્તુ એને જ્ઞેય કહ્યું ભગવાને. એને એવું કહ્યું કે, આજે જેને આપણે જ્ઞાતા માની બેઠા છીએ, એ જો જ્ઞેય સ્વરૂપે સમજાશે, તો છે તે તમે જ્ઞાતા થયા. જેને અત્યાર સુધી તમે 'હું ચંદુભાઈ છું અને હું જ્ઞાતા છું' એવું જાણપણું માની લીધેલું છે, એ જ્યારે જ્ઞેયરૂપે સમજાશે ત્યારે તમે સાચા જ્ઞાતા થશો એવું ભગવાનનું કહેવું છે.

ભગવાન વીતરાગ હતા, ને વીતરાગી વાત એટલે, ચોખ્ખી વાત કહી'તી દીવા જેવી ! પછી શબ્દોની ગૂંથણી જુદા જુદા પ્રકારની હોય પણ વાત એક જ હોય !

## જ્ઞેયના પ્રકારો બે !

**પ્રશ્નકર્તા :** આપ્તસૂત્ર ૪૨૨૬માં લખ્યું છે કે 'બે જાતનાં જ્ઞેય અવસ્થા સ્વરૂપે છે અને એક તત્ત્વ સ્વરૂપે જ્ઞેય છે. તત્ત્વ સ્વરૂપનું હજી તમને ના સમજાય. (૧) જ્ઞાતાભાવ જ્ઞેયભાવે દેખાય ત્યારે પોતાના

સ્વભાવમાં સમાવેશ પામે. (૨) જ્ઞેયમાં મમત્વપણું હતું તે છૂટ્યું અને જ્ઞેય જ્ઞેય સ્વરૂપે દેખે તેમ તેમ આત્મપુષ્ટિ થાય.' એ સમજાવો.

**દાદાશ્રી :** બે જાતના જ્ઞેય અવસ્થા સ્વરૂપે છે અને એક તત્ત્વ સ્વરૂપે જ્ઞેય છે. અવસ્થા સ્વરૂપે વિનાશી હોય બધાં, તત્ત્વ સ્વરૂપ અવિનાશી હોય.

જ્ઞાતાભાવ અજ્ઞાનીને માટે લખ્યું છે અજ્ઞાની માણસને હું જ જ્ઞાતાભાવ, તે 'હું જાણું છું' એમ કહે છે તે જો જ્ઞેયભાવે દેખાય, ત્યારે પોતાના સ્વભાવમાં સમાવેશ પામે. આપણા બધાં મહાત્માઓને જ્ઞેયભાવે દેખાયું. પહેલાં ચંદુભાઈ જોતાં'તાં અને હવે ચંદુભાઈ જ્ઞેય થયા ને તમે જ્ઞાતા થયા. પહેલાં તમે જ ચંદુભાઈ ને તમે જ્ઞાતા હતાં. જ્ઞાતાભાવ જ્ઞેયભાવે દેખાય ત્યારે પોતાના સ્વભાવમાં સમાવેશ પામે. એટલે સ્વભાવમાં આવી ગયા.

પછી જ્ઞેયમાં મમત્ત્વપણું હતું તે છૂટ્યું. જ્ઞેય જ્ઞેય સ્વરૂપે દેખે તેમ તેમ આત્મપુષ્ટિ થાય. 'હું' અને 'મારું' હતું તે છૂટ્યું. હવે આ જ્ઞેયને જ્ઞેય સ્વરૂપ જ દેખાયા કરે. એટલે આ પુદ્ગલને જોયા કરવું તો આત્મપુષ્ટિ થયા કરે.

**પ્રશ્નકર્તા :** પછી આપ્તસૂત્ર ૪૨૨૭માં દાદા કહે છે કે ''આપણે જ્ઞાતા-જ્ઞેયના સંબંધમાં આવ્યા ત્યારથી જ્ઞેય ચોખ્ખાં થતાં જ જાય. જે જ્ઞેયનો નિકાલ થઈ ગયો એ ફરી નહીં આવવાનું. કારણ કે એ ચોખ્ખાં થઈને નિકાલ થયાં. એટલે તત્ત્વસ્વરૂપે થઈ ગયાં !'' એ સમજાવો.

**દાદાશ્રી :** આપણે જ્ઞાતા-જ્ઞેયના સંબંધમાં આવ્યા ત્યારથી જ્ઞેય ચોખ્ખા થતાં જ જાય. આપણે જ્ઞાતા-જ્ઞેયમાં એટલે તમે જ્ઞાતા અને ચંદુભાઈ જ્ઞેય. હવે જ્ઞાતા-જ્ઞેયના સંબંધમાં આવ્યા. ત્યારથી જ્ઞેય એટલે ચંદુભાઈ, એટલે પુદ્ગલ ચોખ્ખાં થતાં જ જાય. એ ચોખ્ખાં થઈને જાય એની મેળે ને આપણને ચોખ્ખાં કરે, છૂટાં કરે.

'જે જ્ઞેયનો નિકાલ થઈ ગયો એ ફરી નહીં આવવાનો.' અજ્ઞાને કરીને બાંધેલાં જ્ઞાને કરીને નિકાલ કર્યો એ ફરી આવે નહીં. કારણ કે

ચોખ્ખા થઈને નિકાલ થયા. ચોખ્ખાં થઈને એટલે તત્ત્વ સ્વરૂપે થઈ ગયા.

**પ્રશ્નકર્તા :** પછી આપ્તસૂત્ર ૪૨૨૬માં કહે છે કે ''જ્યારે તત્ત્વ સ્વરૂપે આ આત્મા દેખાશે ત્યારે બધાં જ બાકીનાં તત્ત્વો દેખાશે. ખરો જ્ઞેય તત્ત્વ સ્વરૂપે છે અને તત્ત્વ સ્વરૂપે જ્ઞેય 'કેવળ જ્ઞાન' વગર ના દેખાય. પણ શ્રદ્ધામાં આવે એટલે કેવળ જ્ઞાનમાં આવે જ. જ્ઞાતાભાવ ખેંચાઈ ગયો એટલે એક્સ્ટ્રેક્ટ ખેંચાઈ ગયો.'' એ સમજાવો.

**દાદાશ્રી :** તત્ત્વ સ્વરૂપ જ્ઞેય તે કેવળજ્ઞાન વગર ના દેખાય. એનું નામ જ કેવળજ્ઞાનને ! પણ શ્રદ્ધામાં આવે એટલે કેવળજ્ઞાનમાં આવે. પહેલું શ્રદ્ધામાં આવે.

**પ્રશ્નકર્તા :** પણ તત્ત્વ સ્વરૂપે જ્ઞેય શું કહેવાય ?

**દાદાશ્રી :** તત્ત્વ સ્વરૂપે જ્ઞેય એટલે આ છ તત્ત્વો છેને ! એ જે જાણવા છે તે જ્ઞેય તરીકે એને જાણવા છે, તે કેવળજ્ઞાન વગર ના દેખાય.

**પ્રશ્નકર્તા :** છએ છ તત્ત્વો ?

**દાદાશ્રી :** હા. આ છ તત્ત્વો છે તે અવિનાશી છે. તત્ત્વો બધાં અવિનાશી જ હોય. તે કેવળજ્ઞાન વગર દેખાય નહીં પણ શ્રદ્ધામાં આવે છ તત્ત્વો. એટલે કેવળજ્ઞાનમાં પછી આવે જ. પહેલું દર્શનમાં આવે, પછી જ્ઞાનમાં આવે, ધીમે ધીમે વર્તનમાં આવે.

જ્ઞાતાભાવ ખેંચાઈ ગયો એટલે એક્સ્ટ્રેક્ટ ખેંચાઈ ગયો આ દેહમાંથી. હું જ્ઞાતાભાવ હતો, તે જ્ઞાતાભાવ ખેંચાઈ ગયો. એટલે એક્સ્ટ્રેક્ટ જતો રહ્યો, બધો ગયો. પછી નિર્જીવ રહ્યું.

## રિયલ, જ્ઞેય કે જ્ઞાતા ?

**પ્રશ્નકર્તા :** હું જ્ઞાતા અને ચંદુભાઈ જ્ઞેય, તેમજ અહીં બેઠેલાં બધાં મહાત્માઓ મારા માટે જ્ઞેય. પ્રશ્ન એ છે કે, તેમાં હું જોઉં છું તે રિલેટિવ અને રિયલ તો મારા માટે બન્ને, રિલેટિવ અને રિયલ જ્ઞેય ગણાય ? જે

રિયલ છે તે પણ જ્ઞેય ? રિયલ, રિયલને જુએ તો જ્ઞેય કેમ સંભવી શકે છે ? મને જે અનુભવ થઈ રહ્યો છે. તેની ચોખવટ માટે આ પ્રશ્ન છે.

સામાનું જે રિલેટિવ સ્વરૂપ છે, એ બધું જ્ઞેય. હવે પોતાનું રિયલ જ્ઞાતા, તેમ બીજાના રિયલને જ્ઞેય કહેવાય કે જ્ઞાતા કહેવાય ?

**દાદાશ્રી :** જ્ઞાતા કહેવાય. રિયલ જ્ઞેય તરીકે ના હોય. રિયલ જ્ઞેય તરીકે ક્યારે હોય ? જે કાયમના રિલેટિવ હોય તેને. જેને રિયલ ને રિલેટિવનું વિભાજન ના પડ્યું હોય, તેને રિયલ એ જ્ઞેય હોય.

**પ્રશ્નકર્તા :** એટલે મહાત્માઓને વિભાજન પડી ગયું છે. માટે એ લોકોને જ્ઞેય નહીં.

**દાદાશ્રી :** ક્રમિક માર્ગના જ્ઞાની માટે એ જ્ઞેય કહેવાય. એ બીજા આત્માને જ્ઞેય કહે. પછી એમના ભક્તો તો કહે, એમાં નવાઈ શું ? તો પછી બીજાને ભાંજગડ જ મટી જાયને ?! કારણ કે રિયલ-રિલેટિવ એની પાસે છે નહીં. તેથી ભાંજગડ થઈ જાયને ? ક્રમિક માર્ગમાં કોઈ પણ જ્ઞાની હોય, તેને આત્મા એ જ્ઞેય છે, તો પછી બીજાનું શું રહ્યું ?

**પ્રશ્નકર્તા :** એટલે હું નિરંતર મારી જાતને એટલે ચંદુભાઈને જોયા કરું. એમ બીજાને પણ જોઉં, કારણ કે એ એવો અનુભવ છે કે જેમ મારામાં ચંદુભાઈ સમાયો છે. એવી રીતે આ બધા જ સમાયેલા છે. ત્યારે એ પ્રશ્ન ઊભો થયો કે આ રિલેટિવે ય છે, પણ એમાં પાછાં રિયલ છે. તો એને શું સમજવું ? એના રિયલને અને મારા રિયલને કેવી રીતે તાર બેસે ? એ જો જ્ઞેય હોય તો પ્રશ્ન ઊભો થતો જ નથી. પણ જો જ્ઞેય ના હોય તો એ જ્ઞાતા હોય અને હું ય જ્ઞાતા હોઉં તો મારો અને એનો, બન્નેનો સાંધો કેવી રીતે છે ? સાંધો કેવી રીતે બેસે ?

**દાદાશ્રી :** રિયલ હોય જ નહીં. તીર્થંકર ને કેવળી અને અક્રમ જ્ઞાનીનાં ફોલોઅર્સ એ સિવાય રિયલ શબ્દ કોઈ જગ્યાએ લખાય નહીં. હોય નહીં ને મનાય નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે જ આ પ્રશ્ન ઊભો થાય છે સામાના રિયલ

સ્વરૂપનું અને પોતાના રિયલ સ્વરૂપ જોડે શું સંબંધ ? એ જ્ઞેય તરીકે લેવું કે પછી જ્ઞાતા એક સ્વભાવી કહેવાય ?

**દાદાશ્રી :** આપણે બધાં જ્ઞાતા છીએ, જ્ઞેય કહેવાય નહીં. એક કાગળમાં જ્ઞેયનો અર્થ લખી લાવો જોઈએ. પછી પોતાને સમજણ પડી જાયને પાછી, એનો ફોડ પાડીએ ત્યારે !

તમે જ્ઞાતા છો અને આ બધું જ્ઞેય છે પણ જ્ઞેય કયું ? રિલેટિવ. રિલેટીવે ય જોજો અને અંદર રિયલે ય જોજો. કારણ કે આત્મા બધા રિયલ છે અને બહાર છે એ રિલેટિવ છે. બહારનો ભાગ જ્ઞેય છે, તમારા માટે અને અંદરનો ભાગ જ્ઞાતા છે. એ આપણે પહેલી વખત જ સમજાવી દઈએ છીએ.

**પ્રશ્નકર્તા :** હા. જ્ઞાન આપીએ તે જ દિવસે.

**દાદાશ્રી :** હવે આ જ્ઞાન બીજી જગ્યાએ હોઈ શકે નહીં. કોઈ જગ્યાએ હોઈ શકે જ નહીં. ત્રણ ગાંઠો વાળી તે ત્રણેય છોડવી પડે અને બે વાળી હોય તો બે છોડવી પડે. હું એક છોડી દઉં તો ચાલે ?

**પ્રશ્નકર્તા :** ના, બધી છોડવી પડે.

**દાદાશ્રી :** આ તો અક્રમ જ્ઞાની અને મહાત્માઓને, એકલાંને જ, એ બધાને જ્ઞેય છે. બાકી જોનાર છે ને, એને જ્ઞેય કેમ કહેવાય ?

**પ્રશ્નકર્તા :** જ્ઞેય એટલે જ જ્ઞાતાને જોવામાં આવે, જાણવામાં આવે.

**દાદાશ્રી :** બીજા તો એમ જ કહે કે, એ ય જોનારો છે ને ? એને જ્ઞેય કેમ કહેવાય ? જોનારોય છે ને મહીં, અજ્ઞાન દશામાં તો સામાસામી એવું જ કહે ને ?

**પ્રશ્નકર્તા :** હા. એવી જ રીતે વાત કરે. મારે શું સમજવું ? આપણે સમજવાનું છે એની વાત છે, બીજાને માટે નહીં. અજ્ઞાનીઓની વાત નથી. મારે પોતાને માટે પૂછું છું કે, હું શું સમજું જ્ઞેય કે જ્ઞાતા ?

**દાદાશ્રી :** હા, તે સામા બધા જોવા-જાણવામાં આવે તે બધાં જ્ઞેય નહીં. એમાં રિલેટિવ છે એ જ્ઞેય અને રિયલ છે એ જ્ઞાતા.

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાતા, જ્ઞાતાને જુએ એવો અર્થ થયો ?

**દાદાશ્રી :** એવો અર્થ ચોખ્ખો થાય દીવા જેવો, ફેક્ટ !!! આપણે પહેલી અને બીજી આજ્ઞામાં ચોખ્ખું જ કહીએ છીએને ? હવે તું શુદ્ધાત્મા થયો. બીજાના શુદ્ધાત્મા જો. જ્ઞાતાને જ્ઞાતા ના જુએ તો હિંસા થઈ જાય. બીજા છે તે હિંસાવાળા હોય. જ્ઞેય એટલે શું ? જાણવા યોગ્ય વસ્તુ. એટલે ક્રમિક માર્ગમાં આત્મા જાણવા યોગ્ય વસ્તુ છે અને તમે આત્મા જાણેલી વસ્તુ છે.

તમારે જ્ઞેયને જાણવાનું છે હવે. જ્ઞાતા તમે જાણીને બેઠાં. જ્યારે એમને જ્ઞાતા છે, એ જ્ઞેય છે અત્યારે. એ જ્ઞેય જ્યારે જ્ઞાતા થશે ત્યાર પછી આ જ્ઞેય પાછું બને. નિકાલ કરવાનો તે ય નહીં ખબર હોય. હવે જ્ઞેય એ જ્ઞાતા નથી થયા, એનું શું કારણ ? ત્યારે કહે, જેને ત્યાગ કરવો પડે છે, જેને એ બધું છે કે આમ કરવું જોઈએ ને આમ કરવું જોઈએ, તે બધાં આત્માને જ્ઞેય કહે. પોતે જાણ્યો નથી માટે, આ ત્યાગનો રસ્તો ખોળ્યો.

**પ્રશ્નકર્તા :** આત્મા જાણ્યો નથી, તો એના માટે આત્મા જ્ઞેય છે.

**દાદાશ્રી :** એમને જે સમ્યક્ દર્શન થયું, તે અમુક ભાગ જાણ્યો આત્માનો, સર્વસ્વ પ્રકારે આત્મા જાણ્યો ના હોય. તે આ ક્રમિક માર્ગના જ્ઞાનીઓ સર્વસ્વ પ્રકારે છેલ્લા અવતારમાં જાણે. ત્યાં સુધી અહંકાર સંપૂર્ણ જાય નહીં. અને જે અહંકારની હાજરીમાં જ્ઞાતા કહેવાય નહીં.

**પ્રશ્નકર્તા :** અહંકારની હાજરીમાં જ્ઞાતા કહેવાય નહીં, એ હવે સમજાય છે. એ સેટ થયું બધું.

**દાદાશ્રી :** ત્રણ ગાંઠવાળું લાવો કે મારું સેટ થયું નથી, તો મારે ત્રણેય ગાંઠ છોડવી પડે. ના છોડવી પડે ?

**પ્રશ્નકર્તા :** છોડવી પડે, દાદા.

**દાદાશ્રી :** ત્યારે લોકો બધા શું કહે, એક જ શબ્દમાં બધું પતાવી દેતાં હતાંને ! તે એમણે એક ગાંઠવાળી હતી. ત્રણ વાળેલી હોય તે ત્રણ છોડી આપે ને તો જ એને ફૂલ સંતોષ થાય ને ? કેટલી વાળી છે એ આપણને ખબર પડે. હવે વાળવાની નથી. પણ જે વાળેલી છે તે કેટલી છે તે આપણે જાણીએ.

## જાણનારો નિર્દોષ સદા !

**પ્રશ્નકર્તા :** આપણી અંદર જે કંઈ પણ ચાલતું હોય, કંઈ પણ વિચાર, વાણી કે જે કંઈ પણ આવે એને આપણે જાણીએ. પણ એને દોષ શું કામ કહેવાય ?

**દાદાશ્રી :** જાણનારને દોષ નથી. આપણે શેને દોષ કહીએ છે, વ્યવહાર આખો દહાડો હોય એ વ્યવહારને દોષ કહેતા નથી આપણે.

**પ્રશ્નકર્તા :** હું તો શું કહું છું કે એક-એક સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિચાર આવ્યો એને આપણે જાણ્યો...

**દાદાશ્રી :** હંઅ. તમે જાણકાર છો. તો જાણકારનો દોષ નથી આ.

**પ્રશ્નકર્તા :** પણ હું તો કહું છું કે એ વિચારનો પણ દોષ કેવી રીતે કહેવાય ?

**દાદાશ્રી :** જાણકારનો દોષ નથી. પણ ચંદુભાઈ શું કરી રહ્યા છે એ પોતે જાણે એનો ક્રમણનો વાંધો નથી. પણ ચંદુભાઈ પેલાને ટૈડકાવતા હોય તો એ જુએ ત્યારે એ શું કહે કે આ તમારો દોષ છે. પોતે ચંદુભાઈને કહે કે આ તમારો દોષ છે, આવું ના હોવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ જ્યારે આપણે જ્ઞાયક જ હોઈએ, ચંદુભાઈના પણ જ્ઞાયક હોઈએ તો કોઈ પણ વસ્તુમાં દોષ કે સારાપણું છે જ નહીં.

**દાદાશ્રી :** છે નહીં. પણ મારું કહેવાનું કે આ અક્રમ છે ને, એટલે શુભ એકલું જ હોય નહીંને !

**પ્રશ્નકર્તા :** પણ શુભ-અશુભનો ક્યાં પ્રશ્ન જ આવ્યો ?

**દાદાશ્રી :** મારું કહેવાનું કે જોવાનો માલ બધો શુભ જ હોય તો વાંધો નથી. પણ એમાં અક્રમ છે એટલે અશુભે ય મહીં માલ ભરેલા.

**પ્રશ્નકર્તા :** ખરું, દાદાજી. હું શું કહું છું કે અશુભ અને શુભ બધું ભર્યું છે, કચરો ભર્યો છે, પણ આપણે જ્ઞાયક જ છીએ તો જે આવે તે આવે, એનું વિભાજન કરવાનો પ્રશ્ન ક્યાં આવે ?

**દાદાશ્રી :** આ વિરોધાભાસ લાગે એવું છે. પણ શુભ, અશુભ બધું જ જ્ઞેય એવી જાગૃતિ રાખવી બહુ મુશ્કેલ વસ્તુ છે. એટલે લોકોને શું કહ્યું છે કે તું સામાને ગાળો ભાંડું છું એટલે તારે ચંદુભાઈને કહેવું જોઈએ કે 'અતિક્રમણ કેમ કર્યું ? તું પ્રતિક્રમણ કર.'

## અંશમાંથી સર્વાંશ જ્ઞાનીપદ !

**પ્રશ્નકર્તા :** હવે એકમાં બુદ્ધિ ડિસીઝન નથી આપતી, અહંકાર છે નહીં તો વિસર્જન છે. ત્યારે તમે પાછું બીજું કહ્યું કે મન પેમ્ફલેટ દેખાડે, ચિત્ત ભમે, બુદ્ધિ ડિસીઝન આપે, અહંકાર સહી કરે છે, એવું બધું ચાલતું હોય એવું 'જાણે' તો બંધન નથી ને ?

**દાદાશ્રી :** હા. જાણે તો જ એ એને બંધન નથી. આનો જાણકાર જુદો હોવો જોઈએ તો જ એ બંધનમાં નથી.

જાણકાર થયો, જ્ઞાતા રહ્યા, એટલે બધું ગયું ! પણ એ જ્ઞાતા કાયમ રહે નહીંને ! એવું છેને કે એ સંપૂર્ણ જ્ઞાનીપદ ને અંશ જ્ઞાનીપદ એ બેય હોય છેને ! તે એક બાજુ જ્ઞાતાપદેય હોય છે અને એક બાજુ છે તે પેલુંય થોડું ચાલ્યા કરે છે, બેઉ ચાલે છે સર્વાંશ થતાં સુધી.

સર્વાંશ થતાં સુધી એકદમ ના થાય. જ્ઞાતાપદ કાયમ ના રહે. થોડો વખત, અમુક વખત રહે. પાછું તેનું તે, એમ કરતું કરતું સર્વાંશ થતું જાય. કારણ કે પાછલા ધક્કા વાગ્યા કરેને ! એક દાદરો ચડવો હોય તો આપણે કંઈ એક એક પગથિયું ચડી જાય કંઈ તેથી મેડે નથી ચડી ગયા. જેટલાં

પગથિયાં ચડે એટલાં ઉપર ગયા.

**પ્રશ્નકર્તા :** હા, પણ તે સર્વાંશ થાય છે કોણ ?

**દાદાશ્રી :** સર્વાંશ તો પોતે છે જ.

**પ્રશ્નકર્તા :** છે જ અને જે નથી તે થઈ રહ્યો છે ?

**દાદાશ્રી :** નથી તે થઈ રહ્યો છે.

**પ્રશ્નકર્તા :** તે તેની મેળે થઈ રહ્યો છે ?

**દાદાશ્રી :** એની મેળે થઈ રહ્યો છે.

**પ્રશ્નકર્તા :** અને આ લોકો શું કહે છે કે એને કરવો પડે.

**દાદાશ્રી :** કરવાનું નથી કંઈ. કરનાર કોણ પાછો ? એ તો એની મેળે થઈ રહ્યો છે. મુખ્ય વસ્તુ આમાં દૃષ્ટિ જે આપીએ છીએ, જ્ઞાન આપીએ છીએ, તેની જરૂર છે. એ મુખ્ય વસ્તુ છે. અજ્ઞાન પ્રદાન થયેલું છે માટે જ્ઞાનની એને જરૂર પડે છે.

## મહાત્માઓનો ડિસ્ચાર્જ અનોખો !

**પ્રશ્નકર્તા :** આ માણસ મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર, વાણી, કાયા આ બધી બેટરીઓ ગયા ભવમાં ચાર્જ કરીને લાવેલો હોય છે. તેનો અત્યારે ડિસ્ચાર્જ જ હોય છે, રાઈટ ? હવે જે લઈને આયો છે બુદ્ધિ એ પ્રમાણે જ એની ચાલવાની, એમાં કંઈ ફેરફાર કરી શકાય ? આ જ્ઞાન મળ્યા પછી એમાં કંઈ ફેર થાય ?

**દાદાશ્રી :** જુએ એટલે ફેરફાર જ થઈ જાય, સંકોચાઈ જાય. વસ્તુ એની એ જ સંકોચાઈ જાય. જુએ એટલે ફેરફાર થઈ જાય બધો. એ રતલે રતલ રહેતું નથી. અને ના જુએ અને ઉપર કર્તા થાય, તો પાંચ રતલ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એટલે બુદ્ધિને જુએ તો એ રતલની હોય તો સંકોચાઈને

ઓછી થઈ જાય. અને જો એ સંકોર-સંકોર કરે તો પાંચ રતલ થઈ જાય.

એટલે એનો અર્થ એવો થયો ને કે જે ચાર્જ થયેલું છે, એનું એટલું જ ડિસ્ચાર્જ થાય એવું કશું નહીં. આ તો ફેરફાર થાય ને ઓછું થાય કે વધતું થાય. ચાર્જના પ્રમાણમાં જ ડિસ્ચાર્જ થાય, એવું ના રહ્યું ને ? સંકોચાઇ જાય એટલે ઓછું થાય એવું બને ?

**દાદાશ્રી :** ઓછું થઈ જાય બધું. ખલાસ થઈ જાય બધું. બરફ બધો બહુ પડેલો હોય પણ થઈ જાય ખલાસ. ખલાસ ના થયું હોય તો અત્યારે તમને વૃત્તિઓ જંપવા જ ના દેત. તમારી જે ભરેલી વૃત્તિઓ હોય ને, તે તમને અત્યારે જંપીને ના બેસવા દે. હત્પત્, હત્પત્, હત્પત્ કર્યા જ કરે. ગાડીમાં બેઠા તોય હત્પત્, હત્પત્ કર્યા કરે.

**પ્રશ્નકર્તા :** એટલે એનો અર્થ એવો થયો કે આ જ્ઞાનથી કે પોતાના પુરુષાર્થથી માણસ છે તો એના પ્રારબ્ધમાં ફેરફાર કરી શકે છે ?

**દાદાશ્રી :** ફેરફાર જ થઈ જાય ને !

**પ્રશ્નકર્તા :** ફેરફાર થઈ જાય. એટલે એનો અર્થ એવો થયો કે કર્મની થિયરીમાં ફેરફાર કરી શકીએ, આપણે પલટાવી શકીએ ?

**દાદાશ્રી :** એવું નહીં, એનો એવો ફેરફાર કહેવાતો નથી એમ.

**પ્રશ્નકર્તા :** તો એને શું કહેવાય ?

**દાદાશ્રી :** એ રતલ હતું તે દૃષ્ટિફેરથી જરાક અમથું થઈ જાય. અને પેલી દૃષ્ટિથી પાંચ રતલનું થઈ જાય. કર્તા થાય છે એટલે. જ્ઞાતા થાય એટલે થોડું રહે.

**પ્રશ્નકર્તા :** અને ઘણી વખત તો જુએ તો ઊડી ય જાય.

**દાદાશ્રી :** ઊડી ય જાય. આખું ઊડી જાય. સિગ્નેચર કરે છે ને નાની, એના જેવું થઈ જાય. નાની સીગ્નેચર કરે તો તે પતે કે ના પતે ?

**પ્રશ્નકર્તા :** પતી જાય.

**દાદાશ્રી :** એવું થઈ જાય.

**પ્રશ્નકર્તા :** જ્ઞાતા-દ્રષ્ટા રહે તો ઊડી પણ જાય ?

**દાદાશ્રી :** પછી કશું રહેતું જ નથી. ખાલી સીન સીનેરી દેખાય એટલી જ જરા. અને રહેતું હોય તો બોજો આપે બધો. જ્ઞાતા-દ્રષ્ટા થાય એટલે કશું રહેતું જ નથી. જ્ઞાતા-દ્રષ્ટા ના થાય એટલે ત્યારે જરા બોજો લાગે.

**પ્રશ્નકર્તા :** પેલી વાત હતી ને કે જુએ તો બુદ્ધિ કે અંતઃકરણ જે કંઈ હોય, તે શેરનું પાશેર થઈ જાય, જ્ઞાતા-દ્રષ્ટા રહે તો અને જો સંકોર સંકોર કરે તો શેરનું પાંચ શેરે ય થઈ જાય. તો એનો અર્થ એવો કે જે ડિસ્ચાર્જમાં આપણું શેર છે, તો આપણે સંકોરીએ એટલે વધી ગયુંને ? એટલે પેલું ચાર્જ-ડિસ્ચાર્જના પ્રિન્સિપલમાં ફેરફાર થયો ?

**દાદાશ્રી :** વધી જતું નથી.

**પ્રશ્નકર્તા :** તો શું થાય છે ?

**દાદાશ્રી :** બોજો લાગે. વધુ થાય, તે તમારી ભાષામાં સમજી જાવ છો તમે. એ બોજો લાગે. પેલું હલકું થઈ જાય, બસ. વધે-બધે કશુંય નહીં. ડિસ્ચાર્જ એટલે જવા માટે આવ્યું છે એ. બોજો વધશે તો ય જશે અને હલકો થઈ જશે તો ય જશે. બહુ બોજો રહે તો બાકી રહી જાય જોયા વગરનું, તે થોડુંક પછી રહી જશે. પછી ઉકેલ લાવવો પડશે. ડિસ્ચાર્જ એટલે જવા માટે આવ્યો છે તે. ધોવાવાળા કપડા મેલાં આવ્યા છે તે એમાં ધોયા વગરના રહી ગયા તે ફરી ધોવા પડશે. બસ એટલું જ છે બધું. અને પછી આપણે કપડાં ધોયા પછી પાછું કપડાં ધોવા જઈએ. આ મેલું રહી ગયું, આ ઉજળું થયું. એ બધું કરવા જઈએ તો વધારેનું રહે. એ તો જે ધોવાઈ જાય એ બરોબર કમ્પ્લિટ જ છે.

**પ્રશ્નકર્તા :** ધોવાઈ ગયા તે ધોવાઈ ગયા !

**દાદાશ્રી :** ધોવાયા વગરના રહ્યા હોય એટલા ધોવાના બાકી રહ્યા.

જુએ એટલે અત્યાર સુધીમાં એકેય કર્મ બંધાતું નથી. નહીંતર તો ત્યાં આગળ જ છે તે એકસો પંદર માણસોની જાત્રામાં કેટલી માથાફોડ કરી હોય ! આ લોકોના આ રિવાજ આમ છે, આમ છે ને આનું આમ ખરાબ છે, તેનું તેમ ખરાબ છે ને, એક જણ કહે, ના, સારું છે ને એક જણ કહે, ખરાબ છે. માંહ્યોમાંહ્ય ભાંજગડ, પાંસરા રહે જ નહીં ને ! અને આ જાત્રામાં આપણાં એકસોને પંદર માણસો હતાં તોય ભાંજગડ નથી થઈ. ત્રણ હજાર માણસ હોય તો આપણામાં કશું ના થાય. કેવી સરસ ચાવી છે, મનુષ્યનાં મન બંધાયેલા રહે.

**પ્રશ્નકર્તા :** આપ જે કહો છોને કર્મ ઓછાં થઈ જાય છે જ્ઞાન મળ્યા પછી, તો આપ જ્યારે જ્ઞાન આપો છો ત્યારે અમારા કર્મો ભસ્મીભૂત કરી નાખો છો ! એટલા માટે જ અમારા આ કર્મો ઓછાં થઈ જાય છેને ? એટલે જ ઓછું થયુંને ?

**દાદાશ્રી :** કર્મ ભસ્મીભૂત થઈ જાય. પછી જે ભસ્મીભૂત નહોતા થયા, તે જ્ઞાતા-દ્રષ્ટાથી જતાં રહે. તેમ છતાં બહુ ચીકણા હોય તો કંઈક રહી જાય તો થોડુંક આવતા ભવને માટે સિલ્લક રહે. એ પેટીમાં રહેને, માટે પેટી વેચાતી તેટલા હારુ લે છે ને લોકો !

**પ્રશ્નકર્તા :** આ બધું બરાબર સમજાયું. પણ જે તમે કહો છો ને જ્ઞાતા-દ્રષ્ટા ના રહે તો એ વધે છે.

**દાદાશ્રી :** બોજો વધી જાયને ! ગૂંચાયા કરે, ભઈ. પછી એનો ટાઈમ થાય એટલે જતું રહે ગૂંચાયેલું. પછી રહ્યું બાકી ધોવાનું. ટાઈમ થાય એટલે ગયે જ છૂટકો. દરેકનો ટાઈમીંગ હોય. સંયોગ વિયોગી થવું જ પડે.

**પ્રશ્નકર્તા :** પોતાની સમજણ જે અવળી હોય છે તે એના આધારે રહી જાય છે ?

**દાદાશ્રી :** સમજણ તો બધી ડાહી છે પણ આ કર્મો ચીકણાં બહુ છે ને, એટલે જ્ઞાતા-દ્રષ્ટા રહી શકતો નથી. છતાં પુરૂષાર્થ હોય તો રહી શકે. એક ફેરો પડી જાય તો ફરી ઊભો થઈ જાય, ફરી પડે, ફરી ઊભો

થઈ જાય. ફરી પડે, ફરી ઊભો થાય પણ થઈ જાય. પુરૂષાર્થ કંઈ કાબુમાં છે ને, પણ પુરૂષાર્થ ઢીલો મૂકી દે છે.

**પ્રશ્નકર્તા :** પણ ડિસ્ચાર્જમાં કશું ફરક નથી પડતો. ડિસ્ચાર્જ એટલુંને એટલું જ હોય છે.

**દાદાશ્રી :** ડિસ્ચાર્જ જ થયા કરે છે પણ ભમીને, બોજો વધીને થાય છે. એમને અનુભવ છેને ? આવે છે તે પા-પા કલાક કોઈ જગ્યાએ ગૂંચાય છે, અડધો-અડધો કલાક સુધી ગૂંચાય છે ને ! એ જ બોજો.

**પ્રશ્નકર્તા :** પછી આપણે વધે ક્યારે ?

**દાદાશ્રી :** હવે દૃષ્ટિ ના હોય તો, જ્ઞાતા-દ્રષ્ટા ના રહીએ તો બોજો વધી જાય.

**પ્રશ્નકર્તા :** પછી એમાં મહીં ખોતરે છે ખરો ? મહીં સંકોરવા મળે છે ખરું ?

**દાદાશ્રી :** ના, સંકોરતો નથી, એ એની પોતાની જાગૃતિ નહીં રાખતો. સંકોર-બંકોરવાનું કશું હોય જ નહીં.

'હાઉ ટુ ડીલ' એવું એ કરી શકતો નથી. અહીં શું ડિલીંગ કરવું તે જાણતો નથી. જેમ કોઈનો અવળો અભિપ્રાય ના પડે, એના માટે આપણે કહેવું પડે, આ બહુ ઉપકારી છે, ઉપકારી છે. એટલે અભિપ્રાય બંધ થઈ જાય. એવું 'હાઉ ટુ ડીલ વીથ હીમ' જાણવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** એટલે હાઉ ટુ ડીલની જે સમજણ છે એ આ જ્ઞાન પછી પ્રજ્ઞા જાગૃત થયા પછી જ આવે છે ને ?

**દાદાશ્રી :** હા, પછી જ સ્તો. પહેલાં હોય નહીં ને ! બુદ્ધિ તે કેટલું દેખાડી શકે ? બહુ બુદ્ધિશાળી ને અહંકારી આંધળા, એનાં કરતાં ઓછાં બુદ્ધિશાળી સારાં, બિચારા.

આ બધું જાણવા પોતાના નજીકમાં ઉત્તમ નિમિત્તનો સંયોગ

જોઈએ, ફક્ત.

**પ્રશ્નકર્તા :** પહેલાનું જે જીવન હતું, એ જીવનમાં ફેરફાર થાય છેને ?

**દાદાશ્રી :** થઈ જાય છે ફેરફાર. જેટલો જાગૃત એટલા પ્રમાણમાં થઈ જાય ફેરફાર. જેટલો જાગૃત હોય એટલે ઉડી જાય બધું એમ ને એમ.

## વિધિ વખતે દાદા એકાકાર !

એક મિનિટ પણ એક વર્કમાં અમે ના હોઈએ, બે વર્ક અમારા દરેક વખતે. આ થોડોક જ વખત આ વિધિ થાય ત્યારે એક વર્કમાં હોઉં, બાકી ખાતી વખતે, નહાતી વખતે બે વર્કમાં હોઉં.

**પ્રશ્નકર્તા :** એ બે વર્ક ક્યા ?

**દાદાશ્રી :** આ મને નવડાવતા હોય અને હું છે તે મારા ધ્યાનમાં હોઉં એટલે જ્ઞાતા-દ્રષ્ટાપણું હોય એટલે અમારું તો બે બધું જ હોય હંમેશાં ય.

**પ્રશ્નકર્તા :** પણ એ નવડાવતા હોય, તમે તો જ્ઞાતા-દ્રષ્ટા હો તો બે વર્ક કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** પોતે નહાતો હોઉં, આ એમની જોડે વાતો હઉ કરતો જાઉં. એ જાણે કે આપણી જોડે જ ન્હાય છે. કોઈને એમ ના ખબર પડે કે આ બીજા કામમાં છે અને બીજા માણસો બીજા કામમાં પડેને તો આપણે એમ જાણીએ કે ખોવાઈ ગયો, કંઈક ખોવાઈ ગયો એવું લાગે. અમારું એવું ના ખબર પડે.

**પ્રશ્નકર્તા :** અને તમે વિધિ કરતા હો ત્યારે એક કામ એટલે કયુ કામ એ ?

**દાદાશ્રી :** એ તો એક જ કામમાં, એ વિધિ કરવી એમાં જ હોય.

**પ્રશ્નકર્તા :** અને જ્ઞાતા-દ્રષ્ટા ત્યારે તમે શું કરો ?

**દાદાશ્રી :** ના, વિધિ કરીએ તે ઘડીએ જ્ઞાતા-દ્રષ્ટા ના હોય, તે ઘડીએ એકઝેક્ટ જ્ઞાનીપુરુષ તરીકે હોય, નહીં તો તમારું કામ ફળે નહીંને !

**પ્રશ્નકર્તા :** એટલે એકઝેક્ટ એટલે તમે એ.એમ.પટેલ થઈ જાવ કે શું થાય એ ?

**દાદાશ્રી :** ના, એ જ્ઞાની પુરુષ.

**પ્રશ્નકર્તા :** જ્ઞાની પુરુષ એટલે એ.એમ.પટેલ ?

**દાદાશ્રી :** નહીં, એ.એમ.પટેલ તો આ બોડી. અમે જ્ઞાની પુરુષ તે વખતે એટલે, નહીં તો વિધિ ફળે નહીં એમની. અને અમારે કંઈ એવી ઉતાવળ નથી કે કાલે ને કાલે મોક્ષે જવું છે એવું.

**પ્રશ્નકર્તા :** જ્યારે તમે વિધિ કરતા હો, ત્યારે તમે જ્ઞાની પુરુષ, તો દાદા ભગવાન ક્યાં જાય, ત્યારે ?

**દાદાશ્રી :** દાદા ભગવાન તો તેની તે જ જગ્યાએ બેઠા છે. મારી એ તરફની દૃષ્ટિ ઓછી થઈ જાય, બંધ થઈ જાય. અમારી દૃષ્ટિ તે ઘડીએ સીમંધર સ્વામીમાં હોય, બીજી જગ્યાએ હોય, તમારી વિધિ કરવાની તે વખતે.

## અવસ્થાઓમાં અસ્વસ્થ, સ્વમાં સ્વસ્થ !

જે અવસ્થા ઉત્પન્ન થાય છે એ અવસ્થા બધી વિનાશી છે અને આ છે તે અવસ્થાઓમાં રહે છે માટે અસ્વસ્થ રહે છે. સ્વ અવિનાશી છે, તે અવિનાશીમાં રહે તો સ્વસ્થ રહી શકે ને નહીં તો પેલો અસ્વસ્થ થયા કરે.

**પ્રશ્નકર્તા :** એ પોતે જોઈ શકે અને જાણી શકે કે આ અવસ્થામાં અસ્વસ્થ રહે છે છતાં ય સ્વસ્થ નથી રહેવાતું ?

**દાદાશ્રી :** હા, એ જોઈ શકે. છતાં ય અસ્વસ્થતા જાય નહીં. ત્યાં આગળ શું થાય છે કે જોનાર એ દાદાએ આપેલો આત્મા છે. શુદ્ધાત્મા જ આ જોનાર છે. આપણે બધા તે રૂપે રહીએ, તો કશી ભાંજગડ નથી. બાકી

નહીં તો સ્વસ્થ ને અસ્વસ્થ એનો તો પાર જ નથી આવે એવો.

**પ્રશ્નકર્તા :** એની ચાવી કઈ ?

**દાદાશ્રી :** ચાવી, આ બધાનું અસ્વસ્થ થાય કે સ્વસ્થ થાય, બેઉનો જાણકાર શુદ્ધાત્મા છે. અસ્વસ્થ થાય છે એટલે પોતે એમાં હાથ ઘાલે છે, ફોરેનમાં. ફોરેનમાં હાથ ના ઘાલવો જોઈએ એણે. સ્વસ્થ થાય કે અસ્વસ્થ થાય, અમારે જાણ્યા સાથે કામ છે, આ બધી પૌદ્ગલિક અવસ્થાઓ છે અને પૌદ્ગલિક અવસ્થાને જે જાણે એ શુદ્ધાત્મા કહેવાય. પૌદ્ગલિક એટલે પૂરણ-ગલન થયેલી. જે અસ્વસ્થતા તમને આવે ક્યારે કે પૂરણ થયેલી હોય તો જ અત્યારે આવે. તે અત્યારે આવીને ગલન થઈ જાય.

ફોરેનમાં હાથ ઘાલ્યો કે દાઝયા વગર રહે જ નહીં. એમાં અમે હાથ ના ઘાલીએ અને અમે બીજાને ય કહીએ કે ભાઈ, હાથ ના ઘાલીશ. કારણ કે આમ જે ફળ મળવાનું તે તો મળવાનું જ છે. ઉપરાંત એણે હાથ ઘાલ્યો, તેનું ડબલ ફળ મળે છે. બે ખોટ જાય છે. એક જ ખોટ ખાવને આપણે. અસ્વસ્થતા, 'ચંદુલાલ'ને છે. અસ્વસ્થ છે એવું તમારે જાણ્યાં કરવાનું. અસ્વસ્થ છે એ પા કલાક પછી ખલાસ થઈ જશે. બે ખોટ નહીં જાય, જોયા કરશો તો.

**પ્રશ્નકર્તા :** અવસ્થાનો સમય જેટલો વધારે ખેંચાય એટલું વધારે આવરણ કહેવાય ?

**દાદાશ્રી :** હા, જેટલું આવરણ એટલું ખેંચાયા કરે. પણ જો તમે શુદ્ધાત્મા તરીકે જો જો કર્યા કરોને, તો એ ગમે એટલું આવરણ હોય તો જલ્દી ઊડી જાય, ઝપાટાબંધ. એનો ઉકેલ આવી જાય. અને તેમાં પોતે હાથ ઘાલવા ગયો હોય તો મારીને માથાકૂટ ઊભી થાય.

**પ્રશ્નકર્તા :** તો જાગૃતિ શેમાં રાખવાની ?

**દાદાશ્રી :** આ જોવાનું, તેમાં જ જાગૃતિ રાખવાની. જોવામાં તન્મયાકાર ન થઈ જવું એ જાગૃતિ કહેવાય. દ્રષ્ટા ને દૃશ્ય બે જુદા રહેવા જોઈએ, એનું નામ જાગૃતિ.

'શું છે' એને જુએ અને 'શું બને છે' એને જુએ, બન્નેને દાદા જુએ. 'શું છે' એને તો પોતાનું સ્વરૂપ છે એવું દેખાય બધાનામાં અને 'શું બને છે' એ એની મેળે કર્યા કરે તે દેખાય. કોઈ ભીડમાં આમ આમ કરતું હોય, કોઈ માથું ધર ધર કરતું હોય, ફલાણું કરતું હોય, પણ આ બધું એ નથી કરતો. એનો આત્મા તો આપણને દર્શનમાં આવે છે પણ આ પુદ્ગલ ક્રિયા કરી રહ્યું છે. તે પાછી ગલન ક્રિયા, પૂરણ નહીં. જ્ઞાન મળ્યું છે માટે ગલન ક્રિયા છે, પૂરણ નથી.

## જોવાથી જાય બધાં પડળો !

કશું કરવાનું ના હોય, શું થાય છે એ જોવાનું. ભાવ કર્યા, નિશ્ચય થયો એ બધું. પછી નિશ્ચયના પ્રમાણે શું થયું એ જોયા કરવાનું. આ તો પૂર્વભવની જે ડિઝાઈન છે તે પ્રમાણે નીકળે છે. એટલે આપણે કશું કરવાનું ના રહે ને !

**પ્રશ્નકર્તા :** આપણે એમ કહીએ કે ભાવ કરવાની સત્તા છે ?

**દાદાશ્રી :** ના, એ ય પોતાની સત્તા નથી. આ તો ગયા અવતારની ડિઝાઈન બોલે છે એ. આપણે કશું લેવા-દેવા નહીં. એ આપણે જોયા કરવાનું છે. શું થઈ રહ્યું છે એ જ જોયા કરવાનું.

**પ્રશ્નકર્તા :** જે પડ આવે ત્યારે જોયા કરવાનું, બસ.

**દાદાશ્રી :** તો એ પડ જાય, નહીં તો જોયા ના કર્યું તો ય આમ કંઈક 'મને આવું કેમ થયું' તો પછી બોજો વધે. પણ આ પડ જાય નહીં.

**પ્રશ્નકર્તા :** ઊંધું-છતું હોય તો ય જોયા કરવું ?

**દાદાશ્રી :** ઊંધું-છતું હોતું જ નથી. ઊંધું બુદ્ધિ દેખાડે. ઊંધું હોય તો શું કરો પડ આવે તો !? છતું હોય તો જોયા કરવું અને ઊંધું હોય તો ય જોયા કરવું.

**પ્રશ્નકર્તા :** બેઉ જોયા જ કરવાનું.

**દાદાશ્રી :** બેઉમાં સમાનતા રાખવી એ જ્ઞાન.

**પ્રશ્નકર્તા :** બન્ને ડિસ્ચાર્જ જ છે.

**દાદાશ્રી :** બેઉ ડિસ્ચાર્જ છે એટલે અમે જે કહીએ છીએ એ શબ્દેશબ્દ જો સમજી લે ને તો કામ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** હવે લક્ષ એ તરફ જ છે કે દાદાનું વિજ્ઞાન સમજવું છે.

**દાદાશ્રી :** હા.

## ગલનને 'જોયા' કરો !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન લીધા પછીનું જે ગલન છે એ જોયા જ કરવાનું કે એને વેગ આપવા માટે કંઈક કરવું ?

**દાદાશ્રી :** વેગ આપનાર કોણ ? કર્તા ઊડી ગયો પછી વેગ આપનાર કોણ ?

**પ્રશ્નકર્તા :** અને એની મેળે થવા જ દેવાનું.

**દાદાશ્રી :** જોયા જ કરવાનું. જે થાય એ જોયા જ કરવાનું. જે આપણે પૂરણ કર્યું'તું, એ હવે એનું ફળ આપીને ગલન થશે. કડવું હશે તે કડવું ને મીઠું હશે તે મીઠું. બન્ને ફળ આપીને ગલન થાય, તે આપણે જોયા કરવાનું. વેગ આપવાનો એમ કશો ડખો જ નહીં કરવાનો.

હવે આ સીધા સાયન્સમાં જો સહેજે ભૂલ ખાય તો માર પડી જાય એવું છે. ફેરફાર થઈ જાય તો મારી પાસે આવજો, હું ફરી ઓપરેશન કરી નાખીશ. અણસમજણથી ફેરફાર થઈ જવાનો સંભવ ખરોને !

**પ્રશ્નકર્તા :** આપણે છોડી દઈએ એ ભૂલ ?

**દાદાશ્રી :** જ્ઞાતાપણું છોડાય જ નહીં. જ્ઞાતાપણું જ આપણો સ્વભાવ છે ને અને જ્ઞેય તે નિરંતર હોય છે જ. એ જે મન છે ને, તે ઠેઠ આયુષ્ય પૂરું થતાં સુધી એ ફાઈલ દેખાડ્યા કરશે. એ દેખાડ્યા કરે ને આપણે જોયા

કરીએ. જ્ઞેય ના હોય તો જ્ઞાતા ઊડી જાય. એટલે આ જ્ઞેય છે તે સિનેમાની પેઠ છે. મન ઠેઠ સુધી દેખાડશે. એટલે જ્ઞાતા ઊડે નહીં.

## જોનારો ચૈતન્યપીંડ શુદ્ધાત્મા !

**પ્રશ્નકર્તા :** અને જે જોયા કરવાનું, કોને જોયા કરવાનું ? કોણ જોયા કરે ?

**દાદાશ્રી :** જે શુદ્ધાત્મા થયો, જ્ઞાતા થયો, એ જોયા કરે.

**પ્રશ્નકર્તા :** દાદા, એવું છે કે આ જે શુદ્ધાત્માનો અનુભવ અમને થયો એ ઉપરથી અમારા મનમાં એવો ખ્યાલ આવે છે કે એ તો એક ચૈતન્યપિંડ છે, એમાં શું કરવાનું ને શું જોવાનું હોય ?

**દાદાશ્રી :** જોનાર પોતે છે, જે ચૈતન્યનો પિંડ છે એ જોનાર છે. એ શેને જુએ છે ? જ્ઞેયને જુએ છે. એટલે વિચારો એ જ્ઞેય છે અને તમે જ્ઞાતા છો. જ્ઞાતાને જ્ઞેય ન દેખાય ત્યાં સુધી એ વ્યવહાર કહેવાય નહીં.

જ્ઞેય ને જ્ઞાતા એકાકાર ના થાય, એનું નામ જ્ઞાન. જ્ઞેયમાં પરિણામ પામવાનું નથી. પહેલાં જ્ઞેયમાં પરિણામ પામીને તો સંસાર ઊભો થયો છે. વિચારો એ જડ વસ્તુ છે. એમાં જરાય ચેતનતા નથી. એમાં પરિણામ પામીને આ સંસાર ઊભો થયો છે. ભટક ભટક, અનંત અવતારથી ભટક્યા તો ય ઠેકાણું પડે નહીં અને આમાં તો આ પોતે જ્ઞાતા થયો. જ્ઞેયને જુએ, બધા જ્ઞેયોને જુએ. ક્રિયા કર્યા સિવાય જુએ. ઝળકે પોતાના જ્યોતિ સ્વરૂપમાં. એના માટે હવે કોઈ એવી ક્રિયા નથી કરવાનું, એમ ને એમ ઝળકે બધું જ એમાં.

**પ્રશ્નકર્તા :** એટલે આ જ્યોતિ સ્વરૂપ તમે કહ્યું એમાં ઝળકે એ બરાબર છે, પણ આ જ્ઞાતા-દ્રષ્ટા જે રહેવાનું છે એ જ્યોતિ સ્વરૂપને રહેવાનું છે ?

**દાદાશ્રી :** એ જ. જેનામાં ઝળકે છે, તે જ જ્ઞાતા-દ્રષ્ટા. તે જ્યોતિ સ્વરૂપ છે, જ્ઞાયક છે, શુદ્ધાત્મા છે. તેનો તે એકનો એક જ, એમાં બીજો નહીં.

ફક્ત જ્ઞેય જુદું. જે વિચાર આવે છે ખરાબ અને સારા, તે બન્ને ય જ્ઞેય છે. તે જ્ઞેય જુદું અને પછી બુદ્ધિ ય જ્ઞેય છે, મન એ જ્ઞેય છે, અહંકાર એ જ્ઞેય. બધું જ્ઞેય છે આ જગત. તે મહાવીર ભગવાન પોતે એ જ્ઞેયને, પુદ્ગલને જ જોયા કરતા હતા. પોતે જ્ઞાતા, જ્ઞાયક અને પુદ્ગલ જે છે એ જ્ઞેય.

## બ્રહ્માંડની અંદર ને બહાર ?

**પ્રશ્નકર્તા :** બ્રહ્માંડની અંદર અને બ્રહ્માંડની બહારથી જોવું એટલે શું ? જ્ઞેયોમાં તન્મયાકાર થયો ત્યારે બ્રહ્માંડમાં કહેવાય અને જ્ઞેયોને જ્ઞેયરૂપે દેખે ત્યારે બ્રહ્માંડની બહાર કહેવાય, આ સમજાતું નથી.

**દાદાશ્રી :** બ્રહ્માંડની બહાર જુએ, એનું નામ જ જ્ઞાન !

**પ્રશ્નકર્તા :** બ્રહ્માંડ એટલે શું ?

**દાદાશ્રી :** આ બધું બ્રહ્માંડ જ છે ને ! આ એનો જ ફોટો છે બધો ! મનમાં વિચાર આવ્યો, તેમાં તન્મયાકાર થયો એટલે બ્રહ્માંડમાં છે. મનમાં વિચાર આવ્યો ને તન્મયાકાર ના થયો એટલે બ્રહ્માંડની બહાર કહેવાય.

જગત આખું જ્ઞેયોમાં જ તન્મયાકાર છે ને! જે વિચાર આવેને, તેમાં જ જગત તન્મયાકાર થઈ જાય. તમે જુઓ કે શું વિચાર આવે છે, શું નહીં !

**પ્રશ્નકર્તા :** અને બ્રહ્માંડની બહાર એટલે શું ?

**દાદાશ્રી :** પોતાના સ્વરૂપમાં રહ્યો તે !

**પ્રશ્નકર્તા :** હા, જ્ઞેય અને અવસ્થા બે એક જ કે જુદું જુદું બે નામ છે ?

**દાદાશ્રી :** એ બધું એક જ. જ્ઞેય એ બધું અવસ્થા. અવસ્થા એ જ જ્ઞેય. જેમ જેમ બહુ બધા જ્ઞેય દેખાય તેમ તેમ જ્ઞાતાપદ મજબૂત થતું જાય. અને સર્વ જ્ઞેયોનો જ્ઞાતા થાય ત્યારે કેવળજ્ઞાન કહેવાય.

## જ્ઞેય-જ્ઞાતાનો સંબંધ !

નિરંતર જ્ઞાતા-દ્રષ્ટા સ્વભાવનો જ છે. જે આત્મા આપ્યો હતોને

શુદ્ધાત્મા, તે સ્વભાવ જ એનો જ્ઞાયક છે. જ્ઞેય હાજર થાય કે આ જ્ઞાયક પોતે પોતાની જાગૃતિ બતાવે.

**પ્રશ્નકર્તા :** હા, એટલે વ્યવહારમાં કેવી રીતે એને ઉતારવું ?

**દાદાશ્રી :** વ્યવહારમાં જ હોય છે આ. એ વ્યવહાર જ્ઞેય છે અને નિશ્ચય જ્ઞાયક છે. બેનો સંબંધ જ છે આ. વ્યવહાર-નિશ્ચયનો સંબંધ જ છે. વ્યવહારમાં જ્ઞેય સિવાય કોઈ વસ્તુ નથી. વ્યવહારમાં જ્ઞાતા કોઈ નથી અને નિશ્ચયમાં જ્ઞાતા સિવાય બીજી કોઈ વસ્તુ નથી.

**પ્રશ્નકર્તા :** એ તો બરોબર સમજાયું. એટલે વ્યવહારમાં પાંચ-છ કાર્યો ભેગા થાય એટલે પેલો જ્ઞાતા-દ્રષ્ટાનો ભાવ જતો રહે એમ. પછી અમુક ટાઈમે પાછો આવી જાય.

**દાદાશ્રી :** ના, જતું ના રહે. એ તો આ પેલું ભાસે છે એવું. એવું જતું નથી.

**પ્રશ્નકર્તા :** બીજી વિભાવ દશામાં તન્મયાકાર થઈ જવાય છે.

**દાદાશ્રી :** જતું ના રહે. એવું છેને કે આપણે અહીં આગળ લાઈટ હોય, આપણે ઊંઘી જઈએ એટલે આપણને મહીં અંધારું દેખાય. જરા ડોઝીંગ થાય એટલે કંઈ લાઈટ જતું રહ્યું નથી. લાઈટ તો તેનું તે જ પ્રકાશમાન છે. એટલે આ જે વ્યવહાર છે એ બધો જ્ઞેય સ્વરૂપે છે અને નિશ્ચય છે એ જ્ઞાયક સ્વરૂપે છે. હવે બેનો સંબંધ થયો. જ્ઞેય-જ્ઞાતાનો સંબંધ થયો આ.

## નિરંતર જ્ઞાતા-દ્રષ્ટા એ જ કેવળજ્ઞાન !

**પ્રશ્નકર્તા :** હવે આ શુદ્ધાત્માની જાગૃતિ, જ્ઞાતા-દ્રષ્ટાભાવ બહુ રહે છે. જ્યારે જ્ઞાતા-દ્રષ્ટા ભાવમાં રહું ત્યારે તે વખતે હું કંઈક જુદી જ વસ્તુ છું એવો અનુભવ થાય અને ઠંડક લાગે.

**દાદાશ્રી :** એ તો લાગે જ ને ! એ વાત જ જુદી છે એવું લાગે

ને આપણને ઠંડક બહુ લાગે. એ તો કેવળજ્ઞાનની ઠંડક કહેવાય એ. કોઈ કોઈ મહાત્મા તો કેવળજ્ઞાનની ઠંડક અનુભવી શકે. આપણા ઘણાં મહાત્માઓ તો ઘણીવારે મહીં એવી એવી ક્ષણો ઊભી થાય ત્યારે 'હું કેવળજ્ઞાન સ્વરૂપ છું' એવું હઉ બોલે. બોલી શકે છે, કારણ કે અમુક સમયે કેવળજ્ઞાન સ્વરૂપ થાય છે માણસ. અંશ-અંશ ભાગ ઉત્પન્ન થયેલો છે. હવે મહીં જેમ જેમ આ દેવા પતશે ને બેન્ક, ઓવરડ્રાફ્ટ લીધેલાને તે બધા જેટલા પતશે એમ એમ આ બધું સમજાશે.

સંપૂર્ણ જ્ઞાતા-દ્રષ્ટા તો થયા છે બધાં, પણ નિરંતર જ્ઞાતા-દ્રષ્ટા રહે તો કેવળજ્ઞાની. નિરંતર જોઈએ.

એ તો એવું છેને કે જ્ઞાતા-દ્રષ્ટા સંપૂર્ણપણે રહે તે કેવળજ્ઞાની. પણ અંશે રહેને, થોડે થોડે અંશે વધતું જાય. જેમ જેમ પેલા કર્મોનો નિકાલ થતો જાય, તેમ તેમ પેલું વધતું જાય. એટલે એમાં કશું ડખો છે નહીં. રસ્તો જ એ છે. હાઈવે જ એ છે. જેમ જેમ પેલું આ ફાઈલો ઓછી થતી જાય તેમ તેમ જ્ઞાતા-દ્રષ્ટાપણાનું પ્રમાણ વધતું જાય. વધતું વધતું કેવળજ્ઞાને પહોંચે. એકદમ થાય નહીં.

## જ્ઞાતા-દ્રષ્ટાને વાંધો નહીં કોઈ !

જ્ઞાતા-દ્રષ્ટા થઈ જાય તો વ્યવસ્થિત સુંદર ચલાવે. જો મારું આપેલું નથી ને તમારું લીધેલું નથી. તમારું તમારી પાસે છે. ફક્ત વ્યવહારને એક્સેપ્ટ કરવો પડે.

**પ્રશ્નકર્તા :** વ્યવહારની આપે વાત કરી એ વ્યવહારનું કોણે કરવાનું ?

**દાદાશ્રી :** જોનારને ! જે જ્ઞાતા-દ્રષ્ટા છે ને, એણે જ જોવાનું કે આ ફિલ્મ આવી છે.

**પ્રશ્નકર્તા :** હા, એને જોવાનું જ ?

**દાદાશ્રી :** બીજું શું હોય ? વ્યવહાર જોવાનો જ. જોનારને એવું નથી હોતું કે આ ખરાબ છે કે આ સારું છે. એ તો બુદ્ધિને એવું હોય છે, જોનારને

એવું નથી હોતું. નફા-ખોટવાળી બુદ્ધિ તે એમ કહે કે સારું ને ખોટું. પણ જોનારને એવું કશું હોતું નથી.

એટલે જ્ઞાતા-દ્રષ્ટા થવામાં કંઈ વાંધો નથી. દૃશ્ય ને દ્રષ્ટા બેઉ જુદા જ હોય. હંમેશા દૃશ્ય કંઈ દ્રષ્ટાને ચોંટી પડતું નથી. આપણે હોળી જોઈએ તો હોળીથી આંખ દાઝતી નથી. એટલે જોવાથી જગત નડતું નથી. જોવાથી તો આનંદ થાય છે.

## આત્માને ન જરૂર કોઈની !

**પ્રશ્નકર્તા :** આત્મા અને પ્રકૃતિના ગુણો તદ્દન ભિન્ન છે ?

**દાદાશ્રી :** જુદા જ છે ને !

**પ્રશ્નકર્તા :** જ્યારે આપણે કહીએ છીએ કે શુદ્ધાત્મા ફક્ત જ્ઞાતા-દ્રષ્ટા છે. ત્યારે દ્રષ્ટા છે એ વાત સમજાય છે. પણ જ્યારે આત્મા જ્ઞાતા છે એમ કહીએ છીએ ત્યારે આત્મા કયા માધ્યમ દ્વારા જ્ઞાન મેળવે છે ? આત્મા પ્રકૃતિના માધ્યમનો તો ઉપયોગ નહીં જ કરતો હોય ને ?

**દાદાશ્રી :** કોઈનો ઉપયોગ તો કરે નહીં, પણ કોઈની હેલ્પે ય ખોળે નહીં. આત્મા સ્વતંત્ર છે. આત્મા પરમાત્મા છે. એની પોતાની અનંત શક્તિ છે. તે આત્માને બીજા પાસેથી જ્ઞાન લેવું પડતું નથી. જેનું બોડી જ જ્ઞાન છે, એ પોતે જ જ્ઞાન સ્વરૂપ છે, વિજ્ઞાન સ્વરૂપ છે. પછી જ્ઞાન કોઈની મારફત લેવાનું જ ક્યાં રહ્યું ?

**પ્રશ્નકર્તા :** આપણે જ્યારે પ્રકૃતિને દ્રષ્ટા તરીકે જોતા હોઈએ એ બરોબર છે, પણ જ્યારે આપણે એનાં જ્ઞાતા થઈએ તો તે વખતે પ્રકૃતિનું કંઈ પણ માધ્યમ, કંઈ પણ વિચાર હોય કે બીજું કંઈ પણ એના ગુણ, એના માધ્યમથી જ આપણને જાણપણું આવે છે. નહીં તો આપણને જાણપણામાં કેવી રીતે આવે ?

**દાદાશ્રી :** ના. પોતે સ્વભાવથી જ જાણપણાવાળો છે. આ જે જાણ પ્રકૃતિ લાવે છે ને, પ્રકૃતિમાં આવે છે ને, તે આત્મામાંથી આરોપણ કરેલું

છે. એ તો પોતાના જાણપણામાંથી આરોપણ કરીને પ્રકૃતિમાં આવે ત્યારે એ પ્રકૃતિનું જાણપણું. આ બુદ્ધિ એ પોતાનું આરોપણ છે, બીજું કશું નહીં. એટલે આ આત્મા સિવાય બીજી કોઈ જગ્યાએ જાણપણું છે જ નહીં. અહીં જ જાણપણું બધું ઉત્પન્ન થયેલું છે. જ્ઞાતા-દ્રષ્ટા બે ગુણ હોય તો આત્માના જ ગુણ. એ સિવાય બીજી કોઈ જગ્યા એ જ્ઞાતા-દ્રષ્ટા છે નહીં અને પ્રકૃતિ જે જાણે છે તે આત્માના આરોપણથી જાણે છે. બીજું કશું ય નહીં. પ્રકૃતિમાં જાણપણું છે જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** એટલે શું ? આરોપણ નહીં કરવું ?

**દાદાશ્રી :** નહીં કરવું એ ભાષા જ ખોટી છે.

**પ્રશ્નકર્તા :** એટલે તો પછી હવે આ જ્ઞાતા-દ્રષ્ટા કેવી રીતના રહેવું ? પ્રકૃતિનું કોઈ પણ માધ્યમ કે કંઈ પણ સહારો લીધા વગર ડાયરેક્ટ જ્ઞાતા-દ્રષ્ટા કેવી રીતના રહેવું ?

**દાદાશ્રી :** એનો સ્વભાવ જ જ્ઞાતા-દ્રષ્ટા. એટલે તમને સમજાવું. જ્ઞાતા-દ્રષ્ટા તમે તમારી ભાષામાં સમજ્યા છો.

**પ્રશ્નકર્તા :** દાદા, આપણે જે કહીએ છીએ કે આત્મા જ્ઞાતા-દ્રષ્ટા છે એ બરાબર છે. હવે આત્મા જો જ્ઞાતા-દ્રષ્ટા હોય તો સૂક્ષ્મ શરીરની મદદથી થતું હશે જ્ઞાતા-દ્રષ્ટા ?

**દાદાશ્રી :** ના. અરીસો હોય છે ને, તે પોતે ઊભો રહ્યો હોય ને અને આપણે જઈએ તો અરીસામાં આપણે દેખાઈએ કે ના દેખાઈએ ? એમાં અરીસાને કશું કરવું પડે છે ? એવી રીતે આત્મામાં ઝળકે છે આ બધું. આ અરીસા છે તે અચેતન છે ને પેલું ચેતન છે. ચેતનની મહીં ઝળકે છે. એટલે પોતાને ખબર પડે કે આ શું થયું મહીં, કોણ કોણ દેખાય છે. એવું જ્ઞાતા-દ્રષ્ટા છે. છેલ્લું જ્ઞાતા-દ્રષ્ટા આ રીતે છે.

**પ્રશ્નકર્તા :** છેલ્લું બરાબર છે પણ અત્યારે ધારો કે હું કંઈક કાર્ય કરતો હોઉં, હું જોતો હોઉં તો મને એમ થાય કે આ ચંદુભાઈ કરી રહ્યા છે ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** પણ મારા મગજમાં એમ થાય છે કે ચંદુભાઈ કંઈક કરી રહ્યો છે, એને એ સમજાવનાર કોણ ? તે વખતે મન, ચિત્ત બધું હાજર થઈ જાય છે.

**દાદાશ્રી :** એ પેલું પુદ્ગલ કહેવાય ને આ ચેતન કહેવાય. એ ચેતનમાં જે આત્મા કહો છો ને, તે આત્મા કરતો નથી. આત્મામાંથી એક શક્તિ, જે પ્રજ્ઞા નામની શક્તિ છે તે છૂટી પડે છે. પ્રજ્ઞાશક્તિથી દેખાય એ બધું. એટલે આ પ્રજ્ઞાશક્તિ છૂટી પડે છે. તે પ્રજ્ઞાશક્તિનું કામ શું છે ? 'એને' કેમ કરીને મોક્ષે જ લઈ જવો, એના માટે જ નિરંતર પ્રયત્નમાં હોય. તે ચેતવે-બેતવે બધું એ. હવે એના સામે બીજી શક્તિ કઈ ? ત્યારે કહે, 'અજ્ઞાશક્તિ.' જેને આપણે બુદ્ધિ કહીએ છીએને, એ અજ્ઞાશક્તિ. તે મોક્ષમાં જવા જ ના દે. ગૂંચવી ગૂંચવીને તે મહીં ને મહીં લાવે, એના કુંડાળામાં. હવે પ્રજ્ઞાશક્તિ શું કરે ? એ પેલી ગૂંચવી ગૂંચવીને લઈ ગઇ તેને આમ પેલી બાજુ લઈ જાય.

**પ્રશ્નકર્તા :** એટલે પ્રજ્ઞાશક્તિથી જ જ્ઞાતા-દ્રષ્ટા રહેવાય છે ?

**દાદાશ્રી :** બસ, પ્રજ્ઞાશક્તિથી. આત્માથી ય નહીં.

## જ્ઞાતા-દ્રષ્ટા રહ્યો એ જ વીતરાગ !

**પ્રશ્નકર્તા :** અમે ચર્ચા કરતા હતા કે સંપૂર્ણપણે જ્ઞાતા-દ્રષ્ટા એ કોણ રહી શકે ? ત્યારે મેં કહ્યું કે જે વીતરાગ હોય તે સંપૂર્ણ જ્ઞાતા-દ્રષ્ટા રહી શકે. નહીંતર ન રહી શકે. ત્યારે એમનું કહેવું એમ હતું કે ના, વીતરાગ ન હોય તો પણ જ્ઞાતા-દ્રષ્ટા રહી શકાય.

**દાદાશ્રી :** ના. વીતરાગનો અર્થ એવો નથી. વીતરાગ એટલે, જેટલો વખત જ્ઞાતા-દ્રષ્ટા રહે એટલો વખત એ વીતરાગ થયો. અને સંપૂર્ણ રહે એટલે સંપૂર્ણ વીતરાગ, બસ. એટલે જ્ઞાતા-દ્રષ્ટાપણું એ જ વીતરાગપણું. વીતરાગ એટલે એ થોડીવારે પા કલાકે ય જ્ઞાતા-દ્રષ્ટા રહ્યો એટલો વખત વીતરાગ.

**પ્રશ્નકર્તા :** સંપૂર્ણપણે રાગ-દ્વેષ જાય એટલે જ્ઞાતા-દ્રષ્ટાપણું વધારે આવેને ? એ બરોબર છે કે નહીં ?

**દાદાશ્રી :** રાગ-દ્વેષ તો ગયેલાં જ છે, કાઢવાના ક્યાં છે તે ?

**પ્રશ્નકર્તા :** હા, એ તો જ્ઞાન લીધાં પછી ગયા.

**દાદાશ્રી :** અહંકાર ગયો એ જ રાગ-દ્વેષ ગયા. હવે જે રાગ-દ્વેષ છે એ ડિસ્ચાર્જ રાગ-દ્વેષ છે. હવે ચાર્જ રાગ-દ્વેષ તો જાણે ગયા છે, પછી રાગ-દ્વેષને જવાનો સવાલ જ ક્યાં રહે છે ? હવે જેટલો તમારો ઉપયોગ શુદ્ધ એટલું જ તમે જ્ઞાતા-દ્રષ્ટા અને એ ઉપયોગ શુદ્ધ ના રહે અને આમાં ને આમાં ગુંચવાયા કરે તો એટલું જ્ઞાતા-દ્રષ્ટા ના રહે.

## અંતઃકરણને જાણે-જુએ તે ઊંચું !

એટલે જ્ઞાતા-દ્રષ્ટાનો ઊંચામાં ઊંચો અર્થ પેલો છે. પોતે અંદરખાને શું કરી રહ્યા છે, મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર બધું શું કરી રહ્યું છે, એ બધાને સર્વસ્વ રીતે જાણે અને જુએ, બસ. બીજું કશું નહીં.

તમે આત્મા જ છો ને જ્ઞાતા-દ્રષ્ટા છો. આ થાય કે તે થાય, તમારે જ્ઞાતા-દ્રષ્ટાપણું જો જરાક છોડ્યું તો મહીં ઉપાધિ થશે. છો એ છો. આ તો જે જ્ઞાન આપ્યું છે, 'આપણે શુદ્ધાત્મા છે' એ જ્ઞાન તેનું તે જ રહેવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** 'કેવળ નિજ સ્વભાવનું અખંડ વર્તે જ્ઞાન.' તો આપે જે કહ્યું, હવે આત્મામાં જ આખો દહાડો રહ્યા કરે છે, તે એ જ આ અખંડ જ્ઞાન વર્તે કહેવાય ?

**દાદાશ્રી :** એ જુદું કહેવા માગે છે. કેવળ નિજ સ્વભાવનું અખંડ વર્તે જ્ઞાન એટલે જ્ઞાતા-દ્રષ્ટા નિરંતર સ્વભાવ, એ સિવાય બીજું ન રહેતું હોય તેને કહેવા માંગે છે. હજુ આપણાથી દૂર છે જરા. એ પદ દૂર છે.

## વિનાશી જગ જોડે આત્મસંબંધ !

**પ્રશ્નકર્તા :** આત્માની સમજણ પડ્યા પછી આ જગતની વિનાશી

ચીજો સાથે આત્માને શું સંબંધ ?

**દાદાશ્રી :** સિનેમા જોવા ગયેલા તમે કોઈ વખત ? તે આપણે સિનેમા જોડે શું સંબંધ ? એ જે હોય છે ત્યાં એ લૂગડાંનો મોટો પડદો. તે પડદા જોડે આપણો સંબંધ ખરો ? શું સંબંધ આપણે ?

**પ્રશ્નકર્તા :** જોવાનો ખાલી.

**દાદાશ્રી :** બસ ત્યારે, એવું આ ય જોવાનું જ છે બધું. બીજો કોઈ સંબંધ નથી. ના જુએ તો આત્મા ઊડી જાય. એટલે જોવું જ પડે. જ્ઞેય ના હોય તો જ્ઞાતા ના હોય. જ્ઞેયની હાજરી એ જ્ઞાતાની હાજરી સૂચવે છે.

સિનેમા ચાલુ હોય ત્યાં સુધી જોનારની કિંમત, નહીં તો જો એ સિનેમા બંધ હોય તો જોનારની કિંમત નહીં.

## આમ રહે જ્ઞાતા-દ્રષ્ટાની લીંક !

**પ્રશ્નકર્તા :** આજે નિત્યક્રમમાં બેઠો'તો ત્યારે સાતેક મિનિટ સુધી મારું લક્ષ ચૂકી ગયેલું, વીતરાગના ધ્યાન પ્રત્યેનું. તૂટી ગયા પછી મને ખ્યાલ આવી ગયો કે 'હું અનંત શક્તિવાળો છું' ને 'અનંત શક્તિવાળો' શબ્દ દસેક મિનિટ સુધી બોલ્યો ને...

**દાદાશ્રી :** મહીં લક્ષની લીંક તૂટી જાય, ત્યારે આપણે બોલવું પડે, 'હું અનંત શક્તિવાળો છું' કે 'અનંત દર્શનવાળો છું' એવું બોલે એટલે ફીટ થઈ જાય. લીંક બધી પૌદ્ગલિક છે અને તે જ્ઞેય સ્વરૂપે છે.

**પ્રશ્નકર્તા :** આવું બને ખરું ?

**દાદાશ્રી :** હા, બને, આવું તો ઘણાં વખતે બને. અને તે જ્ઞેય સ્વરૂપે છે અને તે લીંક તૂટી જાય. જ્ઞાતા તો હોય જ, લીંક તૂટી ગઈ હોય તો આપણે બોલીએ તો ફરી લીંક ચાલુ થાય.

લીંક તૂટી ગયેલી તે ખબર પડે છે, એનો જ્ઞાતા છું ને સળંગ રહેલી છે તેનો ય જ્ઞાતા છું. આપણે જ્ઞાતા સ્વરૂપે છીએ. બસ, જાણવું જ જોઈએ.

આપણે સિનેમા જોવા ગયા હોય ત્યાં આગળ એકદમ ફિલ્મ બંધ થઈ ગઈ અને કંઈ વાંધો આવ્યો તો તો આપણે જાણવું કે બંધ થઈ ને પછી ચાલુ થઈ તો જાણવું કે ચાલુ થઈ. એને કશું આપણે લેવા-દેવા નથી !

## જુઓ તરંગોને ફિલ્મની જેમ !

**પ્રશ્નકર્તા :** જ્ઞાતા-દ્રષ્ટા પદમાં સદૈવ રહેવાય એવી કૃપા કરોને !

**દાદાશ્રી :** એવી જ કૃપા હોય છે. જ્ઞાતા-દ્રષ્ટાપદમાં જ હોય છે, સદૈવ. પણ આ જ્ઞાનની જ્યોત ઝાંખી હોય ને, તેથી એવું લાગે તમને. બાકી એ તો જ્ઞાતા-દ્રષ્ટામાં જ છે કાયમ.

આ જ્યોત ઝાંખી હોય એવું કોણે જાણ્યું ? એ જ મૂળ આત્મા. એટલે જ્ઞાતા-દ્રષ્ટાપદમાં જ નિરંતર અનુભવ થાય છે. ક્યારેક ક્યારેક મહીં તરંગ આવેને, તે જોવાનાં. અત્યારે એવું છે, આત્મા જ્ઞાયક સ્વભાવનો છે અને જ્ઞેયો જોવાનો-જાણવાનો એનો સ્વભાવ છે, તો સામો જ્ઞેય ના હોય તો શું થાય ? જ્ઞાયકતા બંધ થઈ જાય. એટલે આ તરંગો ને બધાં જ્ઞેય છે એ જોયા કરવાનાં. તરંગો ગમે ત્યારે ત્યાંના કામમાં લાગે એવાં હોય કે ના કામમાં લાગે એવાં હોય. એ વિરોધી સ્વભાવનાં હોય કે શાસ્ત્રજ્ઞાનથી જ વિરોધી હોય તો પણ એ જોવાનાં જ છે ખાલી. એનો દ્વેષ કરવાનો નથી. આપણું વિજ્ઞાન જરા જુદી જાતનું છે. આપણું અક્રમ વિજ્ઞાન તદ્દન છૂટી શકાય એવું છે.

**પ્રશ્નકર્તા :** સૂક્ષ્મ, સૂક્ષ્મતર ને સૂક્ષ્મતમ એ નિદિધ્યાસનમાં અંતર ગણાય કે નહીં ? એમાં તો અતીન્દ્રિય રહી ગયું ને સાવ.

**દાદાશ્રી :** કયું ?

**પ્રશ્નકર્તા :** સૂક્ષ્મતર ને સૂક્ષ્મતમ નિદિધ્યાસન એ તો બધું અતીન્દ્રિય થયું ને ?!

**દાદાશ્રી :** એ તો અતીન્દ્રિય જ છે બધું આ. આપણો માલ જ અતીન્દ્રિય.

**પ્રશ્નકર્તા :** તો એને જ અખંડ જાગૃતિ કહેવાય ?

**દાદાશ્રી :** અખંડ જાગૃતિ છે જ આ. તે સંપૂર્ણ પ્રકારે પ્રકાશે એટલે કેવળજ્ઞાન કહેવાય.

સામી બાજુ જે જોવાનું હતું તે ના દેખાય, આ વચ્ચે અંતરાય આવે છે. આ આપણી સંસારી ફિલ્મ આવે છે વચ્ચે. સંસારી ફિલ્મ ના હોય ને ત્યારે ટાંકી ખલાસ થઈ જાય, ઓર મજા આવે.

**પ્રશ્નકર્તા :** એ સામી બાજુ શું જોવાનું હોય ?

**દાદાશ્રી :** સામી બાજુ દરઅસલ જ્ઞેય.

**પ્રશ્નકર્તા :** એટલે ?

**દાદાશ્રી :** આ દરઅસલ જ્ઞેય ન્હોય. આ તો આપણાં કર્મના ઉદયો છે બધાં. દરઅસલ જ્ઞેય જેને કહેવામાં આવે છે, તે દરઅસલ જ્ઞેયમાં ત્યાં દેખાય આપણને !

**પ્રશ્નકર્તા :** દરઅસલ જ્ઞેયમાં જણાય શું ?

**દાદાશ્રી :** એ પછી સમજાશે. અત્યારે હમણે એકદમ ઉતાવળ ના કરવી.

**પ્રશ્નકર્તા :** દરઅસલ જ્ઞેયમાં દ્રવ્ય-ગુણ-પર્યાય એ વાત આવી ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** જ્ઞેયોમાં તન્મય થઈ ગયા, જ્ઞેયોને જાણનારા ના રહ્યા તો એ પછી વિભાવમાં જ રાચ્યાં કરે એવું બની ના જાય?

**દાદાશ્રી :** ના, ના, ના. આ જ્ઞાન જ એવું છે વિભાવમાં રાચ્યા કરે નહીં. કારણ કે જોનારો આ હાજર રહે છે. જોનારો-જાણનારો હાજર રહે છે. કારણ કે વિભાવિક નથી એ. પોતે સ્વભાવિક છે. આ વિજ્ઞાન જ એવું છે કે વિભાવ ઉત્પન્ન જ ના થાય. વિજ્ઞાન તો, એક્ઝેક્ટ જુદું પડી ગયેલું

વિજ્ઞાન. એને કશું જ થાય નહીં. કશું અડે નહીં, કશું નડે નહીં, થોડું બીજું જોર કરી જાય. એ કેટલા દા'ડા રહેવાનું છે ? એ ટેમ્પરરી છે ને આપણે પરમેનન્ટ છીએ. જોર કરનાર કોણ છે ? ટેમ્પરરી છે. તારે જે કરવું હોય તે કરને બા. આપણે પરમનેન્ટ છીએ. પરમેનન્ટ ને ટેમ્પરરી શું કરી શકે ? આખા શરીરમાં પરમેનન્ટ જોવા જાય તો આપણે એકલાં જ છીએ.

**પ્રશ્નકર્તા :** એક પળને માટે એનો ચલિતભાવ આવી જાય છે. તરત પાછું ગોઠવાઈ જાય છે.

**દાદાશ્રી :** હા. ઘણાં કાળનો અભ્યાસ ખરો ને એટલે સ્લીપ થઈ જાય જરા. પછી સમજી જવું કે આ બીજું કોઈ નથી, આપણે જ છીએ. વાત એવી ખરી કે સ્લીપ થઈ જાય માણસ, કારણ ઘણાં કાળથી આનું આ જ બધું ભાંગફોડ, ભાંગફોડ બધું. આ તો આ વિજ્ઞાને અટકાવી રાખ્યા છે. આ વિજ્ઞાન છે ને, બધામાં સફળતા લાવે. સંપૂર્ણ સફળતા લાવે.

## સ્વને સ્વ જાણે એ મહામુક્ત !

જાણ્યા કરવું એ આપણો સ્વભાવ છે. બગડ્યા કરવું એ પુદ્‌ગલનો સ્વભાવ છે. જાણનારો એક જ છે. જાણવાની વસ્તુઓ અનંત છે. અન્યને અન્ય જાણે એ મુક્ત. અન્યને અન્ય જાણે અને સ્વને સ્વ જાણે એ મહામુક્ત ! જ્યારે અન્યને અન્ય જાણે, એ સમયે જો મન-વચન-કાયાનો યોગ કંપાયમાન ના થાય તો એ સ્વને સ્વ જાણે અને જો કંપાયમાન થાય તો સ્વને સ્વ જાણ્યું ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** 'જ્યારે અન્યને અન્ય જાણે, એ સમયે જો મન-વચન-કાયાનો યોગ કંપાયમાન ના થાય, તો એ 'સ્વ'ને 'સ્વ' જાણે.' આ સમજાવોને, દાદા આ શું કહેવા માગે છે ?

**દાદાશ્રી :** સ્વ એટલે આત્મા અને પર એટલે આ પુદ્‌ગલ એ અન્ય વસ્તુ છે. એને અન્ય જાણે તે સમયે મન-વચન-કાયા અંદર જે પુદ્‌ગલમાં જ છે, તે કંપાયમાન ના થાય તો 'સ્વ' પૂરું થઈ ગયું કહેવાય. કંપાયમાન થાય તો 'સ્વ'માં આવ્યો નહીં. એટલે જે કંપાયમાન થાય એ જાણેને, તે કાચો

હોય તો કંપાયમાન થયા વગર રહે નહીં અને જે સાચો હોય તે કંપાયમાન થાય નહીં. એટલે આ આપણા મહાત્માઓ કંપાયમાન ના થાય. કારણ કે અક્રમ વિજ્ઞાનથી બેઠેલાં, એટલે તો લીફ્ટમાં બેસી ગયેલા.

## દૃશ્ય ને દ્રષ્ટા, બે સદા ભિન્ન !

જોવાથી-જાણવાથી કોઈ અસર અડે નહીં. અપમાન આપે ને અભાવ થાય, એ અભાવને જે જુએ એ મહાવીર. માન આપે ને ભાવ થાય, એ ભાવને જુએ તે મહાવીર. તમે તો કહો છો કે આ થાય જ નહીં, ભાવ ને અભાવ, એ કામનું જ નહીં.

જોનારો ને જોવાની વસ્તુ એક થાય નહીં. એક થાય તો આત્મા કહેવાય નહીં, કોઈ દહાડો ય.

**પ્રશ્નકર્તા :** એટલે બે કામ એટ એ ટાઈમ હોવા જોઈએ એમ ?

**દાદાશ્રી :** બે કામ હોય તો જ આત્મા ગણાય ને, નહીં તો ગણાય કેવી રીતે ?

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે ?

**દાદાશ્રી :** એકલો જ જોનાર હોય, પણ દૃશ્ય ના હોય તો જુએ શું તે ?! એટલે જોનાર ત્યાં બંધ થઈ જાય છે. એટલે બે જોઈએ, જોવાની ચીજ અને જાણનાર-જોનાર બે હોવાં જોઈએ. એકલાથી કામ થાય જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** ના થાય. પણ આમાં વાંચવું અને વાતો કરવી એ બેઉ વસ્તુ કેમ કહી ?

**દાદાશ્રી :** એ તો આત્મા તેનો તે જ ને ! બધાનામાં આત્મા જ હોય ને ! આત્મા જુએ-જાણે જે કંઈ કરે તેમાં. કરનાર કરે પણ એ ના હોય તો કરે શું તે ?

**પ્રશ્નકર્તા :** અને બે વગર તો આ જગત રહેવાનું જ નથી ને !

**દાદાશ્રી :** હાજરી જ ના હોય. આત્મા હોય જ નહીં ત્યાં.

**પ્રશ્નકર્તા :** એટલે ?

**દાદાશ્રી :** જોનાર એક થઈ જાય તો આત્મા ના હોય. જોનાર એકલો રહે અને જોવાની વસ્તુ ના હોય, એટલે જોનાર બંધ થઈ જાય પછી. એની હાજરી ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** દેખાય છે એ વસ્તુના આધારે જોનાર રહ્યો છે ?

**દાદાશ્રી :** હા, ત્યારે જ થાય ને !

**પ્રશ્નકર્તા :** જ્ઞેય તો જગતમાં રહેવાનાં જ છે ને ?

**દાદાશ્રી :** પણ લોક જ્ઞેયને ખસેડે છે. જ્ઞેયને ખસેડે એટલે આત્મા ખસી જાય. બેઉ જોડે જોઈએ. વ્યવહાર એ જ્ઞેય છે અને આત્મા જ્ઞાતા છે.

મન તો ફિલ્મો બતાવે, તેના આપણે જ્ઞાતા-દ્રષ્ટા રહેવાનું. સૂક્ષ્મ, સૂક્ષ્મતર ને સૂક્ષ્મતમ સંયોગોના જ્ઞાતા-દ્રષ્ટા રહેવાનું.

**પ્રશ્નકર્તા :** દાદા, એનો નિકાલ, એ ડિસ્ચાર્જ જલ્દી ન થાય ?

**દાદાશ્રી :** એ ફિલ્મ જલ્દી પૂરી થઈ જશે તો શું થશે ? જોનારે ઘેર જવું પડશે. માટે આસ્તે આસ્તે થવા દો. ઉતાવળ ના કરશો, કહીએ.

**પ્રશ્નકર્તા :** દાદા, એક રીતે વાત ભલે આપની બરાબર જ છે એ, પણ તમારા જેવું જો દેખીએ, જે અંદરનાં આનંદ છે એ જો દેખાઈ જાય વધારે તો પેલું હડહડાટ ચાલુ થાય.

**દાદાશ્રી :** હા, હા. પણ જ્યારે આપણે આંખે ના દેખી શકતા હોય તો ચશ્મા લઈને ફરીએ કે દાદા છે ને જોડે. દાદા આપણા ચશ્મા. અને આના જ્ઞાતા-દ્રષ્ટા રહ્યા હવે. ચંદુભાઈ શું કરે છે ને શું નહીં, એક જ કામ રહ્યું ને તમારે ! બીજું કંઈ નહીં ને ?

તે આ ફિલ્મ પૂરી થાય ત્યારે ઈન્ટ્રિમ ગવર્મેન્ટ છે તે ફૂલ ગવર્મેન્ટ

થાય છે. ફિલ્મ જુએ છે ત્યાં સુધી ઇન્ટ્રિમ ગવર્મેન્ટ છે.

## એકલું જોનાર-જાણનાર કહેવાય જ્ઞાયક !

'આ માળા પહેરી છે', તેને લોક જોનાર છે. તે જોનારને મનમાં એમ લાગે કે આમણે આ શું પહેર્યું છે અને આપણે ય હસીએ કે ઓહોહો, આમણે શું પહેર્યું છે ? આપણને હસવું ના આવે બળ્યું કે આ અંબાલાલભાઈ શું પહેરીને ફરે છે ? પોતે પોતાનો જાણકાર રહે, એને બીજા જાણકારની જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** ખરું સૂત્ર.

**દાદાશ્રી :** હા. એટલું જ બહુ છે. બીજું આગળ બહુ જવાની જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** જ્ઞાતા અને જ્ઞાયકમાં કંઈ ફેર ખરો ?

**દાદાશ્રી :** એકલું જાણવાનું જ કામ કર્યા કરે, ત્યારે જ્ઞાયક કહેવાય. નહીં તો એ કામ ના કરતાં હોય તો જ્ઞાતા કહેવાય જ. કામ ના કરતાં હોય તો ય જ્ઞાતા તો કહેવાય. જ્ઞાતા એ જ્ઞાતા અને જ્ઞેય એ જ્ઞેય અને જ્ઞાયક જ્યારે સત્તામાં હોય ત્યારે જ્ઞાયક કહેવાય. સત્તા એટલે કામ કરતાં હોય ત્યારે. શાથી પૂછવું પડ્યું ?

**પ્રશ્નકર્તા :** ના, મેં એક વાંચ્યું હતું 'હું જ્ઞાયક' એમ.

**દાદાશ્રી :** ઘેર ચંદુલાલ કહેવાય અને ઓફિસમાં જાય ત્યારે કહેશે 'મેજિસ્ટ્રેટ આવ્યા' ! નથી કહેતા ? ત્યારે ઘેર પછી શેઠ નથી ? ત્યારે કહે, ના, એ જ્યાં જ્યાં જે શોભે એ. આપણે કાયમ જ્ઞાતા-દ્રષ્ટા તો ખરાં જ !

## જ્ઞાયકભાવ એ અંતિમ ભાવ !

**પ્રશ્નકર્તા :** જ્ઞાયક અને ઉપયોગ, તો એ જ્ઞાયકભાવ એ જ ઉપયોગ નહીં ?

**દાદાશ્રી :** હા. એ જ ઉપયોગ પણ જ્ઞાયકભાવ રહેવો જોઈએ. જ્ઞાયકભાવ આવી ગયો એ જ ઉપયોગ, ઉપયોગ બીજો કશો નથી અને જ્ઞાયકભાવ ના રહ્યો, એનું નામ ઉપયોગ ગયો.

**પ્રશ્નકર્તા :** તો જ્ઞાયક અને જીજ્ઞાસુમાં શું ફરક ?

**દાદાશ્રી :** બહુ. જ્ઞાયક અને જીજ્ઞાસુમાં કશું સાંધોય ના ગણાય એનો. એટલે એ તો ક્યાં ય ઊભો હશે જીજ્ઞાસુ તો ? જ્ઞાયક તો પોતે પરમાત્મા થયો. જીજ્ઞાસુને તો ગુરૂ કરવાં પડશે, ખોળ ખોળ કરવું પડશે. જીજ્ઞાસા ઉત્પન્ન થઈ છે એને એટલે પુરુષાર્થી થયો છે. પણ આ ક્યાં, જ્ઞાયક તો પોતે જ ભગવાન. જેટલો વખત તમે જ્ઞાયક રહો એટલે વખત તમે ભગવાન. એટલો વખત કેવળજ્ઞાનનાં અંશો ભેગા થાય.

**પ્રશ્નકર્તા :** તમે અમને જ્ઞાયક કરી આપ્યા, એ સ્થિતિમાં મૂકી આપ્યા. પણ જે દશા આપની છે અત્યારે, એ દશા અમારી તો નથી જ ને ?

**દાદાશ્રી :** ના, એવું છે ને, એ દશાને પ્રાપ્ત કરનારા બધા એક જ ગણાય છે. કારણ કે અવસ્થાની આધિ-વ્યાધિ બધી જ છૂટી જાય છે.

**પ્રશ્નકર્તા :** હા, એ તો આધિ-વ્યાધિ બધી નીકળી જાય છે.

**દાદાશ્રી :** તો બસ, આધિ-વ્યાધિ-ઉપાધિ નડે નહીં એ જ્ઞાન સાચું. પછી કશું પુસ્તક વાંચવું ના પડે, આગળ કશું કાચું ના પડે એ જ્ઞાન સાચું. જેને વાંચ વાંચ જ કરવું પડે એનો ક્યારે પાર આવે ?

'હું કરું છું' ને 'હું જાણું છું' એનું મિક્ષ્ચર, એનું નામ જ્ઞેય અને હું જાણું છું ને કરતો નથી, એનું નામ જ્ઞાયક ભાવ.

**પ્રશ્નકર્તા :** આ હિંસા છે, આ અહિંસા છે. આ સારું છે, આ ખોટું છે એવા બધા દ્વંદ્વો છે. તો એ દ્વંદ્વ જ્ઞાયકને વર્તે ખરાં કે એ તો ખાલી જોયા કરે એને ?

**દાદાશ્રી :** એને તો બધું જ્ઞેય જ છે, જ્ઞેય અને દૃશ્ય બે ભાગ પાડી

દીધા. એક આ દૃશ્ય છે, આ જ્ઞેય છે. બીજી ભાંજગડ જ નહીં.

**પ્રશ્નકર્તા :** પછી જ્ઞાયકને તો આવો ભેદ વર્તે જ નહીં ને કે આ સારું છે, આ ખોટું છે.

**દાદાશ્રી :** ભેદ જેવી વસ્તુ જ નથી ને ! જ્ઞાયકને, જોનારને ભેદ છે એવી વસ્તુ નથી. ભેદ જેવી વસ્તુ આંધળાને છે. અહંકાર આંધળો છે એટલે એને આ સારું છે અને આ ખરાબ છે એ બધું અને આ દેખતાંને તો એવું કશું છે જ નહીં.

**પ્રશ્નકર્તા :** આપે પૂછેલું કે તમે હિંસામાં છો કે અહિંસામાં છો ? તો મેં જવાબ આપ્યો, અહિંસામાં. ત્યારે મને અંદર થયું કે આપણને હિંસા અને અહિંસા શું હોય ? એ બરોબર છે ?

**દાદાશ્રી :** બરાબર છે. આપણે એટલે શુદ્ધ થઈ જાય તેનો વાંધો જ નહીં ને ! શુદ્ધ થઈ જાય તેને કશું રહ્યું નહીંને !

**પ્રશ્નકર્તા :** તમે અમને અકર્તાપદમાં મૂકી દીધા છે, પછી અમારે શું ?

**દાદાશ્રી :** હં, બરાબર છે. પોતે અકર્તાપદ રાખે !

**પ્રશ્નકર્તા :** પોતે એકદમ જ્ઞાયક સ્વભાવમાં હોય, તો પછી આ ચંદુભાઈથી જીવની હિંસા થઈ ગઈ તો એને કશી લેવા-દેવા હોતી જ નથી ને ?

**દાદાશ્રી :** જ્ઞાયકને કશી લેવા-દેવા ના હોય.

**પ્રશ્નકર્તા :** એટલે આપ એમ જ કહો છો કે લેવાદેવા ચંદુભાઈને છે. એટલે ચંદુભાઈ પાસે પ્રતિક્રમણ કરાવો, તમારે કરાવવું હોય તો.

**દાદાશ્રી :** જેને થઇ ગયું તેને લોકો કહે કે શું આ કેવાં માણસો છે ! આ જુઓને, આને મારી નાખ્યું તમે. જેણે કર્યું તેને કહે લોકો. જ્ઞાયકને કોઈ કહે નહીં. જ્ઞાયકને કર્મ બંધાય નહીં. જ્ઞાયકને લેવાદેવા કશું

છે ય નહીં ! એટલે કર્યું એને આપણે કહેવું કે પ્રતિક્રમણ કરજે તું. અતિક્રમણ કેમ કર્યું, માટે પ્રતિક્રમણ કરો.

**પ્રશ્નકર્તા :** જ્ઞાયકને એ વખતે એવું ભેદાભેદ છે કે આ હિંસા કરી કે ના કરી ?

**દાદાશ્રી :** ના. હિંસા શબ્દ જ નથી હોતો. હિંસા નથી ને અહિંસા ય નથી. જ્ઞાયક તો એટલું જ જાણે છે કે આ દુનિયામાં કોઈ જીવ મરતો ય નથી અને કોઈ મારી શકતો ય નથી. મરતો ય નથી ને જીવતો ય નથી.

**પ્રશ્નકર્તા :** તો પછી પ્રતિક્રમણ કરાવવાનું કેમનું ?

**દાદાશ્રી :** પ્રતિક્રમણ તો જેણે અતિક્રમણ કર્યું તેને. એ વ્યવહારમાં છે, તો વ્યવહારના લોકો કહેને કે આ ભઈ, અક્કલ વગરના છો કે શું ? અને પોતાને ક્યાં પ્રતિક્રમણ કરવાનું ? જે અતિક્રમણ કરે, તેને પ્રતિક્રમણ કરવાનું છે. પોતાને તો કશું કરવાનું રહ્યું જ નથી. પ્રતિક્રમણ ના કરે તો પરમાણું ચોખ્ખાં થઈને ગયા નહીં. તે ચોખ્ખા પાછાં કરવાં પડશે.

**પ્રશ્નકર્તા :** આપણે જ્ઞાયકભાવમાં હોઈએ ત્યારે ચારિત્રમોહમાં કંઈ દોષરૂપે દેખાય ? ચારિત્રમોહમાં સારું કે દોષવાળું કશું તેવું ના હોયને ?

**દાદાશ્રી :** જ્ઞાયકભાવમાં કોઈ દોષ હોય નહીં. જ્ઞાયકભાવ એટલે છેલ્લો ભાવ. પછી દેહ ગમે તે કરતો હોય પણ ત્યાં જ્ઞાયકભાવ છે, તેને કશું દોષ નહીં. એ તો જાગૃતિ હોવી જોઈએને ? જ્ઞાયકભાવ એટલે કંઈ લાડવા ખાવાના ખેલ છે ?! એ તો બધે ગાય છે ને ! આ આંખે દેખાય એ બધું જ્ઞાયકભાવ ના કહેવાય. મહીં ઝીણામાં ઝીણો દોષ દેખાય ત્યારે જ્ઞાયકભાવ કહેવાય.

**પ્રશ્નકર્તા :** ઝીણામાં ઝીણો દોષ દેખાય એટલે કેવો દોષ દેખાય ?

**દાદાશ્રી :** ગમે તેવો ઝીણામાં ઝીણો, લોકોને એ દોષ ગણાતો જ ના હોય એ. એવાં દોષ દેખાય ત્યારે.

## નથી સ્મૃતિનો સંગ જ્ઞાયકને !

**પ્રશ્નકર્તા :** જાણપણાને આ બાજુ જ્ઞેય છે અને જાણપણાની બીજી બાજુ થોડી કંઈ વાત સાંભળવાનું મન થાય છે, એ કહો.

**દાદાશ્રી :** એ જ્ઞાયક કહેવાય.

**પ્રશ્નકર્તા :** જ્ઞાયક હોય, એને જ્ઞેય અનેક પ્રકારનું હોય કે નહીં ?

**દાદાશ્રી :** જ્ઞાયક છે તે અનંત જ્ઞાનવાળો છે એટલે જ્ઞેયો પણ અનંત હોય. જ્ઞાયક સ્વભાવ છે તે કેવો છે ? અનંત જ્ઞાનવાળો છે. શાથી અનંત જ્ઞાન ભાગ ? જ્ઞેયો પણ અનંત છે એટલે.

**પ્રશ્નકર્તા :** હવે જ્ઞાયકભાવને સ્મૃતિનો સંગ નથી, જ્ઞાયક ભાવને કંઈ આધાર જ હોતો નથી.

**દાદાશ્રી :** આધાર ના જોઈએ.

**પ્રશ્નકર્તા :** હા, તો ત્યાં આગળ પછી શું છે ? જ્ઞાયકની આગળ શું છે ?

**દાદાશ્રી :** કશું ય નહીં. પોતે જ્ઞાયક, જાણનારો પોતે, બધું પોતે જ અને પોતે પોતાને જાણે. કારણ કે અરીસા જેવું, મહીં બધું આ જગત દેખાય. પ્રયત્ન ના કરવો પડે.

**પ્રશ્નકર્તા :** હા, એ તો જાણપણું.

**દાદાશ્રી :** જ્ઞાયક.

**પ્રશ્નકર્તા :** જ્ઞાયક. પણ એમાં જ્ઞાયક આવ્યો ને જ્ઞાયકથી આગળ આપણે આમ જઈએ, ત્યારે શું થાય ?

**દાદાશ્રી :** આગળ ના હોય. એ જ્ઞાયક તે ય આ કલ્પિત વ્યવહાર પૂરતો છે, બાકી જ્ઞાયકે ય નથી એ. કોઈ શબ્દ છે જ નહીં એ તો. એ તો આપણે વ્યવહારમાં છીએ હજુ ત્યાં જતાં સુધી, ત્યાં પહોંચતા સુધી, આપણે

ભાગે આ આવ્યો છે અને જ્યારે ભાગ રહ્યો નહીં ત્યારે એ 'પોતે' રહ્યો.

**પ્રશ્નકર્તા :** ચંદુભાઈને પાછલી સ્મૃતિનો સંગ છે, એ ચંદુભાઈને સ્મૃતિનો સંગ છે એવું જે જાણે છે એ જ્ઞાયકપણું છે ?

**દાદાશ્રી :** મેમરીનો બેઝમેન્ટ શું છે ? રાગ-દ્વેષ. એ બધું રાગ-દ્વેષથી જોતો હતો અત્યાર સુધી, ત્યાં સુધી મેમરી હતી. હવે એ મેમરીને રાગ-દ્વેષથી જે જોતો હતો, તેને ય એ પોતે વીતરાગતાથી જુએ છે.

**પ્રશ્નકર્તા :** હવે વીતરાગતાથી જુએ છે એ જ્ઞાયકપણું છે ?

**દાદાશ્રી :** હા, એ જ્ઞાયકપણું છે.

**પ્રશ્નકર્તા :** હવે જ્ઞાયકપણું અને વીતરાગતા. એટલે એના પછી પાછળ આ બાજુ કશું નથી ?

**દાદાશ્રી :** આ બાજુ પાછળ કશું ય નહીં. એ છેલ્લો શબ્દ રહ્યો. શબ્દ તરીકે છેલ્લો રહ્યો 'પોતે.' પછી કશું છે જ નહીં, એ પોતે પોતે જ છે. એમાં કોઈ ભાગ નથી, વિભાજન નથી, કશું જ નથી.

**પ્રશ્નકર્તા :** તો એને એમાં આપણે એવી રીતે કહી શકાય કે જ્ઞાયક આમ જુએ છે તો સંસાર છે ને આ બાજુ જુએ તો પરમાત્મા છે, એવું કહેવાય ?

**દાદાશ્રી :** ના, જ્ઞાયકને સંસાર દેખાતો જ નથી. સંસાર દેખાય છે તે જે આ દેહાધ્યાસ છે તેને દેખાય છે. સ્મૃતિવાળાને, રાગ-દ્વેષવાળાને સંસાર દેખાય છે. જ્ઞાયક તો તત્વોની અવસ્થાઓને માત્ર જાણે, બીજું સંસાર કંઈ જ જાણે નહીં.

**પ્રશ્નકર્તા :** પણ અવસ્થાના રિલેશનમાં આપણે જ્ઞાયક કહીએ છીએ ને ?

**દાદાશ્રી :** હા, એ તો જ્ઞેય જેટલું દેખાય એટલું જાણે, બીજું કશું

સ્મૃતિ નહીં ને ! બધી અવસ્થાઓને જાણે. મને એક જણે પૂછયું કે, જ્ઞાનીને તો આ બધું કશું દેખાય નહીં ને આ સંસાર ? મેં કહ્યું, કેમ ? મને કંઈ સૂર્ય પડી ગયેલો દેખાતો હશે ? ના. એવો જ દેખાય, તમને દેખાય એવો મને દેખાય. પણ મારું જોવાનું ને તમારું જોવામાં ફેર.

**પ્રશ્નકર્તા :** અંબાલાલ જુએ છે, એવું તમે જાણો.

**દાદાશ્રી :** હા, અંબાલાલ જુએ છે એવું. આ તારા ચશ્મા જુએ છે એવું.

**પ્રશ્નકર્તા :** હા, હા. બરોબર છે.

**દાદાશ્રી :** ખરું છે. તમે સમજ્યા એવું !

**પ્રશ્નકર્તા :** એટલે આ જ્ઞાયકપણું જે એક માટે છે તે અનેક માટે છે. અંબાલાલને જે જુએ છે, તે સમસ્ત બ્રહ્માંડને જોઈ શકે છે, બરોબર છે ?

**દાદાશ્રી :** હા, બરોબર છે. સમસ્ત બ્રહ્માંડ જોવાની શક્તિ ધરાવે છે. પણ એ હજુ સમજમાં આવી ગયું છે અમારા, જ્ઞાનમાં આવ્યું નથી. જ્ઞાનમાં આવે એટલે બધું દેખાય.

## જ્ઞાયકભાવથી પરિણતિઓ શુદ્ધ !

**પ્રશ્નકર્તા :** પ્રકાશ એવો જોઈએ છે કે કોઈ પણ જાતના પ્રશ્ન ઉપસ્થિત થાય અને જ્યાં પ્રકાશ નજર આગળ પડ્યો કે સોલ્યુશન થઈ જાય.

**દાદાશ્રી :** હા, એ જ પ્રકાશ આપ્યો છે તમને. અને તે કયું કયું સોલ્યુશન ના થયું મારા મળ્યા પછી ? તે ય કહો.

**પ્રશ્નકર્તા :** ધારો કે અત્યારે તો અમારી જે પરિણતિ છે, એ પરિણામમાં જો વિશુદ્ધિ હોય તો તો કંઈ સવાલ જ નથી. પણ પરિણામમાં વિશુદ્ધિ આવવા માટે શું થવું જોઈએ કે જે પ્રકાશ છે એના લક્ષે જ એની વિશુદ્ધિ આવે, એ મલીનતા દૂર થાય. પછી પરિણતિ અને તત્ત્વ એકમેક થઈ જાય.

**દાદાશ્રી :** તમે જુઓ તો પરિણતિઓ શુદ્ધ જ થાય. તમે જો ત્યાં

આગળ જોયુંને ? તમારો જ્ઞાયક સ્વભાવ જો હોય, તમારા પોતાના તમે જ્ઞાયક સ્વભાવમાં રહો એટલે અશુદ્ધ પરિણતિ શુદ્ધ થઈને ચાલી જાય. આપણી પરિણતિ આપણી પાસે શુદ્ધ થઈને રહે અને આપણે ય શુદ્ધ થઈને રહીએ !

## નિરંતર જ્ઞાયકતા એ જ પરમાત્મા !

પોતાનો જ્ઞાયક સ્વભાવ ના છૂટેને, તે પરમાત્મા થયા. જેટલો વખત આમ મહીં ખરાબ વિચાર આવતાં હોય તે વખતે જ્ઞાયક રહ્યા તો જાણવું કે થોડા પરમાત્મા થયા. નિરંતર જ્ઞાયકપણું એ સંપૂર્ણ પરમાત્મા કહેવાય. શુદ્ધાત્માનો જ્ઞાયક સ્વભાવ છે, એ સ્વભાવનું ફળ શું ? પરમાનંદ !!!

❖ ❖ ❖ ❖ ❖

## [૫]

# આત્મા ને પ્રકૃતિની સહજતાથી પૂર્ણત્વ !

## ડખલ બંધ એ જ સાહજિકતા !

**પ્રશ્નકર્તા :** આપનાં મતે સાહજિક એટલે શું ?

**દાદાશ્રી :** સાહજિક એટલે મન-વચન-કાયાની ક્રિયાઓ જે થઈ રહી છે, એમાં ડખલ ના કરવી, એનું નામ સાહજિકતા. આ ટૂંકામાં એક જ વાક્યમાં મેં વાત કરી, કેટલું સમજાય છે આમાં ? ન સમજાય તો આગળ બીજું વાક્ય મૂકું ? મન-વચન-કાયાની જે ક્રિયાઓ થઈ રહી છે, તેમાં ડખલ કરવી એ સાહજિકતા તૂટી ગઈ. ડખલ ન કરવી એ સાહજિકતા. 'હું ચંદુભાઈ છું' એ ભાન તૂટી જાય, ત્યારે સહજ થાય.

**પ્રશ્નકર્તા :** હવે જે આત્માના ભાનમાં આવ્યો, એનો વ્યવહાર પછી જે છે તે સહજ વ્યવહાર હોય બધો ?

**દાદાશ્રી :** પોતાના ભાનમાં આવ્યો એટલે પછી વ્યવહારની કશી લેવા-દેવા રહી નહીંને ! વ્યવહાર ચાલ્યા કરે.

**પ્રશ્નકર્તા :** એટલે ઉદયરૂપ વ્યવહાર હોય એનો ?

**દાદાશ્રી :** બસ, બીજું કશું હોય જ નહીં. કર્તાપણું છૂટે ત્યાર પછી એ આત્માના ભાનમાં આવે. જો કર્તાપણું છૂટે એટલે ઉદય સ્વરૂપ રહ્યું.

## ડખોડખલ કાઢવા દાદાની ડખોડખલ !

સંસાર એટલે શું કે (વ્યવહાર) આત્મા ડખોડખલમાં પડ્યો. અને દેહનો સ્વભાવ કેવો છે ? સહજ છે. તે(વ્યવહાર) આત્મા ડખોડખલ ના કરે, તો દેહ સહજ છે. દેહેય છૂટો અને આત્મા ય છૂટો. આ ડખોડખલથી બંધાયો છે. એટલે આપણે ડખોડખલ બંધ કરાવીએ છીએ. તું આ (ચંદુભાઈ) નથી, તું આ (આત્મા) છું. એટલે એ ડખોડખલ બંધ કરી દે. અહંકાર-મમતા ચાલ્યા ગયા. હવે ડખોડખલ જેટલી બંધ કરીશ, એટલો તું તે (આત્મા)રૂપ થઈ જઈશ, સહજરૂપ. સહજ એટલે ડખોડખલ નહીં તે ! આ એની મેળે ચાલે છે ને આ ય એની મેળે, એ બન્ને પોતપોતાની રીતે જ ચાલ્યા કરે છે.

આત્મા એના સ્વભાવમાં રહે છે અને આ દેહ એના સ્વભાવમાં રહે છે. દેહાધ્યાસ જતો રહેવાથી, દેહાધ્યાસ બેનો સાંધો હતો એકાકાર થવાનો, તે દેહાધ્યાસ ઉડી ગયો. એટલે આ દેહ દેહના કામમાં અને આત્મા એના કામમાં, એનું નામ સહજતા.

આ અમે ડખોડખલ કરીએ છીએ અત્યારે, તે તમારી ડખોડખલ કાઢવા માટે. પછી કોઈને એમ લાગેને કે દાદા પોતે જ ડખોડખલ કરે છે. તો એને સમજણ પડી નથી. એ તારી ડખોડખલ કાઢવા માટે કરે છે. એ કાઢીને નિરાંતે બેઠા છે ને તે તારી કાઢી આપે છે. વઢવાનું નહીં ને હસાવી હસાવીને, જાણે હસાવવાની શરત ના કરી હોય આપણે ! આ તો જ્ઞાની પુરુષ તમારા ડખા ને એ બધું, ડખોડખલ બધું બંધ કરી દે અને હસાવી હસાવીને આગળ લઈ જાય.

## મૂળ આત્મા ને પ્રકૃતિ સહજ, પણ વ્યવહાર આત્મા અસહજ !

**પ્રશ્નકર્તા :** મન-વચન-કાયાની સહજતા અને આત્માની સહજતા એ વિશે જરા સમજાવોને.

**દાદાશ્રી :** આત્મા સહજ છે જ. જ્ઞાન આપ્યા પછી શુદ્ધાત્મા જે લક્ષમાં આવે છેને, એની મેળે જ લક્ષમાં આવે. આપણે યાદ ના કરવું પડે. જેને યાદ કરીએ એ વસ્તુ ભૂલી જવાય. આ નિરંતર લક્ષ રહે. એ સહજ

આત્મા થયો કહેવાય. હવે પછી મન-વચન-કાયા સહજ કરવા માટે એક જ્ઞાની પુરુષની આજ્ઞા જેમ જેમ પાળતા જાય તેમ તેમ મન-વચન-કાયા સહજ થતાં જાય.

**પ્રશ્નકર્તા :** એમાં સહજ ભાવે નિકાલ કરવો એમ આપ કહો છો તો સહજ ભાવ કેળવવાની રીત કઈ છે ?

**દાદાશ્રી :** સહજ ભાવ એટલે શું ? આ જ્ઞાન મળ્યા પછી તમે શુદ્ધાત્મા થયા એટલે તમે સહજ ભાવમાં જ છો. કારણ કે અહંકાર હાજર ના હોય ત્યારે સહજ ભાવ જ હોય. અહંકારની એબ્સન્સ એ સહજ ભાવ.

આ જ્ઞાન લીધું એટલે તમારો અહંકાર એબ્સન્ટ છે. તમે જે 'હું ચંદુભાઈ છું' માનતા હતા. હવે માનતા નથી ને ? થઈ રહ્યું !

'મેં વકીલાત કરી ને મેં છોડાવ્યો ને મેં એને આમ કર્યું ને !' 'હું સંડાસ જઈ આવ્યો', કહેશે. ઓહોહો ! કાલે કેમ નહોતા ગયાં ? ત્યારે કહે, કાલે તો ડૉક્ટરને બોલાવવો પડ્યો, અટક્યું'તું મહીં.

સક્રિયતા ઉલટી વધે આમાં. અહંકારને લઈને સક્રિયતા છે. અહંકારને લઈને બધું બગડી ગયું છે. એ અહંકાર દૂર થઈ જાય એટલે બધું રેગ્યુલર થઈ જાય, સાહજિક થાય પછી. અહંકાર બધું બગાડે છે, પોતાનું જ બગાડે છે અને સાહજિકતા હોય તો બધું સુંદર હોય.

**પ્રશ્નકર્તા :** દેહની સંપૂર્ણ સહજતા એ ભગવાન. આત્માની સહજતા એ ભગવાન ના કહેવાય. દેહ સહજ થાય તો આત્મા સહજ થાય છે. આત્મા સહજ થાય તો દેહ એની મેળે સહજ થાય ને ! શું બન્ને અન્યોન્ય નથી ?

**દાદાશ્રી :** આત્મા તો સહજ જ છે. 'દેહની સંપૂર્ણ સહજતા એ ભગવાન' એ બરોબર છે, એ વાત સાચી છે. દેહની સંપૂર્ણ સહજતા થઈ જાય એટલે ભગવાન. દેહ સહજ ભાવે કો'કને ધોલ મારતો હોય તો ય ભગવાન !

**પ્રશ્નકર્તા :** આત્માની સહજતા એ ભગવાન ના કહેવાય ?

**દાદાશ્રી :** આત્માની સહજતા તો આત્મા તો પોતે સહજ જ છે. આ બહારનું સહજ થાયને તો પોતે સહજ જ છે. બહારનું સહજ થતું નથી ને ?!

**પ્રશ્નકર્તા :** આ બરાબર સમજાયું નહીં હજુ.

**દાદાશ્રી :** આત્મા સહજ થાય તો દેહ એની મેળે સહજ થાય, એટલે એ શું કહે છે ? આ વ્યવહાર આત્મા સહજ થાય તો દેહ સહજ જ થઈ જાય, પણ મૂળ આત્મા તો સહજ છે. આ વ્યવહાર આત્માની જ ભાંજગડ છે બધી.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું ને, સહજ ભાવે ધોલ મારવાની, તો સહજ ભાવે ધોલ હોઈ શકે ?

**દાદાશ્રી :** હા, હોઈ શકે ધોલ.

**પ્રશ્નકર્તા :** દાદા જે બધાને પ્રસાદી આપે છે ને, બૂટની.....

**દાદાશ્રી :** એ બધું સહજ ભાવે. સહજ ભાવ એટલે 'હું મારું છું' એ ભાન ના હોય, 'હું મારું છું' એ જ્ઞાન ના હોય ને 'હું મારું છું' એ શ્રધ્ધા ના હોય, એનું નામ સહજ ભાવ. અને સહજ ભાવથી અમે મારીએ, એટલે દુઃખ લાગે નહીં કોઈને !

**પ્રશ્નકર્તા :** સહજ ભાવે ધોલ મારવી એ જ્ઞાની સિવાય બીજો કોઈ મારી શકે ખરો ?

**દાદાશ્રી :** હા, સહજ ભાવે હોય તો મારી શકે.

**પ્રશ્નકર્તા :** જો જ્ઞાની સિવાય કોઈ બીજા કોઈ મારે ધોલ તો સામાને દુઃખ થયા વગર રહે જ નહીં.

**દાદાશ્રી :** દુઃખ થાય તો તો પછી એ સહજતા નથી. કંઈકેય બગાડ છે એમાં, નહીં તો દુઃખ ના થવું જોઈએ.

અમારું સહજ હોય બધું. એટલે સહજતા પર જવાનું છે. આ

સહજતાનો માર્ગ. નો લૉ લૉ, સહજતા પર લઈ જવા માટેનો છે. લૉ (કાયદો) હોય તો સહજતા કેમ થાય ? અત્યારે હું અહીં બેઠો છું, એવું બેસે નહીં. આવું કશું આવ્યું હોયને તો અડે નહીં. એ બધી વાત એ સાહજિકતા નહીં. સાહજિક એટલે જેમ અનુકૂળ આવે તેમ રહે. બીજો વિચાર જ ના આવે કે આ લોકો મને શું કહેશે કે એવું તેવું બધું ના હોય. એટલે આ સાહજિકતા ને આ બધું આમ જોશો તો તમને ખબર પડી જાય કે આ ભઈ આવાં છે.

**પ્રશ્નકર્તા :** અહંકાર પણ સાહજિક આવે કે નહીં ?

**દાદાશ્રી :** એ ઓળખાઈ જાય આપણને, અહંકાર આંધળોને મૂળ. તે ગમે ત્યાં જાય પણ આંધળો એટલે ખબર પડે. અથડાયા વગર રહે નહીં.

**પ્રશ્નકર્તા :** હા, તો પછી ત્યાં સાહજિક નહીં ?

**દાદાશ્રી :** ના. અહંકાર હોય ત્યાં સાહજિક હોય જ નહીં ને !

## અહંકારથી અટકી પૂર્ણાહૂતિ !

**પ્રશ્નકર્તા :** અહંકાર હંમેશાં અવરોધકારક કે ઉપયોગી પણ ખરો?

**દાદાશ્રી :** અહંકાર વગર તો આ દુનિયામાં આ વાતેય લખાય નહીં. આ ચીઠ્ઠી લખવી હોયને તે ય અહંકારની ગેરહાજરીમાં ના લખાય. અહંકાર બે પ્રકારના. એક ડિસ્ચાર્જ થતો (મડદાલ) અહંકાર, જે ભમરડા જેવો છે અને બીજો ચાર્જ થતો (જીવતો) અહંકાર, જે શૂરવીર જેવો છે. લડે હઉ, ઝઘડો કરે, બધું જ કરે. પેલાનાં તો હાથમાં કશું ય નહીં બિચારાનાં, જેમ ભમરડો ફરે. એટલે અહંકાર વગર તો દુનિયામાં કશું થાય જ નહીં. આ ચિઠ્ઠીય ના લખાયને ! પણ એ અહંકાર ડિસ્ચાર્જ થતો છે. તમને હેરાન ના કરે. અહંકાર વગર તો કાર્ય જ ના થાય. આપણે બોલવું પડે ખરું કે હું સંડાસ જઇ આવ્યો, મારે સંડાસ જવું છે. એ અહંકાર સહી કરે તો જ કાર્ય થાય, નહીં તો કાર્ય ના થાય.

**પ્રશ્નકર્તા :** આપને સહજ થયેલું હોય બધું ?

**દાદાશ્રી :** તો ય કોઈ જગ્યાએ હાથ અડાડતાંની સાથે (ડિસ્ચાર્જ) અહંકાર ખલાસ થાય એટલે સહજ થાય. એ સહજ, તો ય પણ આ કોઈ કોઈ જગ્યાએ આ રહી ગયા હોય ટપકાં. કારણ કે રસ્તો પૂર્ણ થયો નથી ત્યાં સુધી અમુક ટપકાં રહે. ત્યારે જ પૂર્ણ ના થાય ને ! તેના માટે નહીં પણ જે ટપકાં રહી ગયા, તે સિવાય શું ? તો કહે, બધું સહજ છે. અને તમારે ય અમુક અમુક સહજ થતું જાય, પણ પેલાં ટપકાં વધારે છે. એટલે તમને એમ જ લાગે કે રાતું જ દેખાય છે.

**પ્રશ્નકર્તા :** એને જ ચિતરામણ કહેવાય છેને ?

**દાદાશ્રી :** એ તો હિસાબ આપણે ચૂકવ્યો નથી. ચિતરામણ તો એવું છે ને પ્રોજેક્ટ કરેલો હોય તે વસ્તુ ચિતરામણમાં આવે. પ્રોજેક્ટ ! એ ચિતરામણ રૂપકમાં આવે પછી એને લાગતું-વળગતું નથી આ. આ છે તે જેટલાં સહજ ના થયાં હોય એ બધાં ટપકાંવાળા હોય, ઘણા ખરાં સહજ થઈ ગયેલાં હોય. સહજ સ્વભાવે જ વર્તે.

**પ્રશ્નકર્તા :** એટલે એક જગ્યાએ જે આખો અહંકાર વર્તતો હોય અમસ્તો સાધારણ રીતે બધો ટાઈમ, એના બદલે અમારે વધારે વર્તતો હોય, ઓછો વર્તતો હોય, પછી આપને સાવ ઓછો થઈ ગયો હોય ?

**દાદાશ્રી :** ના, તમારે છે તે પાંચ-પાંચ મિનિટે જરાક બ્રેકડાઉન થાય. પછી વધતું જાય. સહજતા વધતી જાય તેમ પેલું ઓછું થાય. જ્યારથી જ્ઞાન આપ્યું ત્યારથી સહજતા વધતી જશે અને પેલું ઓછું થતું જશે. અને મૂળ સરવાળે શું ? છેલ્લું સ્ટેશન શું ? ત્યારે કહે, આત્મા સહજ સ્થિતિમાં અને દેહ પણ સહજ સ્થિતિમાં, એ જ છેલ્લું સ્ટેશન. બન્ને પોતપોતાના સહજ સ્વભાવમાં.

**પ્રશ્નકર્તા :** કલ્પના કરવી મુશ્કેલ છે એ સહજતાની.

**દાદાશ્રી :** હા, એ કલ્પના કલ્પના હોય નહીંને ! કલ્પનામાં એ આવે નહીંને ! કલ્પનાનું ઝાળું એનું સરકમફરન્સ એરિયા(પરિઘ એરિયા) આટલું નાનું હોય, પેલો તો બહુ મોટો એરિયા.

## શક્તિઓ માંગવાથી જાગૃતિ વધે !

**પ્રશ્નકર્તા :** સહજતાની લિમિટ કેટલી ?

**દાદાશ્રી :** નિરંતર સહજતા જ રહે. સહજતા રહે પણ જેટલી આજ્ઞા પાળો એટલી રહે. આજ્ઞા એ ધર્મ ને આજ્ઞા એ જ તપ, એટલું મુખ્ય વસ્તુ છે. અમે શું કહ્યું છે કે જો આજ્ઞા પાળો તો કાયમ સમાધિ રહેશે. ગાળો ભાંડે, મારે તોય પણ સમાધિ જાય નહીં એવી સમાધિ.

સવારના પહોરમાં નક્કી જ કરવાનું કે દાદા આપની આજ્ઞામાં જ રહેવાય એવી શક્તિ આપો. એ નક્કી કર્યું પછી ધીમે ધીમે વધતું જાય.

**પ્રશ્નકર્તા :** શરૂઆતમાં જ્ઞાન લીધા પછી એ પ્રમાણે કરતાં કરતાં જઈએ ને ભાવ આપણો પાકો થતો જાય જેમ, એમ એમ પછી વધારે ને વધારે આજ્ઞામાં રહેવાય છે.

**દાદાશ્રી :** વધારે ને વધારે જ રહેવાય. આપણા જ્ઞાનમાં, અક્રમ વિજ્ઞાનમાં ચૌદ વર્ષનો કોર્સ છે, સામાન્ય રીતે. તે પાછાં બહુ કાચા હોયને તેને વધુ થાય ને બહુ પાકાં હોય તેને અગિયાર વર્ષમાં થઈ જાય, નિષ્ઠા વધે એમ. પણ ચૌદ વર્ષનો કોર્સ છે આપણો. ચૌદ વર્ષે સહજ થઈ જાય. મન-વચન-કાયા પણ સહજ થઈ જાય, સહજ.

'ડખોડખલ નહીં કરું તેવી શક્તિ આપો' એવું ચરણ વિધિમાં બોલે રોજ, એટલે એ કામ સારું આપે એ લોકોને. અને ડખોડખલ ના કરવી એ જાણતો જ ના હોય તો ડખોડખલ થઈ જાય વારેઘડીએ અને પછી પસ્તામણ થાય. એ શેના જેવું ? 'કલ્યાણ હો' એવું ભાવ બોલ્યા હોય આપણે તો પેલું અસર કરે. અને એવું કશું ના બોલ્યા હોય તો પેલી અસર ના કરે. એટલે અવળાં પરિણામ આવે. બરોબર, સારા ના આવે.

**પ્રશ્નકર્તા :** પોતે પુરુષ થયા પછી પ્રકૃતિ આપણી ખરાબ હોય, તેને સુધારવાનો પુરુષાર્થ કરવાનો કે માત્ર જોયા કરવાનો પુરુષાર્થ કરવાનો ?

**દાદાશ્રી :** સુધારવાનો કશો પુરુષાર્થ નથી કરવાનો. હવે સુધરી રહી

એ તો. એનો નિકાલ જ કરવાનો છે. ચારણીથી જેટલી ચળાઈ એટલી ખરી ને ના ચળામણ થાય તો ફરી ચાળવું પડશે.

**પ્રશ્નકર્તા :** તો પછી મહીં 'ડખોડખલ કરું નહીં' એમ બોલવાની જરૂર ક્યાં રહી ?

**દાદાશ્રી :** એ તો 'ડખોડખલ કરું નહીં' એ જે બોલેને, તે એ પ્રમાણે રાગે પડે. ડખલ કરે નહીં પછી એ. અને બોલે નહીં તો કરે એવી ડખલો.

**પ્રશ્નકર્તા :** પુદ્‌ગલની થતી ક્રિયાઓને જોતાં હોઈએ આપણે, તો એમાં ડખોડખલ ક્યાં આગળ કરવાની આવી ?

**દાદાશ્રી :** એમાં ડખોડખલ નથી હોતી. આપણે ચરણ વિધિ વાંચીએ તે ઘડીએ 'ડખોડખલ કરું નહીં, તેવી શક્તિ આપો.' સવારમાં બોલોને તમે, તે પછી આખો દહાડો એ જ્ઞાન રહ્યા કરે. ડખોડખલ કરે નહીં. જેમ આપણે કો'કને કહ્યું હોય કે ત્યાં જાવ છો પણ જો સિનેમામાં ના જશો હોં ? એટલે પેલું જ્ઞાન એને ત્યાં રહે હાજર, એટલે પાછો આવે. અને નહીં તો આપણે ના બોલ્યા હોઈએ તો સિનેમામાં જઈ આવેય ખરું. એટલે એના ઉપરથી શું નિમિત્ત બનશે, એ આપણને ખબર પડે. ડિસ્ચાર્જમાં શું બોલે છે, એના ઉપરથી શું નિમિત્ત બનશે એ ખબર પડે આપણને. બહુ ઝીણી વાત હું કહું છું તમને !

## પાછી ખેંચવી ડખોડખલો !

**પ્રશ્નકર્તા :** બોમ્બેમાં પેલી ક્રિકેટ મેચ સ્ટાર્ટ (શરૂ) થાય છે. તે આપણા એક-બે જણ અહીંથી ત્યાં જોવા જવાના છે. તો મેં એને કહ્યું, કે તું દાદાના દર્શન કરવા જતો નથી સવારમાં ને તું કહું છું મને દુકાનવાળા ભાંડે છે ભાગીદાર. તે આ પાંચ દિવસમાં તને કેવી રીતે જવા દેશે ? તને વઢશે નહીં એ ? તો એ જે મેં વાત કરી, તો એમાં ડખોડખલ ખરી ?

**દાદાશ્રી :** ત્યાં આગળ અમે શું કહીએ કે ભઈ, શું શું જોવા જઉં છું ? એ કહેશે, 'હું મુંબઈ મેચ જોવા જઉં છું.' તો અમે કહીએ, 'ચાલે એવું

નથી ?' ત્યારે કહે, 'ના, જવું જ પડશે.' ત્યારે અમે કહીએ, 'બરોબર છે'. રોક્યું રોકાય નહીંને ! એ કહીને શબ્દો પાછાં ખેંચી લેવા.

**પ્રશ્નકર્તા :** કહ્યું એ ડખોડખલ થઈ ?

**દાદાશ્રી :** ના. એ શબ્દ પાછાં ના ખેંચી લે તો ડખોડખલ થાય. નહીં તો પેલો કહેય ખરો કે ચંદુભાઈ વગર કામના ટોક ટોક કર્યા કરે છે. એટલે આપણે એને કહીને પછી પાછું ખેંચી લેવું કે ના, બરોબર છે. અમે આમ કહીએ છીએ, પણ અમે તો આ શબ્દો પાછાં ખેંચી લઈએ છીએ. અમારે ના કહેવું જોઈએ તમને.

આવું શબ્દો પાછાં ના ખેંચી લો, આનું નામ જ 'ડખો' કર્યો. ડખો કર્યો એટલે ડખલ થઈ ગઈ. આપણે તો એને કહીએ પણ પ્રકૃતિ છોડે નહીંને ! એ પોતે ના કહેતો હોય, એ બધાય કરાર કરી આવ્યો હોય તોય કરાર ભાંગીને જાય એ. કારણ કે પ્રકૃતિનો બંધાયેલો છે. ડિસ્ચાર્જ છે કર્મ.

એટલે કોઈનેય સાધારણ ટકોર કરવી જ નહીં. એને એમ જ કહેવું કે 'સત્સંગ માટે આવજો'. પોઝિટીવ બોલવું, નેગેટીવ ના બોલવું, નેગેટીવમાં બધે ડખલ થઈ જશે. કહીએ પછી એના શબ્દો આપણને પાછાં મળે કે 'ના, મારે જવું પડશે. તમે ના કહો છો પણ મારે જવાનું છે.' એટલે આપણે જાણીએ કે આ ડખો કર્યો, તો આ ડખલ થઈને આ. અમારે એવું ના થાય. એ શબ્દો તરત પાછા ખેંચી લઈએ. અમે જાણીએ કે જે બનવાનું છે, એમાં એનુંય ચાલવાનું નથી, મારુંય ચાલવાનું નથી. અમથું શું કરવા એમાં ડખો કરવો !

**પ્રશ્નકર્તા :** એટલે ચરણવિધિ સવારે બોલીએ આપણે તો એમાં એ હેલ્પફૂલ કરે ? એ પેલાને ટોકતાં અટકાવે આપણને ?

**દાદાશ્રી :** આ સમજીએ તો હેલ્પફૂલ થાય !

## ભરેલો માલ તો નીકળે જ !

**પ્રશ્નકર્તા :** આ સંસારમાં ડખોડખલ કર્યા વગર કેમ નહીં રહેવાતું

હોય ?

**દાદાશ્રી :** એની પ્રેક્ટિસ છે એ તો. પ્રેક્ટિસને બંધ કરવી પડે કે હવે ડખોડખલ ક્યારેય પણ નહીં થાય એવું, એવી એ ચાવી વાગ વાગ કરે ત્યારે પછી બીજું કંઈ થોડો-ઘણો માલ હોય તે નીકળી ગયા પછી બંધ થાય.

**પ્રશ્નકર્તા :** કારણ કે આપણે સહજ થવું હોય અને જોયા કરવું હોય તો ડખોડખલ કામની નહીં બિલકુલ.

**દાદાશ્રી :** એ તો પહેલાંનો માલ ભરેલો નીકળ્યા વગર રહે નહીં, તેને આપણે જોઈએ તો સહજ છીએ. પેલું (પ્રકૃતિ) સહજ થશે, બન્ને સહજ થશે ત્યારે ઉકેલ આવશે. પણ અત્યારે તો એક સહજ થયા તો ય બહુ થઈ ગયું. ભરેલો માલ તો ફૂટ્યા વગર રહે જ નહીં ને ! ભરેલો માલ ના ગમતો હોય તો ય નીકળ્યા કરે.

**પ્રશ્નકર્તા :** જૂની ટેવો અને સ્વભાવ પડ્યા હોય, હવે એ પ્રકૃતિ છે. તમે જ્ઞાન આપો છો ત્યારે આત્મા અને પ્રકૃતિ, બે જુદું પાડી આપો છો. શુધ્ધાત્મા સ્વસ્વરૂપમાં રહે, પોતાના સહજ સ્વરૂપમાં, તો પ્રકૃતિ પણ એની સામે સહજ થવી જોઈએ ને ?

**દાદાશ્રી :** આત્મા તો સહજ જ છે. તમે જેટલા સહજ થયાને એટલે પ્રકૃતિ સહજ જ થઈ કહેવાય.

**પ્રશ્નકર્તા :** હવે એને એ પ્રકૃતિ સહજ રહેતી ના હોય તો એ જુએ ને જાણે.

**દાદાશ્રી :** હા એટલી કચાશ, એટલી ફાઈલનો નિકાલ કરતાં વાર લાગે છે. એટલી જાગૃતિ ઉત્પન્ન થઈ નથી. જાગૃતિ નિર્બળ છે. ક્ષણે ક્ષણની જાગૃતિ જોઈએ.

## ત્યારે વાગે સિક્કો મોક્ષનો !

**પ્રશ્નકર્તા :** મોક્ષની સ્થિતિ ક્યારે પ્રાપ્ત કરી ગણાય ?

**દાદાશ્રી :** મોક્ષની સ્થિતિ તમે કો'કને ગાળ ભાંડોને, તો ય તમો મોક્ષમાં છો અને કો'ક ગાળ ના ભાંડે, તો ય મોક્ષમાં નથી, તે શી રીતે સમજાય આ લોકોને ? આત્માની સહજ સ્થિતિ અને દેહની સહજ સ્થિતિ એ જ મોક્ષ. દેહની સહજ સ્થિતિ એટલે તમે કો'કને ધક્કો માર્યોને તો ય હું જાણું કે આ છે તે આત્મા નથી કરતો. તમે નથી કરતા. તમને ખબર પડે ને કે તમે કરતાં નથી એવું ? તમારી ઈચ્છા નથી છતાં થાય છે એ જોવાનું, એ દેહની સહજ સ્થિતિ છે. એમાં ડખોડખલ કરવી તે ય પાછી સહજ સ્થિતિ ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** આત્માની આવી સહજ સ્થિતિ પ્રાપ્ત થયા પછી કેટલો સમય બધાને ટકે ?

**દાદાશ્રી :** કાયમને માટે ટકે. આ તો કાયમનું હોય તો જ મોક્ષ કહેવાય ને ! અહીં જ મોક્ષ થઈ જવો જોઈએ. અહીં પંદરેક હજાર માણસોનો મોક્ષ થઈ ગયેલો છે જ, બીજાં બધા એની તૈયારીમાં છે. કેટલાંકને થઈ ગયો છે, કેટલાંક થતાં જાય છે. પહેલી ચિંતા બંધ થઈ જવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** અમારો નંબર લાગશે કે કેમ ?

**દાદાશ્રી :** તમારી ઈચ્છા હશે તો લાગશે, તમારી ઈચ્છા નથી તો ના લાગે. અત્યાર સુધી ન હતી તે ના લાગ્યો. જો ઈચ્છા થશે, તો લાગશે. આ બધાને લાગ્યો ને તમારો કેમ ના લાગે ? કારણ કે એને સમજાયું નહોતું, આ શું છે ? આ વર્લ્ડમાં શી રીતે સમજાય ? આ અલૌકિક વસ્તુ દસ લાખ વર્ષે એક જ વખત પ્રગટ થાય એવી વસ્તુ છે આ. અક્રમ વિજ્ઞાનથી સ્ત્રી-પુરુષો સંસારમાં રહીને મોક્ષ ભોગવે. તમને સંસારમાં બધી જો છૂટ આપીને. દસ લાખ વર્ષે પ્રગટ થાય છે, ત્યારે આ હું તો નિમિત્ત બન્યો છું. બધું કામ કાઢી લેવાનું છે.

## જોવાથી જાય અંતરાયો !

**પ્રશ્નકર્તા :** મોક્ષ મેળવવો એ સહજ છે. એ સહજમાં જે અંતરાયો આવે છે, એને રોકવા એ પુરુષાર્થ છે. તો સમજાવો એ અંતરાયો કયા કયા ?

**દાદાશ્રી :** એ આપણા પૂર્વભવની ફાચર છે, આપણી ડખલો છે.

**પ્રશ્નકર્તા :** હા. પણ કઈ કઈ, દાદા ?

**દાદાશ્રી :** આ બધી ડખલો આવે છે તો પછી ખબર પડે છેને ! કડવું ફળ આવે તો જાણીએ કે આપણે કો'કને દુઃખ દીધેલું. મીઠું આવે તો એ કો'કને સુખ આપેલું છે. આવું એને માલુમ પડી જાયને !

**પ્રશ્નકર્તા :** આ બધાં અંતરાયો થયા એને નિવારવા, એને ટાળવા, એને કાઢવા એમાં પુરુષાર્થ રહેલો છે એમ ?

**દાદાશ્રી :** હા. પણ એ પુરુષાર્થ એટલે 'જોવાનો' છે ખાલી, અંતરાયો જોવાના છે. બીજું કશું કરવાનું નથી. ખસેડવામાં તો ખસેડનાર જોઈએ પાછો. એટલે સંયોગોને ખસેડવા એ ગુનો છે. જે સંયોગ વિયોગી સ્વભાવના છે એને ખસેડવું એ ગુનો છે. એટલે આપણે જોયા જ કરવાનું.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આ વાત સત્ય કે મોક્ષ મેળવવો એ પુરુષાર્થમાં કંઈ કરવાપણું નથી, એ બરોબર ?

**દાદાશ્રી :** સહજ છે વસ્તુ.

**પ્રશ્નકર્તા :** એટલે એ આપણો સ્વભાવ છે આત્માનો ?

**દાદાશ્રી :** એ તો આત્માનો સ્વભાવ છે. આ પાણી જેમ મિસીસીપી નદીમાંથી નીકળે તે ત્રણ હજાર માઈલ સુધી એમ ને એમ દરિયાને ખોળી જ કાઢે. એનો સ્વભાવ છે, સહજ સ્વભાવ છે.

**પ્રશ્નકર્તા :** એ સ્વભાવમાં આવવા માટે પુરુષાર્થ કરવો પડેને ?

**દાદાશ્રી :** વિભાવિક પુરુષાર્થ કરે તો મળે ? ગાંડો માણસ પુરુષાર્થ કરે ને ડાહ્યો થાય એવું બને ખરું ? એટલે ડાહ્યા માણસની તાબે જવાનું છે કે આપ કૃપા કરો, કહીએ.

**પ્રશ્નકર્તા :** ના. તમે કહો છોને, દાદા. મોક્ષ બે કલાકમાં મળે. પહેલો, જો જ્ઞાનીનો અંતરાય જાય તો !

**દાદાશ્રી :** હા. પણ એ અંતરાય જાય નહીંને ! અંતરાય કરેલાંને!

**પ્રશ્નકર્તા :** હા. પણ એ તમે કહ્યું, 'ખાલી એને જોવાનું જ કીધું, જ્ઞાતા-દ્રષ્ટા ભાવે.'

**દાદાશ્રી :** જોયે જ છૂટકો. જે અંતરાય છે એ સંયોગ સ્વરૂપે આવે છે અને એ એની મેળે વિયોગી સ્વભાવના છે. એને જોયે જ છૂટકો થાય.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એમાં તો કેટલાં જન્મો જોઈએ એના માટે ? એટલે આ બધું નિકાલી છે એમ ?

**દાદાશ્રી :** નિકાલી જ છે. આ લોકોએ નહીં સમજવાથી જ આ ગરબડ કરી છે. નિકાલી તો સમજી લોને ! જો ગ્રહણીય કરે તો ચોંટી પડે. જો ત્યાગ કરે તો અહંકાર ચોંટી પડે. ત્યાગનારેય અહંકારી જ હોય અને ત્યાગનું ફળ આગળ આવે. આપણા લોકોય કહે છે, 'ત્યાગે ઈસકુ આગે.' એ જો તમારે દેવગતિનું, સુખ ભોગવવું હોય તો અહીંયાં એક સ્ત્રી છોડ, કહે છે. એટલે આપણે તો ત્યાગ ને ગ્રહણ, બેઉ ના જોઈએ. નિકાલ જોઈએ.

સંયોગો બધા વિયોગી સ્વભાવના છે. અને સંયોગો આપણી ડખલથી ઊભા થયા છે. આ ડખલ ના કરી હોત તો સંયોગો ઊભા ના થાત હજુ. જ્યાં સુધી જ્ઞાન નહોતું મળ્યું ત્યાં સુધી ડખલ કર્યા જ કરતા હતા અને મનમાં ગુમાન લઈને ફરતા હતા, કે હું ભગવાનનો ધર્મ પાળું છું !

**પ્રશ્નકર્તા :** સંયોગમાંથી સહજમાં ગયો એટલે પછી છૂટી ગયું ને પછી સહજમાં જ આવી ગયો ને ?

**દાદાશ્રી :** સહજમાં રહ્યો એટલે સંયોગ છૂટી જાય. પોતે સહજમાં ગયો એટલે સંયોગ છૂટી ગયા. સંયોગમાંથી પોતે સહજમાં જઈ શકે અને સહજમાં ગયા પછી સંયોગ છૂટી જાય (ખરી પડે).

**પ્રશ્નકર્તા :** હવે સંયોગ એ પણ સહજમાં જાય ?

**દાદાશ્રી :** નહીં, સંયોગમાંથી સહજમાં જાય. સંયોગ સહજ થાય નહીં ને ? સહજ વસ્તુ જુદી છે ને સંયોગ વસ્તુ જુદી છે.

## નહીં રાગ-દ્વેષ ત્યાં સહજતા !

**પ્રશ્નકર્તા :** હવે જ્ઞાન પછી તો આત્મા પોતાના સ્વભાવમાં જ આવી જાય છેને ?

**દાદાશ્રી :** અને પુદ્ગલ એના સ્વભાવમાં આવ્યું. પુદ્ગલ કાયદામાં આવી ગયું. કારણ કે ડખલ કરનારો હતો એ ખસી ગયો. પુદ્ગલ હમેશાં કાયદેસર જ હોય છે પણ જો ડખલ કરનારો ના હોય તો. આ એન્જિનને મહીં બધું કોલસા-બોલસા ભરી બીજું બધુંય કમ્પ્લિટ કરી અને ડ્રાઈવર ના હોય તો બસ ચાલ્યા કરવાનો એનો સ્વભાવ જ છે. મહીં ડખલ કરનારો પેલો બેઠો હોય તો ઊભી રાખે, પાછું ચાલુ કરે. પુદ્ગલને જો ડખોડખલ ના થાયને, તો આ ચોખ્ખું થયા જ કરે. પણ આ ડખોડખલ કરે છે. ડખો કરે ને પછી ડખલ થઈ જાય. ડખોડખલ કરનારી કોણ ? તે અજ્ઞાન માન્યતાઓ અને પછી વાંધા ને વચકા !

**પ્રશ્નકર્તા :** દેહ સહજ થાય, એને દેહાધ્યાસ ગયો કહેવાય ?

**દાદાશ્રી :** ગજવું કાપી લે ને તમને અડે નહીં તો દેહાધ્યાસ ગયો. દેહને કંઈ પણ કોઈ સળી કરે તે જોવી. અને જો સ્વીકારે તો દેહાધ્યાસ છે. 'મને કેમ કર્યું' તો એ દેહાધ્યાસ.

**પ્રશ્નકર્તા :** દેહ સહજ થયો ક્યારે ગણાય ?

**દાદાશ્રી :** આપણા દેહને કંઈ પણ કરે તો આપણને રાગ-દ્વેષ ના થયા, તેનું નામ સહજ. આ અમને જોઈને સમજી લો. અમને ગમે તે કરે તો રાગ-દ્વેષ ના થાય. સહજ એટલે જ્ઞાનીઓની ભાષામાં જેને સહજ કહેવામાં આવે છે. દેહ સહજ થાય એટલે દેહાધ્યાસ ગયો. સહજ એટલે સ્વાભાવિક. એમાં કુદરતી રીતે સ્વાભાવિક, એમાં વિભાવિક દશા નહીં, એમાં પોતે હું છું, એવું ભાન નહીં.

**પ્રશ્નકર્તા :** એ તો આપે દેહનો સહજનો પ્રકાર કહ્યો, પણ એ સહજ અમારે ક્યારે થાય ?

**દાદાશ્રી :** સહજ તો પોતે આ જ્ઞાન જે આપણું લીધું છે ને તે ભાનમાં પરિણામ પામીને, આ કર્મો બધા ઓછાં થઈ જાય. એટલે સહજ થતો જાય. સહજ થઈ રહ્યો છે, અત્યારે પણ અંશે અંશે થઈ રહ્યો છે. તે અંશે અંશે સહજ થતો થતો સંપૂર્ણ સહજ થઈ જાય. દેહાધ્યાસ તૂટે એટલે સહજ ભણી જયા કરે એટલે અત્યારે સહજ જ થઈ રહ્યા છો. જેટલા અંશે સહજ થાય એટલા અંશે સમાધિ ઉત્પન્ન થાય.

અમે સહજ ઉપર હોઈએ આખો દહાડોય. કારણ કે આ દેહના માલિક અમે ક્ષણવારેય ના હોઈએ. આ વાણીના માલિક નહીં અને આ મનના માલિક નહીં. શરીરનું માલિકીપણું છવ્વીસ વર્ષથી જતું રહ્યું અને છવ્વીસ વર્ષથી સમાધિ જાય નહીં એક સેકન્ડેય. અમને ધોલો મારે તો ય અમારી સમાધિ. અમે આશીર્વાદ આપીએ એને.

## ડખાને કાઢવાનો કે છૂટા રહેવાનું ?

**પ્રશ્નકર્તા :** આ ડખલ છે એ આપણને પોતાને ખબર કેમની પડે ?

**દાદાશ્રી :** બધું ખબર પડે, પોતે તટસ્થ ભાવે જુએને તો. આત્મા થર્મોમીટર છે. તમે જે કહો એટલું માપ કાઢી આપે.

**પ્રશ્નકર્તા :** એ ડખલ પોતાની છે અને આ જે પ્રકૃતિ એના સ્વભાવમાં છે એ બેની વચ્ચે ખ્યાલ કેવી રીતે આવે ? પ્રકૃતિ એના સ્વભાવ પ્રમાણે બે ડીશ જ આઈસ્ક્રીમ ખાય, તો પોતાની ડખલ કઈ ?

**દાદાશ્રી :** આ ડખલ વધારે ખવડાવે છે અને બીજું શું કરે ? 'નથી ખાવા જેવો. હં ! ટાઢો. ગળે એ થઈ જશે' એ પણ ડખલ. ખાવા ના દે અને વધારે ખાવા દે તે બેય ડખલ !

**પ્રશ્નકર્તા :** એ પ્રમાણ જળવાય કેવી રીતે ?

**દાદાશ્રી :** ડખલ ના કરે તો એની મેળે પ્રમાણ જળવાય.

**પ્રશ્નકર્તા :** કોઈ પણ વસ્તુ એની મેળે ચાલ્યા કરે છે ને આપણો ડખો

કંઈ ને કંઈ હોય છે.

**દાદાશ્રી :** બધો ડખો જ છે આ. ઓછો થયો એટલો ખરો ! સિનેમાનો ડખો ઓછો થયો, રાતે નથી ખાતો તે ડખો ઓછો થયો, હોટલોમાં જતો નથી તે ડખો ઓછો થયો, કેટલા બધા ડખા ઓછા થઈ ગયા !

**પ્રશ્નકર્તા :** પણ હજુ ઘણાં છે ને ? હજુ છે, બહુ ડખા છે ! આખો દિવસ તે ઓળખાતા નથી એનું શું ?

**દાદાશ્રી :** બધું ઓળખાય. તું કરું તે ઘડીએ ખબર પડે કે આ ડખો થઈ રહ્યો પાછો. થર્મોમીટરને વાર શું લાગે, કેટલો તાવ ચઢ્યો છે એ બતાવતાં ?

**પ્રશ્નકર્તા :** ખબર પડે છે કે આ ડખો થયો છે પણ જાય નહીંને ?

**દાદાશ્રી :** એને કાઢવાનો નથી, એનાથી છૂટા રહેવાનું છે. છૂટા રહ્યા એટલે મહીં ડખો બંધ થઈ ગયો. પોતાના સ્વભાવમાં રહેવાય. આ મહેમાન રસોડામાં ના જાય. તે મહેમાન કેટલો બધો કિંમતી ગણાય અને રસોડામાં જઈને કઢી હલાવવા બેસે તો ? એવું આ મહેમાન ગમે ત્યાં જાય, બધું ડખો કરે છે. આ મહેમાન એવું કરે છે.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યુંને કે થર્મોમીટર બધું જ બતાવે છે એ કોણ ?

**દાદાશ્રી :** એ જ પ્રજ્ઞા ચેતવી ચેતવીને મોક્ષે લઈ જાય.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞાશક્તિ તો એને બતાવવાનું કામ કર્યા જ કરે છે, એમાં આપણે ડખો કર્યો ?

**દાદાશ્રી :** ડખો કરીએ છીએ. ચેતવે છતાંય ગાંઠીએ નહીં ને ડખો કરી નાખે તો લાંબો વખત ચાલે પછી.

ચેતવે કોને ? ડખો કરનારને ચેતવે કે 'આવું શું કરવા કરે છે તે ? શું ફાયદા માટે કાઢવાનું હતું ત્યાં ?!' છતાંય આ કર્યા કરે. આમ પ્રજ્ઞાશક્તિનો સ્વભાવ એવો કે એને ચેતવ્યા વગર રહે જ નહીં.

**પ્રશ્નકર્તા :** તે વખતે ભગવાન શું કરે છે ?

**દાદાશ્રી :** ભગવાન ઉદાસીન, વીતરાગ.

## ડખો કાઢે ડખાને !

**પ્રશ્નકર્તા :** આ ડખો થયો અને આપણે નિશ્ચય કર્યો કે આ ડખો નથી કરવો, એ નવો ડખો ના કહેવાય ?

**દાદાશ્રી :** એ ડખો પણ પેલા ડખાને કાઢેને ? પેલા ડખાને કાઢીને આ ડખો થાયને. આ ડખો ઉત્તમ.

**પ્રશ્નકર્તા :** ડખો ડખાને કાઢે. પણ પછીથી આ ડખો રહી જાય છે ?

**દાદાશ્રી :** પેલો ડખો તો આપમેળે જતો રહે. પછીથી કાઢવો ના પડે. સબ ચલે જાવ. તો કહે, ચલે જાયેગા ! બસ ! કાઢવો ના પડે. તને એવું લાગતું'તું કે કાઢવો પડશે એને ?

એ ડખો છે પણ એ ડખો એની મેળે જ જતો રહે ! આપણે કહીએ કે આ તમારું કામ પૂરું થયું, જતાં રહો, તો જતાં રહે. પેલા ડખા ના જાય. પેલા ડખા આ ડખાથી જાય.

મોક્ષમાર્ગ તો બહુ અઘરો છે. એક ઈંચ પણ મહીં જવું એ બાજુ તો બહુ કિંમતી ગણાય. આત્મા જુદો છે એવું કહે ત્યારે તો મોટો સાયન્ટિસ્ટ ગણાતો હતો. એને ખબર પડે કે આ જુદો છે, બીજું કશું નહીં. તમે તો વળી આગળ પહોંચી ગયા !

ચંદુભાઈ આઈસ્ક્રીમ ખાવા બેઠા હોયને... એમાં ડખો ના કરે તો બે ડીશ ખાઈને ઊઠી જાય, પણ આ તો ડખો કર્યો વળી, આ સરસ છે, અલ્યા ભઈ, બે-ચાર-પાંચ ઠોકી જાવને !

**પ્રશ્નકર્તા :** એટલે એ પોતે ડખો કરે છે.

**દાદાશ્રી :** હા. હવે ત્યાં પ્રજ્ઞા એને ચેતવે, 'અલ્યા ભઈ, આવું શા માટે ?'

**પ્રશ્નકર્તા :** 'ત્રણ-ચાર ઠોકી જાવ' એ બતાવે છે કોણ ?

**દાદાશ્રી :** એ જ ! તારો ચારિત્રમોહ. ચારિત્રમોહ ઓગાળી ય શકાય ! આમ જુઓ, જ્ઞાતા-દ્રષ્ટા રહીએ તો ઊડી જાય. અને જાગૃતિ ના રાખી ને નિશ્ચય ના કર્યો, તો ચારિત્રમોહ પેન્ડિંગ રહે !

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞાશક્તિ બતાવેને, ત્યાંથી તો ઉડાવી શકાય એવું હોય છે. એટલે ડખલ બંધ થાય એવું શક્ય હોય છે.

**દાદાશ્રી :** બરોબર છે.

**પ્રશ્નકર્તા :** પછી વાણીમાં હોય ડખોડખલ ?

**દાદાશ્રી :** હા, હોય. બધામાં ડખોડખલ તો હોયને ! વર્તનમાં હઉ ડખોડખલ હોય. 'ચાલો' કહે છે, 'ઉતાવળ છે !' રઘવાયો થઈ જાય. શું ત્યાં આમ ગાડી ઉપડી જવાની હોય ? ના. આમ તો હજી વાર હોય. પણ બધે ડખોડખલ જ કર્યા કરે.

## જ્ઞાતા-દ્રષ્ટા તો બંધ ડખોડખલ !

**પ્રશ્નકર્તા :** હવે એનો ઉપાય બતાવો, દાદા ! ડખોડખલ બંધ કરવાનો ઉપાય બતાવો.

**દાદાશ્રી :** જ્ઞાતા-દ્રષ્ટા થઈ જાવ એટલે ડખોડખલ બંધ થઈ જાય. પોતાનો ગુણધર્મ જ્ઞાતા-દ્રષ્ટા તો છે. તે જે ચારિત્રમોહ આવ્યો તેને જાણવો કે આ ચારિત્રમોહ છે. તેને જોવું અને જાણવું. જુઓ એટલે જતો રહેશે.

**પ્રશ્નકર્તા :** જોવા-જાણનારા છે, એ જ પોતે ડખલ કરે છે.

**દાદાશ્રી :** જોવા-જાણનારો કરતો હશે ? ડખલ કરનારને તો એ જુએ છે, જાણે છે કે આ ડખલ કરે છે. ડિસ્ચાર્જ અહંકાર ડખોડખલ કરે છે.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ ડખો કરે ?

**દાદાશ્રી :** બુદ્ધિય ડખો કરે, બધાય ડખો કરે. અહંકાર, બુદ્ધિ, ચિત્ત ને મન બધાય એ ડખાવાળા જ છે ને ? પણ મૂળ ગુનેગાર ગણાય અહંકાર.

કારણ કે પોતાની સહી છે.

**પ્રશ્નકર્તા :** મનનો સ્વભાવ તો વિચારો કરીને જતું રહે ?

**દાદાશ્રી :** ના, ના ય જતું રહે. ડખો કરે ત્યારે છોડે.

**પ્રશ્નકર્તા :** એટલે પેલા અહંકાર જેવું ફોર્સવાળું નહીંને ! એટલે સહી કરનારા જેવું ફોર્સવાળું નહીંને મન ?

**દાદાશ્રી :** ખરું, બહુ જ ! મન એક જીદ પકડે તે તો સવાર પાડી દે. એટલે કોઈ પાંસરું ના હોય. એટલે બધું પોતાને જ પાંસરું થવું પડે. એ તો પાંસરા હતા, તેને આપણે બગાડ્યા. એટલે આપણે પાંસરા થાય એટલે એ સુધરે.

**પ્રશ્નકર્તા :** એટલે આમાં તો પ્રજ્ઞા જેટલું ચેતવે એટલું જ આપણે ચેતી શકીએને ?

**દાદાશ્રી :** પ્રજ્ઞા તો બધું જ ચેતવવા તૈયાર છે. એ ચેતવે તેને માનું નહીં એટલે બંધ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** દાખલા તરીકે આપણે માનીએ બધું જ, તો બધું જ ચેતવે ?

**દાદાશ્રી :** ભાન થાય બધું. હા, બધું ચેતવે. આપણે એને સિન્સિયર થયા તો એ બધું ચેતવે. એ એને મોક્ષે લઈ જવો છે, જેમ તેમ કરીને. એટલે એની પોતાની ઈચ્છાપૂર્વક થતું હોય, એની ભાવના પ્રમાણે થતું હોય તો તરત જ તૈયાર હોય.

## 'આપણે' એ કોણ ?

**પ્રશ્નકર્તા :** આપણને ડખો કરવાની ટેવ છે, આમાં 'આપણે' કોણ ?

**દાદાશ્રી :** એ જ આપણે હજુ, 'આપણે' બે રીતે રહ્યા છીએ હવે. વ્યવહારથી આ બાજુ રહ્યા છીએ અને ખરી રીતે પેલી બાજુ રહ્યા છીએ.

જેટલું ‘જોઈએ’ એટલું છૂટયું. એટલું ગયું. જેટલું ‘જોયું’ નથી એટલું વ્યવહારથી રહ્યું ને !

**પ્રશ્નકર્તા :** હા. એ રહ્યું.

**દાદાશ્રી :** તમે કહો કે ‘મને જલેબી બહુ ભાવે છે.’ આ જલેબી છૂટવા માટે જ આવી હતી, પણ એક બાજુ ‘ભાવે છે’ એમ કહો એ વળી ડખો થયો.

**પ્રશ્નકર્તા :** પણ આપણે એટલે આ શરીરને ?

**દાદાશ્રી :** ના. ઈગોઈઝમ, અહંકાર.

## એકતા માની અહંકારે !

**પ્રશ્નકર્તા :** એટલે એવું થયું કે અસહજ જે છે તે સહજને બાંધી લે છે ?

**દાદાશ્રી :** એકતા માની છે ને ત્યાં સુધી !

**પ્રશ્નકર્તા :** એકતા કોણે માની છે ?

**દાદાશ્રી :** અહંકારે એકતા માની છે એટલે.

**પ્રશ્નકર્તા :** જ્યાં સુધી ભેદજ્ઞાન ન થયું હોય ત્યાં સુધી એ સમજમાં બેસે કેવી રીતે ?

**દાદાશ્રી :** સમજમાં બેસે જ નહીંને ! એ અહંકાર છે ત્યાં સુધી ‘ઈટ હેપન્સ’ કેમ કહેવાય ? અહંકાર છે ત્યાં સુધી કઈ ટાઈપનું ગાંડું કાઢે એ શું કહેવાય ? અને તમારો અહંકાર જ્ઞાન લીધાથી જતો રહે છે અમુક ભાગનો જે ચાર્જ અહંકાર, જે ડખલ કરનારો અહંકાર જતો રહે છે અને તે ઈટ હેપન્સવાળો (ડિસ્ચાર્જ) અહંકાર રહે છે. તેથી સમજમાં બેસે છે.

**પ્રશ્નકર્તા :** ડિસ્ચાર્જ કરવા માટે, નિકાલ કરવા માટેનો અહંકાર રહે છે.

**દાદાશ્રી :** ‘ઈટ હેપન્સ’માં જોઈએ, એ ડિસ્ચાર્જ અહંકાર રહે છે.

## ત્યારે એ કહેવાય સમજ !

ડિસ્ચાર્જ અહંકાર પૂરો થાય ત્યાર પછી દેહ ક્રિયા કરે છે એ સહજ ક્રિયા કહેવાય છે, તદ્દન સહજ. તે ઘડીએ આત્માય સહજ ને આ ય સહજ. બન્ને જુદા ને સહજેય બન્ને.

એટલે આ ડિસ્ચાર્જ અહંકારેય પૂરો થઈ જાય, ત્યારે સહજ આવે. સહેજાસહેજે. જેમ ભૂખ લાગવા માટે આપણે કશું કરવું નહીં પડતું, એવું સહેજે થાય.

**પ્રશ્નકર્તા :** સહજ ક્રિયા જે કંઈ થતી હોય, તેની અંદર કોઈ કર્મ બંધાતું નથી ?

**દાદાશ્રી :** હોય જ નહીંને ! આ તમારે ડિસ્ચાર્જમાં ય કર્મ નથી બંધાતું. ડિસ્ચાર્જ અહંકાર કર્મ બાંધી શકે એવો નથી. એ કર્મ છોડવા માટેનો અહંકાર છે. બંધાયેલા છોડવા સારુનો અહંકાર છે. જે બંધાયેલા છે, તેને છોડવા માટે કો'ક જોઈએ તો ખરોને ? એટલે છોડવાનો અહંકાર છે એ.

## શુદ્ધ વ્યવહાર ક્યારે ?

હવે વ્યવહારની શુદ્ધતા ક્યારે કે તન્મયાકાર ના થાય, ચોંટે જ નહીં. અડે ખરું પણ ચોંટે નહીં ત્યારે શુદ્ધ કહેવાય, નહીં તો શુદ્ધ થવાના કારણો ઊભા થશે. એ થોડા વખત પછી શુદ્ધ થશે. શુદ્ધ એટલે સહજ, સહજ વ્યવહાર અને જેનો સહજ વ્યવહાર, તેનો આત્મા સહજ આત્મા કહેવાય. સહજાત્મ સ્વરૂપ એટલે શું કે જેનો સહજ વ્યવહાર છે એવા આત્મસ્વરૂપને સહજ આત્મા કહેવાય. પછી ક્રમિકનો અર્થ એમાં જરાક કાચો થાય. કારણ કે એમાં જ્ઞાનીઓ છે ને જેટલા ભાગમાં સહજ થયા એટલા થાય ને ! બીજા અશુદ્ધ રહ્યા ત્યાં તો અસહજ રહ્યા ને ! અને આ તો સહજ જ થઈ જાય.

'આત્મજ્ઞાન સરળ-સીધું સહજ થયે છકે નહીં.' આ તમને આત્મજ્ઞાન સરળ-સીધું આપેલું છે. એ સહજ જ્યારે થશે. એટલે એને કેફ ના ચઢે. આત્મજ્ઞાન સરળ સીધું સહજ થયે છકે નહીં. છકી ગયેલું ના હોય. લોક

કહે ને કે આ છકી ગયું છે. જુઓને, અમથું થોડું થોડું જાણ્યું એમાં એનું છકી ગયેલું. એટલે છકે નહીં, છાકતો ના જાય. જે જાણ્યું તે છકે નહીં. ના જાણ્યું એ મૂઓ બહુ જોર કરે.

## ડખો નહિ તે સહજ !

આત્મા તો સહજ જ છે, સ્વભાવથી જ સહજ છે. દેહને સહજ કરવાનો છે. એટલે એનાં પરિણામમાં ડખો નહીં કરવો. એની જે ઈફેક્ટ હોય તેમાં કોઈપણ જાતનો ડખો નહીં કરવો, એનું નામ સહજ કહેવાય. પરિણામ પ્રમાણે જ ફર્યા કરે. ડખો કરવો એ ભ્રાંતિ. ડખો કરનારો માણસ મનમાં એમ માને છે કે 'હું કંઈક કરું છું.' 'હું કંઈક કરું છું' એ ભ્રાંતિ.

વ્યવહારમાં જ્યાં સુધી સંપૂર્ણ તૈયાર ના હોય, ત્યાં સુધી સંપૂર્ણ આત્મા પ્રાપ્ત થયો નથી. એટલે સહજાત્મ સ્વરૂપ વ્યવહારમાં, એટલે કોઈ કોઈને ડખલ નહીં સામસામી. આમ થાય કે આમ ના થાય એ ડખલ નહીં. કોઈ કોઈની મહીં ડખલ જ નહીં. પોતપોતાના કાર્ય કર્યે જાય. કર્તા પુરુષ જે કરે, એને જ્ઞાતા પુરુષ નિરંતર જાણ્યા જ કરે. બંનેય પોતપોતાના કાર્યોમાં રહે.

જો અજાયબી, કેવી અજાયબી ! આખા દસ લાખ વર્ષમાં આ મોટામાં મોટી અજાયબી છે. ઘણાં લોકોનું કલ્યાણ કરી નાખ્યું.

આ મારાથી થાય ને આ મારાથી ના થાય, આ અમારે ત્યાગ કરવાનું છે, ત્યાં સુધી બધું અધૂરું. ત્યાગ કરનારો અહંકારી. આ અમારાથી ના થાય એ કહેનારો અહંકારી, આ અમારાથી થાય એ કહેનારો અહંકારી. આ બધું અહંકાર જ છે. એટલે આ પૂર્ણ પ્રગટ તમારું થયું છે, એટલે બધી જ ક્રિયા થઈ શકે એમ છે. સંસારની સર્વસ્વ ક્રિયા થઈ શકે અને આત્માની સર્વસ્વ ક્રિયા, બંને પોતપોતાની ક્રિયામાં રહે છે. વીતરાગતા, સંપૂર્ણ વીતરાગતામાં રહીને ! એવું આ અક્રમ વિજ્ઞાન છે !!

## શરીર સ્વભાવે ઈફેક્ટિવ !

જે પરપરિણામો છે, કે જે ડિસ્ચાર્જરૂપે છે, તેમાં વીતરાગતા રાખવાની

જરૂર છે. બીજો ઉપાય જ નથી. એ તો મહાવીર ભગવાનને પેલાં બરુ માર્યાં ને, તે ખાલી વીતરાગતા જ રાખવાની જરૂર છે અને બરુ ખેંચી કાઢ્યું પેલાએ, તે ઘડીએ વીતરાગતા જ. ભલે પછી દેહનું ગમે તે થયું, દેહે બૂમ પાડી હશે, તેને લોકોએ બધું ઊંધું માન્યું. પણ જ્ઞાનીનો દેહ તો હંમેશાં ય બૂમ પાડે, રડે, બધું જ કરે. જ્ઞાનીનો દેહ જો આમ સ્થિર થઈ જતો હોય, તો તે જ્ઞાની નથી.

**પ્રશ્નકર્તા :** બધાં લોકો તો એવું જ માને છે કે જ્ઞાનીને જરાં આમ કહે તો હાલે નહીં, ટસમસ ના થાય.

**દાદાશ્રી :** લોકોને લૌકિક જ્ઞાન છે. લૌકિકની બહાર જગત નીકળ્યું નથી. આમ બેસે અને બળી મરતો હોય, તો લોક એને જ્ઞાની કહેશે. પણ જ્ઞાની તો ખબર પડી જાય કે આ જ્ઞાની છે, હાલી જાય આમ. આ બધું હાલી જાય અને અજ્ઞાની ના હલે. કારણ કે અજ્ઞાની નક્કી કરે કે મારે હાલવું જ નથી. જ્ઞાનીને અહંકાર ના હોય ને એ સહજ હોય.

સહજ એનું નામ કે જેવો શરીરનો સ્વભાવ છે ને, ઊંચું-નીચું બધું થયા કરે ! શરીર ઊંચા-નીચું થાય એ સહજ અને આત્માના પરપરિણામ નહીં, એ સહજ. સહજ આત્મા એટલે સ્વપરિણામ અને શરીર ઊંચા-નીચું થાય, એ એના સ્વભાવમાં જ કૂદાકૂદ કરે આમ. આમ દીવાસળી સળગતી હોયને, નાખી પછી નીચેથી છેડો ઊંચો થઈ જાય, એ શું ? એ સહજ પરિણામ છે. દેહના બધા જ પરિણામ બદલાય. અજ્ઞાનીને ના બદલાય. અજ્ઞાની આમ સ્થિર થયો, તેવોને તેવો. અહંકાર છે ને ! આને અહંકાર નહીં, એટલે આંખો રડે, બધું જ કરે.

**પ્રશ્નકર્તા :** તે વખતે એ એની પ્રકૃતિ રડે ત્યારે એ અંદર પોતાના સ્વસ્વરૂપમાં સ્થિર હોય ?

**દાદાશ્રી :** બરોબર છે.

**પ્રશ્નકર્તા :** એ પ્રકૃતિને કંઈ કંટ્રોલ કરતાં નથી ?

**દાદાશ્રી :** પ્રકૃતિ, પ્રકૃતિના ભાવમાં જ હોય છે, એને કંટ્રોલ કરવાની

તમારે જરૂરત નથી. તમે સહજ ભાવમાં આવ્યા તો આ સહજ ભાવમાં જ છે. અહીં આગળ છે ને, આરસના પથ્થરા ઉપર રહીને જવાનું હોયને મારે બૂટ વગર, તે બૂમાબૂમ કરું, એ ય દઝાયો દઝાયો દઝાયો તો એ જ્ઞાની, નહીં તો આમ દબાવી દે, બોલે નહીં તો જાણવું કે અજ્ઞાની મૂઓ છે. હજુ ચોક્કસ કરે, ચોક્કસ રાખે. સહજ એટલે શું ? જેમ છે તેમ કહી દે !

જેને કેવળજ્ઞાન ઉપજ્યું હોય ને, તેનો દેહ સહજ હોય. દોડવાનાં ટાઈમે દોડે, રડવાનાં ટાઈમે રડે, હસવાનાં ટાઈમે હસે.

ત્યારે કહે છે, ભગવાન મહાવીરના કાનમાંથી ખીલાં કાઢ્યાં તો કેમ રડી પડ્યાં ? અલ્યા મૂઆ, એ રડી પડ્યાં, તેમાં તારું શું જાય છે ? એ તો રડે જ. એ તો તીર્થંકર છે. એ કંઈ અહંકારી ના હોય, કે આંખ્યો આમ એ રાખે, ને આમ તેમ. કઠણ કરી નાખે, અહંકારી હોય તો ?

બરૂ મારતી વખતે કરુણાનાં આંસુ હતાં અને કાઢતી વખતે વેદનાનાં આંસું હતા. અને તે આંસુ આત્માને હોય નહીં. આ દેહ આંસુંવાળો હતો. મેં કહ્યું, જો આંસુ ના આવે તો આપણે સમજવાનું કે મેન્ટલ થઈ ગયો છે કાં તો અહંકારી મૂઓ છે, ગાંડો છે. બધી સાહજિક ક્રિયા હોય. જ્ઞાની હોય, એનાં શરીરમાં બધી સાહજિક ક્રિયા હોય !

હવે આ વાત બધી લૌકિક જ્ઞાનથી બહુ છેટી છે. એટલે જલદી બેસે નહીં ને, ફીટ ના થાય ને આ વાત ! અલૌકિક વાત છે આ.

## સાહજિક એટલે વગર મહેનતે !

પુરુષાર્થ ના હોય એ સાહજિક. આ ચોર ચોરી કરે છે એ સાહજિક કહેવાય.

**પ્રશ્નકર્તા :** ચોર ચોરી કરતી વખતે મહીં જે પુરુષાર્થ ચાલતો હોય એટલે પછી પેલું પરિણામ સાહજિક ના કહેવાય ને ?

**દાદાશ્રી :** ના, તો ય એ સાહજિક કહેવાય. ચોર ચોરી છોડી દે, એનું નામ પુરુષાર્થ કહેવાય. છીંક ખાવી એ સાહજિક નથી. એ કુદરતી હાજત છે.

**પ્રશ્નકર્તા :** એ સમજાવોને જરા.

**દાદાશ્રી :** સાહજિક એટલે મન કહે એ પ્રમાણે ચાલવું એ સાહજિક. પોતાને વિચારવાનું કશું નહીં, પોતાને મહેનત કશું કરવાની નહીં, પુરુષાર્થ નહીં. ગાડું જ્યાં જાય ત્યાં જવા દેવું, તેનું નામ સાહજિક. સાહજિક એટલે મહેનત કશું ય નહીં, એની મેળે જ થયા કરે.

**પ્રશ્નકર્તા :** આ મનના કહ્યા પ્રમાણે ચાલે તો સાહજિક. એટલે આ પેલી અજાગૃત અવસ્થામાં, અજ્ઞ દશામાં સાહજિકતા હોય છે એ રીતની સાહજિકતા ?

**દાદાશ્રી :** હા, તે સાહજિક કહેવાય. સાહજિકમાં પુરુષાર્થી ના હોય, ભમરડા જ હોય અને જ્ઞાન થયા પછી સાહજિક તે પરમાત્મા કહેવાય.

## સહજતા ત્યાં ઊડે કાર્ય-કારણ !

સહજતા એટલે શું કે આ પાંદડું હોયને તે પાંદડાને પવન આમથી ઊડાડે તો આમ ઊડે ને પેલી બાજુ પવન ઊડાડે તો પાછું આમ ઊડે. પોતાનું કંઈ નહીં. પોતાપણું જ નહીં !

**પ્રશ્નકર્તા :** તો પછી ટૂંકમાં અહંકાર શૂન્ય જે કર્મ છે એ જ સહજ છે એમ ?

**દાદાશ્રી :** હા, એ જ સહજ.

**પ્રશ્નકર્તા :** તો સહજ વર્તના એ શું છે ?

**દાદાશ્રી :** એવું છેને, સહજ વર્તના એટલે પેલો ભ્રાંતિનો ભાગ જતો રહ્યો, એનું નામ સહજ ! ભ્રાંતિનો ભાગ જતો રહ્યો ત્યારે રહ્યું શું ? સહજ રહ્યું.

**પ્રશ્નકર્તા :** 'સહજ' પછી કર્મ બાંધતું નથીને ?

**દાદાશ્રી :** પછી કર્મ બાંધે જ નહીંને !

**પ્રશ્નકર્તા :** એટલે એ વસ્તુ પ્યૉર થઈને ?

**દાદાશ્રી :** હા, પ્યૉર ! અને પ્યૉર થયા પછી કારણ-કાર્ય રહ્યું નહીં !

**પ્રશ્નકર્તા :** એવું જ આ સહજતાનું થાયને ?

**દાદાશ્રી :** હા, બસ. એને કારણ-કાર્ય રહ્યું નહીં. અને સહજતા ખસી ગઈ કે કારણ-કાર્ય ઊભાં થાય. એવું છેને, આ જ્ઞાન પછી ચાર્જમાં તમે ય સહજ છો અને ડિસ્ચાર્જમાં અસહજ છો. કારણ કે પાછલાં જે કોઝિઝ થયેલાં છેને, એનાં પરિણામ આ બાકી છે, તેમાં અસહજ થઈ જવાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે ઈફેક્ટમાં અસહજ અને કોઝિઝમાં સહજ.

**દાદાશ્રી :** હા, બસ.

**પ્રશ્નકર્તા :** પણ કોઝિઝમાં બધા લોકો સહજ હોય ?

**દાદાશ્રી :** ના. ફક્ત આપણા જ્ઞાન લીધેલા મહાત્માઓ જ કોઝિઝમાં સહજ છે.

**પ્રશ્નકર્તા :** એમાં પણ પાંચ આજ્ઞામાં હોય એટલા જ સહજ છેને ?

**દાદાશ્રી :** હા. તેટલાં જ, બીજા નહીં !

## સહજ સમાધિ !

**પ્રશ્નકર્તા :** કોઈ વ્યક્તિ સહજ સમાધિની સ્થિતિમાં રહી શકે કે નહીં ?

**દાદાશ્રી :** કો'ક જ માણસ રહી શકે. સહજ સમાધિમાં રહે એ જ ભગવાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** માનવીનો અંતિમ ધ્યેય તો આ જ હોય ને ?

**દાદાશ્રી :** પોતાની ખોટી માન્યતાઓ છોડી દેવી, એ અંતિમ ધ્યેય. ખોટી માન્યતાઓના લીધે અસહજ થયેલું છે આ. માન્યતાઓ ખોટી છૂટી

જાય, તો સહજ જ છે.

## કરો ત્યાં આત્મજ્ઞાન નહીં !

આ હમણાં એક ભઈએ વાત કરી હતી, 'કરો, કરો' કહેતા હતા ને ! એ આત્મા માટે કે આત્મજ્ઞાન માટે કહે છે, કરો !

એટલે એ જે 'કરો' કહે છે ને, પણ એ આત્મજ્ઞાન કરોડો અવતારે ય પામે નહીં. આત્મજ્ઞાન સહજ છે, એ સહજ સ્થિતિ ઉત્પન્ન થાય છે. એટલે 'સહજ'ને અને 'કરો'ને બેને આદિ વેર ! વેર ખરું કે નહીં ?!

સહજ અવસ્થા કરવાથી પ્રાપ્ત ન થાય. એ તો જ્ઞાની પુરુષની આમ કૃપા વરસે કે સહજ થયો તો દહાડો વળ્યો. જે લોકો એમ કહે કે, આમ કરો ને તેમ કરો એ સહજ અવસ્થાથી વિરુધ્ધ કરાવડાવે છે. સંસારમાં કર્મો બંધાવાની સ્થિતિ જ એ છે. ઉલ્ટાં કર્મો વધારે બંધાય. સંસારમાં કંઈ પણ કરવું એ આત્મસ્વભાવની વિરુધ્ધ છે. માટે એ આત્માનો વિરોધી છે. હવે કરનારાં મનમાં ખુશ થાય છે કે મેં આમ કર્યું ને તેમ કર્યું. રખડી મરવાનું કર્યું !

એટલે માણસે વિવેકથી સમજવું જોઈએ. 'વહેલું ઉઠવું જોઈએ.' પોસીબલ થાય તો ચાર-સાડા ચારે. પછી છે તે સમજી કરીને જે બન્યું એ સાચું. નિશ્ચય રાખવો છતાં જે બન્યું તે સાચું. પછી એમ પકડ નહીં પકડવાની, કરાંજવાનું નહીં. વીતરાગોનો માર્ગ કરાંજવાનો ન્હોય.

કાં તો સહજ કાં તો કરાંજવું, બે જ હોય. તે આ કરાંજતા જોયેલા મેં લોકોને. તમે નહીં જોયા હોય કરાંજતાં ?

કાં તો કરાંજવું, કાં તો સહજ હોય. આ તો તમને ભેગા થયા ને, તે બધાય કરાંજે. રહેવા દે ને, બા ! મોક્ષના સારુ આવું હોતું હશે ?

**પ્રશ્નકર્તા :** વાતને પકડે એટલે આપણે જાણીએ આ કરાંજે છે.

**દાદાશ્રી :** હા. આત્મા તો કયે ગામ રહ્યો અને વર વગરની જાન

જુઓ તો ખરાં ? વર તો હજુ આવ્યો નથી ને જાન જમવા બેઠી છે !

જ્ઞાન એનું નામ કહેવાય કે માણસોને સાહજિક બનાવે. શાસ્ત્રમાં તો આમ કરો ને તેમ કરો ને ફલાણું કરો ને તપ કરો ને જપ કરો ને ફલાણું કરો ને એ બધું હોય. કરવાની જ કથા કહી છે. સહજ થવાનો રસ્તો જ કોઈએ દેખાડ્યો નથી. અહીં બેસે તો સહજ થઈ જાય કે ના થઈ જાય ? ત્યારે સહજ થવાનું છે. સહજ થયો કે પરમાત્મા થઈ ગયો. સહજાત્મ સ્વરૂપ પરમાત્મા કહેવાય. એટલે સહજ જ થવાનું છે.

## પ્રયત્નથી જાય આઘી સહજતા !

**પ્રશ્નકર્તા :** હવે એ જે ચિત્ત પ્રસન્નતા કેળવવા માટે આ બધા જે પ્રયત્નો કરે છે, એ ચિત્ત પ્રસન્નતા સાહજિક કહેવાય નહીંને ?

**દાદાશ્રી :** ના. એ પ્રયત્નો કરેને તે રિલેટિવ કહેવાય. અને રિલેટિવ એટલે પ્રયત્ન જ હોય અને રિયલ તો સહજ હોય. સહજ જોવું હોય તો મારી પાસે હોય ને પેલું રિલેટિવ હોય. કલ્પનાથી મારી મારીને ગોઠવવું પડે, કલ્ચર્ડ. લોકોને કલ્ચર્ડ ગમે છે, એટલા માટે કહું છું.

**પ્રશ્નકર્તા :** આ દર્શનશક્તિ જે છે તે દર્શન મેળવવાના પ્રયાસ કરે, તો આવરાઈ જાય છે.

**દાદાશ્રી :** પ્રયાસ માત્રથી બધું ઊંધું થાય. અપ્રયાસ હોવું જોઈએ, સહજ હોવું જોઈએ. પ્રયાસ થયો એટલે સહજ રહ્યું નહીં. સહજતા ચાલી ગઈ.

**પ્રશ્નકર્તા :** હવે બધે કંઈક ને કંઈક પ્રયાસ બતાવ્યા છે. હવે એમાં કંઈ દર્શનશક્તિ ડેવલપ નથી થતી, સહજતા પ્રાપ્ત નથી થતી.

**દાદાશ્રી :** પ્રાપ્ત ના થાય. સહજ શક્તિ જુદી વસ્તુ છે. એ પ્રયત્નથી પ્રાપ્ત થાય એવી વસ્તુ નથી. પ્રયત્નથી આઘી ને આઘી જાય છે અને સહજ શક્તિ નિર્વિકલ્પ છે.

## સહજતા એટલે જ અપ્રયત્ન દશા !

**પ્રશ્નકર્તા :** પેલી ચરણવિધિમાં છેને, મન-વચન-કાયાની આપના જેવી સહજતા મને પ્રાપ્ત થાય, તો એ સહજતા કેવી છે ? એટલે સહજતાની વ્યાખ્યા શું ?

**દાદાશ્રી :** સહજતા એટલે કોઈ પણ જાતનો આમ, જાડી ભાષામાં કહે તો અપ્રયાસ દશા. કોઈ પણ પ્રયાસ નહીં. આત્માએ કરીને પ્રયાસ નહીં અને દેહે કરીને ય કોઈ પ્રયાસ નહીં. માનસિકેય પ્રયાસ નહીં ને બુદ્ધિનો ય પ્રયાસ નહીં. પ્રયાસ નહીં, અપ્રયાસ દશા.

**પ્રશ્નકર્તા :** એ પછી મન-વચન-કાયાનો સુમેળ તો હોયને ?

**દાદાશ્રી :** અનાયાસ દશા થઈ. બસ, પ્રયાસ નહીં. અને એમાંથી પ્રયાસ કરનારો નીકળી જાય. મન-વચન-કાયા કામ કરનારા છે, પણ પ્રયાસ કરનારો નીકળી જાય. પ્રયાસ કરનારની ગેરહાજરી એ છે તે સહજદશા અને પ્રયાસ કરનારની હાજરી એ અસહજ. એટલે એ પ્રયાસ કરનારો જવાથી સહજ. પછી જે ક્રિયા થતી હોય તે એ ક્રિયાનો વાંધો નથી. પ્રયાસ કરનારનો વાંધો છે.

**પ્રશ્નકર્તા :** એટલે આ પ્રયાસ કરવાની પેલી આંટી જ પડેલી છે એને.

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** આ કોઈ પણ પ્રક્રિયામાં પ્રયાસની ખરેખર જરૂર જ નથી ?

**દાદાશ્રી :** પ્રયાસની જરૂર, પેલું એનો કરનારો ના હોવો જોઈએ. પ્રયાસની જરૂર નહીં, એમ કહીએ તો તો પછી લોકો કામ કરવાનું છોડી દે બધું. છોડી દેવાનો ભાવ કરે. એટલે પ્રયાસની જરૂર.

**પ્રશ્નકર્તા :** પણ હકીકત શું છે અંદરની, એક્ઝેક્ટનેસ ?

**દાદાશ્રી :** એ પ્રયાસ કરનારો જ જતો રહે એટલે બસ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** આ જે મન-વચન-કાયાની પ્રક્રિયા થાય છે તે વખતે પ્રયાસ કરનારો ખરેખર હોય છે ખરો ?

**દાદાશ્રી :** પ્રયાસ કરનારો છે તે માટે જ આ પ્રયાસ કહેવાય છે. એ સહજ નથી કહેવાતું. પ્રયાસ કરનારો જતો રહે એટલે એની એ જ વસ્તુ પછી સહજ કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો આ મન-વચન-કાયાની જે પ્રક્રિયા પ્રયાસ કરનારો કરે છે ત્યારે જે બની જાય છે અને પ્રયાસ કરનારો જતો રહે છે ત્યારે જે બને છે એ ખરેખર તો બન્ને મિકેનિકલ જ હતુંને ?

**દાદાશ્રી :** વસ્તુ એકની એક જ છે બનવામાં, બનવામાં ચેન્જ નથી.

**પ્રશ્નકર્તા :** એટલે આણે જો પ્રયાસ કર્યો ના હોત તોય એ જ બનત ?

**દાદાશ્રી :** પ્રયાસમાં ડખલ છે, એ ભાંજગડ છે.

**પ્રશ્નકર્તા :** ડખલનો ભોગવટો પોતાને આવે છે કે ડખલથી મન-વચન-કાયાનો ફેરફાર થાય છે ?

**દાદાશ્રી :** એ ફેરફાર થવાનોય નથી. પ્રયાસ કર્યો માટે અપ્રયાસ ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** એ ખરું છે પણ એ પ્રયાસ થાય છે, તેનાથી મન-વચન-કાયાની પ્રક્રિયામાં ફેરફાર થાય છે ?

**દાદાશ્રી :** કશોય ફેરફાર નહીં !

**પ્રશ્નકર્તા :** તો પછી પ્રયાસ કરવાથી શું પરિણામ ઊભું થાય છે ?

**દાદાશ્રી :** એ તો એનો અહંકાર છે ખાલી, 'હું કરું છું' !

**પ્રશ્નકર્તા :** એનાથી આવતા ભવની જવાબદારી ગણાય ?

**દાદાશ્રી :** હા, આવતા ભવની જવાબદારી લે છે. કારણ કે એ રોંગ બિલિફ છે.

**પ્રશ્નકર્તા :** અને એ રોંગ બિલિફ છૂટી જાય તો પ્રયાસ કરનારો જતો રહ્યો કહેવાય ?

**દાદાશ્રી :** પછી અપ્રયાસ દશા, સહજ થઈ ગયો. અમે ખાઈએ-પીએ એ બધું સહજ કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો રોંગ બિલિફ હતી ત્યારે પ્રયાસ કરનારો કહેવાયો, એ રોંગ બિલિફ ગયા પછી શું બને છે એ ?

**દાદાશ્રી :** કશુંય નથી બનતું, ડખો જતો રહે છે.

**પ્રશ્નકર્તા :** પણ જેને રોંગ બિલિફ હતી એનું અસ્તિત્વ હોય છે પછી ?

**દાદાશ્રી :** એક બાજુ આત્મા ને એક બાજુ આ દેહ, અપ્રયાસ દેહ, મન-વચન-કાયા. એ પછી પુદ્ગલ તો છે જ. પણ તે વચ્ચે ઈગોઈઝમ ભાગ ઊડી ગયો.

જેને સ્ટ્રેઈન પડતો હતો એ ચાલ્યો ગયો, થાકતો હતો તે ચાલ્યો ગયો. કંટાળી જતો હતો તે ચાલ્યો ગયો, વો સબ ચલે ગયા.

**પ્રશ્નકર્તા :** તો રહ્યો કોણ ?

**દાદાશ્રી :** કશુંય નહીં. આ સહજ રહ્યું. બીજા કોઈની મહીં ડખલ ના રહી.

**પ્રશ્નકર્તા :** આ દેહની ક્રિયા કરવાની હોય, વાણી છે, પણ એમાં પેલો અહંકારની જરૂર પડે છેને ?

**દાદાશ્રી :** કશી જરૂર નહીં. કૉઝિઝ કરનારો જ ચાલ્યો ગયો ત્યાં ! ઈફેક્ટ એકલી રહી.

**પ્રશ્નકર્તા :** તો પછી પેલું કહો છોને તમે કે અહંકાર સહી ના કરે ત્યાં સુધી ક્રિયામાં ના આવે, તો એ કયો અહંકાર પછી ?

**દાદાશ્રી :** ડિસ્ચાર્જ અહંકાર.

**પ્રશ્નકર્તા :** તો આ ડિસ્ચાર્જ અહંકારની ક્રિયામાં, એના પરિણામમાં શું ફેર હોય ?

**દાદાશ્રી :** સહજ ! પ્રયાસ કરનાર ના હોય, સહજ હોય.

**પ્રશ્નકર્તા :** હા, પણ એ સહજ હોય એમાં, પેલો પ્રયાસ કરનારો અહંકાર ના હોય, પણ ડિસ્ચાર્જ અહંકાર તો હોયને એમાં ?

**દાદાશ્રી :** એનો વાંધો નહીં. એ તો હોય જ ને ! એ તો એનું બધું મડદાલ. એનું નામ જ સહજ ક્રિયા.

## જ્ઞાની સદા અપ્રયત્ન દશામાં !

**પ્રશ્નકર્તા :** જમવાનું યાદ આવે, પેલી ચા યાદ આવે, એ બધું એને વિચાર આવ્યા કરે તો પેલી સહજતા તૂટી કહેવાય ?

**દાદાશ્રી :** સહજતા તૂટી જ જાયને ! સહજતા તૂટે તેથી કંઈ આત્મા ખાતો નથી, એ તો ખાનારો ખાય છે. છેવટે દેહને સહજ કરવાનો છે. આહારી થયો પણ સહજ કરવાનો. સહજ થવાની જ જરૂર. સહજ થતાં ટાઈમ લેશે. પણ સહજ એટલે પૂર્ણતા. સહજ એટલે સંપૂર્ણ અપ્રયત્ન દશા. અપ્રયત્ન દશાથી ચા આવે, ખોરાક આવે તો વાંધો નથી.

જ્ઞાની પુરુષ કોને કહેવાય ? જે નિરંતર અપ્રયત્ન દશામાં હોય તે. જગત આખું પ્રયત્ન દશામાં છે અને તમે યત્ન દશામાં છો. સારું-ખોટું કરો છો, તેમાંથી ડખો કરો છો, તમને એમ થશે કે આ પુદ્ગલની વંશ જતી રહેશે તો શું થશે ? આ પુદ્ગલની વંશ કોઈ દહાડો જતી નથી. જ્ઞાતા-દ્રષ્ટા, અક્રિય એવો આત્મા છે. એને યત્ને ય ના હોય ને પ્રયત્ને ય ના હોય.

**પ્રશ્નકર્તા :** આપને આત્મા જુદો વર્તે ! એટલે પ્રદેશે પ્રદેશે બધી જગ્યા એ જુદો વર્તે ?

**દાદાશ્રી :** હં, બધી જગ્યાએ. છે જ જુદો, તમારે ય જુદો છે.

**પ્રશ્નકર્તા :** છે તો જુદો જ, પણ આ વર્તવાની વાત છે ને !

**દાદાશ્રી :** વર્તવાનું એટલે પોતાનું જ્ઞાન સર્વસ્વ પ્રકારે છે. જેટલું અજ્ઞાન એટલું ના વર્તે.

**પ્રશ્નકર્તા :** પણ એનો અર્થ એવો કે આખા શરીરમાં વર્તે એ પ્રમાણે?

**દાદાશ્રી :** હા, એ પ્રમાણે જ વર્તે. જેટલું વર્તે એટલો સહજ. જ્ઞાન થયા પછી દેહ સહજ થાય. કારણ કે ક્રોધ-માન-માયા-લોભ જ્યાં ખલાસ થયા, ત્યાં સહજતા ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** સહજ થવું એ જ મોટી વાત છે.

**દાદાશ્રી :** મોટી વાત નહીં ? છેવટે સહજ જ થવું પડશે ને ! છેવટે સહજ થયાં વગર ચાલે જ નહીં.

## દાદાની અનોખી સાહજિકતા !

**પ્રશ્નકર્તા :** જ્ઞાની પાસે પડી રહો એવું જે કીધું તે, પડી રહો ને એટલે પછી આ જ બધું જોવાનુંને ?

**દાદાશ્રી :** હા. એમની સહજતા આખો દહાડો જોવા મળે. કેવી સહજતા ! કેવી નિર્મળ સહજતા છે, કેટલાં નિર્મળ ભાવ છે ! અને અહંકાર વગરની દશા કેવી હોય, બુદ્ધિ વગરની દશા કેવી હોય, એ બધું જોવાનું મળે. એ બે દશાઓ તો જોવાની મળે જ નહીં ને ! અહંકાર વગરની દશા ને બુદ્ધિ વગરની દશા જોવાની ન મળે. જ્યાં ને ત્યાં બુદ્ધિશાળીઓ ! તે આમ વાત કરે ને, તો ય નાક આમ ચઢેલું હોય ! કશું સહજ ના હોય. ફોટો પાડેને તે ઘડીએ નાક ચઢી જાય ! અને ફોટાવાળા અમને જુએ તો એને ફોટો ના લેવાં હોય તો ય લઈ લે, કે આ ફોટો પાડવા જેવા છે ! એ સહજતા ખોળે. નાકની કડકાઈ દેખે તો ફોટો સહજ ના આવે.

એટલે કો'કની જોડે જઈએ ને, કો'કના ટોળામાં, ત્યાં ય આપણું મોઢું

ચઢેલું ના દેખે એટલે પેલા સમજી જાય કે ના, ધેર ઈઝ સમથીંગ. લોકોને જોતાં બહુ સરસ આવડે છે. પોતાનું રાખતા નથી આવડતું. પોતાનું મોઢું વીતરાગ રાખતા નથી આવડતું પણ સામાનું મોઢું વીતરાગ છે તે એ જોતાં બહુ સરસ આવડે છે, બહુ ઝીણવટપૂર્વક. મોઢું ચઢી ગયેલું સારું ના દેખાય, નહીં ? ફોટામાં જુએ તો ય ખબર પડે કે આ ચઢી ગયેલું મોઢું છે. તેથી આ ફોટોગ્રાફરો ફોટો લે ને, તે સામો અસહજ થયેલો હોય એનો ફોટો લેતાં એમને ના ફાવે. એ સહજતા જુએ. અને અમારા માટે ખુશ જ. જેમ ફરીએ તેમ એ ખુશ. કારણ કે સહજ હોય. એ બહુ ખુશ થઈ જાય. સહજતા એમને જોઈતી હોય એ સહેજે મળે. અને પેણે તો કહેવું પડે, જરા સીધાં બેસજો. અને નહીં તો ય ફોટો પડાવતી વખતે આપણાં લોકો તેમાં અસહજતા હોય અને તે રૂપાળાય ના દેખાય એ ફોટા. સહજ ફોટો રૂપાળો દેખાય. સારો કયો દેખાય ? સહજ. પેલો અહંકાર મહીં ફેલાયેલો હોય.

તમે ફોટા લો તો તમે એમ કહો કે તમે હાથ જોડો તો અમે હાથ જોડીએ, બસ. બીજું મારે શું ? કારણ કે અમને એવું ના મનમાં થાય કે આ મારો ફોટો લે છે, નહીં તો વિકૃત થઈ જઈએ. અમે સહજમાં જ હોઈએ. બહાર ગમે એટલાં ફોટા લેવા આવે તો ફોટાવાળા ય સમજી જાય કે સહજમાં જ છે દાદા. તરત જ ચાંપ દબાવે.

જ્યાં સુધી અમારે સાહજિકતા હોય ત્યાં સુધી અમારે પ્રતિક્રમણ ના હોય. સાહજિકતામાં પ્રતિક્રમણ તમારે ય નહીં કરવું પડે. સાહજિકતામાં ફેર પડ્યો કે પ્રતિક્રમણ. અમને સાહજિક જ, જેવા દેખો, જ્યારે જુઓ ત્યારે અમે તેનાં તે જ સ્વભાવના દેખાઈએ. સાહજિકતામાં ફેર ના પડે.

## વ્યવસ્થિત સમજ્યે પ્રગટે સહજતા !

તમે આત્મા જ થઈ ગયા પછી હવે રહ્યું શું ?

**પ્રશ્નકર્તા :** એટલે આત્મા ચોખ્ખો થઈ ગયો. આ તો પેલું એમ કે એની દશા કેવી હોય ? એટલે કહ્યું કે અપ્રયત્ન દશા આખી ઉત્પન્ન થાય. ચંપલ પહેરવાનો પણ પોતે પ્રયત્ન ન હોય.

**દાદાશ્રી :** અત્યારે અપ્રયત્ન દશા જ છે એ તો. પ્રયત્ન તો અહંકાર હોય ત્યારે કહેવાય.

**પ્રશ્નકર્તા :** આપે કહેલું કે રેલ્વે સ્ટેશન પર ગયા હોય, ગાડીમાં જવાનું હોય તો સ્ટેશન પર જઈને ગાડી આવે છે કે નહીં ? આમ ડોકું કરીને જુએ નહીં.

**દાદાશ્રી :** એ જુએ તે વાંધો શો છે ? પછી પોતાને ખબર પડે કે આ ભૂલ ખાધી જરા. એટલે સહજ થવું છે એવો ભાવ રાખવો. આપણે દૃષ્ટિ કેવી રાખવાની ? સહજ. જે વખતે શું બને છે એ જોવું. અને ધ્યેય કેવો રાખવો કે દાદાજીની સેવા કરવી છે અને ભાવ સહજ રાખવો. દાદાની સેવા મળવી એ તો બહુ મોટી વસ્તુ છેને ! એ તો બહુ મોટી પુણ્યૈ હોય તો મળે, નહીં તો મળે નહીંને ! આમ હાથ જ ના અડાડાયને ! એક ફેરો આમ હાથ અડાડવું તે ય બહુ મોટું પુણ્યૈ કહેવાય ને ભેગું થાય તો મનમાં માનવું કે ઘણા દહાડે પ્રાપ્ત થયું એટલું ય કંઈ ઓછું છે ?! બાકી ગમે તે રસ્તે શુદ્ધ ઉપયોગમાં રહેવું.

**પ્રશ્નકર્તા :** સહજ તો ત્યારે જ થાયને, સંપૂર્ણ વિજ્ઞાન અંદર ખૂલી જાય તો જ સહજ થઈ શકે.

**દાદાશ્રી :** એ 'વ્યવસ્થિત' સંપૂર્ણ સમજાય ત્યારે સંપૂર્ણ સહજ થાય. હવે એ તો એની મેળે થયા જ કરે છે. એની બહુ એ નહીં રાખવાની કે આ મહેમાનોને માટે રાહ જોઈને બેસવાનું નહીં. રાહ જોઈએ તેનો પાર જ ના આવે. પણ વ્યવસ્થિત સમજાય કે તરત સહજ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** સહજ થવા માટે વ્યવસ્થિત પૂરું સમજાઈ જવું જોઈએ ને ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત પૂરું સમજાય તો પૂરો સહજ થઈ ગયો. બાકી વ્યવસ્થિત જેટલું સમજાય એટલો સહજ થઈ ગયો. એટલે ગભરામણ જ ના થાય. વ્યવસ્થિત સમજાય તો આ દુનિયામાં કકળાટ છે જ નહીં. અને વ્યવસ્થિત જેટલું સમજાય એટલું કેવળજ્ઞાન ખુલ્લું થતું જાય, તેટલો

સહજ થતો જાય.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત નથી સમજતો ત્યારે જ ઉપયોગની બહાર જાય છે ?

**દાદાશ્રી :** હા. ત્યારે જ જાય. નહીં તો ઉપયોગની બહાર જાય જ નહીં અને તો જ અસહજ થાય. વ્યવસ્થિત જેટલું સમજાય તેમ સહજ થતો જાય. જેમ જેમ વ્યવસ્થિત સમજાતું જાય, એનાં પડ ઉકલતાં જાય તેમ તેમ સહજ થતું જાય. નિર્વિકલ્પ તો થયાં છે, પણ સહજ થયા નથી. નિર્વિકલ્પ તો જ્ઞાન આપ્યું ત્યારથી જ થયા છે.

જેટલી સહજ અવસ્થા ઉત્પન્ન થાયને, તેમ તેમ વાણી-વર્તન બધું ફેરફાર થતું જાય. વીતરાગતા આવતી જાયને !

વાણી સહજ ક્યારે થાય ? જ્યારે ટેપરેકર્ડ બોલે છે, એમ થશે ત્યારે વાણી સહજ થશે. માલિકી વગરની વાણી થઈ ત્યારે સહજ થશે. ત્યાં સુધી પાંચ આજ્ઞા બરાબર પાળ ને એમાં આગળ વધ.

**પ્રશ્નકર્તા :** વાણીની સહજતા ચૌદ વર્ષ પછી આવે ?

**દાદાશ્રી :** તો જ થાય ને ! વાણીની સહજતા, મનની સહજતા, શરીરની સહજતા, ત્યારે જ આવે ને ! એ એનું ફળ છે. દેહાધ્યાસ છૂટતો છૂટતો છૂટતો સહજતા આવે. સહજતા આવે ત્યારે પૂર્ણાહુતિ કહેવાય. કારણ કે આત્મા તો સહજ છે જ અને દેહની સહજતા આવી ગઈ. કૃપાળુદેવે કહ્યું કે દેહાધ્યાસ છૂટે તો ય બહુ થઈ ગયું. તું કર્મનો કર્તા નથી. 'છૂટે દેહાધ્યાસ તો નહીં કર્તા તું કર્મ, નહીં ભોક્તા તું તેહનો, એ જ ધર્મનો મર્મ.'

સહજાત્મ સ્વરૂપ છેલ્લું પદ, સહજ સ્વરૂપ. સહજાનંદ, વગર પ્રયત્નનો આનંદ, સહજ આનંદ, અપ્રયત્ન દશા !

## પ્રગટે આત્મઐશ્વર્ય સહજપણામાંથી !

સહજ એટલે શું ? પાણી જ્યાં લઈ જાય ત્યાં જાય એના જેવું. પાણી

પાછું આમ ચાલ્યું જાય તો એમ ચાલ્યું જાય. પોતાપણું નહીં. પોતે પાણી જ્યાં લઈ જાય ત્યાં જાય એવું.

સહજ એટલે શું ? એક મિનિટ પણ સહજ થયો એટલે એ ભગવાન પદમાં આવ્યો. જગતમાં કોઈ સહજ થઈ શકે એમ નહીંને ! એક મિનિટ પણ ના થઈ શકે. સહજ તો આ અક્રમ વિજ્ઞાનથી તમે થયા છો ! નહીં તો આ વકીલાત કરતાં કરતાં સહજ થવાતું હશે ? વકીલ તે સહજ થતાં હશે ? પાછાં કેસ લઈને બેસેને ? પણ જો સહજ થવાનું ને ! એય અજાયબી છેને ! આ મોટામાં મોટા ચમત્કાર કહેવાય. છતાંય આપણે કહીએ કે ચમત્કાર જેવી વસ્તુ નથી. સમજણ નહીં પડવાથી લોકો કહે કે ચમત્કાર છે. બાકી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે આ બધાં !

અત્યારે તો આ વિજ્ઞાન છે જે તમને આપ્યું, તે તમને હવે નિરંતર સહજ જ કરી રહ્યું છે. અને સહજ થઈ ગયું એટલે મારા જેવા થઈ ગયા. મારા જેવા થઈ ગયા એટલે બ્રહ્માંડના ઉપરી કહેવાય. દાદા ભગવાનને બ્રહ્માંડના ઉપરી કહેવાય. એનું શું કારણ કે આ દેહના માલિક નહીં. એટલે આ દેહનો માલિક કોણ ? ત્યારે કહે છે કે આ પબ્લિક ટ્રસ્ટ.

**પ્રશ્નકર્તા :** દાદા, આપે બધાંને થોડું થોડું દરેકની શક્તિ પ્રમાણે આત્માનું ઐશ્વર્ય બતાવી દીધું.

**દાદાશ્રી :** કેવડું મોટું ઐશ્વર્ય બતાવ્યું ! જુઓને, મોઢાં પર કેવો આનંદ છે, નહીં તો દિવેલ ચોપડેલું હોય.

સહજ થયેલાનું એક વાક્ય બહુ હિતકારી હોય લોકોને ! એક જ વાક્ય જો સહજ થયેલાનું હોય તો બહુ હિતકારી. સહજ થયેલો જ નહીં ને ! સહજતાનો ઉપાય આપણે ત્યાં છે આ. હવે જેટલો ડાહ્યો થાય, પાંસરો થાય એટલો. પાંસરો થઈ ગયો કે, સહજ થઈ ગયો.

અમે અમેરિકા ગયેલા તે પોટલાની પેઠ ગયેલા ને પોટલાની પેઠ આવેલા. આ અમેરિકામાં બધે ગયેલા, ત્યાં ય એવું ને બધે એવું. અમારું કશું નહીં.

*'વિચરે ઉદય પ્રયોગ ! અપૂર્વ વાણી પરમ શ્રુત !'* એના જેવું !

**પ્રશ્નકર્તા :** આત્માનું જે ઐશ્વર્ય છે, તે સહજપણામાંથી પ્રગટ થતું હશે ?

**દાદાશ્રી :** સહજમાં જ, જેટલો સહજ થાય એટલું ઐશ્વર્ય પ્રગટ થાય. હવે સહજ તો ફોરેનવાળા ય રહે. આપણાં બાળકોય સહજ છે, પણ એ અજ્ઞાન સહજતા. એટલે આ જ્ઞાનપૂર્વકની સહજતા હોય તો થાય.

**પ્રશ્નકર્તા :** આ લૌકિક ઐશ્વર્ય હોય છે તો એનો મોડો-વહેલો ય થાક લાગે છે.

**દાદાશ્રી :** નર્યો થાક જ લાગે. એ ઐશ્વર્યનો થાક જ લાગે. મારી પાસે આટલા વીઘાં જમીન છે, મારે આટલા બંગલા, બધું વજન માથા પર પડે. જેટલું 'મારું' બોલેને એટલું માથા પર પડે. હા, બોલ્યા પછી શું થાય ? માથે પડ્યા પછી, ગભરામણ થાય એને, પછી છોડતાં આવડે નહીંને ! 'ન્હોય મારું' બોલે એટલે છૂટી જાય પણ એ આવડે નહીંને !

## ક્રિયાથી નહીં, તેમાં ચંચળતા બાંધે કર્મ !

આ જે ક્રિયા થઈ રહી છે એનો વાંધો નથી પણ તેમાં ચંચળતા ઉત્પન્ન થાય છે તે વાંધો છે. ક્રિયા બંધ કરવાની નથી. બંધ થાયે ય નહીં. એમાં જે ચંચળતા ઉત્પન્ન થાય છે, જે સહજતા તૂટી જાય છે, તેનાથી કર્મ બંધાય છે. સહજતા તૂટી ગઈ એટલે કર્મ બંધાયું. આ ક્રિયા કરીએ છીએ તેનો વાંધો નથી, બધી ક્રિયાનો વાંધો નથી, અભિમાન કરે તોય વાંધો નથી પણ ચંચળતા ના હોવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** શું છે તે ચંચળતા કહેવાય ? ચંચળતાના લક્ષણ શું ?

**દાદાશ્રી :** આપણું જ્ઞાન ના આપેલું હોય, તે તો જાણે ચંચળતામાં છે જગત આખું ય. આપણું જ્ઞાન આપ્યા પછી ચંચળતા નથી રહેતી એનામાં, સહજતા રહે છે. સહેજે પોતાનો ધક્કો ય નથી હોતો, બહારની ક્રિયા એની મેળે થયા કરે છે.

જે સહજતા તૂટી એટલે કર્મ થયું. એટલે આખું જગતે ય કર્મ બાંધી રહ્યું છે. ચંચળતા શુભ ભાવમાં હોય તો સારા કર્મ બાંધી રહ્યું છે. અશુભ ભાવમાં હોય તો ખરાબ કર્મ બાંધી રહ્યું છે. એટલે ફરી ભોગવવું પડે પાછું. ફરી પાછું બીજ પડે. ફરી ચંચળતા ઉત્પન્ન થાય.

## છે ઉતાવળ ? તો બન અપરિગ્રહી !

**પ્રશ્નકર્તા :** લક્ષ તો દાદા પેલી છેલ્લી દશાનું જ છે કે, એ દશા પૂરી થવા માટે આ જે જે કચાશો છે, જ્યારે જાણીએ કે છેલ્લી દશા આ છે ને આવું હોવું ઘટે, તો હવે એની માટે શું કરવું ?

**દાદાશ્રી :** એ તો જ્યારે એ વ્યવહાર બધો છૂટે ત્યારે કામ થાય તારું.

**પ્રશ્નકર્તા :** હવે અપ્રયત્ન દશા પહોંચવા માટે એ ફાઈલમાંથી નીકળવું કઈ રીતે ?

**દાદાશ્રી :** એ તને ખબર પડેને, એ કેવી રીતે ? આ વ્યવહાર તને વળગ્યો નથી, તું વ્યવહારને વળગ્યો છે. અમે તો આ ચેતવીએ કે ભઈ, આ બધી નુકશાનકર્તા વસ્તુઓ છે. તમારે જે જોઈએ છે તેમાં બાધક વસ્તુઓ છે એટલું ચેતવીએ. પછી એમને ગમતી હોય તો કર્યા જ કરે. એમાં મારે ના કહેવાનું ક્યાં છે !

**પ્રશ્નકર્તા :** જ્યારે ત્યારે તો છૂટવું તો પડશે જ ને, આ છૂટકો થોડો છે ?

**દાદાશ્રી :** હા, પણ એટલે જ્ઞાન જાણવાનું પછી.

જેને ઉતાવળ હોય તેને અપરિગ્રહી થવું જોઈએ. હા, નહીં તો ભજિયાં ખાતાં ખાતાં જવાનું. બેમાંથી એક નક્કી થવું જોઈએ. ભજિયાં ખાતાં ખાતાં જવાનું નહીં કશું ?

ફરજિયાત વ્યવહારને શુદ્ધ વ્યવહાર કહ્યો ભગવાને. સંડાસ જવું પડે, પેશાબ માટે જવું પડે, ખાવું પડે, પીવું પડે.

**પ્રશ્નકર્તા :** હા. તો નોકરી માટે જવું પડે એને ?

**દાદાશ્રી :** ના. નોકરી એ ફરજિયાત વ્યવહાર નથી. એ છે જ નહીં, નોકરી કરવાનું છે જ નહીં. નોકરી, વેપાર કે ખેતીવાડી કરવી, એવું છે જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** તો એ ઉડાવી દેવાય એવી વસ્તુ થઈ ને ?

**દાદાશ્રી :** એ તો સુખ હોય જ નહીંને ! જેને આગળની દશાઓ પ્રાપ્ત કરવી છે, તેને એ હોય જ નહીં. એ તો સમભાવે નિકાલ કરતો હશે, તેને ચાલે.

**પ્રશ્નકર્તા :** આમ આત્મજાગૃતિ ઉત્પન્ન થવી અને વ્યવહાર કરવો, પોતાની બધી શક્તિઓ વેડફીને વ્યવહાર કરવા જેવું થાય છે. દાદા પાસે જ્ઞાનની સમજ પ્રાપ્ત કરવી અને ત્યાં જઈને બધી શક્તિ વેડફી નાખવી, એના જેવું થાય છે એ તો.

**દાદાશ્રી :** એવું છે ને કે આ ખાવાનું શરીરને જરૂરિયાત છે ને, નેસેસિટી. એના વગર શરીર પડી જાય, મરી જાય. એટલા પૂરતું જ વ્યવહાર છે અને તે ય ભગવાને કહ્યું કે એક જ વખત ખાજે. તેથી કંઈ મરી નહીં જવાય. અને તે વહોરીને ખાજે અને પીડા નહીં આપણે વાસણો-બાસણો લાવવાની, કપડાં માંગીને લઈ લેજે. પછી આખો દહાડો કર્યા કરજે, ઉપયોગમાં રહો.

**પ્રશ્નકર્તા :** ઉદય સ્વરૂપે આ રહ્યા કરે અને પોતે ઉપયોગમાં રહે.

**દાદાશ્રી :** હા. આખો દહાડો ઉપયોગમાં રહેને? પછી ભાંજગડ નહીં. એ પીડા નહીં.

**પ્રશ્નકર્તા :** હવે જેને પૂરું કરી લેવું છે, એને અપરિગ્રહી દશા જોઈશે, અત્યારનો આખો વ્યવહાર ઉભો છે તેમાં કેવી રીતે નિકાલ કરીએ ? તેમાં કેવી રીતે અપરિગ્રહી દશા લાવવી ?

**દાદાશ્રી :** એ તો તારું તને પોતાને જ ખબર પડશે. ફાઈલોનો

નિકાલ આપણે કરવાનો છેને ?

**પ્રશ્નકર્તા :** પણ જ્યાં સુધી વ્યવહાર હોય ત્યાં સુધી એ વચ્ચે ઊભું રહ્યા કરે ને ?

**દાદાશ્રી :** એ તો વ્યવહારનો નિકાલ કરી નાખે ઝટપટ. પ્લેનની ટિકિટ કઢાવી હોય ને વરસાદ એકદમ વરસ્યો તે નિકાલ કર્યા વગર બેસી રહે ?

**પ્રશ્નકર્તા :** એ તો માર્ગ કાઢીને પહોંચી જાય.

## રહેવું સહજ કેવી રીતે ?

**પ્રશ્નકર્તા :** દેહને સહજ થવા માટે કંઈ સાધન તો જોઈએને ?

**દાદાશ્રી :** હા, સાધનો વગર તો સહજ કેમ કરીને થાય ? અને જ્ઞાની પુરુષનાં આપેલા સાધનો જોઈએ પાછાં, કેવા ?

**પ્રશ્નકર્તા :** ગમે એ સાધન ના ચાલે ? ગમે એનું આપેલું ના ચાલે ?

**દાદાશ્રી :** સહજ માર્ગ પ્રાપ્ત કરવો હોય, જેને અજ્ઞાન દશા છે, ભ્રાંતિની દશા છે, તેમાંય સહજ રીતે વર્તવાની શરૂઆત કરે ત્યારે સહજ માર્ગ પ્રાપ્ત થાય. સવારમાં ચા છે તે એ મૂકી જાય તો પીવી અને ના મૂકી જાય તો કંઈ નહીં. ખાવાનું એ મૂકી દે તો ખાવું, નહીં તો માંગીને ખવાય નહીં. ત્યાં આમ આમ કરીને ય ના ખવાય. એ સહજ યોગ બહુ વસમો છે આ કાળમાં તો. સત્યુગમાં સહજ યોગ સારો હતો. અત્યારે તો લોકો માગ્યા વગર મૂકે જ નહીંને ! પેલો સહજયોગવાળો માર્યો જાય બિચારો! આ મુશ્કેલ વસ્તુ છે.

અહીં સૂઈ જાવ તો સૂઈ જવાનું. માંગવાનો વખત ન આવે. સહજ પ્રાપ્ત સંયોગોમાં જ રહેવું પડે તો સહજ માર્ગ છે. બાકી બીજા બધા તો કલ્પિત લોકોએ સહજ માર્ગને ઊભા કર્યા છે. સહજ તો માર્ગ જ ના થાય. એ તે કંઈ લાડવા ખાવાના ખેલ નથી એ ! બધી કલ્પિત, કલ્પનાઓ કર કર કરેલી.

એક મહિનો સહજ રહેને તો પછી બીજો કોઈ સહજ યોગ કરવા જેવો જ નથી કશો. એક જ મહિનો સહજ રહે એટલે બહુ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** એક દિવસ સહજ કેવી રીતે રહેવાય ? એક દિવસ કાઢવો હોય સહજ રીતે તો કેવી રીતે ? એનું વર્તન કેવું હોય ?

**દાદાશ્રી :** વર્તન? સહજ પ્રાપ્ત સંયોગો, બહાર અને અંદર જે મનનાં, બુદ્ધિના સંયોગોથી પર ત્યારે સહજ પ્રાપ્ત થાય. અંદર જે બૂમાબૂમ કરે મન-બન બધા, એ બધાને છેટા રહીને, પોતે જુએ-જાણે આ બધું. અને બહાર સહજ પ્રાપ્ત સંયોગો. બે વાગ્યા સુધી જમવાનું ના મળે તો બોલાય નહીં. ત્રણ વાગે, સાડા ત્રણે આવે તો તે વખતે, જે વખતે આપે તે.....

**પ્રશ્નકર્તા :** આ સંસારની જવાબદારીઓ જે અદા કરવાની હોય, તેમાં સહજ કેવી રીતે રહેવાય ?

**દાદાશ્રી :** ના રહેવાય. એ સહજયોગ તો કો'ક અબજોમાં એકાદ માણસ કરે, કો'ક ફેરો ! સહજ તો, એ વાતો બધી કરવા જેવી નથી. એનાં કરતાં દિવો કોઈ પ્રગટ થયેલો હોય તેને, જ્ઞાનીને કહીએ, 'સાહેબ, મારો દિવો સળગાવી આપો.' તો એ સળગાવી આપે. ભાંજગડ મટી ગઈ. દિવો સળગાવવા સાથે જ કામ છે ને આપણે ! એ જ્ઞાનમાર્ગ ઉપર સહજ રહેવાય. અમે તો નિરંતર સહજ જ રહીએ છીએ, નિરંતર સહજ !

સહજતામાં મળ્યું હોય તે ભલે ને, દૂધપાક-પૂરી ને માલપૂડા આ, કહે છે, જેટલાં ખવાય એટલાં. અને પછી રોટલો ને શાક મળ્યું હોય તે ય ખા. માલપૂડા ને દૂધપાકનો આદર કરીશ નહીં અને રોટલાને ખસેડીશ નહીં. હવે એકનો આદર કરે ને પેલાનો અનાદર કરે, ધંધો જ શો ?

**પ્રશ્નકર્તા :** દાદા, સહજ થવું, સહજ થવું, એ બધું વાંચ્યું'તું બહુ, પણ સહજ કેવી રીતે થવાય, તે આ આપે કીધું ને, કે દૂધપાક જો આવતો હોય તો ખા, રોટલો આવતો હોય તો ખા, એ આપની વાત ઉપરથી પછી એ વસ્તુ સહજ કેવી રીતે થવું, એ સમજમાં બેસી જાય.

**દાદાશ્રી :** એકનો અનાદર નહીં ને એકનો આદર નહીં એ સહજ.

આવી પડેલું એનું નામ સહજ. પછી છો કહે, ભઈ, તળેલું છે, તળેલું છે, નડેને ! મૂઆ, તળેલું તો વિકૃત બુદ્ધિવાળાને નડે. સહજને કશું નડે નહીં. આવી પડેલું ખા. આવી પડેલું દુઃખ ભોગવ, આવી પડેલું સુખ ભોગવ. દુઃખ-સુખ હોતું જ નથીને જ્ઞાનીને ! પણ આવી પડેલું.

અને કડવું લાગે તો રહેવાં દે ?

**પ્રશ્નકર્તા :** ના, કાઢી નાખે.

**દાદાશ્રી :** માટે એ શું મોઢું થતું હોય તે થવા દેવું. આપણે ડખલ કરવી નહીં, એનું નામ સહજ. આ માર્ગ સહજનો છે બધો.

**પ્રશ્નકર્તા :** 'સહજ મિલા સો દૂધ બરાબર', એમ કહે તો સહજની પ્રાપ્તિ પ્રારબ્ધને આધીન છે, તો પુરુષાર્થમાં શું ફેર ?

**દાદાશ્રી :** સહજની પ્રાપ્તિ પ્રારબ્ધને આધીન નથી, એ જ્ઞાનને આધીન છે. અજ્ઞાન હોય તો અસહજ થાય અને જ્ઞાન હોય તો સહજ થયા કરે. અજ્ઞાન હોય તો અસહજ છેને જગત આખું.

આ તો અક્રમ વિજ્ઞાન છે, ક્રમ-બમ કશું નહીં. કરવાનું કશું જ નહીં. કરે ત્યાં આત્મા ના હોય. કરે ત્યાં સંસાર ને સહજ ત્યાં આત્મા !

## અપ્રયાસપણે વિચરે, એ છેલ્લી દશા !

આ જંજાળથી વીંટાય છે, રોજ રોજ વધારે ને વધારે વીંટાય છે. ઘરમાં બાગ ન હતો એ લોકોનો બાગ જોઈને પોતે બાગ ઊભો કરે. પછી ત્યાં ખોદ ખોદ ખોદ, ખાતર લઈ આવે છે, પાછો પાણી નાખ નાખ કરે છે. ઉલ્ટું આ જંજાળ વધાર વધાર વધાર કરે છે, મૂઓ. કેટલી જંજાળ રાખવા જેવી હતી ?

**પ્રશ્નકર્તા :** ખાવા-પીવા જેટલી.

**દાદાશ્રી :** હંઅ, આવશ્યક જેને કહેવામાં આવે. આવશ્યક એટલે જેના વગર ન ચાલે. ના ખઈએ તો શું થાય ? મનુષ્યપણું નકામું જાય. શું થાય ? એટલે એવું કંઈ નહીં કે અત્યારે તું વેઢમી ને પૂરણપૂરીને એવું તેવું

બધું ખા. જે કંઈ ખીચડી કે દાળ-ભાત હોય પણ આવશ્યક, એના પૂરતું આપણે પરવશ રહેવાનું હતું. શેના પૂરતું ? આવશ્યક.

**પ્રશ્નકર્તા :** બરોબર.

**દાદાશ્રી :** હવે ખાધું એટલે કંઈ ખાધું એકલું કંઈ ચાલે ? પાછું એનું પરિણામ આવે, રિઝલ્ટ તો આવે કે ના આવે, જે કરો તેનું ?

હવે આવશ્યક ઓછાં થાય એવાં ય નથી. કોઈ કહેશે, મારે ઓછા ય કરવા છે, પણ થતાં નથી. છોકરાંની વહુ બૂમાબૂમ કરે છે. ઘરમાં બૈરી કચકચ કર્યા કરે છે. પણ મનમાં એટલો ભાવ હોય કે મારે ઓછા કરવાં છે એટલો ભાવ થાય તો ય બધું બહુ થઈ ગયું.

જેટલું વધારે અન્‌આવશ્યક, એટલી વધારે ઉપાધિ. આવશ્યકે ય ઉપાધિ છે, છતાં ય ઉપાધિ ગણાય નહીં. જરૂરિયાત છે એટલે. પણ અન્‌આવશ્યક એ બધી ઉપાધિ.

દરેક વસ્તુ, આવશ્યક બધું, વિચાર્યા વગરનું સહજ થવું જોઈએ. એની મેળે જ થાય. પેશાબ કરવાની રાહ ના જોવી પડે. એની મેળે જ થાય અને તે જગ્યા ના જુએ. અને આમને તો આ બુદ્ધિશાળીઓને જગ્યાએ જોવી પડે. પેલું તો જ્યાં પેશાબ કરવાનું થાય ત્યાં થઈ જાય, એનું નામ આવશ્યક બધું.

**પ્રશ્નકર્તા :** આ તો એકદમ છેલ્લી દશાની વાત થઈને ?

**દાદાશ્રી :** છેલ્લી જ ને ! ત્યારે બીજી કઈ ? છેલ્લી દશાના ઉપરથી આગળની દશાઓ આપણે કરતાં જઈએ તો એવી દશા ઉત્પન્ન થાય. પણ આગળથી જ દુકાન મોટી કરતાં ગયા હોય તો ? છેલ્લી દશા મોડી આવે.

**પ્રશ્નકર્તા :** છેલ્લી દશાનું પિક્ચર સામે હોય તો જ ત્યાં સુધી જવાયને ?

**દાદાશ્રી :** તો જ જઈ શકીએ. આ એક પિક્ચર છેલ્લી દશાનું આપું છું. ફક્ત આવશ્યક એકલાં જ હોય. તે ય થાળી-લોટો ના હોય અને

આવશ્યકે ય મુતરડી આવતાં સુધી રાહ ના જુએ. એ સહજ એટલે ત્યાં જ, ગાયો-ભેંસોની પેઠ. એમને શરમ-બરમ કશું હોય નહીં. ગાયો-ભેંસોને શરમ આવે છે ? કેમ આ લગ્નના માંડવાની અંદર ગાય ઊભી હોય તો ય ?! તે ઘડીએ વિવેક ના કરે ?

**પ્રશ્નકર્તા :** જરાય નહીં, કોઈનો વિવેક ના રાખે. બધાના કપડાં બગાડે. એટલે આવી સહજ સ્થિતિ વખતે પોતાનો ઉપયોગ કેવો હોય ?

**દાદાશ્રી :** બિલકુલ કમ્પ્લિટ ! દેહ સહજ તો બિલકુલ આત્મા કમ્પ્લિટ !!

**પ્રશ્નકર્તા :** તો એની બહારની પ્રત્યે દષ્ટિ જ ના હોય ?

**દાદાશ્રી :** એ બધું કમ્પ્લિટ હોય, બહાર એ બધું દેખાયા કરે. દષ્ટિમાં જ આવી ગયું બધું અને એ જ સહજ આત્મસ્વરૂપ, તે પરમ ગુરુ. જેનો આત્મા આવો સહજ રહેતો હોય, તે જ પરમ ગુરુ !

**પ્રશ્નકર્તા :** તો પછી આ અત્યારે કહે ને કે આ પેલી મૂતરડી ખોળે કે શરમ આવે, એ કોને ? એ શું વસ્તુ છે ?

**દાદાશ્રી :** વિવેક રહ્યો જ ને ! તે સહજતા ના રહેવા દે. સહજતામાં તો વિવેક કશું જ ના હોય. સહજતામાં તો એ ક્યારે ખાય કે જ્યારે પેલો આપે ત્યારે ખાય, નહીં તો માંગવાનું ય નહીં, વિચારે ય નહીં, કશું ય નહીં. તે ભૂખ લાગતી હોય તો એમાં ય નહીં.

**પ્રશ્નકર્તા :** ભૂખ લાગતી હોય ત્યારે શું કરે ?

**દાદાશ્રી :** કશુંય નહીં.

**પ્રશ્નકર્તા :** એને ઉદય પણ એવા હોય ને, ભૂખ લાગે ત્યારે વસ્તુ ભેગી થાય ?

**દાદાશ્રી :** એ તો નિયમ જ હોય, ભેગી થઈ જાય. બધું ભેગું થઈ જાય, સહજ.

**પ્રશ્નકર્તા :** એટલે પછી તો આવશ્યકમાં જાય જ. ખાવાનું હોય, કપડાં નહીંને ? આવશ્યકમાં કપડાં નહીંને ?

**દાદાશ્રી :** કશું હોય નહીં, આવશ્યક એટલે કપડાં-બપડાં કશું આવે નહીં, દેહની જ જરૂરિયાત.

## સહજ દશા પહોંચવાની પેરવીમાં...

**પ્રશ્નકર્તા :** અત્યારે આ સંજોગોમાં છીએ અને આ બધી આવશ્યક કરતાં ય ઘણી બધી વધારે ચીજો છે અત્યારે અને ત્યાંથી આવશ્યક સ્થિતિ સુધી પહોંચવાનો સાંધો કયો ? રસ્તો કયો ?

**દાદાશ્રી :** આ ઓછું થાય તેમ તેમ. જેટલું વધારીએ તો મોડું થશે. ઓછું કરીએ તો વહેલું થશે.

**પ્રશ્નકર્તા :** ઓછું કરવા માટે શું કરવાનું ?

**દાદાશ્રી :** કેમ તારે નથી પૈણવું તો ઓછું નહીં થાય ? અને પૈણવું હોય તેને ?

**પ્રશ્નકર્તા :** વધી જાય.

**દાદાશ્રી :** હા, તો બસ. કંઈ નિશ્ચય તો હોય ને ! બધું યોજનાપૂર્વક હોય કે એમ ને એમ ગપ્પું હોય ? મોક્ષે જવું છે તો યોજનાપૂર્વક હોયને ?

**પ્રશ્નકર્તા :** યોજનાપૂર્વક એટલે પોતે કરવું પડે છે એવું ? યોજનાપૂર્વક પોતે ગોઠવવું પડે છે ? આવાં ડિસિઝન બધા ગોઠવવા પડે ?

**દાદાશ્રી :** ગોઠવવાના નહીં, એ તો ગોઠવાઈ જ ગયેલા હોય બધા. આ તો આપણે છે તે આ વાતો કરીએ છીએ. આ આમાંથી જેટલો ભાવ ઓછો થાય તો રાગે પડે તો સહજ થાય, નહીં તો સહજ શી રીતે થાય તે ! આપણા મનમાં માનેલું ચાલે નહીં. મનમાં માનેલું એક પણ ચાલ્યું, તે ચાલતું હશે ?

**પ્રશ્નકર્તા :** આ પરણવાનું નહીં, તો એ દિશાની આખી જંજાળ ઓછી થઈ જાય...

**દાદાશ્રી :** જેટલી જંજાળ ઓછી એટલો સહજ થતો જાય અને એટલો જ તે હેલ્પફૂલ થાય. જંજાળ આગળ વધારીએ તો સહજતા ઓછી થતી જાય. આપણે કંઈક જ્ઞાન આપ્યું, ત્યારથી થોડોક સહજ થયો છે, કંઈક અંશમાં. અને કોઈ કહેશે, આ ચાલોને, હવે દાદાએ ફાઈલો કહી છે એ જેટલી કરીએ, એનો વાંધો શું છે હવે ! તે આપણે કંઈ ના પાડીએ, એને અવળું કરવું હોય તો ?

**પ્રશ્નકર્તા :** આ બહારની વસ્તુઓ ઓછી થવા માટે અંદરની જાગૃતિ કેવી હોવી જોઈએ ?

**દાદાશ્રી :** અંદરની જાગૃતિ એવી હોવી જોઈએ કે વસ્તુઓ એને દુઃખદાયી લાગ્યા કરે.

**પ્રશ્નકર્તા :** હવે તો આપે દેખાડ્યું કે આવશ્યક સિવાયની બધી વસ્તુઓ જેટલી પાડી દેવાય એટલી પાડી નાખવી જોઈએ એવું જ થયું ને ?

**દાદાશ્રી :** હં. બધી ન હોવી જોઈએ. વળગી પડી હોય તો ધીમે ધીમે કેમ કરીને છોડી દેવી, એની પેરવીમાં રહેવું.

**પ્રશ્નકર્તા :** એટલે એ છોડી દેવાનું શેમાં રહે ? આ વસ્તુઓ ના હોવી જોઈએ કહ્યું ને ?

**દાદાશ્રી :** છોડી દેવું, શબ્દો નહીં જોખવાના આમાં. આ તો અંદર આપણે સમજી જવાનું કે આ આનાથી ક્યારે છૂટાય ! પોતાને અહિતકારી લાગે તો તરત છોડી દે. જુઓને, પૈણવાની વખતે ના પાડી દે છે ચોખ્ખું ચટ્ટ.

**પ્રશ્નકર્તા :** આ પોતાને અહિતકારી વસ્તુ લાગે એવું બધી બાબતમાં પકડાવું જોઈએ.

**દાદાશ્રી :** બધું લાગે ત્યારે દહાડો વળે ને ! બીજામાં ઈન્ટરેસ્ટ છે હજુ તો. તમને પૈણવામાં ઈન્ટરેસ્ટ નથી તો ચોખ્ખું કહી દે છે, ન્હોય મારું.

બહારના સંજોગો આવે તો ય ફેંકી દે છે. એવું બધું હોવું જોઈએને !

**પ્રશ્નકર્તા :** અથવા તો છૂટેલો જ હોયને, એ જ્યારે અંદર ચોક્કસપણે નક્કી છે કે આ વસ્તુ મારી નથી, તો કોઈ ખેંચી જાય તો ય છૂટો જ છુંને હું આનાથી.

**દાદાશ્રી :** હા, એવું બધું એ હોવું જોઈએ તો વાંધો નથી. એ ભરત રાજાને એવું હતું કે આખું રાજ બધું લઈ લે, રાણીઓ ઉઠાવી જાય તો ય હસે એવા હતા. કાં તો પછી એ બધું હોવું જ ના જોઈએ. પરિગ્રહ હોવા છતાં સંપૂર્ણ અપરિગ્રહી હોવો જોઈએ. અમને એવું છે, બધા પરિગ્રહ હોવા છતાંય સંપૂર્ણ અપરિગ્રહી !

**પ્રશ્નકર્તા :** એ પરિગ્રહ હોવા છતાં સંપૂર્ણ અપરિગ્રહી એટલે વસ્તુ અને પોતે, એનું એવું શું કનેકશન કર્યું ? એ કેવી રીતે છૂટું પાડ્યું ?

**દાદાશ્રી :** છૂટું પાડેલું નહીં, અપરિગ્રહવાળો જ 'હું'.

**પ્રશ્નકર્તા :** એ કઈ રીતે પણ ? કારણ કે અત્યારના સંજોગો બધા એવા છે કે એકેય વસ્તુ ખસેડી ખસે એવી નથી. ભાવનામાં હોય પણ પહેલો રસ્તો આ છે કે એ વસ્તુથી છૂટા થઈ જવું.

**દાદાશ્રી :** 'આઈ' વીધાઉટ 'માય' ઈઝ ગોડ ! બધી 'માય'ની ફાચર છે.

**પ્રશ્નકર્તા :** એટલે 'માય' કાઢી નાખે, તો વસ્તુ તો ત્યાંની ત્યાં ભલે પડી !

**દાદાશ્રી :** હા, બસ ! છેવટે આ દેહને સહજ કરવાનો છે. જે તે ચિતરામણ વધારે કર્યું હોયને, તેને અસહજ વધારે કરેલું હોય. એટલે એને સહજ થતાં વાર લાગે. અમારે ચિતરામણ ના કર્યું હોય, તે ઝટ ઉકેલ !

## સહજને જોવાથી થવાય સહજ !

એક જ વસ્તુ કહેવામાં આવે છે કે ભઈ, આત્મા તો સહજ છે. તું

હવે આ પુદ્ગલને સહજ કર. હવે 'સહજ શી રીતે થાય ?' સહજને જોવાથી સહજ થઈ જાય છે. જ્ઞાનીને જોવાથી, એમની સહજ ક્રિયાઓને જોવાથી સહજ થઈ જાય છે. ત્યારે કહે, 'કૉલેજમાં ના શીખાય ?' કૉલેજમાં ના આવડે એ. કારણ કે એ પ્રોફેસરોને જ ભાન નથી, ત્યાં કૉલેજમાં શી રીતે આવડે ? અને શબ્દરૂપ નથી આ જ્ઞાન, આ તો સહજ ક્રિયા છે.

જેમ બહારવટિયા પાસે છોકરાને મૂક્યો હોય તો એ છ મહિનામાં તો ફર્સ્ટક્લાસ બહારવટિયો થઈ જાય ને વીસ વર્ષ સુધી એની કૉલેજમાં ભણવા જાય તો ય ના થાય. એવું આ જ્ઞાની પુરુષની પાસે રહ્યો, તે એની મેળે સહજતા ઉત્પન્ન જ થઈ જાય છે.

અનાદિ કાળથી પાર વગરની ચંચળતા ઉત્પન્ન થઈ છે, તે ચંચળતા ધીમે ધીમે ધીમે ઠરતી ઠરતી સહજતા ઉત્પન્ન થઈ જાય છે.

મને કોઈ ગાળ ભાંડતો હોય, તે વખતે મારી સહજતા જોઈને તમને મનમાં એમ થાય કે ઓહોહો, આવું ! તે તમને તરત આવડી ગયું. જોયું કે આવડી ગયું. પછી તમને ગાળ ભાંડે તો ય સહજતા આવડી જાય. નહીં તો લાખ અવતારે ય શીખાય નહીં. જ્ઞાની પુરુષ પાસે રહેવાથી બધા જ ગુણો પ્રગટ થયા કરે એની મેળે, સહજ પ્રગટ થાય ! અક્રમ વિજ્ઞાન કહે છે તે ય એનો કહેવાનો ભાવાર્થ એટલો જ કે સહજ થતું જાય !

**પ્રશ્નકર્તા :** અક્રમ વિજ્ઞાન જે છે તે સહજ યોગથી કંઇ ફેર ખરો?

**દાદાશ્રી :** સહજ યોગ જ છે આ. પૂર્ણ વિજ્ઞાન છે આ. સહજ યોગ એટલે અસહજ નહીં. આ બધું જગત તો કલ્પિત છે અને આ સહજ છે. અક્રમ વિજ્ઞાન એ પૂર્ણ વિજ્ઞાન છે. આ પૂર્ણ વિજ્ઞાન એટલે અધૂરું હોય ત્યાં સુધી અસહજ. પૂર્ણ થયું એટલે સહજ થઇ ગયું.

**પ્રશ્નકર્તા :** હું એમ માનું છું કે આ જે અક્રમ વિજ્ઞાન છે એટલે જે પેલું રેગ્યુલર જે યોગ છે, યમ-નિયમ-આસન-ધારણા-ધ્યાન-સમાધિ એની કોઇ જરૂર પડતી નથી ?

**દાદાશ્રી :** એની જરૂર જ નહીંને ! અષ્ટાંગયોગ પુર્ણાહૂતિ થાય ત્યારે આ પદ પ્રાપ્ત થાય. એ પૂર્ણાહૂતિ થાય ! તો જ સહજ થાય ને નહીં તો સહજ થાય નહીંને ! અષ્ટાંગયોગ એ ધોરી રસ્તો છે અને આ કોઈ ફેરો અપવાદ રસ્તો છે. કો'ક વખત આ ઉત્પન્ન થાય. બાકી મૂળ ધોરી રસ્તો પેલો છે, આ તો અપવાદ છે. કાયમ રહેતો નથી આ માર્ગ. અપવાદમાં જેટલાને દિશા મળી ગઈ, એટલાનું કામ થઈ ગયું.

❖ ❖ ❖ ❖ ❖

[૯]

# એક પુદ્ગલને જોવું !

## પુદ્ગલ નાચે ને આત્મા જુએ !

પુદ્ગલ સંસારી સંપૂર્ણ નાચ કરે ને આત્મા જુએ તો જ ફૂલસ્ટોપ થયું કહેવાય. સંસારી સર્વ નાચ કરે, એમ નહીં કે ભઈ, આ અમારે ના જોઈએ. આમ થશે તો આમ થઈ જશે, મને ચોંટી પડશે. ફિલ્મમાં કાપકૂપ કરવાની ના હોય. અમુક ભાગ કાઢી નાખે તો કનેકશન મળે નહીં. એટલે બધી સહજ ફિલ્મ હોવી જોઈએ. જે છે ને સંસારી સહજ ફિલ્મ બહુ સારી. ત્યાગીને ત્યાગીની સહજ ફિલ્મ હોય તો ચાલે. એને સહજ હોવી જોઈએ. પણ વચ્ચે કટ ઓફ કરેલી એવી ના જોઈએ. મારે આ ના ખપે અને મારે આ ખપે. અલ્યા મૂઆ, તું આમ કાપ કાપ શું કરવા કરે છે ફિલ્મને ? જે બન્યું એ ચાલવા દેને અહીંથી ! બહુ દહાડા એવું કર્યું છે. હવે ઠેકાણે આવી ગયું છે. પાછું એને ફરી ઊંધું શું કરવા કરે છે ? એવું કરી કરીને તો આ બધું ઠેકાણે આવ્યું છે. આ જોઈએ, આ ના જોઈએ, એમ કરતાં કરતાં ઠેકાણે આવે કે ના આવે ? હવે ઠેકાણે આવ્યા પછી પાછું એવું કરવાનું ?

હવે મને છ વિગઈ છોડી દેવી છે, કહે છે. અલ્યા મેલને પૂળો, વિગઈ છોડીશ તો તું ખાઈશ શું ? ગોળ, ઘી, દહીં, માખણ-બાખણ, તે બધું વિગઈમાં ગણાયને ? તેલ-બેલ બધું. મૂઆ, છોડવાની ભક્તિ કરું છું

કે ભગવાનની કરું છું ? ભગવાનની ભક્તિ કરે છે ? ભગવાન એ કોને ઘરે રહ્યા, એ કોની ભક્તિ કરે છે ?

એટલે આપણે કહેવું કે પુદ્ગલનો સંપૂર્ણ નાચ, જ્યારે આત્મા જુએ ત્યારે જાણવું કે ફૂલસ્ટોપ આવ્યું. કોઈ નાચમાં રસ ના લે તો સંપૂર્ણ આવી ગયું. રસ ના લેવો જોઈએ. રસ ક્યારે ના લે કે પોતે પૂર્ણ સ્વરૂપ હોય તો જ. તે તમને પૂર્ણ સ્વરૂપ આપ્યું છે, રસ ના લે એવું જ આપ્યું છે. અને અધૂરું સ્વરૂપ રસ લે. આ ત્યાગવું પડશે, આમ કરવું પડશે. ડખો મૂઆનો. ક્યારે ત્યાગ નથી કર્યો ? કયા અવતારમાં ત્યાગ નથી કર્યો ? અને એનું એ જ પાછું ગ્રહણ કરે છે. આ સાધુઓ થાય છે ને, તે આ અવતારમાં સાધુ થાય, પછી ઘૈડપણ આવવાનું થાય એટલે કંટાળે કે બળ્યું આમાં... એના કરતાં સંસારી સારું હતું.

એટલે બે વસ્તુ રાખવી, કાં તો વર્તમાનમાં વર્તે, કાં તો છે તે પોતાના પુદ્ગલને પોતે જોવું. મેં તમને આત્મા એટલો બધો ચોખ્ખો કરી આપ્યો છે કે પોતાના પુદ્ગલને બધી રીતે જોઈ શકો તમે.

દેખતાં દેખતાં પોતાનું અજવાળું છે ને, તે વધી જાય ને સુખે ય વધતું જાય. સુખ નથી વધ્યું ? ત્યારે કહે, સુખ તો બહુ વધ્યું છે. ત્યારે મૂઆ એનો વાંધો શો છે ? એ તો પેલી પુદ્ગલ બાજુની બૂમાબૂમ કરે છે. પણ પુદ્ગલ બાજુ આપણી છે નહીં, પછી ક્યાં સુધી ભાઈબંધી રાખવી ? એ પુદ્ગલની ફ્રેન્ડશીપ આટલા બધા માર મારે તો ક્યાં સુધી રાખવી ? ધીમે ધીમે મોળી ના કરી શકાય ? મિત્રાચારી મોળી ના પડાય ? આપણો કોઈ મિત્ર હોય ને બહુ દગાબાજી કરે તો પછી ? ધીમે ધીમે મિત્રાતારી મોળી કરી નાખીએ. એવું આમાં મોળું કરી નાખવું.

## પહેલું જુઓ પછી જાણો !

**પ્રશ્નકર્તા :** આપે આપ્તવાણીમાં કહ્યું છે કે તમે જાણો છો પણ જોતા નથી એ શું છે ?

**દાદાશ્રી :** ચંદુભાઈ શું કરે છે, ચા પીધી, ખાધું-પીધું બધું જુઓ. આ

તો એકલું જાણ્યા કરે છે ખરો પણ જોતો નથીને ! પુદ્ગલને નિરંતર જોયા જ કરવું જોઈએ. પહેલી ફરજ એ જ છે, જાણવાની ફરજ પછી છે.

**પ્રશ્નકર્તા :** આ જોવાનું એટલે કઈ રીતે આમ ?

**દાદાશ્રી :** આ શું કરે છે એમ ના દેખાય, બળ્યું ? આ ચંદુભાઈ આખો દહાડો શું કરે છે, એ મને દેખાય છે. એવું 'તમને' દેખાવું જોઈએ. બસ, એટલું જ. એવું જ, નવી ડિઝાઈનનું નહીં પાછું. કોઈ નવી ડિઝાઈન કે કંઈ નહીં કે મહીં એમાં આર્કિટેકચરને લાવવાની જરૂર નથી. જેવું મને દેખાય છે એવું તમને દેખાવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** આપે એકવાર વાત કરેલી કે ચંદુભાઈ જમતાં હોય તો અરીસામાં જેવું દેખાય, એવી રીતે દેખાવુ જોઈએ.

**દાદાશ્રી :** હા. એટલે એવું જ દેખાવું જોઈએ. એ અરીસાને દેખાય કે મને દેખાય, બધું એકનું એક જ છેને ! એવું જ દેખાવું જોઈએ. અઘરું ખરું એ ?

**પ્રશ્નકર્તા :** દાદા, એ તમને સહેલું, બાકી અમને તો અઘરું ખરું ને ?

**દાદાશ્રી :** ના. પણ એ ધીમે ધીમે ફીટ કરવાનું, પછી એની મેળે ફીટ થઈ જાય. એ બાજુ દૃષ્ટિ ના દોડે એ પછી ફીટ શી રીતે થાય ? મહાવીર ભગવાન તો એક જ કર્યા કરતા હતા કે મહાવીર શું કરે છે એ જોયા કરતા હતા, બસ. બીજી ભાંજગડમાં જ નહીં. મહાવીર જાગતાં હોય ત્યારે એ જાગતાં જુએ, હું જોવું એ રીતે. હું જોતો હોઉં ને એ રીતે 'તમારે' જોવાનું છે. કોઈ જાગૃત અને સમજદાર માણસ જોયા જ કરતો હોય, આપણું બધું નિરીક્ષણ કર્યા કરતો હોય, એવું નિરીક્ષણ 'તમારે' કરવાનું, એટલું જ છે ને ! બીજાનું કરી શકવાની શક્તિ તો બધાં લોકો ધરાવે છે, પણ આ તો પોતાનું નિરીક્ષણ કરવાની શક્તિ ! કારણ કે અનાદિનો અભ્યાસ નહીં ને, એટલે ત્યાં કાચો પડી જાય.

અરીસામાં જોઈને સહેલું કરી આપીએ છીએ. એમ કરતાં કરતાં

પ્રેક્ટિસ પડે કે આ અનાદિકાળથી આવું જોયેલું જ નહીં ને ! કારણ કે 'આ હું પોતે જ છું', તો પછી જોવાનું જ ક્યાં રહ્યું ! આ તો પોતે જુદો પડ્યો એટલે જુએ છે. જોનાર જુદો થયો !

એટલું છેલ્લું જ્ઞાતા-દ્રષ્ટા તો ચંદુભાઈ જ આવતા-જતાં હોય તો તમને એમ દેખાય કે 'ઓહોહો, આવો ચંદુભાઈ, આવો ચંદુભાઈ'. ચંદુભાઈ વાત કરતાં હોય તો ય તમને જુદા દેખાય.

## જોવાથી થાય શુદ્ધિ !

**પ્રશ્નકર્તા :** તમે શુદ્ધાત્મારૂપે રહીને તમારા અહંકાર-મન-બુદ્ધિને જોયા કરો અને પછી આપે કીધું કે એમને શુદ્ધ કર્યા વગર તમારો છૂટકારો નહીં થાય. તો પછી જે ઘડીએ એને શુદ્ધાત્માપદ પ્રાપ્ત થયું, તો એમ ને એમ એ શુદ્ધ ના થઈ જાય ?

**દાદાશ્રી :** એ અમારી આજ્ઞા પાળોને એટલે જોવાય. એ જોવાથી શુદ્ધ થઈ જાય. એને અશુદ્ધ જોયો, અશુદ્ધ કલ્પ્યો એટલે બંધાયો. એને શુદ્ધ જોયો એટલે છૂટો થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** ખાલી એને જોયા કરવાથી જ એ પ્રક્રિયા ચાલુ થઈ જાય ?

**દાદાશ્રી :** હા, ચંદુભાઈ શું કરે છે એ તમારે જોયા કરવાનું. ચંદુભાઈની બુદ્ધિ શું કરે છે, ચંદુભાઈનું મન શું કરે છે, એ જોયા કરવાનું.

પાછું આપણે ગભરાવું નહીં, ગભરાય લોક. ચંદુભાઈને આપણે જાણીએ કે આ ભઈનો સ્વભાવ આવો છે મૂળથી, એને પાંસરો કરવા જઈએ તો કેટલાય અવતાર બગડે ! માલ સારો હોય તોય નાખી દેવાનો છે ને એ ખરાબ માલે ય નાખી દેવાનો છે. જ્યાં નાખી જ દેવાનો છે ને ! એટલે સ્વભાવમાં આવી ગયા, પછી શું ? એટલે જોયા કરવું. જે માલ છે, એની કિંમત નથી, નો વેલ્યુ. આત્મા પ્રાપ્ત કર્યા પછી પુદ્‌ગલની વેલ્યુ નથી કોઈ જાતની. બહુ ડાહ્યો હતો, તે ડાહ્યો વધારે ખરડાયો ઉલ્ટો. દોઢ ડાહ્યો તો માર

જ ખાયા કરે એવું છે આ જગત !

**પ્રશ્નકર્તા :** તો કોઈને શાબાશી આપવી કે ના આપવી ?

**દાદાશ્રી :** આપે કે ના આપે, તે ચંદુભાઈ આપે ને, તમારે ક્યાં આપવાની છે ? તમારે નહીં આપવાની. ચંદુભાઈ આપે તે જોવું, ના આપે તેય જોવું. ચંદુભાઈ શું કરે છે, એને આપણે જોયા કરવાનું. ભગવાન મહાવીર એક જ કામ કરતાં'તાં આખો દા'ડો, એક જ પુદ્‌ગલને જો જો જ કર્યા કરતાં'તાં, ક્યાં ક્યાં મહીં પરિવર્તન થાય છે, બીજું શું સ્પંદન થાય છે, બધું જોયા જ કરે મહીં. આંખની પાંપણ હાલ્યા કરે તે ય જોયા કરે. હવે એ જે ભગવાન મહાવીર જોતાં'તાંને, તે લોક જુએ છે, તેનાં કરતાં જુદું જોતાં'તાં. લોક તો આ ઈન્દ્રિયદૃષ્ટિથી જુએ છે અને ભગવાન અતીન્દ્રિય દૃષ્ટિથી જોતાં'તાં. જે ઈન્દ્રિયદૃષ્ટિવાળાને નથી દેખાતું, એ બધો ભાગ ભગવાનને દેખાતો'તો.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, જોયા કરવાની જે વાત આમ કહીએ છીએ પણ ખરેખર રીતે તો મોટામાં મોટો પુરુષાર્થ તો એ જ થયેલો છે. જ્ઞાતા-દ્રષ્ટામાં રહેવાનું અને પેલું જોયા કરવાનું.

**દાદાશ્રી :** એ છેલ્લો પુરુષાર્થ, ભગવાન મહાવીર કરતાં હતાં તે.

એક આચાર્ય મહારાજે પૂછ્યું કે ભગવાન, તમે શું જોયા કરો છો બધું ? ત્યારે ભગવાન કહે, હું તો પુદ્‌ગલને જ જોયા કરું છું. બીજું બધું તો આ આંખેથી જ દેખાય છે. એ કંઈ જોયા કર્યું ના કહેવાય. મેં તો તમને રસ્તો દેખાડ્યો છે જોવાનો. કારણ કે પુદ્‌ગલ જોવાનું તમને હજુ ફાવે નહીં બરોબર. એટલે મેં શું કહ્યું કે રિયલ ને રિલેટિવ જુઓ, બહાર દરેક રિલેટિવ દેખાય. તેની મહીં રિયલ જુઓ તો ત્રણ કલાક જોતાં જોતાં જાઓને તો સમાધિ એવી સુંદર રહે. ત્રણ કલાક નહીં, એક કલાક જ જુઓ તો ય પુણિયા શ્રાવક જેવી સમાધિ રહે.

અને બીજા જોડે વ્યવહાર કરોને, કોઈ ગાળો ભાંડતો હોય તેને ગાળ ભાંડનારા તરીકે જોવાવો ના જોઈએ. શુદ્ધાત્મા જોવો જોઈએ. કોણ ગાળ

ભાંડે છે તે જોવાનું અને એ કોણ છે, તે ય જોવાનું. બંને સાથે રહેવું જોઈએ બધું જ્ઞાન. અને આપણું જ્ઞાન રાખે એવું છે બધાને.

**પ્રશ્નકર્તા :** આપે દૃષ્ટિ આપી છે ને, દાદા.

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** જો દૃષ્ટિ ના આપી હોય તો આ બધી વાત માત્ર શબ્દોમાં જ રહે.

**દાદાશ્રી :** એ પાંચ આજ્ઞા આપી છે ને, એમાં બધું આવી જાય !

## વાંચ્યા કર પોતાની જ ચોપડી !

**પ્રશ્નકર્તા :** દાદાએ કહ્યું છે, 'તારી જ ચોપડી વાંચ્યા કર, બીજી ચોપડી વાંચવા જેવી નથી. આ પોતાની જે પુદ્‌ગલ ચોપડી છે, આ મન-વચન-કાયાની એને જ વાંચ, બીજી વાંચવા જેવી નથી !'

**દાદાશ્રી :** આ વાંચવું સહેલું નથી, બા. એ 'વીર'નું કામ છે. સહેલું હોવા છતાં સહેલું નથી. અઘરૂં હોવા છતાં સહેલું છે. અમે નિરંતર આ જ્ઞાનમાં રહીએ. પણ તેવું મહાવીર ભગવાન જેવું ન રહેવાય. એ તો 'વીર' રહી શકે ! અમને તો ચાર અંશેય ખૂટતાં ! એટલું ય ના ચાલે ને ત્યાં આગળ ! પણ દૃષ્ટિ ત્યાંની ત્યાં જ રહેવાની.

તીર્થંકર ભગવાન પોતાના જ્ઞાનમાં જ નિરંતર રહે. જ્ઞાનમય જ પરિણામ હતા. જ્ઞાનમાં કેવું રહેતા હશે ?! એવું કયું જ્ઞાન બાકી છે એમને કે એમાં રહેવા જેવું એમને હોય ? જે કેવળજ્ઞાનની સત્તા પર બેઠેલા પુરુષ, કયું જ્ઞાન બાકી છે કે જેને તેમાં રહેવા જેવું હોય ત્યારે કહે, પોતાના એક પુદ્‌ગલમાં જ દૃષ્ટિ રાખીને જોયા જ કરતા હોય.

ભગવાન મહાવીર જોયા જ કરતા હોય કે શું કરે છે, શું નહીં ? દેવોએ ઉપદ્રવ કર્યો માંકણનો, તે આમ પાસાં ફેરવે ને આમ પાસાં ફેરવે. એને એ પોતે જુએ. 'મહાવીર' આમ પાસાં ફેરવે, શરીરનો સ્વભાવ છે.

'મહાવીર' હો કે ગમે તે હો, શરીરનો સ્વભાવ છે. ફક્ત અહંકારી લોકો ચાહે સો કરે. માંકણ તો શું પણ બાળે તો એ હાલે નહીં. કારણ કે આખી આત્મશક્તિ એમાં જ છે. હા, જે થવું હોય તે થાય, પણ હાલવું જ નથી એવું નક્કી કર્યું છે. પણ જુઓ, આત્મશક્તિ કેટલી ! અને આ તો સહજભાવી, કેવળજ્ઞાનીઓ ને બધા જ્ઞાનીઓ સહજભાવી રડે હઉ, આંખમાંથી પાણી નીકળે, બૂમ પાડે. માંકણ કરડે ને, તો પાસું ફેરવે. આમ ફેરવે ને તેમ ફેરવે. બધુ જુએ. પહેલાં કર્મ ખપાવવામાં ગયું. પછી જોવામાં ગયું, નિરંતર જોયું. એક જ પુદ્ગલમાં દૃષ્ટિ રાખે. એક પુદ્ગલમાં બધા જ પુદ્ગલનું જે છે એ. પોતાના પુદ્ગલનું જ જોવાનું છે કે જે વિલય થઈ જાય !

ભગવાન મહાવીર શું કરતાં હતાં, તે એમને દેખાય કે આ મહાવીર કેવા દેખાય છે ? ભગવાન મહાવીર, 'મહાવીર'ને જ જોયા કરતાં હતાં ! એમના પોતાના એક પુદ્ગલ સિવાય બીજું કોઈ પુદ્ગલ કશું જોતાં જ ન્હોતા. આ પુદ્ગલ એટલે પૂરણ-ગલન, જે થઈ રહ્યું છે. તે આ પૂરણ થાય છે, ગલન થાય છે. આ વેઢમી ખાધી તે પૂરણ થઈ, જલેબી ખાધી તે પૂરણ થઈ, આ શું ગલન થયું, એ બધું જોયા જ કરે નિરંતર.

મહીં શ્વાસ ગયો, વાંદરાની ખાડી આવી એટલે, કેવો શ્વાસ પેઠો તે ય જાણે-જોયા કરે, વાંદરાની ખાડી આવી તો કેવો શ્વાસ પેસે ?

**પ્રશ્નકર્તા :** હા, એ દુર્ગંધ આવે....

**દાદાશ્રી :** આ લોક નાક દબાવે, તો ય પેસી જશે. એક જ પુદ્ગલ તરીકે જુએ. એક પુદ્ગલ એટલે દ્વન્દ્વ ના પાડે, કે આ ખરાબ, આ સારું, આ વાણી ખરાબ બોલાઈ, આ સારી બોલાઈ, એવું તેવું નહીં, એક જ, આ બધું પુદ્ગલ જ છે.

**પ્રશ્નકર્તા :** પછી તો શુદ્ધાત્માની દૃષ્ટિએ સારું-ખરાબ રહેતું નથી.

**દાદાશ્રી :** આ તો સારું-ખરાબ તો દૃષ્ટિ આપણે સમજ્યા હતા તેવી બંધાઈ ગયેલી છે. તેથી આ બંધાયેલી દૃષ્ટિ જ એવું કરે છે. બાકી, એક જ પુદ્ગલ. સારું-ખોટું હોતું જ નથી. સારું-ખોટું સમાજમાં અને તે ય છે

તે સાપેક્ષતા છે પાછી. હમણે આપણા હિન્દુઓને છે તે બહુ ભૂખ્યા હોય, ત્રણ દહાડાના અને આમિષની થાળીઓ આપે ત્યારે કહે, ના ભઈ ! અમારે ગમે એટલા ભૂખ્યા છીએ પણ આમિષ નહીં ખપે અને મુસલમાનો ખુશ થઈને લે. એટલે આવી રીતે બધું છે. હવે આપણને માંસાહારનો વિચાર આવે એટલે મનમાં છે તે ચીતરી ચઢે. હવે એ છે તે એમાં ખરું-ખોટું હોતું નથી, મારું કહેવાનું ત્યાં આગળ, ત્યાં આમિષ કહો કે નિરામિષ કહો, બધું પુદ્‌ગલ જ છે. પુદ્‌ગલ એટલે જે પૂરણ કરેલું હતું, તે જ ગલન થાય છે અત્યારે, હાલ ગલન થઈ રહ્યું છે. ગલન થતી વખતે દેખાશે, પૂરણ કરતી વખતે શું નહોતું દેખાયું ? ત્યારે કહે, દેખાયું'તું, પણ એ ભાન નથી. ગલન થતી વખતે દેખાય છે હવે. અને નવું પૂરણ થતું નથી તો એ છે તે ત્યાં આગળ સ્ટોપ આવે છે. નવું પૂરણ ક્યારે ના થાય ? ત્યારે કહે છે કે પ્રવૃત્તિમાં નિવૃત્તિ રહે ત્યારે નવું પૂરણ ના થાય. એટલે આ પ્રવૃત્તિ તમે કરો છતાં તમને કર્મ ના બંધાય, એનું નામ નિવૃત્તિ. આ સંસારની નિવૃત્તિ એ તો આ બહાર સ્થૂળ સ્વભાવે લોકોને એમ સમજણ પડે. આ કામમાં હતો, તે બળદ ઘાણીએ ફરતો'તો. હવે નથી ફરતો.

## સમ્યક્ત્વ પછી માત્ર ગલન જ !

જગતના લોકોને પૂરણ ને ગલન બન્ને થાય એ મોહ કહેવાય, પણ ગલન એકલું થાય ને પૂરણ થાય નહીં એ ચારિત્ર મોહ. લોકોને એમ લાગે કે આ મોહ છે, પણ આપણે એમ જાણીએ કે ફાઈલ નિકાલ થાય છે.

શું દેખાય છે તમને ? આપણે પણ આમ પુદ્‌ગલ કહીએ. મહાવીર ભગવાન એક લાખ માણસો આઘાંપાછાં થયા કરતાં હોય પણ એક પુદ્‌ગલ જ જોયા કરતા'તા. કારણ કે પૂરણ કરેલું તે જ ગલન થાય છે આ. એટલે સમકિતી જીવોમાં એ એક જ કાર્ય થઈ રહ્યું છે, પણ સમ્યક્ત્વ નથી. એનામાં બે કાર્ય થઈ રહ્યા છે, એ પૂરણે ય કરે છે ને ગલને ય કરે છે. અને આ પૂરણ કરેલું ગલન એકલું જ કરે છે. એટલે કોઈ જૈનનું પુદ્‌ગલ હોય તો જૈનનું ગલન કર્યા કરે, વૈષ્ણવનું હોય તો વૈષ્ણવનું ગલન કરે, શિવવાળું શિવનું કરે. મોચી હોય એ મોચીનું, સુથાર હોય તો સુથારનું, લુહાર હોય

તો લુહારનું. લોક બુદ્ધિ જુએ, જુદી જુદી જાતની અને પોતે જ પાછો પોતાની ફિલ્મ બગાડે.

એ બિચારો જે ભર્યું છે એ ખાલી કરે છે, એમાં તમે શું કામ આવું બગાડો છો ? હવે આમાં શી રીતે સમજે લોકો ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાની પુરુષની પ્રત્યક્ષતા હોય છે તો આ વસ્તુ બહુ ખબર પડે છે. આ કોયડાઓ સહેજે ઉકલી જાય છે.

**દાદાશ્રી :** હા, ઉકલી જાય. નહીં તો ઉકલે જ નહીં ને ! શાસ્ત્રમાં ઉકેલ આવે જ નહીં ને ! નિવેડો જ ના આવે ને ! તેથી કૃપાળુદેવે લખ્યુંને, શાસ્ત્રથી નિવેડો નથી. એક પુદ્ગલ જુએને એટલે ભાંજગડ જ નહીં. નહીંતર બુદ્ધિ જુદું જુદું દેખાડે. આ લોકો આવું કેમ કરે છે, આ લોકો આવું કેમ કરે છે ? અરે ભઈ, સમકિતી જીવો છે એનો જે બધો માલ નીકળે છે એ એણે જે ભર્યો છે એવો એનો ખાલી થાય છે, એમાં તું શું કરવા કૂદાકૂદ કરે છે ? જૈન પુદ્ગલ અને વૈષ્ણવ પુદ્ગલ એટલે શું કે આ જે માલ ભર્યો છે એ ખાલી કરે છે.

**પ્રશ્નકર્તા :** પછી સહેજે સમાધાન રહે છે.

**દાદાશ્રી :** સમાધાન જ રહે. આ જ્ઞાન જ સમાધાની છે, સર્વ સમાધાની છે. દરેક ટાઈમે, દરેક કાળે અને દરેક જગ્યાએ સમાધાન રહે એવું આ જ્ઞાન છે, અક્રમ વિજ્ઞાન. કોઈ ગાળ ભાંડી ગયો તોય સમાધાન રહે. ચંદુભાઈ કો'કને ગાળ ભાંડે તો એ સમાધાન રહે. અને ચંદુભાઈનો ભરેલો માલ નીકળે છે. પેલાનો ભરેલો માલ આમ નીકળે છે.

**પ્રશ્નકર્તા :** પણ પહેલાં ચંદુભાઈને દેખી શકતો ન્હોતો ને !

**દાદાશ્રી :** પહેલાં તો દેખી શકે નહીં. જ્યાં સુધી સમ્યક્ત્વ દૃષ્ટિ ખુલ્લી ન થાય, ત્યાં સુધી બધું ઊંધું જ જુએને ! ત્યાં સુધી પૂરણે ય કરે ને ગલનેય કરે, બેઉ કરે અને આ ગલન એકલું જ કરે. બીજું ના કરે. અત્યારે કોઈ બેઠો બેઠો બહાર સિગરેટ પીતો હોય તો, કો'કના મનમાં એમ

થાય છે આ શું ? બુદ્ધિવાળા ચમકે બધા. અલ્યા ભઈ, એણે પૂરેલું છે તે ગલન કરવા દેને બિચારાને ! ક્રમિક માર્ગમાં સમ્યક્ત્વ થયા પછી આની આ મુંઝામણ. જાત જાતની મુંઝામણો, બુદ્ધિ ખરીને ! ઠેઠ સુધી બુદ્ધિ વડે માપ્યા કરે. આ થોડું ઘણું ઊંચું થાય છે કે નહીં રસ્તામાં ? થોડું ઘણું થાય છે ખરું ને, આમ છે, તેમ છે એવું ?

**પ્રશ્નકર્તા :** ના, નથી લાગતું.

**દાદાશ્રી :** ત્યારે સારું. કહે તો ય વાંધો નહીંને આપણે.

## સારું-ખોટું, બેઉ પુદ્ગલ જ !

આ પુદ્ગલના બે ભાગ છે. આ સારું ને ખોટું, આ નફો ને ખોટ, એવાં બે ભાગ છે, એવું ક્રમિક કહે છે. ત્યારે આ અક્રમ કહે છે, એક પુદ્ગલ જ છે, બીજું કશું છે નહીં. એક પુદ્ગલ જ છે એટલે પછી સારું હોય, ખોટું હોય, ભગવાનને વાંધો નથી, આ સમાજ વ્યવસ્થાને માટે છે. નફો-ખોટ શેના આધારે ? વ્યવહારના હિસાબેને !

બાકી બધું એક જ પુદ્ગલ. સારું-ખોટું નહીં. સારું જુએ તો રાગ થાય. ખોટું જુએ તો દ્વેષ થાય. છે જ એક પુદ્ગલ. આ તો લોકોએ વિભાજન કર્યું છે આનું ભ્રાંતિથી. સબ પુદ્ગલ કી બાજી છે. પુદ્ગલની જ બાજી છે. આ પરાળ હોય તે લાંબું હોય કે ટૂંકું હોય પણ પરાળ છે ને ! કાગળવાળા શું કહે કે આ ગાય-ભેંસ ના ખાય, તે પરાળ અમારે ચાલે. અમારે કાગળ બનાવવામાં એય ચાલે અને પેલું ય ચાલે. અમારે એક જ છે. એ પરાળ પર જરા પાણી પડી ગયું વરસાદનું એટલે પેલું ભાવે નહીં એટલે ના ખાય. બહુ ભૂખ્યા હોય તો ખાય. એટલે પેલો કહે કે કામનો નહીં આ પરાળ, એવું આ આપણે. વાસ્તવિકમાં નથી એવું. વાસ્તવિકમાં તો આ પુદ્ગલ અને આ ચેતન એવી જેને ખબર છે, એને બધું જ ખબર છે. સાયંટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સથી બનેલું બધું પુદ્ગલ. સંયોગિક બનેલી બધી વસ્તુ પુદ્ગલ, સ્વભાવે કરીને બનેલી વસ્તુ ચેતન.

આંખો મીંચીને શું જોવાનું છે ?

**પ્રશ્નકર્તા :** હવે આ પોતાના પુદ્ગલને જ જોવાનું, બીજું કંઈ ધ્યાન કરવાનું રહ્યું નહીં.

**દાદાશ્રી :** એ તો વાંધો નહીં. એ તો જરૂર જ છે. એ ધ્યાન ના કહેવાય. એ દ્રષ્ટા-દ્રશ્ય કહેવાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે આપણે શરીરને જ જોવાની વાત છે.

**દાદાશ્રી :** તેનો વાંધો નથી. એ તો બધી જરૂર જ છે ને ! એક પુદ્ગલને જ જોયા જ કરવાનું છે. એક પુદ્ગલ એટલે શું ? સાવ બહુ કિંમતી હોય તે ય પુદ્ગલ અને જેની વેલ્યુ કશું ય ના હોય તે ય પુદ્ગલ. એટલે બધું સરખું માનવું પુદ્ગલ. પુદ્ગલ એટલે વિનાશી.

પોતે દ્રષ્ટા થાય ત્યારે પેલું મહીં શું છે, જાણવાનો પ્રયત્ન કરીએ ત્યારે જ્ઞાતા થઈએ એટલે પેલું જ્ઞેય છે.

## એક પુદ્ગલ એટલે શું ?

**પ્રશ્નકર્તા :** એક પુદ્ગલ એટલે આપ શું કહેવા માંગો છો ?

**દાદાશ્રી :** આ બધું જ દેખાય, જુદું જુદું દેખાય છે પણ પુદ્ગલ એટલે પૂરણ-ગલન સ્વભાવ જ છે. એટલે એ આખા શરીરમાં પુદ્ગલ એકલું જ જુએ છે, બીજું કશું જોતાં નથી. વિશેષણ નથી આપતાં એવું કહેવા માંગે છે.

**પ્રશ્નકર્તા :** એક પુદ્ગલ જુઓ છો એટલે પૂરણ-ગલન જોયા કરો છો એમ કહેવા માંગો છો આપ ?

**દાદાશ્રી :** એક જ પુદ્ગલ, બીજું વિશેષ નહીં. આ બધું જે ગણો તે બધું એક જ પુદ્ગલ જ છે. બીજું કંઈ છે નહીં આ. હું એટલે પુદ્ગલ રૂપે જ જ્ઞેય છે આ બધું. એટલે વિશેષણરૂપે આપવા માંગતો નથી.

હિસાબ છે આ પૂરણ કરેલાં, તે બધા ગલન થવાના એ બધા ચીકણા છે. એક જ પુદ્ગલ, પછી ગાય હોય, ભેંસ હોય.

**પ્રશ્નકર્તા :** મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ પુદ્‌ગલમાં આવી ગયા ? મન, બુદ્ધિ, ચિત્ત કહીએ બધું પુદ્‌ગલમાં આવી ગયું ?

**દાદાશ્રી :** પુદ્‌ગલમાં દરેક ચીજ આવી ગઈ. અહંકાર-બહંકાર બધું જ. આખું જગત એક પુદ્‌ગલમાં આવી ગયું. ઈન્દ્રિયોથી દેખાય છે એ બધું.

**પ્રશ્નકર્તા :** આપણા પુદ્‌ગલનું કે સામાનું પુદ્‌ગલનું જે પણ થાય છે એ પૂરણ-ગલન જ છે.

**દાદાશ્રી :** આત્મા સિવાય બીજું બધું પુદ્‌ગલ. એનું લાંબું લાંબું કર્યું આપણે પછી, એ લોક કહેશે, કંઈક લાંબું કહો. ત્યારે મેં કહ્યું, શૌચાલય, ભોજનાલય અને પૂરણ-ગલન ને શુદ્ધાત્મા. આ બધો સામાન લાવીએ છીએ એ બધો એ ભોજનાલય છે અને આ બધું જે સંડાસ થાય છે, એ બધું બીડીઓ નાખી દઈએ, એ બધાં શૌચાલય છે. પૂરણ-ગલન ને શુદ્ધાત્મા, બીજું કશું છે જ નહીં. એના જ લોકોએ બુદ્ધિથી ભાગ પાડ્યા. આ તો સોનું છે, ચાંદી છે, આ સીસું છે, લોખંડ છે, બધા. ભાગ પાડ્યા બુદ્ધિની કસોટીથી.

**પ્રશ્નકર્તા :** ગમે તે હોય પણ છતાં પુદ્‌ગલ જ છે.

**દાદાશ્રી :** પુદ્‌ગલ જ છે, એ આખું ય પુદ્‌ગલ છે.

હવે જે રૂપી પરમાણુ, રૂપી છે, એનો ગુણ મુખ્ય કયો છે ? ત્યારે કહે, પૂરણ-ગલનનો સ્વભાવ છે. પૂરણ થયેલું હોય તો ગલન થયા કરે, પાછું ગલન થઈ ગયું હોય તો પાછું પૂરણ થયા કરે. એટલે પૂરણ-ગલન, પૂરણ-ગલન, પૂરણ-ગલન થયા જ કરે. અહીં આગળ નાખ્યું ખાવાનું પાણી પીધું, એટલે સંડાસમાં, બાથરૂમમાં. અહીંથી શ્વાસ લીધો તો ઉચ્છ્‌વાસ. આ પૂરણ-ગલન, પૂરણ-ગલન થયા જ કરે. નહીં થતું ?

**પ્રશ્નકર્તા :** થાય છે ને !

**દાદાશ્રી :** આ બધું એનો ગુણ. મહાવીર શું તપ કરતા હતા, એ સમજી ગયાને તમે ?! અદીઠ તપ ! મહાવીર એક પુદ્‌ગલને જ કેવી રીતે જોતા હતાં ? અંદરની જ બધી હલનચલન, બધી જ ક્રિયા, અંદર સ્પંદન

માત્રના જાણકાર હોય એ. બીજું બહારનું કશું જોવાનું નહીં, આમાં જ જોવાનું.

**પ્રશ્નકર્તા :** ક્રોધ-માન-માયા-લોભ છે, એને આમ પૃથ્થકરણ કરવું હોય, તો વિશેષ પરિણામમાં અહમ્ ઊભો થયો, પછી આ વ્યતિરેક ગુણો ઊભા થાય છે ? પછી ક્રોધ થાય છે, તો ક્રોધ અને અહમ્‌નો સાંધો કેવી રીતે છે ?

**દાદાશ્રી :** એ બધું પુદ્‌ગલ છે, પણ પુદ્‌ગલને ચૂંથીને શું કામ છે તે ? શુદ્ધાત્મા સિવાય બધું પુદ્‌ગલ, એનો ચુંથારો કરીને શું અર્થ છે ? તારે પુદ્‌ગલમાંથી કાઢવું છે કંઈ ? એનો અર્ક કાઢવો છે ?

**પ્રશ્નકર્તા :** આ સાંધો બધો શું હોય છે ?

**દાદાશ્રી :** સમજવા જેવો આત્મા અને બીજું બધું પુદ્‌ગલ. તે પુદ્‌ગલમાં છે તે તારે શું કરવું છે કંઈ ? તો એને ફોડવાર કાઢીએ, સમજીએ ! એમાં કંઈ તારે પુદ્‌ગલસાર બહાર કાઢવો છે કંઈ ? આત્મા એકલો જ પૂરો કરવો છે કે મહીં સાર હઉ કાઢવો છે પુદ્‌ગલનો ?

**પ્રશ્નકર્તા :** આત્મા જ પૂરો કરવાનો છે.

**દાદાશ્રી :** પછી આ પુદ્‌ગલમાં તો મહીં પેસી ગયેલા તે જડેલા નહીં, પાછાં નીકળેલા નહીં.

**પ્રશ્નકર્તા :** એ બધું સમજવા માટે ને જાણવા માટે ?

**દાદાશ્રી :** ના, એ જો સમજવામાં ઊંડો ઉતરેને તો પછી પેસે તો પછી જડે નહીં. એના કરતાં એ તે મહાવીર ભગવાન શું કહેતાં હતાં ? એક પુદ્‌ગલ, ભાગ જ નહીં, વિભાગ જ નહીં.

**પ્રશ્નકર્તા :** એક પુદ્‌ગલ બધું.

**દાદાશ્રી :** હં. એક જ પુદ્‌ગલ. અનંત પ્રકારની અવસ્થાઓ છે પણ પુદ્‌ગલ એક જ છે આ બધું, વિનાશી સ્વભાવનું છે. એટલે મહાવીર

ભગવાન એક પુદ્ગલ જોયા કરતા હતા. બીજી ભાંજગડમાં નહોતા પડતા. આવું ડખો ના કરે. અમેય ડખો ના કરીએને કશું ?! તને સમજવું હોય તો સમજાવીએ ઊંડા ઉતરીને પણ તે તને નુકસાન કરશે બધું. હવે બહુ ઉંડો ઉતરીશ નહીં. તે પાછું પૂછ પૂછ કરે, આવું પુદ્ગલ, તો ક્યાંનો ક્યાંય ગુફામાં પેસી જાય !

## છેવટે આ એક જ ધ્યેય !

**પ્રશ્નકર્તા :** આપણે પ્રયત્ન કરીએ પણ થોડીવાર રહે પણ ખસી જાય.

**દાદાશ્રી :** આપણે બહારનો અભ્યાસ વધારેને, લોકોને જુદાપણાનો બિલકુલ અભ્યાસ જ નથી ને ! કોઈ પુદ્ગલની વસ્તુ એવી તેવી હોય તેની ઉપર આપણે ઉપયોગે કરીને નિરીક્ષણ કરતાં હોય તો ખ્યાલમાં રહેને, એવું એ પોતાના પુદ્ગલને જોવાનું છે.

**પ્રશ્નકર્તા :** એટલે પોતાના એક જ પુદ્ગલની બહાર કોઈ ડખલ નહીં ?

**દાદાશ્રી :** બીજું શું ? એક પુદ્ગલ જોવાય તો બહુ થઈ ગયું. જોઈ શકાય જ નહીંને ! બહાર જ ડખલ કરે, એવું કહેવા માંગે છે. આપણે જોવાનો અભ્યાસ કરો પણ થાય નહીં. થોડી થોડી વાર રહે પાછું ચૂકી જાય, બાકી બહાર જ જતું રહે !

**પ્રશ્નકર્તા :** એ સ્ટેજ આવવાની તો ખરી જ ને ?

**દાદાશ્રી :** એ પ્રયત્ન એનો એ જ હોય, પણ થાય નહીંને, રહે નહીંને ! જાય ને આવે, જાય ને આવે, એ જાણી રાખવાનું છે. એક જ પુદ્ગલ જોવાનું છે. ચંદુભાઈનું મન શું કરે છે, બુદ્ધિ શું કરે છે, ચિત્ત શું કરે છે, ચંદુભાઈ શું શું કરી રહ્યાં છે, બધું નિરંતર એનું નિરીક્ષણ કરવું એ શું છે ? એ જ કમ્પ્લિટ શુદ્ધાત્મા !

**પ્રશ્નકર્તા :** ધારો કે, ભગવાન મહાવીર પુદ્ગલને જુએ છે અને એ વખતે ગૌતમ સ્વામી એમને પ્રશ્ન પૂછે તો એ જવાબ નીકળે ને ?

**દાદાશ્રી :** તો ય એ પોતે તો એક જ પુદ્ગલને જોતાં હોય.

**પ્રશ્નકર્તા :** તો એ જવાબ બહારનો ભાગ આપે ને ?

**દાદાશ્રી :** પોતે જવાબ ના આપે, તે ઘડીએ જે પુદ્ગલ ભાગ હતો, તેનો તે જ ભાગ જવાબ આપે.

**પ્રશ્નકર્તા :** બરોબર છે. પણ બહારનો ભાગ આપણે કોને કહીએ છીએ, એક પુદ્ગલ અને તે સિવાયનો ભાગ ?

**દાદાશ્રી :** જોનાર અને જાણનાર છે, એને બહારનો ભાગ હોતો નથી. આ તું બોલી રહ્યો છું ને તેને જુએ-જાણે એને જ્ઞાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો દાદા એવી સ્ટેજ એની મેળે આવશે ?

**દાદાશ્રી :** આપણે તો એ પ્રયત્નમાં રહીએ ને, આ કરવાનું એવું બધું હોયને !

**પ્રશ્નકર્તા :** એક જ ભાવમાં રહેવાનું ?

**દાદાશ્રી :** એક જ ભાવમાં, જ્ઞાતા-દ્રષ્ટા ભાવમાં જ રહેવાનું.

**પ્રશ્નકર્તા :** અત્યારે તો એ કઠિન પડે, એમ કહે છે.

**દાદાશ્રી :** ના, અત્યારે એ ના હોયને ! અત્યારે બહાર જોવું પડે આપણે. પણ તે એટેચમેન્ટ વગરનું હોય તો એ છે તે જ્ઞાતા-દ્રષ્ટા કહેવાય અને એટેચમેન્ટ સહિત હોય તો છે તે ઈન્દ્રિયજ્ઞાન કહેવાય. (એટેચમેન્ટ એટલે પાછું અજ્ઞાની જેવું એક થઈ જવું)

**પ્રશ્નકર્તા :** તન્મય થઈ જાય તો ઈન્દ્રિયજ્ઞાન આવી જાય ?

**દાદાશ્રી :** ના. કોઈવાર તન્મય થઈ જાય તોય નહીં, એટેચમેન્ટ સહિત હોય તો જ ઈન્દ્રિયજ્ઞાન કહેવાય. એટેચમેન્ટ નથી તો ય પણ તન્મય થઈ જાય કોઈ જગ્યાએ. પણ એ તન્મય થવું એ પદ્ધતિસર નથી. એ ફરી કો'ક વખત છૂટું કરવું પડશે એને. એકધારું જ હોવું જોઈએ. તન્મય થાય

તો જાણવું કે ગ્રંથિ છે આપણામાં. તે ગ્રંથિ છૂટવી જોઈશે !

પછી વ્યવહાર જ આખો એટેચમેન્ટ વગરનો થઈ જાય છે. વીતરાગ વ્યવહાર થઈ જાય છે. ઘણાં માણસોને વીતરાગ વ્યવહાર થઈ ગયેલો છે. પણ તે અમારા પરિચયમાં રહેવાના. આ તે ઠેઠ દૂરથી દોડધામ દોડધામ કરે, પરિચયમાં ના રહેવું પડે ?

## અનંતા જ્ઞેયોને જોયું એક પુદ્ગલમાં !

અનંતા જ્ઞેયોને વીતરાગોએ એક જ જ્ઞેયમાં જોયેલું, તેવું આ 'દાદા'એ એક જ જ્ઞેય, એક પુદ્ગલ જોયું છે. પુદ્ગલ તો સ્વાભાવિક રીતે એક જ છે, મૂળ સ્વભાવનું પુદ્ગલ, વિશ્રસાનું બનેલું ! જગત છે, નેટ (સો ટકા) ચોખ્ખા પરમાણુનું !!!

હવે વીતરાગોએ પુદ્ગલ જોયું, એ શું જોયું ? ત્યારે કહે, પુદ્ગલની જાતજાતની વેરાયટીઓ છે ને તે વેરાયટી એમનાં જ્ઞાનમાંથી કાઢી નાખીને એક જ આ બધું પુદ્ગલ જ છે. આમ વેરાયટી તો લોકોએ, બુદ્ધિશાળીઓ એ પાડી'તી. એટલે મહાવીર ભગવાન એક પુદ્ગલને જ જોયા કરતા હતા. બીજું કંઈ જોતા ન હતા. વેરાયટી-બેરાયટી ના જુએ. અહીં તો વેરાયટી કેટલી બધી તે ? દરેકની દુકાને પુદ્ગલની વેરાયટીઓ હોય.

પણ ભગવાન શું જોતા'તા કે આ સ્ત્રી-પુરુષ, આ છોકરો, આ આમ તેમ, આ સોનું, આ રૂપું-પિત્તળ, આ આમ, એવું બધું નહીં, એક જ પુદ્ગલ. એટલે આ છોડવાનું ને આ ન છોડવાનું એવું નહીં. બધું એક જ પુદ્ગલ છે. એક જ પુદ્ગલ રીતે જોયા કરતા હતા, બસ. બીજું કશું જોતા ન હતાં ભગવાન. ભગવાન બહુ પાકાં માણસ. એની પાસે બધાય છેતરાયને બેઠા, તેથી આપણે રખડી મર્યા ને ! એ એકલા પાકાં, તે ઉપડી ગયા. પાકાં હોય તે ઉપડી જાયને ! નહીં તો કાચો પડે તો માર ખાયને ! ખીલા મારનારો કાચો પડ્યો પણ ખીલા ખાનારા પાકાં તે ચાલ્યા ગયા. કેવી રીતે ખાધા કે એ ચાલ્યા ગયા ને મારનારો રહી ગયો ? એક જ પુદ્ગલ જોયું, પુદ્ગલ પુદ્ગલને મારે છે. એક જ પુદ્ગલ જોયું એમણે.

**પ્રશ્નકર્તા :** ઠોકવાવાળો ય પુદ્ગલ ને આ ય પુદ્ગલ ?

**દાદાશ્રી :** બહુ પાકાં.

## મહાવીરની છે આ રીત !

**પ્રશ્નકર્તા :** ભગવાન મહાવીર પોતાના એક પુદ્ગલને જોતા હતા. એટલે ભગવાન મહાવીર આત્મામાં રમણતા કરે છે કે પુદ્ગલને જુએ છે ?!

**દાદાશ્રી :** પુદ્ગલને જોવું અને જાણવું, એનું નામ જ આત્મરમણતા. ભગવાન મહાવીર શું કરતા, એક પુદ્ગલમાં જ સ્થિર દૃષ્ટિ કરીને જ રહ્યા. ત્યાં પછી કેવળજ્ઞાન ઉપજ્યું'તું.

**પ્રશ્નકર્તા :** છેવટે આ કરવાનું છે એ લક્ષમાં હોવું જોઈએ.

**દાદાશ્રી :** હોય જ બધાંને, શબ્દ ના સમજાયો હોય પણ એમ ને એમ તો એનું લક્ષ હોય જ. આત્મરમણતા, સ્વરમણતા બધું એકનું એક જ. સ્વરમણતા એટલે પેલું પુદ્ગલ જ જોતો હોય.

**પ્રશ્નકર્તા :** આપને તો એવું રહેતું હોયને, દાદા ?

**દાદાશ્રી :** અમારે થોડું કાચું પડી જાય. આ જે તમે વાત બોલો છોને, એ પરરમણતામાં બોલો છો. આખો દહાડો પરરમણતામાં જ રહો છો તમે. સ્વરમણતામાં, નિશ્ચયથી સ્વરમણતામાં, બાકી વ્યવહારમાં જ તમારો નિશ્ચય વર્તે. આવું જ હોય, છતાં આ તો બહુ ઊંચું પદ કહેવાય !

ભગવાન મહાવીર તો બસ, એકલું પોતાનું જ પુદ્ગલ જોયા કરતા'તા. કારણ કે એમાં છ દ્રવ્યો છે, એ તો એમને દેખાય જ નિરંતર. એક પુદ્ગલમાં જ દૃષ્ટિ રાખતા'તા. એક જ પુદ્ગલ, બીજું નહીં. જે એક પુદ્ગલનો સ્વભાવ છે એ સર્વ પુદ્ગલનો સ્વભાવ છે. સ્વભાવ એકનો એક જ જાતનો છે. એટલે ભગવાનની રીત મેં તમને આપી છે. તે રીતે ચાલો હવે.

❖ ❖ ❖ ❖ ❖

## [૭]

# જોનાર-જાણનાર ને તેનો જાણનાર !

### જ્ઞાયકભાવ : મિશ્રભાવ !

જોને, સૂતાં સૂતાં પગ દબાવડાવું છું ને તેને ય જાણે છે. શું થઈ રહ્યું છે, તેને ય જાણે.

**પ્રશ્નકર્તા :** અત્યારે કહ્યું ને કે આ પગ દબાવવાનું કહે છે એને ય જાણે છે, આ પગ દબાઈ રહ્યા છે એને ય જાણે છે, પછી આ વાણી કહો એને ય જાણ્યા કરે તો આ બધું એટ એ ટાઈમ કેવી રીતે બની શકે ?

**દાદાશ્રી :** એટલી બધી અનંત શક્તિ, ઓહોહો ! ચોગરદમ જોઈ શકે !! આ આંખ્યો તો આગળ જ દેખી શકે, પેલું તો દસેય દિશા જોઈ શકે. બધી દિશા, બધા ખૂણા, બધી ડિગ્રીઓમાં એ ના કરી શકે ?

**પ્રશ્નકર્તા :** પણ એટ એ ટાઈમ તો એક જ હોય ને ?

**દાદાશ્રી :** એક જ હોય પણ તે બધું કહી આપે. પણ શબ્દ કહેવા માટે જુદા જુદા જોઈએ, એટલે એટલો ટાઈમ જોઈએ. એટ એ ટાઈમ બધા શબ્દો ભેગા ના કરી શકાય. એટલે સ્યાદ્‌વાદ માંગે.

**પ્રશ્નકર્તા :** જોવું એટલે આંખેથી જોવાની વાત નથી એમાં. એ અંદરનું દર્શન છે. તો આપણે જે જાણીએ, એ આત્માને જ ખબર પડે છે

ને, પણ એ આપણને જ્ઞાન લીધાં પછી. હવે જ્ઞાન લીધાં પહેલા પણ બધાંને ખબર ?

**દાદાશ્રી :** ના, ના ખબર પડે.

**પ્રશ્નકર્તા :** એ જ્ઞાન પહેલાં પણ જે કંઈ જાણે એ આત્માના ગુણથી જાણે ને, જાણે તો ?

**દાદાશ્રી :** ના. એ છે તે ભરેલા પાવરથી જાણે છે.

**પ્રશ્નકર્તા :** હવે જ્ઞાન લીધા પછી જ્યારે જ્યારે જ્ઞેય સામે આવે ત્યારે દરેક જાણવામાં એનો અનુભવ અમને થાય. એ આત્માનો અનુભવ થવો જોઈએ. એમ જ થયું ને, જે થઈ રહ્યું છે એ ?!

**દાદાશ્રી :** નહીં, જોવાનું ને જાણવાનું થયા કરે.

**પ્રશ્નકર્તા :** હા, એટલે એ અમારો આત્મા જ જોઈ રહ્યો છે એમ સમજવાનું ને ?

**દાદાશ્રી :** હા, જ્ઞાતા-દ્રષ્ટા, જ્ઞાયક. જ્ઞાયકભાવ એટલે આત્માને કશું બોલવાની જરૂર જ નથી. પહેલાં જ્ઞાયકભાવ હતો જ નહીં ને ! મિશ્રભાવ હતો. એમાં કર્તાપણું ને જાણપણું 'હું કરું છું ને હું જાણું છું' એનું મિક્ષ્ચર હતું.

**પ્રશ્નકર્તા :** હવે પ્યૉર જાણપણું થઈ ગયું.

**દાદાશ્રી :** હા, પ્યૉર જાણપણું.

**પ્રશ્નકર્તા :** એટલે આ જાણપણાનો જે વારે વારે અનુભવ આવે છે એ આત્માનો જ અનુભવ આવ્યો ને ?!

**દાદાશ્રી :** બધું આત્માનું જ. પણ તેમાં આ બહારનું જ્ઞાન જે દેખાડે છે, એ પાવર ચેતન (મિશ્રચેતન) દેખાડે છે.

**પ્રશ્નકર્તા :** દાદા, તો મૂળ આત્માની જે જોવા-જાણવાની ક્રિયા છે,

અને મિશ્રચેતનની જોવા-જાણવાની ક્રિયા છે, એમાં ફેર શો છે ?

**દાદાશ્રી :** મિશ્રચેતન વિનાશીને જોઈ શકે છે. વિનાશી એકલાને જ જોઈ શકે છે. અને મૂળ ચેતન છે તે વિનાશી ને અવિનાશી બેઉ જોઈ શકે છે. બન્નેય જાણે-જુએ.

અમને કંઈ આ સૂર્ય-ચંદ્ર પડી ગયેલા ના દેખાય. આ સૂર્ય નીચે પડી ગયેલો ના દેખાય, અમને ત્યાં ને ત્યાં જ દેખાય. પણ એ વિનાશી જ્ઞાનના આધારે. એ જ્ઞાન આખું વિનાશી છે. એ અવિનાશી જ્ઞાન ન હોય ! અવિનાશી જ્ઞાનમાં ફેરફાર ના થાય !

**પ્રશ્નકર્તા :** દેહ આંખોથી જુએ છે, આત્મા જ્ઞાતા-દ્રષ્ટા ભાવમાં છે, એ પણ જુએ છે. તો બન્નેની દ્રષ્ટિમાં જોવામાં ફરક શું ?

**દાદાશ્રી :** આત્મા જુએ છે, એ રિયલ દ્રશ્ય છે અને આ આંખો જુએ છે એ રિલેટીવ દ્રશ્ય છે. આ રિલેટીવ દ્રશ્ય, પેલું રિયલ દ્રશ્ય.

**પ્રશ્નકર્તા :** એમાં ફેર શું ? દેખાવમાં શું ફેર ? જોવામાં ફરક શું ?

**દાદાશ્રી :** બહુ ફેર. આ વિનાશી દ્રશ્ય. રિયલ(તત્ત્વ) વસ્તુ રિયલને જ જુએ. આ તો રિલેટિવ(અવસ્થાઓ), વિનાશી જુએ. બધું ઈન્દ્રિય જ્ઞાન એ જ્ઞાન જ ના કહેવાયને ! એ તો ભ્રાંતિની ભ્રાંતિ કહેવાય. 'હું જાણું છું' અને 'હું કરું છું' બેઉ સાથે.

આપણે દ્રષ્ટા ને જ્ઞાતા બેને ખોળી કાઢવાં જોઈએ. જ્ઞાતા-દ્રષ્ટા જે છે, તે અવિનાશી છે. દ્રશ્ય ને જ્ઞેય બે ય વિનાશી છે. દ્રશ્ય એકલું નહીં, જ્ઞેય હઉ.

**પ્રશ્નકર્તા :** આ બધાનો જાણનાર આત્મા છે, તો એને જાણનાર કોણ ?

**દાદાશ્રી :** એ જાણનારને કોઈ જાણનાર ના હોય.

**પ્રશ્નકર્તા :** હા. બરોબર છે. ના જ હોય.

**દાદાશ્રી :** ના જાણનારને જાણનાર હોય.

**પ્રશ્નકર્તા :** કારણ કે એ સ્વયં છે ને ! એ કાયમનો છે, પરમેનન્ટ છે.

**દાદાશ્રી :** ના, એટલે પોતે જ્ઞાતા-દ્રષ્ટા છે અને બીજું આ જગતમાં બધું જ્ઞેય અને દ્રશ્ય છે.

**પ્રશ્નકર્તા :** પોતે એકલો જ જ્ઞાતા-દ્રષ્ટા છે.

**દાદાશ્રી :** એ પોતે એકલો જ જ્ઞાતા-દ્રષ્ટા છે. એટલે બીજું ખોળવાનું ક્યાં રહ્યું? અને બીજો પ્રશ્ન બરોબર હતો, તો એને કોણ જાણનાર છે ? તો એ પોતે પોતાને જાણે છે ને બેઉને જાણે છે.

**પ્રશ્નકર્તા :** સ્વ-પર પ્રકાશક છે.

**દાદાશ્રી :** એ પ્રશ્ન ત્યાં પતી જાય છે. એન્ડ આવ્યો કે ના આવ્યો પછી ?

## જ્ઞાતા-દ્રષ્ટા, બુદ્ધિથી કે આત્માથી ?

**પ્રશ્નકર્તા :** હું જ્ઞાતા-દ્રષ્ટા થઈને જોવાનો પ્રયત્ન કરું છું, તે ઘડીએ પણ બુદ્ધિ જ જોતી હોય એમ લાગે છે.

**દાદાશ્રી :** એ ખરું કહે છે. બુદ્ધિ જ જુએ છે. જ્ઞાતા-દ્રષ્ટા તો જ્યાં બુદ્ધિ ય ન પહોંચે ત્યાં જ્ઞાતા-દ્રષ્ટા શરૂ થાય છે.

'એ જ્ઞાતા-દ્રષ્ટા એ જોવાનો પ્રયત્ન કરું છું.' 'પ્રયત્ન કરું છું' કહે છે માટે તે બુદ્ધિ જ છે. હવે બુદ્ધિનું ચલણ હોય તે વખતે બુદ્ધિ જોતી હોય એમ લાગે છે પણ એ જે કહે છે તે જ્ઞાન છે. તે 'તમે' 'જોયું' આ. 'જોયું' એટલે જ્ઞાતા તરીકે જોયું ના કહેવાય. પણ આ દ્રષ્ટા તરીકે 'જોયું'. કારણ કે જ્ઞાતા-દ્રષ્ટા તરીકે જોયું ક્યારે કહેવાય ? 'એવું લાગે છે' ત્યારે દ્રષ્ટા તરીકે જોયું અને 'જાણવામાં આવે છે' ત્યારે જ્ઞાતા તરીકે જાણ્યું. જોનાર તો 'તમે' કે બીજા કોઈ સાહેબ આવ્યાં હતા ?

**પ્રશ્નકર્તા :** પણ 'એ લાગે છે' એવું જે કહે છે એ બુદ્ધિ જ કહે છે, એમ લાગે છે.

**દાદાશ્રી :** એ બુદ્ધિ નથી. એ બુદ્ધિ જોવામાં હોય, એટલે કે બુદ્ધિ પેણેથી જુએ છે અને એ શું જુએ છે, એને 'આપણે' જાણીએ છીએ કે 'આ બુદ્ધિ જ જોઈ રહી છે, હું નથી જોતો.' એટલે બુદ્ધિને જે જુએ છે તે આપણે છીએ. એટલે ત્યાં આપણે પોતે દ્રષ્ટા તરીકે કામ કરીએ છીએ. એટલે જોનાર કોણ છે તે આપણે ખોળી કાઢ્યું. એટલે આ દ્રષ્ટા કામ કરે છે ખરો !

**પ્રશ્નકર્તા :** પણ બુદ્ધિથી પર જવાતું નથી. તો આ બુદ્ધિમાં રહીને જ જોવાય છે ?

**દાદાશ્રી :** ના, બુદ્ધિથી પર તો જવાયું જ છે. પણ બુદ્ધિને હજુ પોષણ મળે છે. બુદ્ધિને પોષણ મળે તે અમુક કારણોને લઈને, તે ધીમે ધીમે ઓછું થઈ જાય છે. બાકી બુદ્ધિથી પર તો જવાયું છે, નહીં તો બુદ્ધિ અહીં એમને રોજ આવવા ના દે.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ જરાક ડખો કરે ત્યારે કહીએ કે એક બાજુ બેસ. હું તો દાદા પાસે જઈશ. મેલ પૂળો !

**દાદાશ્રી :** હા, એટલે મેલ પૂળો કહીએ !

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ ડખો કરતી નથી દાદા પાસે આવવામાં, એ તો આવે છે બરાબર પ્રેમથી.

**દાદાશ્રી :** પ્રેમથી એટલે જ બુદ્ધિથી ઉપર ગયેલું છે તે આ જ્ઞાન. આ પ્રજ્ઞાનું કામ છે.

બુદ્ધિ આ જુએ છે પણ આપણને મનમાં લાગ્યું કે 'હું જોઉં છું', તે ભ્રાંતિ છે. આ બધી જ્ઞેય વસ્તુનો જ્ઞાતા-દ્રષ્ટા 'હું' નથી લાગતો, પણ આ બુદ્ધિ લાગે છે. પણ આ બુદ્ધિનો જ્ઞાતા-દ્રષ્ટા કોણ ? આત્મા. લોકો તો આને શું બોલે ? 'હું જ જોઉં છું, હું જ જોઉં છું' એવું લાગે છે. પણ તમે શું કહો છો ? 'આ બુદ્ધિ જુએ છે' એવું લાગે છે. નહીં તો લોકો તો એવું જ કહે,

કે 'મને આ દેખાય છે' ને તે 'હું જોઉં છું' એ જ ભ્રાંતિ છે.

જો 'જાણવામાં' આવે તો રિયલ (ખરો) જ્ઞાતા કહેવાય. તે આ જ્ઞાતા-દ્રષ્ટા ! અને તમને વારેઘડીએ અનુભવમાં આવે જ છે, પણ આવો તાળો બેસાડવો પડે.

**પ્રશ્નકર્તા :** એ ડિમાર્કેશન કેવી રીતે ખ્યાલ આવે કે આ બુદ્ધિનું જોવા-જાણવાનું છે અને આ 'પોતાનું' જોવા-જાણવાનું છે ?

**દાદાશ્રી :** બુદ્ધિનું તો આમ આંખે દેખાય તે જ જોવા-જાણવાનું અથવા કાનથી સંભળાય તે, જીભથી ચખાય તે, એ બુદ્ધિ બધી.

**પ્રશ્નકર્તા :** એટલે આ ઈન્દ્રિયનું થયું પણ બીજું બધું પણ અંદર ચાલતું હોય ને બુદ્ધિનું દેખાવાનું કે આ પક્ષપાતી છે, આવાં છે, તેવાં છે એ બધું પણ બુદ્ધિ જ જુએ ને ?

**દાદાશ્રી :** આ બધું જોઈએ, એ બુદ્ધિનું જ. અને આત્માનું જ્ઞાન-દર્શન તો જોવું ને જાણવું એ જુદી વસ્તુ છે. દ્રવ્યોને જુએ-જાણે, દ્રવ્યના પર્યાયને જાણે, એના ગુણને જાણે એ બધું જાણવું-જોવું, એનું નામ આત્મા. અગર તો મનના બધા પર્યાયને જાણે. બુદ્ધિ તો મનનાં પર્યાય અમુક હદ સુધી જ જાણી શકે. જ્યારે આત્મા મનનાં બધા જ પર્યાયને જાણે. બુદ્ધિને, પરિસ્થિતિને જાણે. અહંકારના પર્યાયો જાણે, બધું જ જાણે. જ્યાં બુદ્ધિ ના પહોંચે, ત્યાં પછી એનું ચાલુ થાય.

**પ્રશ્નકર્તા :** એ બુદ્ધિ ક્યાં સુધી જોઈ શકે ?

**દાદાશ્રી :** અમુક હદ સુધીનું. સંસારિક જ્ઞાન ચાલે, સંસારી કામકાજ.

**પ્રશ્નકર્તા :** એટલે આ જોવું-જાણવું જે કીધું આત્માનું, એ દ્રવ્યોને જાણે ?

**દાદાશ્રી :** હં !

**પ્રશ્નકર્તા :** એ દ્રવ્યને, દ્રવ્યના ગુણધર્મ અને દ્રવ્યના પર્યાય ને એટલે

એ કેવી રીતે, એમાં શું શું જોઈ શકે ? એનો એક્ઝેક્ટ દાખલો આપોને !

**દાદાશ્રી :** આ કોના ગુણધર્મ છે એ બધું જાણે. પુદ્‌ગલના ગુણધર્મ છે કે ચેતનના ગુણધર્મ છે. પછી બીજા ગુણધર્મ જાણેય બધાં. આકાશના ગુણધર્મ શું છે એ બધું જાણે. પછી કાળના શું ગુણધર્મ છે એ જાણે.

**પ્રશ્નકર્તા :** એ ગુણધર્મ કહોને ! કાળના ગુણધર્મ શું ? આકાશના ગુણધર્મ શું ?

**દાદાશ્રી :** એ તો પીસ્તાળીસ આગમ જાણ્યાનું ફળ, તે આ બધા ગુણો જાણવા. કાળના, આકાશના, બધાના ગુણો, ગુણધર્મ જાણવા તે.

**પ્રશ્નકર્તા :** આત્માની જ્ઞાનક્રિયા ને દર્શનક્રિયામાં જો એવું જાણવા-જોવાનું હોય તો પછી અત્યારે તો અમને બધાને તો એવું ના હોય ને દ્રવ્યનું જોવું-જાણવું ?

**દાદાશ્રી :** એ એવું કંઈ ઉતાવળ કરવાનો અર્થેય નહીં ને ! એવું ના જાણવા જોવાથી કંઈ ઓછી માંકણ મારવાની દવા પી જવાય?

**પ્રશ્નકર્તા :** તો ત્યાં સુધી શું હોય ? તો એ જ્ઞાન-દર્શનનું જોવાપણું ના રહ્યું એવું થયું ?

**દાદાશ્રી :** રાગ-દ્વેષ ના થાય એટલે આપણે જાણવું કે આપણું જ્ઞાન પામ્યા છે, સારું છે. રાગ-દ્વેષ થાય એટલે સંસાર બંધાય છે એ નક્કી થઈ ગયું. રાગ-દ્વેષ ના થાય એટલે આપણે આપણી ગાડી ચાલુ છે, રાજધાની એકસપ્રેસ. તારે જોવાની ય જરૂર નહીં, ચાલે છે કે નહીં !

ગાડી ચાલે ત્યારે તો બે જાતના પરિણામ દેખાય છે. કેટલાંક ઝાડો આમ જતાં દેખાય. આપણી ગાડી આમ જતી હોય ત્યારે કેટલાંક ઝાડો આમ જતાં દેખાય છે. કેટલાંક છે તો આમ આપણા જોડે ચાલતા હોય એવું દેખાય. એનું કંઈ કારણ છે ને એની પાછળ ?

**પ્રશ્નકર્તા :** એ પેલા નજીકના હોય છે એ આમ જતાં દેખાય અને દૂરના હોય ને એ જોડે જોડે લાગે.

**દાદાશ્રી :** શાથી પણ એ ? બોલ, આ બુદ્ધિ જાણે સમજી જાય કે આ નજીક છે, પેલા છેટેના છે.

## પુદ્ગલને જોનારી પ્રજ્ઞા !

**પ્રશ્નકર્તા :** આ પુદ્ગલની બધી વસ્તુ જે જુએ છે એ જોવાની બધી જે ક્રિયા છે, એ બુદ્ધિક્રિયા છે કે જ્ઞાનક્રિયા છે ?

**દાદાશ્રી :** એ આમ જાય તો પ્રજ્ઞાના ભાગમાં જ જાયને ! અહંકાર અને બુદ્ધિની ક્રિયાથી થોડું સમજ પડે, બાકી પ્રજ્ઞા સિવાય ના સમજ પડે.

આપણે હજુ એપ્રેન્ટિસ તરીકે રહેવું. પ્રોબેશનરી ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાન લીધા પછી જે મહાત્માઓને પોતે શરીરથી જુદાં છે એવું જે રહ્યા કરે છે, લક્ષ બેસી ગયું છે શુદ્ધાત્માનું ને પછી જોવાની બધી ક્રિયા ચાલ્યા કરે છે, એ બધી પ્રજ્ઞાથી થાય છે ને ?

**દાદાશ્રી :** બધું પ્રજ્ઞાશક્તિથી થાય. પ્રજ્ઞા છે તે અમુક હદ સુધી, આ જ્યાં સુધી ફાઈલનો નિકાલ કરે ત્યાં સુધી પ્રજ્ઞા. ફાઈલ પૂરી થઈ ગઈ એટલે પછી પોતે જ, આત્મા જાણે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનક્રિયાથી જોવાનું એ તો બહુ દૂર રહ્યું એનો અર્થ ?

**દાદાશ્રી :** એ જ પ્રજ્ઞાશક્તિની જ જ્ઞાનક્રિયા. અત્યારે પેલી જ્ઞાનક્રિયા તો ઉત્પન્ન થઈ. પછી આ બધી ફાઈલોનો નિકાલ થઈ જશે ત્યારે વિજ્ઞાનક્રિયા.

## દેખાડે એ પ્રજ્ઞા !

પ્રજ્ઞા જ જુએ ઠેઠ સુધી. પ્રજ્ઞા જ દેખાડે બધું આપણને.

**પ્રશ્નકર્તા :** હું દસ વર્ષનો હતો ત્યારે મેં શું શું કરેલું એ દેખાડે. બાર વર્ષનો હતો તે દેખાડે ફોટા બધા આમ, ફિલ્મની પેઠ દેખાડે. તો એ ફિલ્મ જે દેખાડે છે એ પ્રજ્ઞા દેખાડે છે ?

**દાદાશ્રી :** પ્રજ્ઞા એટલે આત્મા જ દેખાડે છે કહેવાય. પણ છેવટે પછી પ્રજ્ઞા બંધ થઈ જાય છે. પ્રજ્ઞા છે ત્યાં સુધી શુદ્ધાત્મા અને આત્મા એ પરમાત્મા. છે એક જ, પણ આ આવ્યા પછી પેલું થઈ જાય !

**પ્રશ્નકર્તા :** કાલે એ રડતા હતા તો એને દેખાય કે આ ચંદુભાઈ રડે છે, પણ પાછા અંદરથી, 'દાદા ભગવાનના અસીમ જય જયકાર હો' ચાલુ હતું તો એ ચંદુભાઈને જોતું હતું તે કોણ અને 'અસીમ જય જયકાર' બોલતું હતું કોણ ?

**દાદાશ્રી :** એ તો અંદર રેકર્ડ ચાલુ જ રહે છે.

**પ્રશ્નકર્તા :** એટલે અંદર પેલી 'ઓરીજીનલ ટેપ' ચાલુ જ હોય ?!

**દાદાશ્રી :** એ તો અમુક ટાઈમ ચાલુ જ હોય છે. એટલે એ બોલે એ બોલનારો જુદો અને તે આ ચંદુભાઈને જોનાર !

**પ્રશ્નકર્તા :** ચંદુભાઈને જોનાર એ શુદ્ધાત્મા ?

**દાદાશ્રી :** ચંદુભાઈ જે આ કરી રહ્યા છે ને, એને જોનાર બુદ્ધિ છે.

**પ્રશ્નકર્તા :** તો પછી જ્ઞાતા-દ્રષ્ટા કેવી રીતે થયા, જો બુદ્ધિ જોતી હોય તો ?

**દાદાશ્રી :** જ્ઞાતા-દ્રષ્ટા તો આ બધાને જોનારા છે એ, જ્ઞાતા-દ્રષ્ટા આ બધાને એટ એ ટાઈમ જાણે છે તે. આ મહીં લાગે છે તેને, આ બોલાય છે તેને, એવું બધું એ બધાને એટ એ ટાઈમ જાણે છે.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ શું કરે છે, એ શુદ્ધાત્મા જુએ છે ?

**દાદાશ્રી :** એ બુદ્ધિને જુએ છે, મન શું કરે છે તે જુએ, વાણી છે તે, પછી અહંકાર શું કરે છે, એ બધાને જુએ.

**પ્રશ્નકર્તા :** એ જ્ઞાતા-દ્રષ્ટાથી જુએ છે ને ? એ જે જુએ છે એ જ્ઞાતા-દ્રષ્ટા કે કેમ ?

**દાદાશ્રી :** હા. એ જ આત્મા.

**પ્રશ્નકર્તા :** અને જે ચંદુભાઈને જુએ છે એ બુદ્ધિ ?

**દાદાશ્રી :** એ બુદ્ધિ જુએ અને બુદ્ધિને જુએ છે તે આત્મા. બુદ્ધિ શું કરી રહી છે, મન શું કરી રહ્યું છે, અહંકાર શું કરી રહ્યો છે, બધાને જાણનાર તે આત્મા. આત્માની આગળ પરમાત્માપદ રહ્યું. શુદ્ધાત્મા થઈ ગયો તે પરમાત્મા ભણી ગયો અને પરમાત્મા થયો તેને કેવળજ્ઞાન થઈ જાય. કેવળજ્ઞાન થયું તે થઈ ગયો પરમાત્મા. ફૂલ થયો, નિર્વાણપદને લાયક થઈ ગયો. એટલે જોવા જાણવાનો ઉપયોગ રાખવો જોઈએ, આખો દિવસ.

**પ્રશ્નકર્તા :** દાદા, એટલે શુદ્ધાત્મા પછી આગળ પરમાત્માપદ છે ?

**દાદાશ્રી :** શુદ્ધાત્મા એ જ પરમાત્મા છે, પણ આ અહીં આગળ હજી સુધી આ આમાં કેવળજ્ઞાન થયું નથી. તો એ શુદ્ધાત્માને કેવળજ્ઞાન થયું એટલે થઈ ગયો પરમાત્મા !

## જોનારનો ય જોનારો !!!

**પ્રશ્નકર્તા :** આપ કહો છોને કે અમે જ્ઞાન આપીએ એટલે આત્મા અને દેહને છૂટા પાડી આપીએ છીએ, તો આ બંનેને જુદો પાડનારો જુએ છે કોણ ?

**દાદાશ્રી :** બે વસ્તુ છે જોનારી. એક તો પ્રજ્ઞા છે અને પ્રજ્ઞાનું કામ પૂરું થઈ ગયા પછી આત્મા છે. આત્મા જ્ઞાયક તરીકે રહે છે. પ્રજ્ઞાથી માંડીને આત્મા સુધીનો જોનાર છે. પ્રજ્ઞાનું કામ પૂરું થાય એટલે આત્મા પોતે, જ્ઞાયક તરીકે થઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** આત્માનું જે સ્વરૂપ છે, દર્પણની માફક. દર્પણ કંઈ બહાર આવતું નથી જોવા માટે. દર્પણની અંદર દ્રશ્યો બધાં ઝળકે છે આમ. એવું આત્માના સ્વરૂપની અંદર તો બધી વસ્તુઓ ઝળકે છે ને, આમ ?

**દાદાશ્રી :** એ ઝળકે છે ને જુદું છે, પણ આ તો જ્ઞાયક ! એટલે

આ અત્યારે જ્ઞાતા કોણ છે ? એ પેલી પ્રજ્ઞાશક્તિ છે. હા, કારણ કે કાર્યકારી છે. મૂળ આત્મા કાર્યકારી ના હોય. આ સંસાર છે ત્યાં સુધી કાર્યકારી શક્તિ ઊભી થઈ છે, પ્રજ્ઞા. એ પ્રજ્ઞા બધાં કાર્યો પૂરાં કરી આટોપીને પછી મોક્ષે જાય.

**પ્રશ્નકર્તા :** એટલે મોક્ષનાં દરવાજા સુધી મદદ કરવા માટે આ પ્રજ્ઞા છે.

**દાદાશ્રી :** દરવાજા સુધી નહીં, મોક્ષમાં ઠેઠ સુધી બેસાડી દે. હા, પૂર્ણાહુતિ કરી આપનાર એ પ્રજ્ઞા.

જબરજસ્ત શક્તિઓ છે. ગમે એવાં કષ્ટો આવે તો ય પણ કષ્ટ ગભરાય એટલી બધી શક્તિઓ. એટલી વધેલી દેખે કે કષ્ટ ગભરાય.

**પ્રશ્નકર્તા :** જેટલું જોવાનું થાય છે એટલું આ અડતું નથી અને ભળી જાય તો પછી લાગી આવે છે.

**દાદાશ્રી :** જેટલું જોવાનું બને એટલું જોવાનું અને બીજું ના જોઈ શકાય એના પ્રતિક્રમણ કરવાના.

**પ્રશ્નકર્તા :** અત્યારે અમે બેઠા અને આખા દહાડાનું જોવા બેઠાં હોઈએ, ત્યારે બધું દેખાય અને તે ઘડીએ એવું પણ દેખાય કે અમે આગળનું જોવા બેઠાં છીએ.

**દાદાશ્રી :** હં. પછી ?

**પ્રશ્નકર્તા :** એટલે આ શું છે ? જે જુએ છે, તેને ય પાછો જુએ છે.

**દાદાશ્રી :** એ જે છેલ્લામાં છેલ્લો જોનારો તે જ આપણે છીએ. એ જોનારની ઉપર કોઈ જોનાર રહ્યાં નહીં. અને આ જે જોનાર છે, એ એની પાછળ છેલ્લામાં છેલ્લો જોનાર હોય.

**પ્રશ્નકર્તા :** એટલે જોનારની ઉપર પણ જોનાર હોય છે ?

**દાદાશ્રી :** આ જે જોનાર છે એની ઉપર જોનાર હોય જ ને !

**પ્રશ્નકર્તા :** એ એની ઉપર પણ જોનાર હોય ?

**દાદાશ્રી :** પછી એની ઉપર જોનાર નહીં. જોનારથી ઉપર કોઈ જોનાર નહીં. ખરો જોનાર તે જ આત્મા.

**પ્રશ્નકર્તા :** એટલે આ આખા દિવસનું જોવાની પ્રક્રિયા હતી તો એને જોનારો જે છે, એને પણ જોનારો બીજો હોય છે એમ ? તો પહેલો જોનારો કોણ છે ?

**દાદાશ્રી :** એ છે તે ઉપાદાન કહો, બુદ્ધિ કહો કે અહંકાર કહો, ને તેને પણ જોનારો.

**પ્રશ્નકર્તા :** એ કોણ ?

**દાદાશ્રી :** એ આત્મા, જોનારને ય જાણે.

**પ્રશ્નકર્તા :** તો આમાં પ્રજ્ઞા ક્યાંથી આવી ?

**દાદાશ્રી :** એ જ પ્રજ્ઞાને ! મૂળ આત્મા તો મૂળ આત્મા જ છે.

**પ્રશ્નકર્તા :** એટલે આખા દિવસનું જોનારો એ અહંકાર કહેવાય ? અથવા ઉપાદાન કહેવાય ?

**દાદાશ્રી :** બુદ્ધિ, અહંકાર, અજ્ઞા શક્તિ.

**પ્રશ્નકર્તા :** બરોબર. દાદા, હમણાં હું સવારનું જોવા બેઠો, તો અત્યારનું જોવાનું રહી જાય છે, હું પહેલાનું જોઉં છું હમણાં.

**દાદાશ્રી :** પણ જુએ છે ખરો ને ! એ જ તું આત્મા છું, પછી શેને જોવાનું રહી જાય છે ત્યાં ?

**પ્રશ્નકર્તા :** દાદા, આપે આત્મા સ્વ-પર પ્રકાશક છે, તે આને લઈને કહ્યું છે ? સ્વ-પર પ્રકાશક છે, એ પોતાને ય પ્રકાશમાન કરે છે ?

**દાદાશ્રી :** બીજું શું ? જે જોનાર છે તેની ઉપરે ય જોનાર હોય. તે

જોનાર ઉપર જોનારો આત્મા જ્ઞાતા કહેવાય અને જાણવાની વસ્તુ બધી જ્ઞેય કહેવાય ને જોનાર દ્રષ્ટા હોય ત્યારે આ દ્રશ્ય હોય.

**પ્રશ્નકર્તા :** જોનારાની ઉપર જોનારો છે, તો પછી મૂળ આત્માનું ફંકશન કેવી રીતે હોય છે આમાં ?

**દાદાશ્રી :** આ લોકો જુએ જ છે ને બધા. આખી દુનિયા જુએ છે ને જાણે છે ને ! એમને કહીએ તમે જોતાં-જાણતાં નથી, ત્યારે અત્યારે શું કરીએ છીએ અમે ?! આખો બધો ફોર્ટ વિસ્તાર જોયો, ફલાણું જોયું, ફલાણું જોયું. પણ એ જોનારને ય જાણવાનો છે. આ જોનારને જાણનાર છે પાછો !

**પ્રશ્નકર્તા :** આ જોનારને જાણવાનું છે ?

**દાદાશ્રી :** આ જોનારને જે જુએ છે અને જાણનાર ને જાણે છે એવો મૂળ આત્મા.

**પ્રશ્નકર્તા :** એને આપણે પ્રજ્ઞા કહી અત્યારે.

**દાદાશ્રી :** હં, પ્રજ્ઞા.

**પ્રશ્નકર્તા :** તો પછી મૂળ આત્માનું એથી આગળનું ફંક્શન શું રહ્યું ?

**દાદાશ્રી :** ના. એથી આગળ કશું નહીં. બસ, ત્યાં એન્ડ. કોઈ કોઈને લેવા-દેવા નથી, કોઈ કોઈને હેલ્પ કરતું નથી. કોઈ કોઈને કંઈ જ છોડવાનું નથી, એવા આ તત્ત્વો ! ટંકોત્કીર્ણ સ્વભાવના. ક્યારેય પણ એકાકાર થયા નથી, જુદા ને જુદા રહે. જેમ તેલ ને પાણી બે ભેગા થયા હોય, પણ બે જુદા તે જુદા જ હોય તેમાં.

## વચલો ઉપયોગ કોનો ?

**પ્રશ્નકર્તા :** એક વાર સત્સંગમાં આપે કહેલું કે એક સ્ટેજ એવી હોય કે ચંદુભાઈ કરે છે અને એમાં જ તન્મયાકાર હોય. બીજી સ્ટેજ એવી હોય કે ચંદુભાઈ જુદા અને પોતે જુદો. એટલે આ કર્તા જુદો અને પોતે જુદો અને ત્રીજી ટોપની સ્ટેજ એવી છે કે ચંદુભાઈ શું કરે છે એને પણ જુએ છે, આત્મા

ચંદુભાઈને જુએ છે ! એ સમજાવો જરા !

**દાદાશ્રી :** શું સમજવાનું છે એમાં ?

**પ્રશ્નકર્તા :** એ સ્ટેજ કયું કહેવાય ?

**દાદાશ્રી :** એવું છે ને, આ જોવાના કાર્યોમાં પડ્યા છે તે એ કાર્ય જોવાનું સહજ હોવું જોઈએ. જોવાનું એને કરવું પડે છે, જ્ઞાતા-દ્રષ્ટા રહેવું પડે છે એટલે એને ય પણ જાણનારો છે ઉપર. જ્ઞાતા-દ્રષ્ટા રહેવું પડે છે. એ પછી મેનેજર થયો પાછો. એનો ઉપરી પાછો રહ્યો. છેલ્લા ઉપરીને જોવું પડે નહીં, સહજ દેખાયા જ કરે.

**પ્રશ્નકર્તા :** એટલે આ જ્ઞાતા-દ્રષ્ટા જોવું પડે છે એ કોણ અને એને પણ જે જુએ છે તે કોણ ?

**દાદાશ્રી :** મૂળ છે તે એને પણ જુએ છે તે મૂળ. આ જોવું પડે છે તે વચલો, ઉપયોગ. એટલે એને પણ જાણનારો છેક છેલ્લી દશામાં. આ અરીસામાં આપણે આમ બેઠાં અને અરીસો પેણે મૂક્યો તો આપણે બધાં દેખાઈએને તરત ?!

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એને કંઈ જોવું પડે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એવું આત્મામાં ઝળકે, બધું આખું જગત મહીં ઝળકે.

**પ્રશ્નકર્તા :** એ 'વચલો' કોણ, દાદા ?

**દાદાશ્રી :** ઉપયોગ.

**પ્રશ્નકર્તા :** એ ઉપયોગ પણ કોનો ઉપયોગ ?

**દાદાશ્રી :** એ પેલી 'પ્રજ્ઞા'નો. પ્રજ્ઞાનાં ઉપયોગમાં આવી ગયો એટલે બહુ થઈ ગયું. એથી આગળ આપણે બહુ કોઈને જરૂર નથી, ત્યાં સુધી

આપણી કૉલેજ !

## પૂર્ણતા પામવા પાળવી પાંચ આજ્ઞાઓ !

**પ્રશ્નકર્તા :** જે કંઈ આપણે જોઈએ છીએ ને જાણીએ છીએ એ એક વાત છે અને બીજી બાજુ આપણે જ્ઞાતા-દ્રષ્ટા થવું છે એ બીજી વાત છે. આ જોનારો-જાણનારો અને પેલો જોનારો-જાણનારો જુદી વસ્તુ છે ?

**દાદાશ્રી :** હા, બરોબર છે.

**પ્રશ્નકર્તા :** તે આ જોનારા-જાણનારામાંથી પેલા જોનારા-જાણનારા ઉપર ટ્રાન્સફર કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** આ જોનારો-જાણનારો છે ને, એની બધી જ ક્રિયાને એ જાણે, એ આ જ્ઞાતા-દ્રષ્ટા.

**પ્રશ્નકર્તા :** એટલે ટૂંકમાં અત્યારે આ અહંકાર છે એ જોનારો-જાણનારો છે અને અહંકારની ક્રિયા જાણે....

**દાદાશ્રી :** હું શું કરી રહ્યું છે, મન શું કરી રહ્યું છે, બુદ્ધિ શું કરી રહી છે.

**પ્રશ્નકર્તા :** બરાબર છે. એ વાત સાચી છે આપની. પણ અત્યારે પણ આપણે એનો અનુભવ તો થાય છે કે આવું થઈ રહ્યું છે. જેને આપણે જ્ઞેય બનાવ્યું છે. હવે આ મન-વચન-કાયા અને અહંકાર પણ એ ખરેખર તો આપણે એમ કહીએ છીએને કે હજુ મૂળ આત્મા જોતો-જાણતો નથી. આત્મા તો આઘો છે એનાથી.

**દાદાશ્રી :** તે આ એનો વિષય ન્હોય. આ તો આ જે ઈન્દ્રિય દ્રષ્ટિથી દેખાય છે, એમનો આ વિષય નથી.

**પ્રશ્નકર્તા :** જોવા-જાણવાની શક્તિ મૂળ આત્માની જ છે ?

**દાદાશ્રી :** હં. પણ અત્યારે આ વચ્ચે મિડીયમ પ્રજ્ઞાનું છે.

**પ્રશ્નકર્તા :** અત્યારે મિડીયમ થ્રુ જાણે છે, પણ જાણે છે એ જ ?

**દાદાશ્રી :** બીજું કોણ જાણે તે ? પણ આ પ્રજ્ઞાના મિડીયમ થ્રુ એ જાણે છે.

**પ્રશ્નકર્તા :** તો એને ખબર પહોંચતી જ નથી ?

**દાદાશ્રી :** એને મૂળ આત્માને કશું લેવા ય નહીં ને દેવા ય નહીં ! એ તો વીતરાગ છે. અને આ શું થઈ રહ્યું છે તે બધું, આ મિડીયમ ઊભું થયું છે, પ્રજ્ઞાશક્તિ તે જાણે છે.

**પ્રશ્નકર્તા :** એટલે એ જે જ્ઞાતા છે, એને આ જ્ઞેયની કોઈ પણ અસર ના થાય ?

**દાદાશ્રી :** હોય જ નહીં. સંગ કોઈ અડે નહીં. કોઈ વસ્તુ એને અડે નહીં. ભાવોથી નિર્લેપ, સંગથી અસંગ !

**પ્રશ્નકર્તા :** ખાલી એને જોવાનો-જાણવાનો જ એક એનો પોતાનો સ્વધર્મ છે ?

**દાદાશ્રી :** જ્ઞાતા-દ્રષ્ટા જ સ્વભાવ. અહીં લાઈટ થયેલી હોય ને, તે બસ, જુએ. એ લાઈટમાં જો જીવ હોત તો જોયા કરત.

**પ્રશ્નકર્તા :** આત્માનો ઉપયોગ થતો હશે ?

**દાદાશ્રી :** ના થાય એવું હોતું હશે ? પેલાં વિચાર આવે તેને જાણી જાવ, મહીં ગુસ્સો આવે તેને તમે જાણી જાવને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** હં. એમ પાછું મૂળ ઠેઠને પહોંચતું નથી. એ પ્રજ્ઞાને પહોંચે છે. કારણ કે આ વચગાળાનું જ્ઞાન છે, પેલું તો તદ્દન જ્ઞાતા-દ્રષ્ટા !

**પ્રશ્નકર્તા :** હા, ઠેઠ પહોંચતું નથી. વાત જ ત્યાં છે ને ? મારો એ જ પોઈન્ટ છે કે એને ઠેઠ પહોંચે કેવી રીતે ?

**દાદાશ્રી :** આમ પ્રજ્ઞામાં આવ્યા પછી જ મૂળને પહોંચે.

**પ્રશ્નકર્તા :** એનું કયું સાધન છે ?

**દાદાશ્રી :** પાંચ આજ્ઞા એ જ મોટું સાધન છે. પહેલું ઇન્દ્રિય જ્ઞાનથી દેખાય. પછી બુદ્ધિ જ્ઞાનથી દેખાય ને પછી છે તે પ્રજ્ઞાથી દેખાય ને પછી આત્માથી.

**પ્રશ્નકર્તા :** પણ આ મૂળ આત્મા જે જ્ઞાતા છે, તેનો, જ્ઞાતાનો જ્ઞેયો સાથેનો સંબંધ કેવો છે ?

**દાદાશ્રી :** જ્ઞાન પાછું જ્ઞેયને જુએ એટલે જ્ઞાનાકાર થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પણ આ જે જ્ઞાતા છે, મૂળ આત્મા, એ તો કંઈ જ્ઞેયાકાર થતો જ નથી ને ?

**દાદાશ્રી :** એને કશું ય લેવા-દેવા નથી. આ ઠેઠ સુધી પ્રજ્ઞા. અને કેવળજ્ઞાન થાય એટલે ભેગું. પ્રજ્ઞાય ચાલી જાય.

**પ્રશ્નકર્તા :** એટલે આત્મા તો કેવળજ્ઞાન થાય ત્યારે જ કામમાં આવે, ત્યાં સુધી નહીં ?

**દાદાશ્રી :** ના. ત્યાં સુધી મૂળ જ્ઞાતા-દ્રષ્ટા ના થાય. આપણે જરૂરે ય નથી. એ તો કેવળજ્ઞાન તો એની મેળે આવે છે. એ માગવા ય જવું ના પડે. જેમ વડોદરાની ગાડીમાં ટિકિટ-બિકિટ લઈને બેઠા પછી વડોદરા સ્ટેશન એની મેળે આવે, એવી રીતે. તમારે તો ગાડીમાં બેસવાની જરૂર. બેસી ગયા અને આ આજ્ઞા પાળવાની કે ભઈ, કોઈ સ્ટેશને ઉતરી ના પડશો. કોઈ જગ્યાએ ચા-પાણી સારા મળે માટે કંઈ ત્યાં ઉતરી પડશો નહીં. તમને આ ભાઈ કહે તો ય કહીએ, 'અહીં ઉતરવાનું નથી. હેંડો, પાછા બેસી જાવ !' આ તો કહે કે 'આવો, પેલી કેન્ટીન સારી છે.' તો ય આપણે 'ના' કહેવું.

**પ્રશ્નકર્તા :** પાંચ આજ્ઞા બરાબર પાળવા છતાં કેન્ટીનમાં જાય તો ?

**દાદાશ્રી :** તો વાંધો નહીં. પાંચ આજ્ઞા પાળતો હોય તો ગમે ત્યાં

જાય, બંધન નથી એને. પણ પાંચ આજ્ઞા પાળતો હોય, તે કોઈ સ્ટેશને ઉતરે જ નહીં ને !

## આત્મા એટલે કેવળજ્ઞાન પ્રકાશ !

**પ્રશ્નકર્તા :** આત્મા એટલે જ્ઞાન. જ્ઞાન એટલે પ્રકાશ, પ્રકાશ સિવાય બીજું કંઈ છે જ નહીં. પ્રકાશ જ, પ્રકાશ જ, પ્રકાશ જ ! અને માત્ર પ્રકાશ એટલે કોઈ પણ જાતનો સંયોગ નહીં. કંઈ નહીં, એકલું પ્રકાશ જ ! તો પછી તો જ્ઞાયકભાવ જ રહ્યો ?

**દાદાશ્રી :** જ્ઞાયકભાવ. જાણવા-જોવાનાં ભાવમાં રહ્યો એ આનંદ. પોતાને બીજી કોઈ જરૂર નથી. જાણવા-જોવાના ભાવમાં તો કરવાનું નહીં. મહીં ઝળકે પોતાની મહીં જ. ક્રિયા નહીં કોઈ જાતની, અક્રિય. ક્રિયા કરે તો થાક લાગે, સૂઈ જવું પડે, ઊંઘી જવું પડે.

**પ્રશ્નકર્તા :** પહેલા છે તો અજ્ઞાન દશામાં અમારી જે દ્રષ્ટિ છે તે એવી વસ્તુ ઉપર એટલે પુદ્ગલ ઉપર રહેતી હતી. જેનામાં જોવાનો ને જાણવાનો ગુણ જ નથી. પણ હવે આપે જ્ઞાન આપ્યું ત્યારે દ્રષ્ટિ અમને જેમાં જોવાની અને જાણવાની શક્તિ છે એમાં લગાડીએ એટલે અમારી દ્રષ્ટિ સ્થિર થઈ ગઈ.

**દાદાશ્રી :** એટલે સ્થિર થઈ ગઈ અને આ અસ્થિરમાંય જોવા-જાણવાની ક્રિયા છે, પણ સંયોગોને જોવા-જાણવાની ક્રિયા છે. જોવા-જાણવાની ક્રિયા તો ત્યાં, આત્મામાં જ છે. પણ આત્માને અસંયોગીક ક્રિયા છે અને આ સંયોગી ક્રિયા છે. જોવા-જાણવાની ક્રિયા અહીં કહે છે ને, આ ઝાડ આવ્યું, પાન આવ્યું, ગાય આવી, ભેંસ આવી. બધું કહે છે જ ને અને તેને આત્મા માને છે લોકો ! આ જોવા જાણવાની ક્રિયા. એમાં ચેતન બિલકુલ છે નહીં.

ત્યારે કહે, શેનાથી ચાલે છે આ ? ચેતન વગર કેવી રીતે ચાલે ? ત્યારે કહે, 'આત્માની હાજરીથી પાવરચેતન ઊભું થાય છે.'

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું ને કે આ વસ્તુઓ ઝાડ છે, પાન છે એ બધાને

જોવાની ને જાણવાની આ પાવરચેતનની ક્રિયા થઈ. હવે એ જોવા-જાણવાની ક્રિયા અને આત્માના પ્રકાશમાં આ બધાં જ્ઞેયો ઝળકે એ એક જ છે કે જુદું જુદું ?!

**દાદાશ્રી :** આત્માના પ્રકાશમાં છે તે મહીં ઝળકે એટલે શબ્દ હોતા નથી ત્યાં આગળ. આ જ્યાં જોવાનું ને જાણવાનું, પ્રકાશમાં ઉતારતા સુધી શબ્દો છે. પછી જતાં રહે છે શબ્દો એનાં ઘેર !

**પ્રશ્નકર્તા :** આત્મા કેવળજ્ઞાન સ્વરૂપ કહ્યું તો કેવળજ્ઞાન થાય છે જે કહે છે ને એ કોને થાય છે ?

**દાદાશ્રી :** આત્માને જ થાય છે.

**પ્રશ્નકર્તા :** પણ પોતે કેવળજ્ઞાન સ્વરૂપ જ છે ને ?

**દાદાશ્રી :** છે જ કેવળજ્ઞાન પણ વાદળ ખસવાં જોઈએ ને ! તેમ તેમ થતું જાય. આ સૂર્યનારાયણ આખો દેખાવા માંડ્યો તો કોને દેખાવા માંડ્યો ?

**પ્રશ્નકર્તા :** જોનારાને. સૂર્યનારાયણ અને વાદળા એટલે વાદળનું આવરણ જેને છે.

**દાદાશ્રી :** હા, પણ જોનારને ! પણ જોનાર અને જાણનાર બે ય એક જ છે વસ્તુ આ.

**પ્રશ્નકર્તા :** એટલે જોવાની વસ્તુ અને જોનાર, બે ય એક જ છે ?

**દાદાશ્રી :** હા. આત્મા સ્વને ય જાણે છે ને પરને ય જાણે છે. પોતાના સ્વને જાણે છે કે જાણનાર કોણ ? સ્વ કોણ ?

જાણેલી વસ્તુ એ પોતે જ છે. પોતે પોતાને જ જાણે છે. આત્મા સ્વને જાણે છે ને પરને જાણે છે. તે વાદળો ખસી ગયા એટલે પોતે પોતાને આખો દેખાય. એને કેવળજ્ઞાન કહેવાય.

❖ ❖ ❖ ❖ ❖

# પરિશિષ્ટ

## કેટલાંક અંગ્રેજી શબ્દોના અર્થ

| | | | |
|---|---|---|---|
| અન્ડરહેન્ડ | હાથ નીચે કામ કરનારો | ઓરિજિનલ | અસલ, મૂળ |
| અનચેન્જેબલ | બદલાય નહીં તેવું | ઓવરવાઈઝ | દોઢ ડહાપણ |
| આઈ | હું | ઓપન | ખુલ્લું |
| ઈન્ટ્રિમ | વચગાળાનું | ઓનરશીપ | માલિકી |
| ઈનવોલ્વ | સંડોવાવું, સમાવિષ્ટ કરવું | ઑલરાઈટ | દરઅસલ |
| ઈન્ટરેસ્ટ | રસ | ઑબ્લાઈઝ | મદદરૂપ |
| ઈન્ટરવલ | વિરામ | ઑબ્સ્ટ્રક્ટ | અડચણ |
| ઈનકરેક્ટ | સાચું ન હોય તે, ખોટું | ઓફકોર્સ | ચોક્કસ |
| ઈગોઈઝમ | અહંકાર | ઓપિનિયન | અભિપ્રાય |
| ઈફેક્ટ | પરિણામ, અસર | કલ્ચર | સંસ્કાર |
| ઈન્ફિરિયારિટી | લઘુતા | કરેક્ટ, (કરેક્ટનેસ) | |
| ઈમોશ્નલ | લાગણીશીલ, ભાવુક | ક્લિયર | ચોખ્ખું |
| ઈઝિલી | સહેલાઈપૂર્વક | કનેક્શન | જોડાણ |
| એજન્ટ | પ્રતિનિધિ, દલાલ | કમ્પ્લિટ | પૂરેપૂરું |
| એરિયા | વિસ્તાર | ક્વૉલિટી | ગુણવત્તા |
| એબ્સન્સ | ગેરહાજરી | ક્રેડિટ | જમા |
| એબ્સોલ્યુટ | પરમ, કેવળ, પૂર્ણ | કેલક્યુલેશન | ગણતરી |
| એક્શન | ક્રિયા | કૉઝ, કૉઝીઝ | કારણ, કારણો |
| એલિવેશન | ઉન્માદ | કોર્સ | ક્રમ, પ્રવાહ |
| એકચ્યુલી | હકીકતમાં | કોમ્પ્લેક્સ | ગૂંચવણવાળું |
| એટેચમેન્ટ | ચોંટ, અનુરાગ | કોમા | બેભાન અવસ્થા |
| એન્ડ | અંત | કોમન | સામાન્ય |
| એક્ઝેક્ટ | ચોક્કસ, આબેહૂબ, યથાર્થ | કંટ્રોલ | કાબૂ |
| એક્સ્ટ્રેક્ટ | અર્ક | ગેરેન્ટી | જવાબદારી, બાંહેધરી |
| એવિડન્સ | પુરાવો | ગ્રેડેશન | કક્ષા, તબક્કાવાર |
| એક્સપ્રેસ | વ્યક્ત કરવું | ગોન | ગયો, ગયેલો |
| એક્ઝોસ્ટ | ખાલી થઈ જવું, થાકી | ચાર્જ | ભરવું પૂરણ, ગ્રહણ કરવું |
| એન્કરેજ | પ્રોત્સાહિત કરવું | ચેન્જ | બદલાવ, ફેરફાર |
| ઓટોમેટિક | આપોઆપ, સ્વયંસંચાલિત | ચેઈન્જીંગ | પરિવર્તનશીલ |
| ઓર્ડર | હુકમ | ચેન્જેબલ | બદલી શકાય એવું |

| | | | |
|---|---|---|---|
| જજમેન્ટ | ફેંસલો,અભિપ્રાય,ન્યાય | પરસેન્ટ | ટકા |
| જોઈન્ટ | ભેગું, સાંધો | પરમેનન્ટ | કાયમી |
| ટચ | અડવું, સમ્પર્ક | પ્યૉર | ચોખ્ખું |
| ટાઈમિંગ | સમય, કાળ | પ્રિન્સિપલ | સિદ્ધાંત |
| ટેમ્પરરી | વિનાશી | પ્રિજ્યુડીસ | પૂર્વગ્રહ |
| ટેસ્ટ | સ્વાદ, પરીક્ષા | પ્રુવ | સાબિત |
| ટોપ | ભમરડો | પ્રેશર | દબાણ |
| ડાયરેક્ટ, ડિરેક્ટ | સીધું | પેમ્ફલેટ | ચોપાનીયું |
| ડ્રામા, ડ્રામેટિક, | નાટક, નાટકીય | પેન્ડિંગ | બાકી |
| ડિસ્ચાર્જ | નિકાલ, ગલન | પ્રેસિડન્ટ | પ્રમુખ |
| ડિસિઝન | નિર્ણય | પ્રોપર | યોગ્ય |
| ડિંલીગ | વ્યવહાર, લેવડ-દેવડ | પ્રોબ્લેમ | સમસ્યા |
| ડિટેઈલ | વિગત | પ્રોબેશ્નરી | શિખાવ |
| ડિસાઈડ | નક્કી કરવું | પ્રોજેક્શન | યોજના |
| ડિમાર્કેશન | જુદું પાડવું | પોસિબલ | શક્ય |
| ડિફરન્સ | તફાવત, ભેદ | પોઝિટિવ | સવળું, હકારાત્મક |
| ડિવિઝન | ભાગ, વિભાગ | પ્રોજેક્ટ | યોજના |
| ડિમોલિશ | ખતમ કરવું,તોડી પાડવું | ફાઉન્ડેશન | પાયો |
| ડિઝોલ્વ | ઓગળવું | ફિક્સ | નક્કી કરવું, ચોંટાડવું |
| ડિસિપ્લિન | શિસ્ત | ફીઝિકલ | સ્થૂળ, ભૌતિક |
| ડિપાર્ટમેન્ટ | વિભાગ, ક્ષેત્ર | ફિટ | બંધબેસતું, સમજ પડવી |
| ડેફિનેશન | વ્યાખ્યા | ફૂલ સ્ટોપ | પૂર્ણ વિરામ |
| ડેવલપમેન્ટ | વિકાસ, પ્રગતિ | ફૂડ | ખોરાક |
| ડોઝીંગ | આફરો, ઝોકાં આવવાં | ફોલોઅર્સ | અનુયાયીઓ |
| થ્રૂ | દ્વારા | ફુલ | આખું, પૂર્ણ |
| થિયરી | સિદ્ધાંત | ફૂલ | મૂર્ખ |
| નેગેટિવ | નકારાત્મક,ઊંધું, અવળું | ફ્રેશ | તાજું |
| નેટ | ચોખ્ખું | ફ્રેન્ડશીપ | મિત્રતા |
| નૉબલ | ઉદાર | ફોર્સ(વાળું) | જોરદાર, જોશ |
| પબ્લિક | પ્રજા, સાર્વજનિક | ફંક્શન | કાર્ય |
| પર્સનાલિટી | વ્યક્તિત્વ | બાઉન્ડ્રી | સીમા, હદ |

| | | | |
|---|---|---|---|
| બિલિફ | માન્યતા | વર્ક | કામ |
| બેઝમેન્ટ | પાયો | વર્લ્ડ | જગત |
| બ્રેકડાઉન | પડી ભાંગેલું | વાઈઝ | ડાહ્યું |
| બ્રેક | તૂટવું, રોકવું | વિલપાવર | મનોબળ |
| મલ્ટિપ્લિકેશન | ગુણાકાર | વિકનેસ | નબળાઈ |
| માય | મારું | વિથ | સાથે |
| માઈલ્ડ | ઓછું તીવ્ર, નરમ | વેલ્યુ | કિંમત |
| મિડિયમ થ્રુ | માધ્યમ દ્વારા | વેરાયટી | વિવિધતા |
| મિનિંગલેસ | અર્થ વગરનું | સરકમફરન્સ | પરિઘ, ઘેરાવો |
| મિકેનિકલ | યંત્રવત | સર્ટીફાઈડ | પ્રમાણિત |
| મેથડ | પદ્ધતિ | સર્કલ | વર્તુળ, ગોળ |
| મેમરી | સ્મૃતિ | સ્પેસ | જગ્યા, આકાશ |
| મેન્ટલ | ગાંડો | સ્લીપ | લપસવું |
| મોશન | ગતિ | સ્ટાર્ટ | શરૂ |
| મોઈસ્ચર | ભેજ | સ્પીડી | ઝડપી, ઝડપથી |
| યુનિટ | પ્રમાણ, માપ | સ્કોપ | તક, અવસર |
| રિપે | પાછું ભરપાઈ કરવું | સ્ટેપ | ક્રમ, પગથીયું |
| રિલેશન | સંબંધ | સ્ટડી | અભ્યાસ કરવો |
| રિયલ | નિર્પેક્ષ | સ્યૉરિટી | ખાત્રી |
| રિલેટિવ | સાપેક્ષ | સ્ટાઈલ | છટા |
| રિએક્શન | પ્રતિક્રિયા | સ્ટ્રેઈન | ખેંચાણ, તાણ |
| રિસેપ્શન | સત્કાર સમારંભ | સમથીંગ | કશુંક |
| રિસ્પોન્સિબલ | જવાબદાર | સાયકોલોજીકલ | મનોવૈજ્ઞાનિક |
| રૂટ | મૂળ | સાયન્ટિફિક | વૈજ્ઞાનિક |
| રેગ્યુલર | નિયમીત | સાયન્ટિસ્ટ | વૈજ્ઞાનિક,વિજ્ઞાની |
| લાઈસન્સ | પરવાનગી | સાઈટ | જગ્યા, સ્થળ |
| લિમિટ (લિમિટેડ) | સીમા, હદ (મર્યાદિત) | સિગ્નેચર | સહી |
| લિંક | જોડવું, આંકળો | સિનસિનેરી | કુદરતી દશ્યો |
| લેવલ | દરજ્જો | સિન્સિયર | વળગી રહેવું |
| લેન્ગવેજ | ભાષા | સેલ્ફ | પોતે, સ્વ |
| લૉ | કાયદો | સેફસાઈડ | સલામતી |

